લખવાનું સ્વીકાર્યું તે માટે હું તેમનો આભાર માનું છું. આ પુસ્તકની મુદ્રિત પ્રત જોઈ જઈને જે વિદ્વાનોએ પોતાનો અભિપ્રાય આપી ઉત્તેજન આપ્યું છે તેમનો તથા આ પ્રકાશનમાં સહાય કરનાર અન્ય વ્યક્તિઓનો આભાર માનું છું.

સંયોગવશાત્ આ પુસ્તક છપાવવામાં કેટલીક ઉતાવળ થઈ હોવાથી એમાં કેટલાક મુદ્રણદોષ રહી ગયા છે તેમાંની નજરે પડેલી અશુદ્ધિઓ શુદ્ધિપત્રકમાં દર્શાવી છે તે પ્રમાણે સુધારીને વાંચવા નમ્ર વિનંતી છે. છતાં સરતચૂકથી બીજી અશુદ્ધિઓ રહી ગઈ હોય તો તેની ક્ષમા ચાહું છું.

'ભારતીય પ્રાચીન સંસ્કૃતિ'ના બી એ ના તથા એમ.એ.ના અભ્યાસ-ક્રમને આ પુસ્તકમાં ખાસ લક્ષમાં લીધેલ હોઈ આ વિષયના વિદ્યાર્થીઓને તથા અન્ય અભ્યાસીઓને આ પુસ્તક ઉપયોગી નીવડશે એવી આશા રાખું છું.

વસંતવિહાર
આઝાદ સોસાયટી,
અમદાવાદ નં. ૬
તા. ૨૫-૩-૬૨

અંબાલાલ વ. પટેલ

# આમુખ

'ભારતીય પ્રાચીન સંસ્કૃતિ' વિષય ગુજરાત યુનિવર્સિટીમાં બી.એ. તેમજ એમ.એ.ની કક્ષાએ શીખવાડાય છે. છતાં આજસુધી અભ્યાસક્રમને નજર સમક્ષ રાખીને એક પણ પુસ્તક ગુજરાતીમાં લખવાનું કે છાપવાનું કોઈને પણ યોગ્ય લાગ્યું નથી. વળી જ્યારે ગુજરાત યુનિવર્સિટીએ ગુજરાતી માધ્યમ સ્વીકાર્યું છે, તે સમયે આ પ્રકારનું પુસ્તક જરૂર આવકાર માગી લે છે.

બીજા વિષયોનાં પુસ્તકો ગુજરાતીમાં લખવાં સહેલાં હશે, પણ 'સંસ્કૃતિ' અંગેનું પુસ્તક લખવું કેટલું મુશ્કેલ છે તે તેના વિષયાનુક્રમ ઉપરથી જોઈ શકાય છે. 'ભારતીય પ્રાચીન સંસ્કૃતિ'માં અનેક વિષયો પ્રવેશ પામી શકે છે. ખરું જોતાં અનેક વિષયો મળીને જે તે સમાજની સંસ્કૃતિ તૈયાર થાય છે.

ભારતની સંસ્કૃતિનો ઉષઃકાળ ઋગ્વેદકાળથી ગણવામાં આવતો, પણ મોહેંજોદડો, હડપ્પા અને લોથલના ખોદકામથી ભારતની સંસ્કૃતિના ઇતિહાસમાં એક નવું પ્રકરણ ઉમેરાય છે અને ભારતદેશના ઇતિહાસ અને સંસ્કૃતિને તે નવીન શોધ ઈ. સ. પૂ. ૨૫૦૦ સુધી દૂર લઈ જાય છે. જે દેશમાં વિવિધ ભાષા, ધર્મ, રીતરિવાજ, આચારવિચાર હોવા છતાં પણ તે દેશ દૂરદૂરના દેશોના ધર્મ, શિલ્પસ્થાપત્યાદિમાં પણ સારી એવી અસર કરી શક્યો છે તે ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે ભારતની પ્રાચીન સંસ્કૃતિનાં મૂળ ઘણાં ઊંડાં છે અને તેને કારણે જ આજે પણ જગતભરમાં ભારત ગૌરવસ્થાને છે. (જુઓ ચોથું પ્રકરણ)

આ પુસ્તક વિદ્યાર્થીઓના અભ્યાસક્રમને નજર સમક્ષ રાખીને લખાયું છે તે સારું થયું છે. છતા પણ જ્યા જ્યા ભાષાની ભૂલ કે હકીકતદોષ છે તે કંઈક અંશે ખટકે તેમ છે. આશા રાખીએ કે આ પુસ્તકની બીજી આવૃત્તિ વખતે તે સુધારી લેવામાં આવશે

જીવનકલા
અમદાવાદ ન. ૯
તા. ૨૫-૩-૧૯૬૨

પ્રિયબાળા શાહ

# વિષયસૂચિ

# ૧. સંસ્કૃતિ

**૧. સંસ્કૃતિનાં લક્ષણો**

માનવના ઘડતરને લગતી વિદ્યા માનવવિદ્યા અથવા માનવવિજ્ઞાન કહેવાય છે. માનવનું ઘડતર બે રીતે થાય છેઃ—એના શરીરની રીતે અને એણે કરેલા ખેડાણની રીતે. શરીરનું બંધારણ અને શરીરશાસ્ત્રીય લક્ષણો અનુસાર માનવની જુદીજુદી જાતિઓનું અનુમાન થાય છે, જેવી કે કોકેસિયન, મોંગોલ અને ઈથોપિયન. માનવના આ શારીરિક ઘડતરનું નિરૂપણ શારીરિક માનવવિજ્ઞાન કરે છે.

પરંતુ માનવનું ઘડતર માત્ર શરીરની રીતેજ થતું નથી. પ્રાકૃતિક અને સામાજિક સંજોગો પણ એના જીવનઘડતરમાં મહત્વનો ભાગ ભજવે છે. ધારો કે એક હબસી બાળકને છેક નાનપણમાં યુરોપ કે એશિયાના કોઈ દેશમાં લઈ જઈને ત્યાં જ ઊછેરવામાં આવે તો એ મોટો થતાં એના વતનના જંગલમાં રહેલા એના ભાંડુઓથી ઠીકઠીક જુદો પડશે. શારીરિક લક્ષણોમાં એ બીજા હબસીઓના જેવો હોવા છતાં એની રહેણીકરણીમાં, ભાષામાં, ટેવોમાં, વિચારોમાં અને માન્યતાઓમાં એના ભાંડુઓથી ઘણો જુદો તરી આવશે. આ ફેર છે એને મળેલા સામાજિક વારસામાં. આ સામાજિક વારસો એ જ માનવના સાંસ્કૃતિક ઘડતરની ચાવી છે. માનવના સાંસ્કૃતિક ઘડતરનું નિરૂપણ સાંસ્કૃતિક માનવવિજ્ઞાન કરે છે. અર્વાચીન માનવવિજ્ઞાનમાં આ સામાજિક વારસાને સંસ્કૃતિ કહે છે. અહીં માનવની આંતરિક શક્તિઓનું નૈતિક અને આધ્યાત્મિક ઊર્ધ્વીકરણ એવો સંસ્કૃતિનો અર્થ રૂઢ રહેલો નથી. એ સંસ્કારિતા

તો મનોવિજ્ઞાનનો વિષય ગણાય. અહીં માનવવિજ્ઞાનમાં આ શબ્દ Culture અર્થાત્ ખેડાણના અર્થમાં પ્રયોજાયો છે; આથી અહીં સંસ્કૃતિ એટલે માનવનું-એના સામાજિક વારસાને આધારે થતું ક્રમિક ઘડતર-આ ખેડાણ એવું ઉદ્દિષ્ટ છે.

કેટલીકવાર Culture અને Civilization એ બે શબ્દો લોકવ્યવહારમાં એક જ અર્થમાં વપરાય છે, પરંતુ માનવવિજ્ઞાનની પરિભાષામાં આ બે શબ્દો ભિન્નભિન્ન અર્થમાં પ્રયોજાવા જોઈએ. વાનરમાનવમાંથી માનવરૂપે વિકાસ પામતાં માનવે પોતાની સામાજિક પરંપરાની શરૂઆતના તબક્કામાં પાષાણનાં ઓજારો ઘડી પહેલાં શિકાર તથા ધાન્યસંચયની અને આગળ જતાં ખેતી તથા પશુપાલનની પરંપરા મેળવીને શરૂઆતમાં આરણ્યક અવસ્થાની અને પછી ગ્રામીણ અવસ્થાની રહેણીકરણી વિકસાવી. માનવજીવનની આ આરંભિક અવસ્થાઓ દરમિયાન થયેલા માનવજીવનના ખેડાણને માટે અંગ્રેજીમાં 'Culture' શબ્દ રૂઢ થયો છે. હિન્દીમાં એને માટે 'સંસ્કૃતિ' એવો પર્યાય પ્રયોજાયો છે, પરંતુ અંગ્રેજી શબ્દનો મૂળ અર્થ જોતાં 'Culture' ના પર્યાય તરીકે 'કૃષ્ટિ' કે 'ખેડાણ વધુ બંધ બેસે.

મનુષ્યે શિકાર, ખેતી અને પશુપાલનમાંથી ઉદ્યોગ અને વાણિજ્યનો વિકાસ સાધ્યો. તેણે નાનાં નાનાં ગામોને બદલે મોટાં નગરો વસાવી અગાઉની આરણ્યક અવસ્થા અને ગ્રામીણ અવસ્થામાંથી નાગરક (Civil) અવસ્થા પ્રાપ્ત કરી. માનવસંસ્કૃતિના ઘડતરમાં દેખા દેતી આ ઉચ્ચ અવસ્થાને નાગરિક સંસ્કૃતિ (Civilizalion) કહે છે.

માનવવિજ્ઞાનની પરિભાષામાં સંસ્કૃતિનો ઉગમ તો માનવજીવનના ઉગમની સાથે જ થયો છે, જ્યારે સભ્યતાનો આવિર્ભાવ તો સંસ્કૃતિની અમુક વિકસિત કક્ષાએ જ દેખા દે છે.

૨. માનવ અભ્યાસ — માનવના સાંસ્કૃતિક ઘડતરનો અભ્યાસ બે પદ્ધતિઓથી થાય છે.

(૧) ક્રમિક વિકાસનો સિદ્ધાંત :—સંસ્કૃતિનાં જીવંત તત્ત્વોને બારીકાઈથી જોતાં જણાય છે કે સંસ્કૃતિનો વિકાસ અમુક અમુક અવસ્થાનોથી થયો છે. આ પદ્ધતિ અનુસાર વિકાસ જાણવા માટે સંસ્કૃતિનું પૃથક્કરણ કરવું જોઈએ. અગ્નિની ઉત્પત્તિ ઘર્ષણનું નિરીક્ષણ કરવાથી જાણવામાં આવી છે. તેવી જ રીતે ધર્મ, લગ્ન તથા વાસણોની ઉત્પત્તિ તેમને બારીકાઈથી જોતાં જાણી શકાય છે. નીતિને માર્ગે લોકો જાય તે માટે ધર્મની ઉત્પત્તિ થઈ છે. વ્યભિચાર ન ફેલાય તથા સ્ત્રીપુરુષ બાળકો સાથે સુખેથી રહી શકે તે માટે લગ્ન તથા કુટુંબની યોજના થઈ છે. ખોરાકનો સંગ્રહ કરવા વાસણોની શોધ થઈ છે.

(૨) પ્રસારનો કે ઐતિહાસિક સિદ્ધાંત :—આ સિદ્ધાંતથી માનવસંસ્કૃતિનો ઇતિહાસ પ્રસારની શોધ દ્વારા જણાય છે. સંસ્કૃતિનાં જુદાં જુદાં તત્ત્વો ક્યાંથી ક્યાં પ્રસાર થયાં તે આ સિદ્ધાંતથી જણાય છે. સંસ્કૃતિ અનુકરણથી ફેલાય છે. તે એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે. ભાલા અથવા પહેરવેશનો ઉપયોગ અમુક જગ્યાએ થતો હોય ત્યાંથી માણસ બીજે જઈ તે ચીજોનો તેવો ઉપયોગ કરે છે, તેથી તેનો ફેલાવો થાય છે એટલે કે ત્યાંના લોકો તેને અનુસરે છે. બીજાની રૂઢિઓ તથા ચીજો ગ્રહણ કરવાનું મહત્ત્વ આમાં વધારે છે.

સંસ્કૃતિનાં તત્ત્વોનું પૃથક્કરણ કરી સાંસ્કૃતિક ઘડતર જાણવાની પહેલી ક્રમિક વિકાસની પદ્ધતિ બરાબર સંતોષકારક નથી. સાંસ્કૃતિક તત્ત્વો જેવાં કે કામઠું, ચૂલો વગેરેથી સંસ્કૃતિનો પૂરો ખ્યાલ આવતો નથી. પ્રસારના સિદ્ધાંત અનુસાર મનુષ્યકૃત ચીજો તથા સામાજિક સંસ્થાઓને સારી રીતે જાણી શકાય છે, પરંતુ આ મતના અનુયાયીઓ તત્ત્વોની સરખામણીમાં ભૂલ કરે છે મનુષ્યકૃત ચીજો કરતાં રૂઢિઓ, સંસ્થાઓ તથા નીતિના ધોરણ પરથી સાંસ્કૃતિક ઘડતરનો ખ્યાલ વધુ આવે છે. તે માટે બંને સિદ્ધાંતો ઉપયોગી નીવડે છે.

સંસ્કૃતિ એટલે સામાજિક વારસો. સંસ્કૃતિનાં ૭ તત્ત્વો છે.

**૩. સંસ્કૃતિનાં તત્ત્વો**

(૧) મનુષ્યકૃત ચીજો (Artifects), (૨) માલ (Goods), (૩) શિલ્પક્રિયાઓ (Technical processes) (૪) વિચારો (Ideas), (૫) ટેવો (Habits), (૬) મૂલ્યો (Values)[1].

વીલ ડુરાને સંસ્કૃતિનાં આઠ તત્ત્વો ગણ્યાં છે:—(૧) શ્રમ (ખેતી, ઉદ્યોગ, વાહનવ્યવહાર અને વેપાર), (૨) વ્યવસ્થા (જીવનનું રક્ષણ કરતી કુટુંબવ્યવસ્થા તથા રાજ્યવ્યવસ્થા, (૩) નીતિ (રિવાજ તથા રીતભાત, દાન તથા સાવધતા), (૪) ધર્મ (મનુષ્યની દૈવી માન્યતાઓ, દુઃખનો દિલાસો, ચારિત્ર ઉન્નતિ, તથા સામાજિક પ્રેરણાથી વ્યવસ્થાની મજબૂતી), (૫) વિજ્ઞાન (પ્રત્યક્ષ દર્શન, ચોક્કસ નોંધ, નિષ્પક્ષપાત, કસોટી, જ્ઞાનસંગ્રહ વગેરે), (૬) તત્ત્વજ્ઞાન (મોક્ષની પ્રાપ્તિ), (૭) અક્ષરજ્ઞાન (ભાષાવ્યવહાર, કેળવણી, લેખનકલા, સાહિત્ય, વાદી વગેરે), (૮) કલા (જીવનને રમણીય બનાવવા માટે રંગબેરંગી વસ્ત્ર, જવાહીર, ઘરેણાં, મહેલો, બાગ વગેરે)[2]. આ તત્ત્વો ઉપર જણાવેલાં ૭ તત્ત્વો જેવાં જ છે. શ્રમ અને કલાનો સમાવેશ વારસાગત મનુષ્યકૃત ચીજો, માલ તથા શિલ્પક્રિયા નામનાં તત્ત્વોમાં થઈ જાય છે. નીતિ, ધર્મ, વ્યવસ્થા, અક્ષરજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો સમાવેશ ટેવો તથા વિચારો નામનાં તત્ત્વોમાં થાય છે અને વિજ્ઞાનનો સમાવેશ મૂલ્યો નામના તત્ત્વમાં થાય છે.

(૧) મનુષ્યકૃત ચીજો: શારીરિક તથા માનસિક જરૂરિયાતોને સંતોષવા આદિકાળના મનુષ્યોએ અમુક ચીજો ઘડવા માંડી. ખેતી,

1. Malinowski—"Culture" Encyclopaedia of Social Sciences. Vol. IV. Page 621.

2. Will Durant—The Story of Civilization. Page 934.

ઉદ્યોગ, વાહનવ્યવહાર તથા વેપાર માટે મનુષ્યે ઉપયોગી સાધનો શ્રમથી બનાવ્યાં અને જીવનને આનંદી બનાવવા માટે ઘરેણાં, મહેલો, બાગ વગેરેની રચના કરી. સાધનોની ઉત્પત્તિ જરૂરિયાત ઊભી થતાં થઈ છે. માત્ર કુદરતે આપેલ શારીરિક સંપન્નતા ઉપર મનુષ્યે આધાર રાખ્યો હોત તો તે વધુ વખત જીવી શકયો નહોત. આદિમમાં આદિમ જાતિઓએ પણ કોઈને કોઈ પ્રકારનાં કૃત્રિમ સાધનો પર આધાર રાખ્યો છે. પ્રાકૃતિક માનવ કયારેય હસ્તી ધરાવતો નહોતો. કૃત્રિમ ચીજો, ઓજારો, હથિયારો વગેરેની ઉત્પત્તિ, વ્યવસ્થા તથા વપરાશ માટે જ્ઞાન આવશ્યક છે.[3]

(૨) **માલ :** કુદરતે આપેલી માલની સંપત્તિનું કામકાજ હાથમાં લઈ એનો પરિગ્રહ કરવો એની પાછળ એ માલના મૂલ્યની સમજ રહેલી સૂચવાય છે. ઓજારો ઘડવામાં તથા માલ વાપરવામાં સહકારની જરૂર પડે છે. માલ અને કૃત્રિમ ચીજો પરથી તેની ઉત્પત્તિનું સ્થાન જણાય છે.

(૩) **શિલ્પક્રિયાઓ :** શિલ્પક્રિયાઓના વધતા જ્ઞાનને લઈને પારિભાષિક શબ્દો ઊભા થાય છે અને ધીરે ધીરે જુદી જુદી શિલ્પક્રિયાઓને લગતા શાસ્ત્રગ્રંથો તૈયાર થાય છે. હાથ, પગ તથા આંખોનો બુદ્ધિદ્વારા ઉપયોગ કરી મનુષ્ય નવીન શોધ કરે છે.

(૪) **વિચારો :** બાળકનો માબાપના ગૃહમા ઊછેર થાય છે. તેને ઘરનો ચૂલો ગરમી, વિચારો, ચેન તથા સોબત (સહવાસ) અર્પે છે[4] દરેક સમાજમા વિચારો અને ઇચ્છાઓ જુદા જુદા સ્વરૂપે હોય છે, કે જેને લાગણીઓ કહેવામાં આવે છે. વિચારો, રિવાજો અને સામાજિક ગોઠવણોમાં માતૃત્વની હકીકત એના જીવશાસ્ત્રીય મૂલ્ય ઉપરાંત સાંસ્કૃતિક રીતે નિશ્ચિત થતી જાય છે.

3. Malinowski—"Culture" Encyclopaedia of Social Sciences. Vol. IV. Page 623.

4. Ibid. Page 622.

(૫) ટેવો : સ્વીકૃત નિયમો, ધારાઓ, રિવાજો અને રીતભાત એ સાધિત શારીરિક ટેવોની કક્ષાના છે. સંસ્કૃતિ પદાર્થો અને સંસ્થાઓ (પ્રણાલિકાઓ–ઉદાહરણ–લગ્નસંસ્થા) તેમજ રિવાજો અને શારીરિક તથા માનસિક ટેવોની બનેલી છે કે જે સીધી અથવા આડકતરી રીતે મનુષ્યની જરૂરિયાતોને તૃપ્ત કરવાને પ્રવૃત્ત રહે છે રિવાજ કોમના સભ્યોનો પરંપરાગત રીતે વિહિત થયેલા વર્તનનો પ્રમાણીકૃત પ્રકાર, કાર્ય કે ક્રિયા છે.

ટેવોને કારણે નીતિના નિયમો છે. ચારિત્ર ઉન્નતિ અને વ્યવસ્થાની મજબૂતીનો આધાર સારી ટેવો છે. ભાષા એક શારીરિક ટેવ છે. પ્રેમ અને લગ્ન પણ ટેવો છે કે જેમને માનસિક તેમજ શારીરિક ટેવો કહી શકાય, કારણ કે તે મન અને શરીર સાથે સંબંધ ધરાવે છે. ધર્મનું ઘડતર સારી ટેવો વડે જ થાય છે કે જે સમાજમાં નીતિ તેમજ શાંતિ પ્રવર્તાવે.

(૬) મૂલ્યો : લાગણીનાં તત્ત્વો પર મૂલ્યોનો આધાર રહે છે. લાગણીના તત્ત્વો સમાજનાં સાંસ્કૃતિક સાધનો પર આધાર રાખે છે. ઘણા સમયના અનુભવ પરથી લાગણીઓ ઉદ્ભવે છે. સમાજવ્યવસ્થાને કારણે ધાર્મિક લાગણીઓ સમાજમાં પ્રવર્તે છે. મૂલ્યનો અર્થ કોઈ વસ્તુ વિશે વિચારો ઘડવા તે. વંશપરંપરાગત મૂલ્યાંકનોનો વારસો સમાજમાં આવે છે. તેને કારણે એક વિષય અંગે જુદા જુદા દેશોમાં જુદા જુદા ખ્યાલો અથવા મૂલ્યો હોય છે. સ્ત્રીનું સૌંદર્ય શામાં રહેલું છે તે વિશે જુદાજુદા દેશોમાં જુદાજુદા ખ્યાલો હોય છે. વિજ્ઞાન મૂલ્યનું પરિણામ છે. પ્રત્યક્ષ-દર્શન, ચોક[illegible] વગેરે મૂલ્યાંકન પ્રવૃત્તિને કારણે જ છે.

**૪. સંસ્કૃતિનો સમાજ સાથે સંબંધ**

સમા[illegible]ાજવ્યવસ્થાને સંસ્કૃતિથી જુદી ગણે છે, પરંતુ સમાજના સમૂ[illegible]થા મનુષ્યકૃત ચીજો તથા શારીરિક ટેવોમાં રહેલી છે. સમાજવ્યવસ્થા સમાજના સમૂહોની રૂઢિઓ દ્વારા નિશ્ચિત થયેલી રીતભાત છે. સમાજના રિવાજો, માનસિક તથા શારીરિક ટેવો અને સાધનોના :અભ્યાસ : પરથી

જણાય છે કે સંસ્કૃતિ કેળવણીને કારણે ચાલુ રહે છે. તે કેળવણી આબાપની મૌખિક કેળવણી હતી. પૂર્વજોના રિવાજો, પ્રવૃત્તિઓ, ચીજોની વપરાશ તથા મૂલ્યો પરથી સંસ્કૃતિનું માપ કઢાય છે. અનાજ કેવી રીતે ઉત્પન્ન કરવામાં આવતું, ભેગું કરવામાં આવતું, વસ્તુઓ કેવી રીતે બનતી, હથિયારો કેવી રીતે બનાવતાં વગેરેની શોધનો સંસ્કૃતિમાં સમાવેશ થાય છે. આર્થિકવ્યવસ્થા, કાયદો અને કેળવણી ઉપરાંત ધર્મ, જ્ઞાન અને માન્યતાઓ પણ સંસ્કૃતિમાં મોટો ફાળો આપે છે. આર્થિક વ્યવસ્થાને કારણે મનુષ્ય એક બીજાની વસ્તુઓ અદલાબદલીથી મેળવી શકતા અને પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરતા. સમાજમાં વ્યવસ્થા જળવાય તે માટે ટોળીના સરદાર કે રાજાએ કાયદાઓ ઘડી માણસોને નીતિમાન બનાવ્યા. કેળવણી અને ધર્મ નીતિ માટે જ છે. કલા અને શિલ્પક્રિયાઓ જ્ઞાન છે. જ્ઞાન યોજના માટે જરૂરી છે. સમાજમાં અનેક માનતાઓ અને વહેમોનું અસ્તિત્વ છે. જ્યારે જ્ઞાન કામ ન લાગે અને ગભરાટ થાય ત્યારે માણસને પોતાની નિર્બળતાનો ખ્યાલ આવે છે. તે સમયે મનુષ્ય માનતા (Magic)નો ઉપયોગ કરે છે. વાવાઝોડાથી કોઈ હોડી ડૂબતી હોય અને ખલાસીનું જ્ઞાન કામ ન લાગે ત્યારે હોડીમાં બેઠેલા માણસો ઈશ્વરને સાંભળે અને કોઈક માનતા માને. વરસાદ, તાપ, ફળદ્રુપતા વગેરે માટે માનતાઓ છે. આધુનિક સમાજમાં પણ માનતાઓ છે. મનુષ્ય અમર છે એમ માનવાથી પૂર્વજોની શ્રાદ્ધક્રિયા તથા પૂજા જુદી જુદી રીતે થાય છે. પ્રેમ અને લડાઈમાં પણ માનતાનો ઉપયોગ થાય છે. પુરાણવિદ્યા (Mythology), માદળિયાં, જાદુ, નજરબંધી વગેરે માનતાનાં રૂપો છે. ભૂવાનો ભૂત કાઢવાનો ધંધો લોકોના ભૂતના વહેમને કારણે ચાલે છે.

માનવસમાજની દરેક જાહેર અથવા ખાનગી પ્રવૃત્તિને કારણે ગામ કે શહેરમાં એક વ્યક્તિ બીજી વ્યક્તિના સંપર્કમાં આવે છે. આર્થિક

મુશ્કેલીઓ દૂર કરવા પ્રાણીઓને પાળવામાં આવ્યાં હતાં. બુદ્ધિદ્વારા નવાં સાધનોની શોધ થઈ હતી.

**૫. માનવની સંશોધનવૃત્તિ**

આદિ મનુષ્યે શિકારની પ્રવૃત્તિ ભૂખને કારણે કરી અને ભૂખને સંતોષી. પ્રાથમિક અવસ્થાના મનુષ્યે શિકાર બાદ અનાજ તથા પ્રાણીના દૂધની શોધ કરી. દરેક સંસ્કૃતિને તપાસવાથી જણાશે કે, માનવને ખોરાક ઉત્પન્ન કરવા (બી વાવવાં, હળથી જમીન ખેડવી, પાક લણવો, નિવાસ-સ્થાને લઈ જવો અને સંગ્રહ કરવો) માટે શ્રમ અને શોધ ઉપયોગી નીવડ્યાં છે. શિકારના ભાલા પરથી શિકારના હકો, શિકારી ટોળીની વ્યવસ્થા અને શિકારની રીતો જાણી શકાય છે. હોડીને લીધે સંસ્કૃતિનો ફેલાવો થયો છે. હોડી પરથી નૌકાવિદ્યા તથા તેનો હેતુ જાણી શકાય છે. હોડીનું અલગ સમાજશાસ્ત્ર છે. હોડી પરથી તેની માલિકી, કામની વહેંચણી, ફરજો તથા હકો પણ જાણી શકાય છે.[૬] વહાણવટું આદિ સમાજમાં મોટામાં મોટું સાહસ હતું. ભાલો અને હોડી માનવની સંશોધનવૃત્તિનું પરિણામ છે.

આદિમ સ્ત્રીપુરુષ પ્રેમ કરવા લાગ્યાં. તે કારણે બાળકો જન્મ્યાં એટલે કુટુંબ થયું. કુટુંબોનો સમૂહ સમાજ કહેવાવા લાગ્યો. દરેક

**૬. સમાજવ્યવસ્થા**

માનવસમાજમાં પ્રેમની પ્રથા તથા જીવન-સાથીની પસંદગી અસ્તિત્વ ધરાવતી. દરેક સમાજમાં લગ્નના નિયમો બનાવવામાં આવ્યા છે. લગ્ન દરેક માનવસંસ્કૃતિમાં જાતીય સંભોગ અને બે વ્યક્તિઓનું સહજીવન છે. આર્થિક વ્યવસ્થાને ખાતર પણ બંનેનું સહજીવન જરૂરી હતું. લગ્ન, સગાઈ, પ્રેમ તથા જાતીયતાનો પ્રજોત્પત્તિની યોજનામાં સમાવેશ થાય છે. સ્ત્રીને પુરુષ મદદગારની જરૂર પડે છે. જંગલી મનુષ્યને

Malinowski—"Culture" Encyclopaedia of Social Vol. IV. Page 626.

ખબર નહોતી કે સ્ત્રીપુરુષના સંભોગથી પ્રજોત્પત્તિ થાય છે. તે તો જાતીય વાસનાને સંતોષવા માટે જ સ્ત્રીનો સંપર્ક સાધતો. સ્ત્રી તરફના દ્વૈતભાવને ઓછો કરવા માટે સમાજે લગ્નની વ્યવસ્થા કરી છે. લગ્ન માનવસંસ્કૃતિમાં ફક્ત જાતીય સંભોગ માટે નહોતું, પરંતુ તે એક જાતનો કાયદેસરનો કરાર હતો. તેમાં પુરુષ સાથે સ્ત્રી શી રીતે રહી શકે તેની માહિતી હતી.[6] સ્ત્રીની પવિત્રતા માટે નિયમો હતા. પ્રચલિત રિવાજો પરથી લોકોની પ્રેમ કરવાની પદ્ધતિઓ સમય તથા તે માટેનાં આકર્ષણનાં સાધનો વિષે જાણી શકાય છે. આદિ સમાજમાં મનાઈ પ્રવર્તતી હતી. ભાવિ માતા બાળકના હિત ખાતર કેટલીક મનાઈઓ પાળતી. તે સમાજમાં પુરુષને રસોઈ બનાવવાની મનાઈ હતી, એટલે ગામડાઓમાં વસ્તુભંડાર તથા રસોડાં અલગ અલગ હોતાં. સહકાર માટે સમર્પણ, પ્રયાસ અને થોડા આનંદનો ભોગ જરૂરી છે.[7] આદિ સમાજની જમીનમાલિકીની, ખાનગી ચીજોની માલિકીની અને ઉત્પાદનનાં સાધનોની વિગતો ગુંચવણ ભરેલી છે. અર્થશાસ્ત્રની ઉત્પત્તિને કારણે માલિકીના ભોગવટાનો વિકાસ થયો છે.

અનુભવને વ્યક્ત કરવાનું સાધન સંકેતચિહ્નો છે કે જેમાં માનવે સંચિત કરેલો અનુભવ એક પેઢીથી બીજી પેઢીને અપાતો રહી શકે છે.

**૭. ભાષા**

ભાષા એ આવાં સંકેતચિહ્નોનો મહત્ત્વનો પ્રકાર છે. ભાષામાં અનુભવ હોતો નથી, પરંતુ એ એવી નક્કર ટેવોની કર્ષક પદ્ધતિ છે કે જે દરેક માનવસમાજના સાંસ્કૃતિક અનુભવના વિકાસની સાથે રહે છે અને આ સાંસ્કૃતિક અનુભવનો અંતર્ગત ભાગ બને છે. આદિ મનુષ્યજાતિઓમાં રુઢિ-

---

6. Malinowski—"Culture" Encyclopaedia of Social Sciences. Vol. IV. Page 626.

7. Ibid. Page 633.

રિવાજો મૌખિક રહેતા. તેમની ભાષા કહેવતો, સુભાષિતો અને નિયમોથી ભરપૂર હતી. તે જ્ઞાનને એક પેઢીથી બીજી પેઢીને પહોંચાડવાની એકધારી રીત હતી. તે લોકકથાઓ તથા કલ્પિત કથાઓના રૂપમાં વંશપરંપરા ઊતરી આવતી. ઉચ્ચ સંસ્કૃતિઓમાં મૌખિક અનુશ્રુતિને પરંપરાગત ચાલુ રાખવા માટે લેખનકળા ઉમેરવામાં આવી. ભાષા વગરની સંસ્કૃતિનું અસ્તિત્વ ન હોઈ શકે. શબ્દ પોતે પદાર્થ નથી; પરંતુ પદાર્થને વ્યકત કરતારું માત્ર એક સંકેતાત્મક ઉચ્ચારણ છે. ધ્વનિનું ઉચ્ચારણ એ માનવપ્રવૃત્તિનાં સર્વ સ્વરૂપોમાં અનિવાર્ય એવી એક સ્વાભાવિક ક્રિયા છે. વાણી એ માનવની એક સાહજિક શારીરિક ટેવ છે. બાળક શરૂઆતમાં જે સાહજિક ઉચ્ચારણો કરવા લાગે છે તેને ધીમે ધીમે એના કુટુંબના તેમજ સમાજના માર્ગદર્શન નીચે અમુક નિશ્ચિત કૃત્રિમ ઉચ્ચારણો તરફ વાળવામાં આવે છે અને એ તાલીમમાંથી બાળક એને વારસામાં મળેલી ભાષાના સંકેતો ગ્રહણ કરે છે અને એ રીતે એ ભાષા એ સમાજના અનુભવસંચયનો વારસો ભાવિ પેઢીઓને આપવાનું એક સરળ અને સમર્થ સાધન નીવડે છે.

### ૮. સામાજિક સંસ્થાઓ

સામાજિક સંસ્થાઓની ઉત્પત્તિ જરૂરિયાત ઊભી થતાં થઈ છે. પોષણ માટે કુટુંબસંસ્થા, પ્રજોત્પત્તિ માટે લગ્નસંસ્થા, વ્યવસ્થા માટે રાજ્યયોજના અથવા રાજ્યસંસ્થા અને વિનિમય માટે બજારોની વ્યવસ્થા અથવા સંસ્થા જીવનને સુખી બનાવવા માટે થઈ છે. કુટુંબદ્વારા જે શિક્ષણ અપાય છે તેનાથી સંસ્કૃતિનો પ્રવાહ ચાલ્યો જાય છે. શિક્ષણ હથિયારો તથા માલના ઉપયોગનું હતું. માબાપ પોતાના બાળકને જ ઔદ્યોગિક કળા શીખવતા. લગ્નસંસ્થા સમાજે ઊભી કરેલી છે. નિયત રૂઢિઓ અનુસાર સ્ત્રી–પુરુષ પ્રેમ કરતાં તથા ધર્મવિધિ અનુસાર લગ્ન કરતાં. લગ્ન એ કાયદેસરનો સ્ત્રીપુરુષે સાથે રહેવાનો કરાર છે. એકપત્નીત્વ, અનેકપત્નીત્વ,

એકપતિત્વ તથા અનેકપતિત્વના રિવાજો જુદા જુદા દેશોમાં હોય છે. રાજ્યયોજના ટોળીના સરદારે રચેલ સંસ્થા છે. લોકો સુખી થાય તથા એકબીજા સાથે સંપીને રહે તે માટે કાયદાઓ ઘડાયા અને વ્યવસ્થા કરનારને તેના બદલામાં કર અપાવા લાગ્યો. વિનિમય માટેની બજાર સંસ્થા એકબીજાની વસ્તુઓનો ઉપયોગ કરવા માટે ઉદ્‌ભવી.

૯. સંસ્કૃતિની પરખ

મનુષ્યની કરામતની ચીજો, તેનાં મકાન, હોડીઓ, ધંધાનાં સાધનો તથા હથિયારો, પૂજા અંગેની સામગ્રી વગેરેની બનાવટ પરથી સંસ્કૃતિની પરખ થાય છે. ઘરનું રાચરચીલું, ચૂલો, પથારીઓ, ખીંટીઓ વગેરે સાદાઈ સૂચવે છે. સાધનરૂપ વિધિઓ (આદેશો) (Instrumental Imperatives) આર્થિકવ્યવસ્થા, કાયદો અને કેળવણી છે. તે ઉપરાંત સંયોગી આદેશો (Integrative or Synthetic imperatives) માન્યતાઓ, ધર્મ, જ્ઞાન અને કળા છે. આ માનવજરૂરિઆતોને આડકતરી રીતે પૂરી પાડે છે.[8]

૧૦ ધર્મ

આદિસમાજમાં ધર્મ ઉચ્ચ માનસિક જરૂરિયાતોને કારણે ઉદ્‌ભવ્યો હતો. ધર્મોદ્‌ભવના ઘણા મત પ્રવર્તે છે— (૧) ધાર્મિક લાગણી, (૨) જીવનની અમરતા (animism), (૩) ભયની લાગણી, (૪) ભાષાનું નિગમન (Lapses of speech), (૫) સમાજમાં આત્મચલન.

ધર્મની ઉત્પત્તિ માનવજીવનની કરુણતાઓ, માનવયોજનામાં આવતી મુશ્કેલીઓ તથા વાસ્તવિકતાને દર્શાવવા માટે થઈ છે. નીતિની લાગણીઓને કારણે મનુષ્ય એકબીજાને બદલે અથવા એકબીજાની સાથે

---

8. Malinowski—"Culture" Encyclopaedia of social sciences. Vol. IV. Page 634.

કામ કરી શકે છે.[9] વફાદારી, સગાઈ તથા માબાપની લાગણીને કારણે અંગત આકર્ષણ સમાજમાં છે તથા મૃત્યુની સત્યતાને કારણે ધાર્મિક માન્યતા વધુ ફેલાઈ છે. મૃત્યુ બાદની ધાર્મિક ક્રિયાઓ છૂટા પડેલા આત્માને શાંત્વન આપવા માટે ઉદ્ભવેલી છે. આત્માની અમરતા તથા પુનર્જન્મની માન્યતા ધાર્મિક ક્રિયાઓને પ્રોત્સાહન અર્પે છે. આ કારણે જ પૂર્વજો તથા કુળના દેવોની પૂજાએ માનવસમાજમાં સારું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ધર્મ સાથે શિલ્પકલા સંકળાએલી છે. દેવોની મૂર્તિઓ, કોતરણી તથા ચિત્રકામનો ઉદ્ભવ ધર્મને આભારી છે.

જન્મ, ગર્ભધારણ, યૌવન, લગ્ન, મૃત્યુ (સર્વોપરી કટોકટીનો સમય) વગેરે ધાર્મિક સંસ્કારોને પ્રોત્સાહન આપે છે.[10] ધર્મ નીતિ-શાસ્ત્રની દૃષ્ટિએ માનવજીવનને પવિત્ર કરે છે અને સમાજને કાબૂમાં રાખે છે.

**૧૧. તાજગીનાં સાધનો**

ખોરાકની માફક રમતગમત દિવસના કામને લીધે ચઢેલ થાકને દૂર કરવા તથા ફરી રોજિંદા કામ માટે તાજગી મેળવવા જરૂરી છે.[11] સંગીત અને નૃત્યથી પણ આરામ મળે છે. શોભા વધારવાની કળા, શરીર પર કપડાં તથા રંગથી ચિતરામણ, વસ્તુ-કોતરણી, ચિત્રકળા, શિલ્પકળા, લાકડા તથા પત્થરનું સ્થાપત્ય વગેરેનો ઉપયોગ રોજિંદા કામનો થાક ઉતારવા માટે થયો હતો. કાવ્યકળા તથા નાટકકળા આરામ માટેનાં વિકસેલાં સાધનો છે. જાતીય સંમેલનમાં પહેલવાનના પ્રયોગો, સદનૃત્ય, ગાન અને કળાના નમૂનાઓ ખોરાક

9. Malinowski—"Culture" Encyclopaedia of social sciences. Vol. IV. Page 641.

10. Ibid. Page 641.

11. Ibid. Page 644.

વગેરે ઘણીવાર એકતાની લાગણી પેદા કરે છે.[૧૨] સંસ્કૃતિ એક જરૂરિયાતનાં સાધનોવાળા વાસ્તવિક દુનિયા છે કે જેનો ઉદ્ભવ માનવ-જરૂરિયાતો પૂરી પાડવા માટે થયો છે.

આદિકાલથી આધુનિક કાલ સુધીમાં માનવે સુખપ્રાપ્તિ માટે ઘણો પ્રયાસ કરી પ્રગતિ સાધી છે. જરૂરિયાત તથા આનંદ માટે

### ૧૨. સુખપ્રાપ્તિ

આધુનિક યુગમાં રેલવે, તાર, ટેલિફોન, ટેલિવિઝન, સિનેમા, રેડિયો, સ્ટીમર વગેરેની શોધ કરી છે. મનુષ્યે બુદ્ધિ દ્વારા એટમ બોમ્બની શોધ પણ કરી છે, જેનો ઉપયોગ મનુષ્યોના નાશ માટે છે. લોકકલ્યાણ માટે નવીન શોધ થાય તો જ વિશ્વશાંતિ શક્ય છે.

12. Malinowski "Culture"—Encyclopaedia of social sciences. Vol. IV. Page 644.

# ૨. આદિમ સંસ્કૃતિઓ

**૧. માનવયોનિનું શારિરીક ઘડતર**

માનવઉત્પત્તિનો ઇતિહાસ પુરાતત્ત્વ દ્વારા જાણી શકાય છે. પ્રતિહાસ એટલે સંશોધન. મકાનો, હથિયારો, સામાન, ઘરેણાં, કબરો, લેખો, માટીના વાસણો વગેરેના અવશેષો આદિમ સંસ્કૃતિના સંશોધન માટે ઉપયોગી નીવડે છે. માનવના પ્રાગૈતિહાસિક યુગો અને માનવઉત્પત્તિની શોધ ભૂસ્તરવિદ્યાએ કરી છે. ભૂસ્તરવિદ્યાની અદ્યતન શોધ પ્રમાણે પૃથ્વી પર ઉત્પન્ન થતા અનેક જીવોમાં મનુષ્ય એક મોટો જીવ છે.[1]

ભૂસ્તરવિદ્યાશાસ્ત્રીઓ પ્રાચીન પાષાણયુગને પ્લીસ્ટોસીન (Pleistocene) યુગ કહે છે. મધ્ય પ્લીસ્ટોસીન યુગમા એટલે કે આશરે ચૌદ લાખ વર્ષ પૂર્વે પણ જીવોનું જીવન હોય એમ ભૂસ્તરશાસ્ત્રીઓને લાગે છે. હાલના જેવું ગરમ વાતાવરણ ન હોવાને લીધે નાના જીવોની ઉત્પત્તિ થતી હોવા છતા તેઓ વધુ જીવી શકતા નહોતા. આની પૂર્વેના સમયમા ચાર મોટા હિમયુગો (Ice Ages or Glacial Periods) થયા હતા.

પ્રાગૈતિહાસિક માનવવિદ્યા (Prehistoric Anthropology) દ્વારા મનુષ્યનો શારીરિક વિકાસ જાણી શકાય છે અને પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વથી જાણી શકાય છે કે મનુષ્યે શ્રમદ્વારા માનવતા મેળવી.

---

1. Gorden Childe—What Happened in History. Page 7.

હિમયુગોના અનેક જીવોમાં મનુષ્ય એક વધુ વિચિત્ર જીવ હતો. અર્વાચીન મનુષ્ય (Modern man or Homo Sapiens) કરતાં તે સમયની એટલે કે પ્રાચીન પાષણયુગની મનુષ્યજાતિ જુદી તરી આવે છે. તે સમયે મનુષ્ય જેવાં પ્રાણીઓ (Hominids or Manlike creatures) હતા. પીથેકેનથ્રોપસ (Pithecanthropus) જાવાનો વાનરમાનવ હતો. તેની ખોપરી ઘણી જાડી હતી, પરંતુ તે નાની હતી. જડબું ભારે હતું અને તે વાતચીત કરતો હોય એમ તેના મગજતંતુઓ પરથી અનુમાન કરવામાં આવે છે. સીનથ્રોપસ (Sinanthropus) નામની મનુષ્ય જેવાં પ્રાણીઓની જાતિ હતી. તે ચીનમાં પેકિંગ નજીક ચાઉ-કાઉ-ટીનની ગુફામાં રહેતી. તે મનુષ્યભક્ષક હોય એવું માનવામાં આવે છે. ગુફામાંથી બળેલાં હાડકાં મળી આવવાને કારણે અનુમાન કરવામાં આવે છે કે તે જાતિ અગ્નિનો ઉપયોગ કરતી હશે. કુદરતી ચીજો, લાકડું, પથ્થર, હાડકાં વગેરેનો જ આદિ માનવે પ્રાથમિક ઓજારો તરીકે ઉપયોગ કર્યો હશે. આદિ કાળમાં મનુષ્ય જેવાં પ્રાણીઓ બધું ખાઈ જતાં. અનુભવ પરથી જ્ઞાન આવ્યું લાગે છે કે અમુક ચીજો ખાદ્ય છે.

મનુષ્ય જેવાં પ્રાણીઓ આશરે પાંચ લાખ વર્ષો પૂર્વે ઉત્પન્ન થયાં હશે અને તેઓ ઇંગ્લેંડથી ચીન સુધીમાં વિખરાઈ ગયાં હશે[2] તેઓએ પથ્થરના જુદાજુદા આકારો કરી હથિયારો બનાવ્યાં. આકારોમાં પ્રાદેશિક લાક્ષણિકતા આવી હતી.

## ૨. પાષાણ યુગોની સંસ્કૃતિ

માનવજીવનમાં આર્થિક ક્રાન્તિઓ થવાથી ઐતિહાસિક પ્રગતિમાં યુગના વિભાગો પડે છે. માનવજીવનની કહાની આશરે પાંચ લાખ વર્ષો પૂર્વેની છે. તે સમયે માનવ ખોરાક એકત્રિત કરનાર (food gatherer) હતો[3].

2. Gorden Childe—What Happened in History. Page 19.
3. Ibid. Page 23.

આદિ માનવ કુદરત આપે તેવો શિકાર કરીને ખોરાક પ્રાપ્ત કરતો અને સંગ્રહ કરતો. આવી જંગલી અવસ્થાના સમયને પ્રાચીન પાષાણ-યુગ (Palaeolithic or old Stone Age) કહેવામાં આવે છે. આશરે આઠેક હજાર વર્ષ પૂર્વે કેટલીક જાતિઓએ ધાન્ય ઉત્પાદન માટે છોડો ઉગાડવા માંડ્યા અને દૂધાળાં પ્રાણીઓ પાળવા માંડ્યાં. આ સમયને નૂતન પાષાણયુગ (Neolithic or New Stone Age) કહેવામાં આવે છે.

પ્રાચીન પાષાણયુગમાં મનુષ્ય પ્રાણીઓના શિકારથી તથા માછલીઓથી ભરણપોષણ કરતો તથા ચામડાનાં વસ્ત્રો બનાવી શરીરનું રક્ષણ કરતો. ઉપલા પ્રાચીન પાષાણયુગમાં ધનુષ્યની શોધ થઈ છે. આફ્રિકાના અટેરિયન અને કેપ્સિયનો તથા યુરોપના અને એશિયાના તેમના સમકાલીનોએ પણ ધનુષ્ય વાપર્યું હશે. ઓજારો બનાવવા માટે પણ ઓજારો ઘડવાનો વિચાર માનવમનમાં આવ્યો હોય તેમ લાગે છે. પથ્થરનાં ઓજારોના મુખ્ય બેપ્રકારો હતા :—(૧) ઘડીને બનાવેલાં ઓજારો (core tools), (૨) ચીરીઓ પાડી બનાવેલાં ઓજારો (flake tools). આવા હિમયુગનાં ઓજારો યુરોપ તથા યુરેશિયામાંથી મળી આવ્યાં છે, તે ઓજારો બનાવવામાં આકારની દરકાર રખાઇ લાગતી નથી. આને હાથકુહાડીઓ પણ કહેવામાં આવે છે. ચીનમાં અને ઉત્તર ભારતમાં બનાવવામાં આવેલાં ઓજારો ઉપરના બે પ્રકારો કરતાં જુદાં છે. તે જુદી જ રીતે પથ્થરની ચીપોનાં બનેલાં છે. ઉપલા પ્રાચીન પાષાણયુગ (Upper Palaeolithic Age)માં આશરે ૨,૫૦,૦૦૦ વર્ષો પૂર્વે ક્રોમેગનન, રોડેસિયન અને નિએન્ડરથલ નામની મનુષ્યજાતિઓ પૃથ્વી પર હતી. નીચલા પ્રાચીન પાષાણયુગ (Lower Palaeolithic Age)ના હિમયુગોમાં આશરે ૪,૦૦,૦૦૦ વર્ષો પૂર્વે પિથેકેનથ્રોપસ, હેઇડલબર્ગ વગેરે નામની મનુષ્ય જાતિઓ પૃથ્વી પર હતી. આ હિમ-યુગોમાં ઇંગ્લેંડના સસેક્સ પરગણામાં આવેલા પિલ્ટડાઉન ગામમાં

આવેલી મનુષ્યજાતિનો સમાવેશ થતો હતો, પરંતુ હવે તે અવશેષ એટલો પ્રાચીન ન હોવાનું માલૂમ પડયું છે.

નિએન્ડરથલ નામની વિચિત્ર મનુષ્યજાતિ આધુનિક મનુષ્ય (Homo Sapien) કરતાં જુદી હતી. તે જાતિના મનુષ્યનું કપાળ, માથું, હડપચી તથા પગ વિચિત્ર હતાં. માનવસંસ્કૃતિમાં આ જાતિએ પણ ફાળો આપ્યો છે. આ જાતિ ફળાં જેવાં હથિયારો (ભાલાની અણીઓ) તથા પથ્થરના ટુકડા કરીને કે છોલીને જુદી જાતનાં ઓજારો બનાવતી. આ જાતિના માણસો એકત્રિત થઈને વ્યવસ્થિત સમૂહોમાં શિકાર કરતા. આમાંથી સામાજિક સંગઠન થયું હશે.

પ્રાચીન પાષાણયુગમાં મુડદાંને કબરોમાં દાટવામાં આવતાં. તે કબરો ઘર તરીકે ઉપયોગમાં લેવાતી. ગુફાઓમાં પણ કબરો કરવામાં આવતી. કેટલીક વાર ચૂલા નજીક શબ દાટવામાં આવતાં, કારણ કે તેઓને લાગતું કે અગ્નિની ગરમીથી કોઈક સમયે મુડદાં પુનર્જીવિત થશે. કબરમાં શબ પાસે માંસ તથા ઓજારો રાખવામાં આવતાં, કારણ કે એવી માન્યતા પ્રચલિત હતી કે મૃત આત્માઓને પણ વસ્તુઓની જરૂર પડે છે. આ યુગનાં ઓજારો સીરિયા, ભારત, ચીન, સાઇબિરિયા વગેરેમાંથી મળી આવ્યાં છે.

પ્રાચીન અને નૂતન પાષાણયુગ વચ્ચેના સમયને મધ્ય પાષાણયુગ (Mesolithic or Middle Stone Age) કહે છે. આ યુગથી આધુનિક યુગ સુધીનું સંશોધન કરવાથી જાણવા મળે છે કે મરણક્રિયા તે યુગથી અર્વાચીન યુગ સુધીમાં ચાલુ જ છે.[4] આ યુગમાં કૂતરાનો ઉપયોગ હરણ, રીંછ તથા બીજાં પ્રાણીઓના શિકાર માટે થતો હોય એવું અનુમાન કરવામાં આવે છે. પોર્ટુગલ, ફ્રાન્સ અને બાલ્ટિક

4. Gorden Childe—What Happened in History. Page 35.

પ્રદેશમાંથી કૂતરાનાં અસ્થિ મળી આવે છે. કૂતરો મનુષ્યનું પ્રથમ પાળેલું પ્રાણી લાગે છે. બરફ ઉપર ચાલે તેવી ગાડીઓનો ઉપયોગ મનુષ્ય માલની હેરફેર માટે કરતો. લાકડાંનો ઉપયોગ ઓજારો બનાવવામાં થતો. જંગલી જાતિઓના સમૂહોમાં કુટુંબ નામની સંસ્થા ઉદ્ભવી. સગપણની પદ્ધતિ અનુસાર એકબીજાના હકો અને ફરજો અસ્તિત્વમાં આવી. લોહીના સંબંધને કારણે જ મનુષ્ય ટોળીનો સભ્ય કહેવાતો.

નૂતન પાષાણયુગમાં આર્થિક તથા વૈજ્ઞાનિક ક્રાન્તિને કારણે માનવજીવનનો વિકાસ થયો. મનુષ્યને અનુભવ પરથી લાગ્યું કે અમુક ચીજો ખાદ્ય છે અને અમુક ઝેરી છે. આ જ વિજ્ઞાન છે. જંગલમાં વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, તથા રસાયણશાસ્ત્રનાં મૂળ રહેલાં છે. આ વિકાસ લાવનાર પ્રાચીન પાષાણયુગના સુધરેલા જંગલીઓ નહોતા. ગેગડેલેનિયન નામની મનુષ્યજાતિમાં પુરુષો શિકાર કરતા અને સ્ત્રીઓ ખાવાલાયક જંગલી છોડોનાં બીજ વાવતી. સમય જતાં સ્ત્રીઓ ઝૂંપડી નજીક ખેતી કરવા લાગી એટલે ખાવાલાયક છોડો ઉગાડવાની શરૂઆત થઈ. પુરુષોએ શિકારનું કામ ચાલુ રાખ્યું. પાછળથી ખેતી મુખ્ય થઈ અને પુરુષે હળની શોધ કરી ખેતી કરવા માંડી. ખેડુતની પત્ની કુદરતી ચીજો (દા. ત. નાળીએરનું કાચલું) ને વાસણ તરીકે વાપરતી. આગળ જતાં માટીનાં વાસણ બનાવવાની શોધ થઈ. લાકડાનાં તથા પત્થરનાં પણ વાસણ બનવા લાગ્યાં. માટી, લાકડાના ટુકડાઓ, પત્થર તથા બરફથી ઝૂંપડીઓ બંધાઈ. અનાજના ભંડારો અનાજનો સંગ્રહ કરવા માટે બનવા લાગ્યા. અનાજ દળવા પત્થરની ઘંટીઓનું નિર્માણ થયું. સમાજના ઉપયોગ માટે કૃત્રિમ ચીજો, નવાં હથિયાર, શાળો વગેરેનું ઉત્પાદન થયું. પત્થર ઉપરાંત લાકડાનાં, અસ્થિનાં, હાથીદાંતનાં તથા સાબરશિંગનાં પણ ઓજારો બનવા લાગ્યાં, તે ઓજારોને ધારવાળાં તથા સુવાળાં બનાવવાની પણ કળા શોધાઈ. કુટુંબમાં સ્ત્રીજાતિ અને પુરુષજાતિ વચ્ચેની કામની વહેંચણી (પુરુષને

શિકાર કરવાનું કામ તથા સ્ત્રીને ઝૂંપડી પાસે ખેતી કરવાનું તથા બાળઉછેરનું કામ) આ યુગના આરંભમાં થઈ લાગે છે. પાછળથી ખેતીનું કામ મુખ્ય થતા સ્ત્રી પુરુષના સહાયક તરીકે ખેતીમાં કામ લાગતી. આ યુગના માણસો ઘઉં, જવ, ચોખા, મકાઈ, રતાળુ અને બીજા ખાવાલાયક છોડોના બીજ પકવતા. ઈ. સ. પૂર્વે 3000 ના અરસામાં પશ્ચિમ એશિયા તથા યુરોપના સમાજોમાં બરણીઓ, લોટા, મોટા પ્યાલા તથા પાણી પીવાની નગાનો વપરાશ ફેશન જેવો થઈ ગયો. પશ્ચિમ યુરોપનાં ઘણાં નૂતન પાષાણયુગનાં ગામોની આસપાસ સંગઠિત શ્રમથી ખાઈઓ તથા વાડો જંગલી પશુઓ તથા માનવ-શત્રુઓથી બચવા માટે બનાવવામાં આવતી.[5]

નૂતન પાષણયુગનું દરેક કુટુંબ પોતાનો ખોરાક, વાસણ, કપડા, ઓજારો તથા બીજો સામાન ઉત્પન્ન કરતું. સ્ત્રીઓ ખેતીમા મદદ કરતી, દળતી, રાંધતી, કાપડ વણતી, વાસણો બનાવતી, ઘરેણા ઘડતી તથા જંતરમંતરની વસ્તુઓ બનાવતી. પુરુષ જમીન સાફ કરતો, ઘર બનાવતો, શિકાર કરતો તથા ઉપયોગી ઓજારો અને હથિયારો બનાવતો. સ્થાનિક ચીજો—પથ્થર, અસ્થિ, લાકડા, માટી વગેરેમાંથી જરૂરિયાતની વસ્તુઓ બનાવવામા આવતી પુરાતત્ત્વશાસ્ત્રીઓને આ યુગની એક દેશની કબરોમાંથી દૂર દૂર દેશોની ચીજો મળી આવી છે. તે પરથી પરદેશ સાથે માલનો વિનિમય થતો હશે એવું અનુમાન કરવામાં આવે છે. પશ્ચિમ ઈરાનના સિઆલ્ક અને દક્ષિણ તુર્કસ્તાનમા આવેલ અનાઉમા હજારો માઈલ દૂરથી લાવેલ ત્રાંબાનાં અને કિંમતી પથ્થરોનાં ઘરેણાં બનતા. આ યુગનુ દરેક ગામડું સ્વાશ્રયી હતુ. આ યુગની એક નહિ, પણ અનેક સંસ્કૃતિઓ છે. જુદી જુદી જાતના છોડ, પાળવામાં આવતાં પ્રાણીઓ, ખેતીની રીતો નિવાસસ્થાનો, ઓજારોની જાતો, વાસણોના આકારો તથા તેમને સુશોભિત બનાવવાની રીતો, મરણક્રિયાઓ,

5. Gorden Childe—What Happened in History. Page 59.

આદિજાતિઓ તથા ઓજારોની પદ્ધતિના નિરીક્ષણથી સંસ્કૃતિ ક્યાંની છે તે જાણી શકાય છે.[6] નૂતન પાષાણયુગના અવશેષો–માટી, પથ્થર તથા હાડકાંની પુતળીઓના અવશેષો–ઇજીપ્ત, સીરિયા, ઈરાન વગેરે દેશોમાંથી મળીઆવ્યા છે. પુતળીઓ 'દેવીમા' (Mother Godess) કહેવાતી. એવું અનુમાન કરવામાં આવે છે કે અનાજના ફણગાઓની નારીમાં ગણના થતી, અને તેમની પૂજા તથા પ્રાર્થના ભોગ અને ધાર્મિક ક્રિયાઓના મંત્રો દ્વારા થતી. નર કે જે ફળદ્રુપતાનો દાતા હતો, તેને અનટોલિયા, બાલ્કન અને ઈંગ્લેંડમાં માટી તથા પથ્થરને કોતરી બનાવેલા પુતળાદ્વારા રજુ કરવામાં આવતો. પશ્ચિમ એશિયા, ઇજીપ્ત અને યુરોપમાંથી હજારો હાડપિંજર બચેલાં મળ્યાં છે. કે જેના પરથી નૂતન પાષણયુગની ક્રાન્તિ, નાગરિક ક્રાન્તિ (Urban Revolution) અને મિશ્રધાતુની ક્રાન્તિનું જ્ઞાન થાય છે. નૂતન પાષણયુગની પહેલી ક્રાન્તિ શિકાર અને ખેતીનું મિશ્રણ છે. બીજી ક્રાન્તિએ ઉત્પાદનની શક્તિ એટલે કે ઉદ્યોગ વધાર્યો.

ધાતુના ઉપયોગથી માણસે વધુ વિકાસ સાધ્યો. કાયમી નિવાસ માટે લોકો નદી પર રહેવા લાગ્યા કે જેથી વરસાદની અછતમાં નહેરોની યોજના વડે ખેતી કરી શકે. ખજૂર, ઓલાઈવ, અંજીર, દ્રાક્ષ વગેરેના ઉત્પાદનનો કાયમ લાભ લેવા માટે પણ માણસો એક જગ્યાએ રહેવા લાગ્યા. નાઈલ નદીના પૂરથી કિનારો ઘણો ફળદ્રુપ બનાવવાનું તથા વાહનવ્યવહારનું કામ નદીકિનારે રહેનાર લોકો કરતા. પશ્ચિમ ઇરાનના સિઆલ્ક પ્રદેશના અવશેષો પરથી જાણવા મળે છે કે બીબાંઓ વડે બનાવેલી ઈંટોનાં ઘરો બનતાં.

નૂતન પાષાણયુગ પછીના યુગમાં ધાતુના હથિયારોનો ઉપયોગ થવા લાગ્યો. પૂરો ઔદ્યોગિક વિકાસ થયો ન હતો. જે કંઈ વિકાસ

6. Gorden Childe—What Happened in History. Page 90.

### ૩. તામ્ર–કાંસ્ય યુગની સંસ્કૃતિ

થયો હતો તે નાઈલ, ટાઈગ્રીસ, યુફ્રેટિસ તથા સિંધુ નદીને કિનારે આવેલ ગામડાઓમાં થયો. તે ગામડાંઓ શહેરો બની ગયાં. ખેડુતો કારીગરો માટે વધુ અનાજ ઉત્પન્ન કરતા. પાષાણયુગ પછીના આ યુગોને તાંબાના તથા કાંસાના મુખ્ય ઉપયોગને કારણે તામ્ર–કાંસ્ય યુગો (Copper Bronze Ages) કહે છે. તે પછી ઇ. સ. પૂર્વે ૧૨૦૦ ના અરસાસાં લોખંડયુગ (Iron Age) આવ્યો. તામ્રયુગમાં ત્રાંબુ સામાન્ય વસ્તુ હતી, પરંતુ તે વસ્તુને સારી જાતના પથ્થર તરીકે ગણવામાં આવતી. ત્રાંબાની કુહાડીઓ તથા બીજાં ઓજારો બનાવાતાં, પરંતુ તે મોજશોખની વસ્તુઓ ગણાતી. સોનું તથા ચાંદી આયાત કરવામાં આવતું. કુંભારો ચાક વડે ઝડપથી વાસણો બનાવતા. ઘણા લોકો માલિકી બતાવવા માટે મુદ્રાનો ઉપયોગ કરતા. ત્રાંબાના ઉપયોગ માટે ચાર શોધો થઈ :—(૧) ત્રાંબાને ટીપીને વધારવાની (Malleability), (૨) તપાવીને ઓગાળવાની (Fusibility), (૩) કાચી ધાતુ (ore) માંથી ત્રાંબુ ગાળવાની, (૪) ધાતુનું મિશ્રણ કરવાની (Alloys) ત્રાંબુ ઘડવાથી વધે તેવું, પતરાં બનાવી શકાય તેવું તથા કાપી શકાય તેવું છે. ગરમ કરવાથી તે માટીની મારફ વાળી શકાય છે તથા તેનો ઘાટ ઓગાળવાથી ઘડી શકાય છે. તે પથ્થર જેટલું કઠણ હોય છે. ઓજારો બનાવવા માટેના ગુણો તેમાં વિદ્યમાન છે. કૃત્રિમ રીતે ત્રાંબુ બનાવી શકાય છે. ત્રાંબા અને કલાઈના મિશ્રણના લાભો ઇ. સ. પૂર્વે ૩૦૦૦ના અરસાથી જાણીતા છે. ભારત, મેસોપોટેમિયા, એશિયા માઈનોર અને ગ્રીસમાં મિશ્ર ધાતુની શોધ થઈ હતી. ત્રાંબાના ઉપયોગને કારણે કંસારા તથા ખાણમાં કામ કરનાર કારીગરોના વર્ગ જુદા પડયા. કારીગરોનાં મહાજન બંનવા લાગ્યાં. તામ્રયુગમાં જે ગામડાઓમાં કંસારાઓ રહેતા હશે તેઓ ત્રાંબુ અને ઓજારો લઈને દેશમાં ધંધાર્થે ભ્રમણ કરતા હશે.

ટાઈગ્રીસ–યુફ્રેટિસના મેદાનમાં ત્રાંબાનાં ઓજારો વધુ કરકસરવાળાં તથા સહીસલામત હતાં, કારણ કે યુદ્ધમાં લડવા માટે ત્રાંબાનો ચપ્પુ અથવા ખંજર પત્થરની ચીપ (flint) કરતાં વધુ વિશ્વાસપાત્ર છે.

**૪. માનવ સંસ્કૃતિનો વિકાસ**

સંસ્કૃતિમાં સામાજિક વ્યવસ્થાનાં ચાર મુખ્ય તત્ત્વો છે :—(અ) આર્થિક વ્યવસ્થા, (આ) રાજકીય વ્યવસ્થા (ઇ) સામાજિક વ્યવસ્થા, (ઈ) કલાઓ તથા વિદ્યા[7]. ભૌગોલિક વાતાવરણ પણ સંસ્કૃતિમાં ફાળો આપે છે. રહેણીકરણી, બોલી, ખોરાક વગેરે ભૌગોલિક વાતાવરણ અનુસાર હોય છે.

(અ) આર્થિક વ્યવસ્થા :—માનવ આદિકાલમાં શિકારી હતો. શિકાર મળતો તેથી આનંદ પામતો. શિકાર ન મળે તો તે ભૂખ્યો રહેતો. ભોજનની નિશ્ચિતતા નહોતી. ખાવાલાયક છોડોની શોધ પછી ખેતી શરૂ થઈ. હળ ખેતીનું મુખ્ય ઓજાર હતું. અગ્નિની શોધ થતાં રાંધવાની કળા શોધાઈ. તેનું મુખ્ય કારણ ખોરાકને પોચો બનાવવાનું હતું. પંખીઓનો માળો નિહાળતાં ઝૂંપડીનો વિચાર માનવમનમાં આવ્યો લાગે છે. અગ્નિ તથા ધાતુની શોધથી ઉદ્યોગની શરૂઆત થઈ વાંસના ચપ્પુ, સોય, શીશીઓ, દોરડાં, લીવર (ઉચ્ચાલન) તથા પુલી (ગરગડી) વગેરે બનવા લાગ્યાં. લીવર તથા પુલીની શોધથી બરફ પર ચાલતી ગાડીનું નિર્માણ થયું. શિકારીઓને જમીનની જરૂર નહોતી. ખેતીને લીધે લોકોને જમીનની જરૂર પડી અને જમીનને કારણે મનુષ્યને નિવાસસ્થાન કાયમી કરવું પડયું. સમૂહગત શિકારને કારણે ટોળીઓ બની હતી: મિલકત તથા સ્ત્રીઓ ટોળાની જ કહેવાતી, વ્યક્તિગત કંઈ નહોતું. ટોળાઓમાં સ્ત્રીઓ તથા મિલકતને કારણે ઝગડા થતા. બળવાન વ્યક્તિ સ્ત્રીઓ તથા મિલકતનો વધુ

---

7. Will Durant—Story of Civilization- Part I—Page: I.

ઉપયોગ કરી શકતી. આને કારણે બાળકો પણ ટોળીનાં ગણાતાં. વધુ પુરુષોની સાથે જાતીય સંભોગ થતો હોવાથી બાપ નિશ્ચિત નહોતો. ઝગડાને કારણે ટોળીઓ વિખરાઈ ગઈ અને કુટુંબો બન્યાં. પુરુષ સ્ત્રીને ખેતીના કામમાં મદદરૂપ થઈ પડે તે માટે રાખવા લાગ્યો. પહેલાં સ્ત્રીનો ખભો ભાર તથા હળ ખેંચવા વપરાતો. ત્યારબાદ ભાર લઈ જવા તથા જમીન ખેડવા બળદનો ઉપયોગ થવા લાગ્યો. સ્ત્રી એક નોકર જેવી હતી. તેનાં બાળકો ખેતીના કામમાં મદદરૂપ નીવડતાં, એટલે જે પુરુષને વધુ બાળકો હોતાં તે વધુ ધનિક ગણાતો. જમીનના ટુકડાઓને બદલે ખેતરોમાં ખેતી થવા લાગી એટલે વિશાળ ખેતીના કામ માટે બીજા માણસોની જરૂર પડી અને તેને કારણે જ ગુલામોની પ્રથા શરૂ થઈ. ખેતીને કારણે જમીન એક મિલકત ગણાવા લાગી. મનુષ્યની બે મુખ્ય જરૂરિયાતો પ્રેમ અને ભૂખ માટે સ્ત્રી ઉપયોગી નીવડી એટલે તે તેને સાથે રાખવા લાગ્યો. ખેતી સાથે કેટલાક સમાજો ઢોરોને માંસ તથા દૂધ માટે પાળતા. ભાર ઊંચકવા માટે ગધેડાનો પણ ઉપયોગ થતો. પૂર્વ આફ્રિકામાં ભાર ઊંચકનાર જૂનામાં જૂનું પ્રાણી ગધેડું હતું. ઈ. સ. પૂર્વે ૩૦૦૦માં ઇજીપ્તમાં ગધેડું પળાતું કે જેનો વાહનવ્યવહાર માટે ઉપયોગ થતો. ઊંટ પશ્ચિમ એશિયાના રણોમાં ઈ. સ. પૂર્વે ૧૦૦૦ની અરસામાં વાહનવ્યવહાર માટે વપરાતું. તે "રણનું વહાણ" કહેવાતું.

(આ) રાજકીય વ્યવસ્થા :—માનવ પ્રાથમિક અવસ્થામાં શિકારી હતો. તે સમયે તે શિકાર માટે સમૂહમાં જતો ત્યારે નિયમોનું પાલન કરવા તૈયાર થતો. સામાજિક વ્યવસ્થાની પ્રાચીન સંસ્થા ટોળી હતી કે જે રૂઢિઓ અને નિયમોથી કારભાર ચલાવતી. ટોળીઓના સમૂહોનો વડો સરદાર બન્યો. બળવાન વ્યક્તિ સરદાર થઈ શકતી એટલે કે સરદાર, રાજા અને રાજ્ય લડાઈને કારણે ઉદ્ભવ્યાં છે. કેટલીક જગ્યાએ યુદ્ધ દરમિયાન જ સરદારનો અમલ રહેતો. ત્યારબાદ

પુરોહિતનો અમલ રહેતો. શિકારીઓ સારી શિકારની જગ્યા માટે લડતા અને ખેડૂતો સારી જમીન માટે લડતા એટલે કે મિલકત જ લડાઇનું મૂળ હતું. રાજ્યનું અસ્તિત્વ લેખિત ઇતિહાસના સમયથી થયું. રાજ્યના નિર્માણથી અમુક કામ ફરજિયાત કરવું પડતું તથા આજ્ઞાનું પાલન કરવું પડતું. નાગરિક હકોનું નિર્માણ તે સમયથી થયું. આ સ્વતંત્ર માનવ સંસ્કૃતિનું પરિણામ છે. 'કર ભરતાં જો સલામતી જળવાય તો લડવું નકામું'—એ ભાવના ઉદ્ભવવાને કારણે જ કાયદાઓને આવકાર મળ્યો. રાજ્યમાં સૈનિક દ્વારા પ્રજાનું રક્ષણ થતું. મિલકત, લગ્ન તથા રાજ્યવ્યવસ્થા માટે કાયદાઓ ઘડાયા. નીચેના કારણો પણ કાયદાની ઉત્પત્તિના મનાય છે.

૧. વ્યક્તિગત વેર:—આને લઇને કાયદાનો ઉદ્ભવ થયો લાગે છે. ઇતિહાસમાં હમ્મુરબીના કાયદામાં આ જોઈ શકાય છે. દા. ત. દાંત પાડનારનો દાંત પાડવો.

૨. શાંતિ જાળવવા:—લોકો ઉપર ભય ન ઝઝૂમે તે માટે પણ કાયદા ઘડાયા.

૩. મતભેદ—મતભેદને કારણે અથવા વર્ચસ્વ જમાવવા દંદયુદ્ધો થતાં. તે નિવારવા પુરોહિતો અથવા સેનાપતિ ન્યાય આપવા લાગ્યા.

૪. ગુનાની શિક્ષા.—ગુનેગારને ગુનાના પ્રમાણમાં શિક્ષા કરવામાં આવે કે જેથી ભવિષ્યમાં ઓછા ગુના થાય. ગુનાઓની ક્રૂર શિક્ષા થતી.

આદિ સમાજમાં સ્ત્રીઓને સરદાર ચૂંટવાનો હક હતો. કુટુંબમાં પુરુષની સત્તા હતી. કુટુંબમાં પત્ની, બાળકો અને ગુલામોનો સમાવેશ

૧. શાંતિ જાળવવા તથા શત્રુઓનો સામનો કરવા માટે જ રાજ્ય થઈ છે.

(૬) સામાજિક વ્યવસ્થાઃ—પ્રાથમિક અવસ્થામાં સ્ત્રી કોઈ પુરુષ પાસે કાયમ રહેતી નહોતી. તે પોતે બાળકોને લઈ એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરતી એટલે સ્ત્રી અનેક પુરુષો સાથે જાતીય સંભોગ કરતી. તેને લીધે બાળકોનો બાપ નિશ્ચિત નહોતો. ઘણી જાતિઓમાં પતિપત્ની જુદા રહેતાં અને અવારનવાર મળતાં. કુટુંબ મા અને બાળકોનું હોતું. પતિ પોતાની ટોળી છોડી પત્નીની ટોળીમાં જતો. મા તરફથી વારસો દીકરીને મળતો. આનું કુટુંબમાં વર્ચસ્વ રહેતું. બાળઉછેરને કારણે, હથિયારો વાપરવાની પૂરતી શક્તિ ન હોવાને કારણે તથા ખેતીમાં પુરુષ જેટલી મહેનત ન કરી શકવાને કારણે સ્ત્રીને પુરુષની શક્તિથી દબાઈ જવું પડયું, એટલે જ પુરુષ કુટુંબનો વડો બની બેઠો અને ત્યારબાદ વારસો દીકરાને મળવા લાગ્યો. સ્ત્રી ગુલામ બની ગઈ એટલે પુરુષ સ્ત્રી તથા બાળકોને વેચતો પણ ખરો. જાતીય સંબંધ નિશ્ચિત કરવા માટે ટોળીએ લગ્નની યોજના ઘડી. આ યોજના પક્ષીઓનાં કાયમ સંબંધ જાળવતાં યુગલોને જોઈને આવી લાગે છે. ગોરિલાયુગલ બાળકો સાથે વૃક્ષ નીચે હંમેશાં બેસે છે, તે જોઈને કુટુંબયોજના માનવમનમાં આવી લાગે છે. આ રીતે લગ્નપ્રથા માનવ કરતા પણ જૂની છે. શરૂઆતમાં સમૂહલગ્નની પ્રથા દેખા દે છે. એક ટોળીની સ્ત્રીઓના સમૂહનું લગ્ન સામટું બીજી ટોળીના પુરુષ-સમૂહ સાથે થતું, પરંતુ આમાં ઝઘડા વધવા લાગ્યા, એટલે વ્યક્તિગત લગ્ન શરૂ થયા; પરંતુ એમાં એક પુરુષ અનેક પત્નીઓ કરતો અને એક સ્ત્રી અનેક પતિ કરતી. આથી આમાં પણ ઝગડાઓ તો રહ્યા જ. આના પછી એકપતિત્વ અને એકપત્નીત્વવાળા લગ્નો થવા લાગ્યાં. લગ્ન સ્ત્રીને ખરીદીને થતું. તેની કિંમત એક બળદ કે એક ગાય હતી. પ્રેમલગ્નનું તત્ત્વ પ્રાથમિક લગ્નપ્રથામાં મળવું મુશ્કેલ છે. યુવાનોનો પ્રેમ વાસનામાં જ હતો. લગ્નથી આર્થિક ફાયદો પુરુષને થયો. પત્ની અને બાળકો પોતાના કામમાં ઉપયોગી નીવડતાં એટલે તેઓ પુરુષની મિલકતરૂપ સમજાવા લાગ્યાં. સ્ત્રીની પવિત્રતા સમજાતાં

સભ્યતા આવવા લાગી. રિવાજો બદલાવા લાગ્યા. પ્રેમ બધી ઋતુંઓમાં થતો. માસિક અટકાવના દિવસોમાં, ગર્ભવાન અવસ્થાના સમયે તથા બાળકના ઊછેર સમયે પ્રેમ કરવાની મનાઈ હતી. ખરીદી અથવા પહેરામણીથી પણ લગ્ન થતાં. સ્ત્રીએ ગર્ભપાત, બાળહત્યા, ગર્ભનિરોધ વગેરેની શોધ કરેલી. પ્રાથમિક અવસ્થામાં પુરુષ ક્રૂર હતો એટલે જ કેટલીક જાતિઓમાં કોઈ પુરુષે શિકાર કરી કોઈ પ્રાણી ન માર્યું હોય તેવા પુરુષને કોઈ સ્ત્રી પરણવા તૈયાર ન થતી. જ્યાં ખોરાક મોંઘો ત્યાં જીવન સસ્તુ. માનવજાતિનો વિકાસ શિકાર, છોડ, તથા અનાજના ક્રમિક વિકાસથી થયો એટલે લાગણીનું તત્ત્વ વધવા લાગ્યું. લાગણીનું બંધન વધે તે માટે સમાજે ધર્મની યોજના ઘડી. ભયને કારણે પણ ધર્મની ઉત્પત્તિ થઈ હોય એમ મનાય છે. પ્રાચીન સમયથી પૂર્વજોની પૂજા થતી હોય એમ જણાય છે. દેવોના ૭ પ્રકારો છે—(૧) સ્વર્ગીય (૨) પાર્થિવ (૩) જાતીય (૪) પ્રાણીરૂપ (૫) માનવી (૬) દૈવી. નીતિના નિયમો જળવાય તે માટે ધર્મનો સમાજમાં ઉપયોગ થવા લાગ્યો. સામાજિક વિકાસ રીતિરિવાજ, નીતિનિયમો તથા વિજ્ઞાનને કારણે થયો. પ્રાથમિક અવસ્થામાં માનવ હાવભાવ દ્વારા લાગણીઓ વ્યક્ત કરતો હશે. ત્યારબાદ લાગણી દર્શાવવા આશ્ચર્યજનક ઉદ્‌ગારો તથા વિચારો દર્શાવવા શબ્દોનું સર્જન થયું હશે. ભાષાની બક્ષીસ જ બાળકોની કેળવણી છે. ત્યારબાદ લેખનકળા શરૂ થઈ. નાગરિક ક્રાન્તિ માટે લેખનકળાની જરૂરિયાત હતી.[૭]

(ઈ) કલાઓ અને વિદ્યા :—વિજ્ઞાનની શરૂઆત ખેતીથી થઈ. જમીનને નહેરદ્વારા પાણી આપતાં, ધંધો કરતાં તથા વહાણવટું કરતાં ભૂમિતિની ઉત્પત્તિ થઇ હશે. કળા અને સૌંદર્ય મનોરંજનનાં ઉત્પાદક તત્ત્વો હતાં. સંગીત, નાટક, કવિતા, ચિત્રકામ, શિલ્પકળા વગેરેની ઉત્પત્તિ મનોરંજન માટે જ થઈ હતી. આદિકાળમાં પુરુષો

૭. Gordon Childe—What Happened In History, Page 87.

ઘરેણાં પહેરતા અને શરીરે રંગ ચડાવતા. તેનું કારણ સ્ત્રીઓને આકર્ષવાનું હતું. શિલ્પકળા ઝૂંપડીની સુંદર આકર્ષક રચનાને કારણે ઉત્પન્ન થઈ. શિલ્પકળા ગુફાઓમાં પણ જોવામાં આવે છે. મૃગ, ઘોડો, રીંછ, ભૂંડ વગેરે પ્રાણીઓનાં ચિત્રો ગુફાઓમા જોવામાં આવે છે. દુનિયાના દરેક દેશોમાં પોતપોતાની વિશેષતા પણ છે. બેબિલોનિયન ખગોળશાસ્ત્રી, હિબ્રુ પેગંબર, પર્શિયન ગવર્નર, ગ્રીક કવિ, રોમન એન્જીનિયર, હિંદુ યોગી, જાપાનીસ કલાકાર અને ચીની સંત દુનિયામાં પ્રસિદ્ધ છે.[9]

પાષાણયુગથી માનવે વિકાસ સાધ્યો છે. ધાતુવિદ્યા, ચક્ર, બળદગાડી, ગધેડું, વહાણ વગેરેનો આર્થિક વિકાસમાં અમૂલ્ય ફાળો છે. નાગરિક ક્રાન્તિને કારણે માનવ-

**૫. વિશ્વનો માનવવિકાસ**

જીવનનો ઘણો વિકાસ થયો છે, તે મેસોપોટેમિયાના નાશ પામેલ શહેરોના અવશેષો પરથી જણાય છે. શહેરમા ઘરો, મંદિરો, શાળાઓ, ધાતુનાં વાસણો વગેરેમાં ઘણો ફેરફાર થયો. રાજ્યવહીવટ, વિજ્ઞાન, ખગોળ-શાસ્ત્ર, શિલ્પકળા, ચિત્રકળા વગેરેનો પણ વિકાસ શહેરમાં થયો.

પાષાણયુગ એટલે કે પ્રાગ્ ઇતિહાસ, ત્યારબાદ ઇતિહાસ આવ્યો. તે સમયે ત્રાંબુ, કાંસુ તથા લોખંડ વપરાતું હતું.[10]

9. Will Durant—The Story of Civilization. Part I Page 90.
10. Ibid. Page 102.

# ૩. પ્રાચીન વિકસિત સંસ્કૃતિઓ

આલેખિત ઇતિહાસ આશરે છએક હજાર વર્ષનો છે. આમાના અર્ધા સમયમા તો માનવસંસ્કૃતિનું કેન્દ્ર નજીકના પૂર્વના દેશો છે[1] એટલે કે નૈઋત્ય એશિયા, રશિયાનો દક્ષિણ ભાગ અને કાળો સમુદ્ર તથા ભારતનો પશ્ચિમ ભાગ અને અફઘાનિસ્તાન. નજીકના પૂર્વ દેશો સાથે ઇજીપ્તનો પણ સમાવેશ કરવામા આવે છે. માનવસંસ્કૃતિ કયાંથી શરૂ થઈ તે એક વિકટ પ્રશ્ન છે. ઇ. સ. ૧૯૦૭ માં પુમ્પેલીએ દક્ષિણ તુર્કસ્તાનમાં આવેલ અનાઉમાંથી (તેના કહેવા પ્રમાણે ઇ. સ. પૂર્વે ૯૦૦૦ની) જૂની સંસ્કૃતિના અવશેષો શોધી કાઢ્યા છે[2] તે ઉપરથી જાણવા મળ્યું છે કે જૂના સમયમાં પણ ઘઉં, જવ, બાજરી, ત્રાંબાની વપરાશ, પશુ-પાલન વગેરેની વાસણોની શોધ થઈ હતી, પરંતુ કળા પૂર્વ ભાગમાં ચીન, મંચુરિયા તથા ઉત્તર અમેરિકામાં, દક્ષિણ ભાગમાં ઉત્તર ભારતમાં અને પશ્ચિમમાં એલમ, સુમેરિયા, ઇજીપ્ત, ઇટાલી અને સ્પેનમાં ગઈ હશે. પુરાણા એલમ (અર્વાચીન ઇરાન)માં અનાઉના જેવા અવશેષો મળી આવ્યા છે. તે સંસ્કૃતિ ઇ. સ. પૂર્વે ૪૦૦૦ ની મનાઈ છે. આ સમય સંસ્કૃતિના ઉદ્‌ગમનો સમય છે. અનાઉનો જ વારસો બેબિલોનિયા, ભારત, ક્રીટ, ગ્રીસ અને રોમમા આવેલો છે.

**૧. એલમ**

ઈરાનમા પ્રાચીન નગર સુસા કે જેને યહૂદી લોકો એલમ તરીકે ઓળખતા તેમા પ્રથમ ઐતિહાસિક સંસ્કૃતિ ઉદ્‌ભવી હતી. ફ્રેન્ચ પુરાતત્ત્વશાસ્ત્રીઓએ આગળ વધેલી સંસ્કૃતિ કે જે ઇ. સ. પૂર્વે ૪૫૦૦ ની છે તેના પુરાવા શોધી કાઢ્યા છે. એલમના લોકો

1. Will Durant—The Story of Civilization. Page 116.
2. Ibid. Page 108.

શિકારી તથા માછીમારનું રખડેલ જીવન ગાળતા, પરંતુ તેમની પાસે ત્રાંબાનાં હથિયારો, ઓજારો તથા ઘરેણાં હતાં તેઓ ઇજીપ્તથી ભારત સુધી વેપાર ચલાવતા. અહીં કુંભારનો ચાક તેમજ વાહન-વ્યવહારનું પૈડું હતું. આવું પૈડું પાછળથી બેબિલોનિયામા દેખાયું અને ત્યારપછી ઇજીપ્તમાં. એલમના લોકોએ સુમેરિયા અને બેબિલોન જીત્યું અને પાછળથી તેઓ જીતાયા. સુમેરિયા, બેબિલોનિયા, ઇજીપ્ત, એસિરિયા, ઇરાન, ગ્રીસ અને રોમના બાદશાહી યુગ દરમિયાન ૬૦૦૦ વર્ષ સુધી સુસા જીવતું રહ્યું. અસુરબેનિપાલે (એસેરિયાનો રાજા) તેને જીત્યું અને ત્યાંથી તે સોનું, ચાંદી, કિંમતી જવાહીર, બાદશાહી ઝવેરાત, મૂલ્યવાન કપડાં રાજકીય રાચરચીલું, રથ વગેરે નીનેવેહ (એસિરિયાનુ શહેર)માં લઈ ગયો.[3]

## ૨. સુમેરિયા

યુફ્રેટિસ નદીના પૂર્વ ભાગમા સુમેરના પ્રાચીન શહેરો એરીડુ (અર્વાચીન અબુશહરીન), ઉર (અર્વાચીન મુકય્યર), ઉરુક (અર્વાચીન વાર્ક), લારસા (અર્વાચીન સેનકેરેહ), લગેશ (અર્વાચીન શીપ્પુરલા) નીપ્પુર અને ઇસીન વગેરે દટાએલા જડી આવ્યા છે.[4] અવશેષો પરથી જાણવા મળે છે કે લોકો ઠીંગણા હતા. કેટલાક દાઢી રાખતા અને કેટલાક દાઢીમુંછ સાફ કરતા. કાંતેલું ઊન પહેરતા. પુરુષો કમરે વસ્ત્ર બાંધતા અને ઉપરનો ભાગ ખુલ્લો રાખતા સ્ત્રીઓ ખભા આગળથી નીચે સુધી પહેરતી. દાસદાસીઓ ઘરમા નગ્ન ફરતાં. ટોપી તથા પગરખાંનો તે સમયે ઉપયોગ થતો. બંગડીઓ, ગળાના હાર, સાંકળાં, વીંટીઓ, એરીંગ વગેરે ઘરેણા લોકોની જાહોજલાલી બતાવી આપે છે. ઉરની ઇ. પૂ. ૩૦૦૦ ની માટીની તકતીઓ (Clay Tablets) પર આક્રમણો, વિજયો, રાજ્યાભિષેકો અને ઉર, લેગેશ તથા ઉરુકના

3. Will Durrant—The Story of Civilization. Page 117.
4. Ibid. Page 120.

રાજાઓનાં મૃત્યુની નોંધો છે. મેસોપોટેમિયા ટાઈગ્રીસ તથા યુફ્રેટિસ નદી વચ્ચેનો પ્રદેશ છે. સુમેરિયા દક્ષિણમાં અને અક્કડ ઉત્તરમાં છે. અક્કડની પાસે એસિરિયા હતું. દંતકથાઓ પ્રમાણે કીશ, ઈરેક, ઉર, અગેડ, ઈસીન વગેરેના ત્રણ ચાર વંશોના રાજાઓએ રાજ્ય કર્યું.

સુમેર તથા અક્કડમાં હાથહુન્નરના કારીગરો, કવિઓ અને સાધુસંતો જન્મ્યા હતા તેમની સંસ્કૃતિ એટલે કે સુમેરિયન સંસ્કૃતિ એબિલોનિયામાં તથા એસિરિયામાં ગઈ.[5] નદીઓના ફળદ્રુપ પ્રદેશ તથા શિયાળુ પાકને કારણે સંસ્કૃતિ ઉદ્ભવી. તે સમયે એટલે કે ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ પહેલાં નહેરયોજના અમલમાં આવી હતી. તેના વડે અનાજના પાકો, ખજૂર તથા જુદાં જુદાં શાકભાજી ઉગાડવામાં આવતાં. હળ તથા બળદનો ઉપયોગ થતો. ત્રાંબુ, કલાઈ તથા મિશ્ર-ધાતુનો પણ ઉપયોગ થતો. ઓજારો પથ્થરની ચીપોનાં બનતાં. દાતરડા જેવાં ઓજાર માટીનાં બનતાં. આરી તથા સોય માટે હાથીદાંત તથા હાડકાંનો ઉપયોગ થતો. ઘરનાં બારણાં લાકડાનાં બનતાં. છાપરાં લાકડાના મોભ પર કાદવવાળાં બરૂ લગાવીને બનાવતાં. ગાયો, ઘેટાં, ભૂંડ વગેરે પ્રાણીઓ પળાતાં. કુવાઓનું પાણી પીવા માટે વપરાતું. નાણું નહોતું, પરંતુ વિનિમય (barter) થી વેપાર ચાલતો. એક તકતી પરથી માલૂમ પડે છે કે લોન પર ૧૫ થી ૩૩ ટકા વ્યાજ લેવાતું. કબરોમાંથી સોનું, ચાંદી, ઘરેણાં, હથિયારો તથા જવાહીર મળી આવ્યું છે. ગુલામીની પ્રથા પ્રચલિત જણાય છે. ધનિક વર્ગ, ગરીબ વર્ગ તેમજ વૈદ્ય, ધર્મગુરુ તથા વેપારીઓનો મધ્યમ વર્ગ પણ હતો.

સુમેરિયાનું દરેક શહેર પોતાનો અલગ રાજા રાખતું. તે રાજાને પતેસી (Patesi) અથવા ધર્મરાજા કહેતા.[6] આશરે ઇ. પૂ. ૨૮૦૦માં

5. Will Durant—The Story of Civilization. Page 124.
6. Ibid. Page 126.

વેપાર ધંધો વધતાં ઘણાં શહેરોનું એક રાજ્ય બનવા લાગ્યું. તેનું કારણ રાજકીય એકતા જાળવવાનું હતું. હલ્લો લઈને ઘણા માણસો એકી સાથે ઘૂસી ન જાય તેટલા માટે રાજાના મહેલમાં બે નાનાં દ્વાર રહેતાં. રાજાનું મંદિર મહેલમાં જ હોતું. રાજા રથમાં બેસી લડાઈમાં જતો અને ધનુષ્ય, બાણ તથા ભાલાઓનો ઉપયોગ કરતો. હારેલ યોદ્ધાઓને દાસ બનાવવામાં આવતા અથવા મારી નાખવામાં આવતા. કર માટે માલ લેવાતો અને રાજ્યનાં ગોદામો ભરવામાં આવતાં. પગાર તરીકે તે માલ રાજ્યના નોકરોને આપવામાં આવતો. ઉરુખગલ નામના રાજાએ પહેલવહેલો દીવાની કાયદો (Civil law) આપ્યો કે જેને હમ્મુરબીએ વિકસાવ્યો.[7]

ધર્મગુરુઓ મંદિરોમાં શાળાઓ ચલાવતા અને ધર્મ, લેખનકળા, ગણિત વગેરે શીખવાડતા. ગણિતના ભાગાકાર તથા ગુણાકારની તકતીઓ મળી આવી છે. મંદિરોમાં સ્ત્રીઓ રહેતી. તેમાંની કેટલીક દેવદાસી તરીકે રહેતી અને કેટલીક ઘરકામની દાસી તરીકે રહેતી. દેવદાસીની સેવા હલકી ગણાતી નહોતી. પિતા પુત્રીને મંદિરે મોકલવામાં ગર્વ લેતા. પહેરામણી મેળવવા ગમે તેની સાથેનો જાતીય સંબંધ ખરાબ ગણાતો નહોતો. લગ્નની પહેરામણી પર પતિપત્ની બંનેનો અધિકાર રહેતો, પરંતુ તેને વારસામાં આપવાનો અધિકાર તો સ્ત્રીનો જ રહેતો. પતિની ગેરહાજરીમાં સ્ત્રી જાગીરનો વહીવટ કરતી. શબ્દદ (સુમેરિયન રાણી)ની માફક સ્ત્રી રાણી પણ બની શકતી. મોટે ભાગે સમાજમાં પુરુષની હકૂમત ચાલતી. વાંઝણી સ્ત્રીને કારણ વગર છૂટાછેડા આપવામાં આવતા.

માટીની તકતીઓ પરના લખાણથી જણાય છે કે મિલકત તથા વેચાણના દસ્તાવેજો તથા ન્યાયના ચુકાદાઓ લેખિત રૂપમાં થતા. માટીની તકતીઓને પકવવામાં આવતી. સુમેરિયન લખાણ જમણી

7. C. Leonard Wolley—Summerians. Page 90–91.

આજુથી ડાબી બાજુ થતું. બેબિલોનિયન લખાણું ડાબી બાજુથી જમણી તરફ થતું.[8] આશરે ઇ. સ. પૂ. ૨૭૦૦માં સુમેરિયામાં મોટાં પુસ્તકાલયો હતાં. કવિતાઓ પ્રાર્થનાઓ જ હતી. ઘુમ્મટ, કમાન તથા સ્તંભની રચના સુમેરિયનોએ શરૂ કરી. ઉર તથા નિપ્પુરના અવશેષોમાંથી ઘણી કમાનો મળી આવી છે. મહેલોમાં દિવાલો પર પ્લાસ્ટર કરવામાં આવતું તથા તે રંગવામાં આવતી. બારીઓ શોખની વસ્તુ હતી. કેટલાક પલંગો શિલ્પકળાથી સુશોભિત બનાવાતા. મંદિરો પથ્થરોની આયાત કરીને બંધાવાતાં અને ટોચ પર ત્રણ ચાર માળનું ટાવર બનાવાતું કે જે ઝિગ્ગુરત (ziggurat) કહેવાતું. પશુઓની વીરોની તથા દેવોની સાદી પ્રતિમાઓથી મંદિરો શણગારાતાં. સુમેરિયનોનાં વાસણો માટીનાં હતાં. સોની વીંટી, હાર, વૈદુર્યનું ખંજર વગેરે સુંદર બનાવતા. સુમેરિયન સંસ્કૃતિની પહેલવહેલી નહેરયોજના, રાજ્યવ્યવસ્થા, સોનાચાંદીનું મૂલ્ય, વેપારી કરારો, કાયદાઓ, લખાણ, સૃષ્ટિસર્જન તથા વિનાશની કથાઓ, મંદિરોની શિલ્પકળા વગેરે પુરાતત્ત્વવિદ્યાને કારણે જાણી શકયા છીએ.

પ્રાચીન લખાણ સુમેરિયનોનું છે. હમ્મુરબી (બેબિલોનિયાનોરાજા) નો કાયદાસંગ્રહ સુમેરના રાજા ઉરએન્ગુર અને ડુંગી જેવો જ છે. તે પરથી લાગે છે કે કદાચ બેબિલોનિયા અને એસિરિયાએ સુમેર તથા અક્કડનો સંસ્કૃતિ વારસો લીધો હશે. સ્પીનક્ર્ય માને છે કે અનાજની વાવણીની તથા પશુપાલનની અરેબિયામાં શરૂઆત થઇ. ત્યારપછી તે ઇજીપ્ત તથા મેસોપોટેમિયા (સુમેરિયા, બેબિલોનિયા અને એસિરિયા)માં ફેલાયું હશે. વેપારને કારણે સુએઝદ્વારા ઇજીપ્તમાં સુમેરની સંસ્કૃતિનું ગમન થયું હશે. કુંભારના ચાકની ઇજીપ્તના ચોથા વંશમાં પણ જાણ નહોતી, જ્યારે તે પહેલાં સુમેરિયામાં તેની જાણ થઈ હતી. તે ચાક નદીઓ દ્વારા ઇજીપ્તમાં આવ્યો લાગે છે. ત્રાંબાનો ઉપયોગ પશ્ચિમ એશિયામાંથી

8. Will Durant—The Story of Civilization. Page 131.

લાવવામાં આવ્યો લાગે છે. ઉરના કારીગરોની શિલ્પકળા પણ અહીં આવી લાગે છે. સુમેરિયા સંસ્કૃતિનું મૂળ છે. ગ્રીસ અને રોમની સંસ્કૃતિ સુમેરિયન સંસ્કૃતિ કરતાં પ્રાચીન નથી.

**૩. બેબિલોનિયા**

સુમેરિયાના ઉર શહેરની સંસ્કૃતિ બેબિલોન (બેબિલોનિયાનું શહેર) અને જુડીઆમાં આવી. બેબિલોનથી નીનેવેહ (એસિરિયાનું શહેર), ત્યાંથી પરસેપોલીસ, સારડીસ અને પીલેટસ આવી. અહીંથી ઇજીપ્ત અને ક્રીટમાં ગઈ. ક્રીટમાંથી ગ્રીસ અને રોમમાં ગઈ૯ ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં બેબિલોનિયામાં અક્કડ અને સુમેરિયાની મિશ્રિત સંસ્કૃતિ હતી. અક્કડનાં અને સુમેરનાં સ્ત્રીપુરુષ લગ્નસંબંધથી જોડાયાં અને તેમનાથી બેબિલોનિયન નામની જાતિ ઉત્પન્ન થઈ, તેમાં અક્કડના લોકો આગળ પડતા હતા. અક્કડની જીતથી યુદ્ધનો અંત આવ્યો અને બેબિલોન મેસોપોટેમિયાના નીચલા ભાગની રાજધાનીનું શહેર બન્યું. તે ઇ. સ. પૂર્વે ૨૦૦૦ માં જાહોજલાલી માટે પ્રસિદ્ધ હતું. ત્યાંના ઇતિહાસમાં ઇ. સ. પૂર્વે ૨૧૨૩-૨૦૮૧ માં વિજય મેળવનાર અને કાયદાનો ઘડનાર હમ્મુરબી નામનો રાજા ૪૩ વર્ષ સુધી રાજ્ય કરવા માટે પ્રસિદ્ધ છે. એક ભુંગળા (Cylinder) પર લખાએલી હમ્મુરબીની ધારાપોથી ઇ. સ. ૧૯૦૨ માં સુસાના ખોદકામમાંથી મળી આવી. ભુંગળાની એક બાજુએ લખેલું છે કે આ કાયદાઓ સૂર્યદેવ 'શમશ' તરફથી મળેલ છે. આ ધારાપોથીનો આરંભ દેવોની પ્રશંસાથી થાય છે. કાયદાઓમાં ગુનેગારને તદ્દન જંગલી સજા કરવાનો ઉલ્લેખ છે. આ ધારાપોથીમાં ૨૮૫ કાયદાઓ વૈજ્ઞાનિક પદ્ધતિથી ગોઠવાયેલા છે. તેનાં શીર્ષકો—ખાનગી મિલ્કત, ખરી જાગીર, વેપારધંધો, કુટુંબ, મજૂરી, ઈજા વગેરે છે.

9. Will Durant—The Story of Civilization. Page 218.

હમ્મુરબીએ મંદિરો તથા કિલ્લાઓ બાંધ્યા છે. તેણે બેબિલોનમાં મારદૂક દેવ માટે તથા તેની પત્ની માટે ભવ્ય મંદિર અને અનાજભંડાર બાંધ્યા હતા. લોકો પાસેથી કરવેરા લઈને કાયદો તથા વ્યવસ્થા જાળવવા તેણે સૈનિકદળ ઊભું કર્યું હતું અને રાજધાનીના શહેરને શણગાર્યું હતું. યુફ્રેટિસ પર પુલ બાંધી શહેર વિકસાવ્યું હતું. લોકો સેમેટિક જાતિના હતા. તેઓ કાળા અને દાઢીવાળા હતા. સ્ત્રીપુરુષ બંને જાતિઓ લાંબા વાળ રાખતી અને શણનું કાપડ પહેરતી. લોકો ધન વધતાં રંગબેરંગી કપડાં પહેરતા થયા. પગરખાં તથા પાઘડીઓ પ્રચલિત થઈ. સ્ત્રીઓ હાર, બંગડીઓ, માદળિયાં વગેરે પહેરતી. ધનને કારણે કેસાઇટ નામની જાતિએ હમ્મુરબીના મરણ પછી આઠ વર્ષે બેબિલોન પર ઘણીવાર ચઢાઈઓ કરીને બેબિલોન જીત્યું. ૭ સૈકાઓ સુધી તે જાતિએ રાજ્ય કર્યું. ત્યાર–પછી ચાર સૈકાઓમાં બેબિલોનિયાના રાજાઓની સત્તા વધી છતાં અંધાધુંધી ચાલી. એસિરિયાના રાજાઓએ બેબિલોનિયાને જીત્યું. મીડિઝના ઉદયે એસિરિયાને નબળું બનાવ્યું અને ખાલ્ડીઆના નબોપોલસરે બેબિલોનિયાનું રાજ્ય તેના પુત્ર નેબુચદ્રેઝાર બીજાને સોંપ્યું. એને 'નવું બેબિલોનિયા' કહે છે.

નેબુચદ્રેઝારે પિતાની યોજેલી બેબિલોનની પુનર્રચનાની યોજનાને હાથમાં લીધી અને તે પૂરી કરતાં ૪૩ વર્ષ થયાં. તેણે બેબિલોનને પડ માઈલના ઘેરાવાવાળું બનાવ્યું. શહેરમાં પ્રવેશ કરતાં જ પહેલો મીનાકામથી સુશોભિત સાત માળનો ૬૫૦ ફૂટ ઊંચો ઝિગ્ગુરત દેખાતો. આ ઇજિપ્તના પિરામિડ કરતાં ઊંચો હતો. આને જ બેબેલનું ટાવર કહેતા હશે, તેના ઉપર એક સોનાનું દેવમંદિર બાંધ્યું હતું. તેની અંદર દેવના મોજશોખ માટે કોઈક સ્ત્રી રોજ રાત્રે સૂઈ જતી. આ ટાવરથી છસો વાર દૂર નેબુચદ્રેઝારે કસ નામની ટેકરી પર સુંદર મહેલ બંધાવ્યો હતો, નજીકમાં તેની એક પત્ની માટે પ્રખ્યાત ઝૂલતો બાગ (Hanging Garden) બનાવ્યો હતો કે જે

દુનિયાની સાત અજાયબીઓમાં એક છે. બાગની અંદર તરેહતરેહનાં સુગંધિત ફૂલ, છોડો તથા વૃક્ષો હતા.

સુમેરિયાની માફક અહીં બળદોને હળે જોડીને ખેતી થતી હતી. નદીના વધુ ઉભરાતા પાણીનો સંગ્રહ કરવામાં આવતો અને પાણીની જરૂર પડતાં તેનો નહેરોદ્વારા ઉપયોગ થતો અને તરેહતરેહનું અનાજ, કઠોળ તથા ફળો ઉત્પન્ન કરવામાં આવતાં. દૂધ વધારે વપરાતું. નાણાંને બદલે સોનાચાંદીના ટુકડાઓ માલના વિનિમય માટે વપરાવા લાગ્યા હતા. નાનામાં નાના ટુકડાને શેકલ (Shakel) કહેવામાં આવતો. ૬૦ શેકલનો ૧ મીના અને ૬૦ મીનાનો એક ટેલેન્ટ હતો. આ સંસ્કૃતિ વ્યાપારી સંસ્કૃતિ હતી. ઘણા મળી આવેલ દસ્તાવેજો વેચાણ–કરાર, લોન, ભાગીદારી, કમિશન, વિનિમય, ધન, સંપત્તિ વગેરેના હતા. આ દસ્તાવેજો તકતીઓ પર કોતરેલા હતા. ગુલામીની પ્રથા પણ હતી. ગુલામની દવા માલિક કરતો. ગુલામ મુક્ત સ્ત્રીને પરણી શકતો અને તેનાં બાળકો મુક્ત ગણાતાં. તે માલિક સાથે ધંધો કરી શકતો અને ધન પ્રાપ્ત કરતાં તે મુક્ત પણ થઈ શકતો.

રાજા દેવોનો પ્રતિનિધિ હતો. કરવેરો દેવના નામે લેવાતો અને દેવમંદિરના કોઠારમાં કરવેરાના રૂપમા આવેલ અનાજ તેમજ સોનું, ચાંદી, ત્રાંબુ, વૈદૂર્ય વગેરેનો સંગ્રહ થતો. મારદૂક નામના મુખ્ય દેવનો વરઘોડો શેરીઓમાં થઈને જતો. રાજા ધર્મગુરુઓના કથનાનુસાર રાજ્ય ચલાવતો, તેથી તે દેવશાસિત રાજ્ય (Theocratic state) ગણાતું. મંદિરના દેવોની મિલકત ધર્મગુરુઓની હોતી. તેઓ મોટા વેપારીઓ, શાહુકારો તથા જમીનદાર હતા. ઇસ્ટાર (Ishtar) યુદ્ધ તથા પ્રેમની દેવી હતી. કેટલીકવાર તેની પ્રતિમાનું રૂપ નગ્ન નારીનું હોતું. તે પવિત્ર કુમારી ગણાતી. ગિલ્ગમેશ નામના મહાકાવ્યમાં તેની કથા કહેલી છે. પાપ માછલી માફક શરીરમાં રહેલ કોઈ રાક્ષસ હોય એમ મનાતું હતું. તેનો ઉપાય માત્ર પ્રાર્થના હતો.

વહેમો ઘણા હતા, તેથી ધર્મગુરુઓનું મહત્ત્વ હતું. આજની દૃષ્ટિએ તે સમયની નીતિનું ધોરણ નીચું ગણાય. હેરોડોટસે કહ્યું છે, 'દરેક બેબિલોનિયન સ્ત્રી જીવનમાં એકવાર વિનસના મંદિરમાં બેસી કોઈક અપરિચિત સાથે સંભોગ કરવામાં પોતાનું દેવી પ્રત્યેનું કર્તવ્ય માનતી અને ઘેર પાછા ફર્યા પછી ગમે તેટલું ધન આપતાં પણ તે મેળવી શકાતી નહોતી.' અલબત્ત આવી સ્ત્રીઓ વેશ્યાઓ નહોતી. દેવમંદિરની દેવદાસીઓ પાસે ઘણી મિલકત રહેતી. આવી પ્રથાનાં મંદિરો પશ્ચિમ એશિયામાં (ઇઝરાયલ, ફ્રીગિયા, ફેનેસિયા, સીરિયા વગેરે દેશોમાં) સરખાં હતાં. લીડિયા અને સાઈપ્રસની કુમારિકાઓ આ રીતે પહેરામણી કમાઈ લેતી.[10] કાયદેસરનાં લગ્નો માબાપોથી ગોઠવાતાં. સ્ત્રીનું વંધ્યત્વ, છીનાળું કે ઘર તરફની બેદરકારી છૂટાછેડા લેવા માટે પૂરતી ગણાતી. સ્ત્રીની સ્થિતિ ઇજીપ્ત અને રોમની સ્ત્રી કરતાં ખરાબ હતી, પરંતુ ગ્રીસ અને મધ્યયુગના યુરોપની સ્ત્રી કરતાં સારી હતી.

બેબિલોનિયાએ ગણિતશાસ્ત્રમાં પ્રગતિ કરી હતી. વર્ષના ૧૨ માસમાંથી ૭ માસ ૩૦ દિવસના અને બીજા ૭ માસ ૨૯ દિવસના ગણાતા હતા. માસના પાંચ પાંચ દિવસના ૭ વિભાગો પાડવામાં આવ્યા હતા. વર્ષના દિવસ ૩૫૪ ગણવામાં આવ્યા હતા. ૧, ૧૦ અને ૧૦૦નાં અલગ ચિહ્નો હતાં. ખગોળશાસ્ત્રનો વધુ વિકાસ થયો હતો. તારાઓની અસર અને ભવિષ્યવાણી વિશે વિવિધ મતો હતા. દવાનો ઉપયોગ દેવની પ્રાર્થના કરી કરવામાં આવતો.

બેબિલોનિયાની સંસ્કૃતિને કારણે ગ્રીસમાં ઘણાં નગર રાજ્યો (City States) બન્યાં. ત્યાંથી સંસ્કૃતિ રોમ અને આપણા દેશમાં આવી. ગ્રીસની શિલ્પકળા બેબિલોનિયાના ઝિગ્ગુરત પરથી જન્મેલી લાગે છે. હમ્મુરબીના કાયદાઓ અર્વાચીન દુનિયાને બક્ષીસરૂપે મળેલા છે.

10. Will Durant—The Story of Civilization. Part. I Page 245.

બેબિલોનથી બસો માઈલ દૂર ઉત્તરમાં એસિરિયન સંસ્કૃતિ દેખાઈ છે. પર્વત પર રહેનારી લડાયક જાતિએ તેમના પર હુમલો કરનારાઓને જીતી એલમ, સુમેરિયા, અક્કડ અને બેબિલોનિયાનાં શહેરોને કબજે કર્યાં ફેનેસિયા અને ઇજિપ્ત પર પણ સત્તા જમાવી એટલે કે નજીકના પૂર્વ પર પાશવબળથી રાજ્ય ચલાવવા માંડયું. સુમેરિયાએ સંસ્કૃતિને જન્મ આપ્યો અને બેબિલોનિયાએ તેનો વિકાસ સાધ્યો,

૪. એસિરિયા

એસિરિયાએ તે સંસ્કૃતિનો વારસો સાચવી રાખી કંઈક ઉમેર્યું. ક્રીટે ગ્રીસને અને ગ્રીસે રોમને તે સંસ્કૃતિ વારસામાં આપી.

એસિરિયાના નવા રાજ્યમાં ટાઈગ્રીસ નદીને કિનારે ચાર નવાં શહેરો બંધાયાં—૧. અશુર (હાલનું કલાટ-શેર-ઘાટ) ૨. અરબેલા (હાલનું ઇરબીલ), ૩. કલખ (હાલનું નિમરૂદ), ૪. નીનેવેહ (હાલનું કયુન્જીક). અશુર દેવના નામ પરથી રાજધાનીના શહેરનું નામ અશુર પડયું હતું. પડોશી બેબિલોનિયનોના હુમલાઓને કારણે રાજધાનીનું જે શહેર બંધાયું હતું તે નીના નામના દેવ પરથી નીનેવેહ કહેવાયું. તે ઢંકકવાળું શહેર હતું. અશુરબેનીપાલ નામના રાજાના સમયમાં અહીં ૩૦૦,૦૦૦ માણસો રહેતા અને આ વિશ્વના મહાન રાજાને ખંડણી (Tribute) ભરવા કેટલાય રાજાઓ આવતા. કેસાઇટના સમયમાં શેલમનેસર ૧લાએ ઉત્તરનાં નગરરાજ્યોને એક સત્તા નીચે આણી કલખ શહેરને રાજધાનીનું શહેર બનાવ્યું. એસિરિયન ઇતિહાસમાં રાજાનું પહેલું પ્રખ્યાત નામ તિલગ્લ પીલેસર ૧લો છે. તેણે પગે ચાલતાં ૧૨૦ સિંહ અને રથમાં બેસીને ૮૦૦ સિંહ માર્યા હતા. એક લેખમાં તે પ્રાણી તથા પ્રજાને જંગલીપણાથી કેવી રીતે મારતો હતો તે વર્ણવવામાં આવ્યું છે. અશુરનસીરપાલ બીજાએ બારેક નાનાં રાજ્યો જીત્યાં અને તેણે તે શહેરોને લૂંટી રાણીવાસનો ભોગ ભોગવ્યો હતો.

શલમનેસેર ત્રીજાએ યુદ્ધમાં એક જ વખતે ૧૬૦૦૦ સીરિયનોને મારી નાખ્યા હતા. તેણે મંદિરો બંધાવ્યાં હતાં તથા ખંડણીઓ લીધી હતી. સમ્મુરમટ નામની રાણીએ ત્રણ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. ટિલગાથ પીલેસર ત્રીજાએ સૈન્ય એકઠું કરી અરમેનિયા, સીરિયા અને બેબિલોનિયાને જીતી ઇજીપ્ત સુધી રાજ્ય વધાર્યું હતું. અને મંદિરો તથા મહેલો બંધાવી પથારીમાં શાંતિથી મૃત્યુ પામ્યો હતો.

સારગોન બીજાએ એલમ, ઇજીપ્ત અને બેબિલોનિયાને ફરી જીતી લીધું. લેખનકળા, વેપાર તથા હાથઉદ્યોગને તેણે ઉત્તેજન આપ્યું. તેના પુત્ર સેનાચરિબે ઈરાની અખાત પાસેના પ્રાંતોમાં બળવો કર્યો અને જેરૂસલેમ તથા ઇજીપ્ત પર હુમલો કર્યો, પરંતુ તેમાં નિષ્ફળતા મળી. તેણે બેબિલોનને ઘેરો ઘાલી બાળી નાખ્યું. બાળકો તથા જુવાન અને વૃદ્ધ સ્ત્રીપુરુષોને મારી શબોને શેરીઓમાં એકઠાં કર્યાં. મંદિરો તથા મહેલોને લૂંટીને બેબિલોનના પ્રખ્યાત દેવોને તોડી નાખવામાં આવ્યા. મારદુક દેવને તેમના અશુરદેવનો દાસ બનાવવામાં આવ્યો. સેનાચરિબે નીનેવેહને ફરી બાંધ્યું. સારગોનના બીજા પુત્ર ઇસરહડ્ડને ઇજીપ્ત પર ચઢાઈ કરી તેને જીતી લીધું. તેના વારસદાર અશુરબેનિપાલના સમયમાં જાહોજલાલી વધી. તેના મરણ પછી ચાલીસ વર્ષ સુધી યુદ્ધો ચાલ્યાં અને તે કારણે રાજ્યનો અંત આવ્યો. અશુરબેનિપાલે એસિરિયા, બેબિલોનિયા, પેલેસ્ટાઈન, સીરિયા, ફીનેસિયા, સુમેરિયા, એલમ તથા ઇજીપ્ત પર વ્યવસ્થિત રાજ્ય ચલાવ્યું. બળવાઓને કારણે એસિરિયાને હંમેશાં યુદ્ધ માટે તૈયાર રહેવું પડતું. યોદ્ધાઓ ત્રાંબાના તથા લોખંડના ટોપનો તથા ઢાલોનો ઉપયોગ કરતા. તીર, ગદા, ડાંગ, પરશુ, વગેરે હથિયારો યુદ્ધમાં વપરાતાં. રાજાને દેવ માનવામાં આવતો. તે શમશદેવનો અવતાર મનાતો.

એસિરિયનો જમીનોની દેખરેખ રાખતા અને ઘઉં, જવ, બાજરી વગેરે પકવતા. એસિરિયામાં માટીનાં વાસણો પર મીનાકારી થતી. ત્રાંબું, સીસું,

તથા ચાંદીનો ચલણ તરીકે ઉપયોગ થતો. સમાજના પાંચ વર્ગો હતા :— ૧. ઉમરાવ, ૨. કારીગર, ૩. વેપારી, ૪. ખેડૂત, ૫. ગુલામ. જન્મનું પ્રમાણ વધારવા માટે કાયદો હતો. ગર્ભપાત મોટો ગુનો ગણાતો. એસિરિયન સ્ત્રીઓનું સ્થાન બેબિલોનિયન સ્ત્રીઓના કરતાં નીચું હતું. ધણીને મારવા બદલ સખત સજા થતી. પરદા વગર સ્ત્રીઓ બહાર ન જઈ શકતી. પુરુષો રખાતો રાખતા તથા રાજાઓ મોટું જનાનખાનું રાખતા. લગ્ન ખરીદીથી થતું. પત્ની બાપને ઘેર રહેતી. તેની મુલાકાત લેવા પતિ ઘણીવાર પત્ની પાસે જતો. આ પિતૃપ્રધાન દેશ હતો. અહીં ફક્ત યુદ્ધનો વિજ્ઞાનનો વિકાસ થયો હતો. રાજાનાં કર્તવ્યોનું આલેખન કરતી કેટલીય સર્કતીઓ મળી આવી છે. ઉપસેલી આકૃતિ ( Relief )ની કળા થોડીક વિકસી હતી. અર્ધશિલ્પ ( Bas Relief ) એસિરિયાની એક જાણીતી કળા છે. ઇ. સ. પૂર્વે ૬૨૬માં બેબિલોનિયાના નબોપોલસ્સારે નીનેવેહનો નાશ કર્યો. તેણે પ્રજાની કતલ કરી અને અશુરબેનિપાલના મહેલને લૂંટી તેનો નાશ કર્યો

**પ. ઇજીપ્ત**

સુમેરિયાના ઉર શહેરની સંસ્કૃતિ ઉપર જણાવ્યા મુજબ ઇજીપ્ત સુધી આવી. ઇજીપ્તના પ્રાગ્ ઇતિહાસને પાંચ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યો હતો :—૧. તસિયન, ૨. બદરિયન, ૩. અમરિયન ૪. ગેરઝિયન, ૫ સેમેનીઅન જે સ્થળેથી પહેલી સંસ્કૃતિ મળી હોય તે સ્થળના નામ પરથી આ વિભાગોનાં નામ પડ્યાં છે.[11] ઐતિહાસિક જૂના પુરાવાનો પાલેરમાં પથ્થર છે, તેમાં રાજાઓના પાંચ વંશો નીચે મુજબ છે

આદ્યવંશોમાં નરમેર (Narmer) ઉર્ફે મીનેસ ઇ. સ. પૂર્વે ૩૦૦૦માં પહેલો માનવરાજા હતો. હેરોડોટસના કથનાનુસાર તેણે જે

---

11. Margaret A. Murray—The Splendour that was Egypt. Page 1.

શહેર બાંધ્યું તે મેમ્ફીસ કહેવાયું. નાઈલ નદીનો પ્રવાહ તેણે બદલ્યો હતો. તે પરથી જણાય છે કે ઇજનેરી વિદ્યા તે સમયે પણ હતી. પહેલા વંશના અમલમાં પડોશમાં આવેલ સીનાઈ (Sinai) પ્રદેશની ધંધાકીય મુસાફરી ત્રાંબુ મેળવવા માટે થઈ હતી. ત્રીજા વંશના રાજાઓ ઝોસર અને સ્નેફ્રુના સ્મરણસ્તંભો પરથી માણસો કેવી રીતે કામ કરતા તથા રહેતા તે માલૂમ પડે છે. ઝોસર અને સ્નેફ્રુએ મોટા પિરામિડો બંધાવ્યા કે જે જગતની અજાયબી ગણાય છે.

પ્રાચીન યુગના રાજ્યનો ચોથો વંશ (આશરે ઈ. પૂ. ૩૪૯૮માં) સોનેરી યુગ છે. આ સમયમાં કોઈ યુદ્ધ થયું નહોતું. આ વંશના ખુફુ રાજાનો સ્મરણસ્તંભ ગીઝેહનો મહાન પિરામિડ અત્યંત પ્રસિદ્ધ હતો. ખુફુનો વારસદાર ખાફરા મકાનો તથા પ્રતિમાઓ માટે જાણીતો છે. પાંચમા વંશની ઐતિહાસિક વિગતો મળતી નથી. છઠ્ઠા વંશના યુનિ નામના રાજાના આત્મકથાત્મક શિલાલેખો જાણીતા છે. પહેલાં વચગાળાના યુગમાં ઇજિપ્તનું પતન થયું હતું. મધ્યયુગના રાજ્યમાં આશરે ઈ. સ. પૂર્વે ૩૩૩૫માં મેન્યુહોતેપ ત્રીજાએ વેપાર વધાર્યો. વહાણની શરૂઆત તેણે કરી હતી તથા પિરામિડ અને નાઈલનદી પાસે ડેર-એલ-બહરી મંદિર બાંધ્યું હતું. સેનુસર્ટના પુત્ર એમોનેમહત બીજાએ વિદેશ સાથેનો વેપાર વધાર્યો. એમોનેમહત ત્રીજાએ વીસ માઈલ લાંબો બંધ બાંધ્યો હતો. ૧૩મા વંશનો આ છેલ્લો રાજા હતો. બીજા વચલા સમયના રાજાઓની માહિતી બહુ મળતી નથી. નવા રાજ્યના ૧૮મા વંશના એમોનહોતેપના પુત્ર થોથમસ ૧લાએ તેનું જીવન એબીડોસના શિલાલેખમાં આલેખ્યું છે. થોથમસ બીજાના મરણ પછી થોથમસ ત્રીજાના સમયમાં તે સગીર હોવાને કારણે હતશેપસુત નામની રાણીએ ... ચલાવ્યો. તે સૌંદર્યમૂર્તિ હતી. તેણે ધર્મ તથા વેપાર તરફ ખૂબ ધ્યાન આપ્યું હતું. ઇજીપ્તની જાહોજલાલી આના કારભાર દરમિયાન ઘણી વધી. થોથમસ ૪થાના પુત્ર એમોનહોતેપ ત્રીજાએ ઇજિપ્તની

કીર્તિ અત્યંત વધારી. આના રાજ્યના પત્રો 'તેલ એલ અમરના'-નામથી જાણીતા છે. લુકઝોરનું મંદિર તેનો દૈવી જન્મની યાદમાં બંધાવ્યું હતું. તેનો પુત્ર એમેનહોતેપ ૪થો ઉર્ફે અખનેટન હતો. તેણે પાટનગર થીબ્ઝના દેવ એમોનની જગ્યાએ એટોન નામના પરમેશ્વરની ઉપાસના રૂપે એક જગતનિયંતાની કલ્પના રજૂ કરી, પરંતુ આદર્શોમાં રચ્યાપચ્યા રહેતા આ રાજાએ ઇજીપ્તના તાબાના દૂરના પ્રદેશો ગુમાવી સામ્રાજ્યને નિર્બળ કરી દીધું. ૧૯મા વંશમાં સેટપી ૧લો, રેમેસીસ બીજો અને મેર-એન-પ્ટહ મહત્વના છે. સેટપીએ નાશ પામેલ મંદિરોનો પુનરુદ્ધાર કર્યો. રેમેસીસ બીજાએ લાંબું રાજ્ય કર્યું અને પ્રાચીન રાજ્યોના બાંધકામ તથા શિલ્પકળાનો કબજો લીધો. મેર-એન-પ્ટહે સૈન્યને પ્રોત્સાહન આપ્યું. રેમેસીસ ત્રીજા પછી રેમેસીસ નામ ધારણ કરતા તેના વંશજો વિશે કંઈ માહિતી મળતી નથી. છેલ્લા રેમેસીસના મરણ પછી મોટા પાદરી ઇજીપ્તનો રાજા થયો.

જૂના સમયમાં ઇ. પૂ. ૧૧૦૨માં થીબ્ઝના પાદરી રાજાઓ અને ટેનીસ પાસેના રાજકીય વંશોના રાજાઓ થયા આ સમયની માહિતી મળતી નથી. ધાર્મિક રૂપમાં આ રાજાઓની વિગતો મળે છે. આ સમયના છેલ્લા રાજા એમસીસના મરણ પછી ઇરાનના રણપ્રદેશના રાજા કેમ્બીસીસે ઇજીપ્તમાં પ્રવેશ કર્યો અને ઇજીપ્ત જીતી લીધું. તેને વારસદાર નહોતો. દારયસ ઇજીપ્તનો મહાન પરદેશી રાજા હતો. તેના વારસદારો ઇજીપ્તને કાબૂમાં ન રાખી શકયા. ત્યાનો સેનાપતિ નેકટનેબો ૧લો રાજા થયો. અલેકઝાન્ડર (સિકંદર)ને ઇજીપ્તે આવકાર આપ્યો અને તેણે અલેકઝાન્ડરિયા શહેર વસાવ્યું. તેના વારસદાર ફિલીપનું ખૂન થયું અને ઇજીપ્તના સેનાપતિ ટોલેમીએ ગ્રીક રાજવંશ સ્થાપ્યો. આ વંશના રાજાઓ મોજશોખમાં ડૂબ્યા તેથી નબળા બન્યા અને રાજ્ય ચલાવવાને અશક્તિમાન નીવડયા. આનો લાભ લઇ રોમના જૂલિયસ સિઝારે ઇજીપ્ત પર સત્તા જમાવી. તે ટોલેમી વંશની સૌંદર્યવાન કિલયોપેટ્રાને પરણ્યો અને તેણે કિલયોપેટ્રાના હાથમાં રાજ્ય સોંપ્યું. સિઝારના મરણ પછી

એન્ટોની સત્તા લેવા આવ્યો. તેણે ક્લિયોપેટ્રાને પોતાની બનાવી. એન્ટોનીએ રાજ્યવ્યવસ્થા નહોતી લીધી. ઑક્ટેવિયસે રોમથી આવી એન્ટોનીને હરાવ્યો. તેણે ક્લિયોપેટ્રાને રોમ લઇ જવાની તૈયારી કરી. ક્લિયોપેટ્રાએ બાળકો છટકી મોકલ્યાં અને સાપ વડે આત્મહત્યા કરી. ઑક્ટેવિયસ એક વહીવટકર્તા મૂકી રોમ ગયો, ત્યારથી ઇજીપ્ત રોમનો એક પ્રાંત બન્યો.

પ્રાચીન સમયમાં ઇજીપ્તનો રાજા 'ફેરો' (Pharaoh) કહેવાતો અને તે જ મુખ્ય ન્યાયાધીશ, સેનાપતિ, કોશાધ્યક્ષ તથા સર્વોચ્ચ ધર્મગુરુ ગણાતો. સંસ્કૃતિનો વિકાસ થતાં અદાલતો, પ્રાંતો તથા ધર્મગુરુઓનો ઉદય થયો. રાજા પાસે પ્રમાણમાં વધુ જાગીરો હોતી. ખાનગી માલિકીની જમીન પણ હોતી. ઉદ્યોગ તથા ખેતી માટે રાજ્યની સર્વોપરી સત્તા હતી. કાયદાની અદાલતોમાં રાજાના નામના સોગંદ મહાન સોગંદ ગણાતા. ગંભીર ગુનાઓ માટે મોતની સજા થતી. ચોરી માટે કેદની સજા થતી અથવા ચોરાયલા માલના બેવડા અથવા ત્રેવડા દંડની સજા થતી. વઝીર આગળ કેસો ચાલતા. તે નિષ્પક્ષપાતી ન્યાયાધીશ ગણાતો.

ખેતી માટે હળનો ઉપયોગ થતો. નદીની નજીકનાં ખેતરોમાં નહેરો દ્વારા પાણી લઇ જવાતું. ખેતરમાં ઢોર, ઘેટાં, બકરાં, ડુક્કર વગેરે પળાતાં. ખેતરના દેખાવો જૂની અથવા મધ્યયુગની કબરો પર દેખાય છે કે જેના પરથી ખેતીનું બધું કામ—ખેડવાનું, વાવવાનું, લણવાનું તથા ગધેડાની પીઠ પર મૂકીને માલ લઇ જવાનું કામ—માલૂમ પડે છે. ઇજીપ્તનો વિદેશ સાથે વેપાર હતો. અમરિયન સમયનાં સફેદ રેખાવાળાં માટીનાં વાસણો પર હોડીઓનાં ચિત્રો છે. ગેરઝિયન સમયનાં વાસણ પર લાકડાનાં વહાણ વિદેશ જતાં દેખાય છે. નાઉક્રટીસ અને ડફનાઇ ભૂમધ્ય પ્રદેશ સાથેના વેપાર માટેનાં કેન્દ્રો હતાં. રાતા સમુદ્રના પૂર્વના વેપાર માટે કોસિર અને કબખ મુખ્ય કેન્દ્રો હતાં.

ચારસો પુત્રીને જ મળતો. આ પુત્રીને મિલકત આપી શકતી, એટલે રાજા રાજકર્તા તરીકે ટકવા પુત્રીને પણ પરણતો. પ્રાચીન ઇજિપ્તમાં લગ્નના કાયદાઓ નહોતા એટલે લગ્નો અને વંશોની જાણથી કાયદાઓનું અનુમાન થાય છે. ક્લિયોપેટ્રાનાં ઘણાં લગ્નો થયાં હતાં. સ્ત્રીઓ છૂટથી ફરી શકતી. જાગીરના વહીવટ માટે પતિ સાથે જતી. સ્ત્રીઓના ચાર ધંધા હતા:—૧. ધર્મગુરુ, ૨. દાયણ ૩. રાજ્યા ગાનાર, ૪. નર્તિકા. દળવા માટે ઘંટીનો ઉપયોગ થતો. સ્ત્રી પિંજણ તથા વણાટનું કામ કરતી.

કેળવણી માટે બાળકોને ચાર વર્ષની ઉંમરે નિશાળે મોકલવામાં આવતાં. ત્યાં વાંચન, લેખન તથા ગણિતનું શિક્ષણ અપાતું. શિક્ષિતો સરકારી ઓફિસોમાં કારકુન, ધર્મગુરુ કે કલાકારો બનતા. ઈંટોથી બંધાયેલાં મકાન પહેલા તથા બીજા વંશમાં હશે એમ કબરો પરથી ધારવામાં આવે છે. કારીગરોનું ગામ બારમા વંશના કહુન (Kahun) રાજાએ બંધાવ્યું હતું. ખુરસીઓ તથા સિંહાસનોને હાથ તથા પીઠો નહોતી. ટેબલની વપરાશ લાગતી નથી. પાણીની બરણીઓ ઘરના અવેશદ્વાર આગળ રાખવામાં આવતી. કપડાં તથા બીજી વસ્તુઓ પેટીઓમાં રાખવામાં આવતી. મોટાં ઘરોની આગળ બાગ બનાવાતા, કારણ કે પ્રાચીન ઇજિપ્સિયનો ફૂલો તથા ઘટાદાર વૃક્ષોના શોખીન હતા. ગુલામની પ્રથા તે સમયે હતી. બાગતણુની મુશ્કેલી હતી.[13] ચારકોલ તથા બરનો ઉપયોગ થતો. યુદ્ધમાં ઘોડા તથા રથનો ઉપયોગ થતો. ખોરાકમાં તરેહતરેહની રોટલી તથા ભાખરી, પાળેલા મરઘાં, માંસ, ફળ વગેરે ચીજો હોતી. પીણાં પણ તે સમયે હોતાં. માટીના કોડિયામાં પ્રાણીની ચરબી સાથે વાટ મૂકી દીવા બનાવાતા. સ્ત્રીઓનાં કપડાં સીવવામાં આવતાં. સ્ત્રીઓ ડોક ઉપર પાતળા ઝભ્ભો પહેરતી પાછળથી ચણીઆ તથા બોડીસનો ઉપયોગ થયો. પુરુષો કમર પરથી

13. Margaret A. Murray—The Splendour that was Egypt. Page 117.

ર પીવાનાં વાસણો તથા ૮૭૦૦ સોનાના ટુકડાઓ મળી આવ્યા છે. ટ્રોય શહેર ઈમારતી લાકડું, સોનું, ચાંદી તથા જંગલી ગધેડાંની નિકાસ કરતું. બોઘઝકુઇની હિટ્ટાઈટ તકતીઓ પરથી જાણવા મળે છે કે લોખંડની લોકોને જાણ હતી. શબોને દાટવામાં આવતાં. લાંબી તલવારો તથા ઢાલો વપરાતી. વીરયુગની દંતકથાઓ એચિયનોના મૂળનું વર્ણન કરે છે. ઈ. સ. ૧૩૦૦માં એચિયન ગ્રીસના હોમર કવિએ સંસ્કૃતિનું વર્ણન કર્યું છે. તે હોમરિક સંસ્કૃતિ ગણાય છે. ઈ. પૂ. ૧૧૦૪માં ડોરિયનોએ ગ્રીસ પર ચઢાઈ કરીને માસેનિયન સંસ્કૃતિનો નાશ કર્યો અને કોરીન્થ નામનું શહેર વસાવ્યું.

ગ્રીક ભાષા બોલતા બધા પ્રદેશોનો ગ્રીસ અથવા 'હેલાસ'માં સમાવેશ થયો હતો. પર્વત પરની મનુષ્ય જાતિઓ ડોરિયન જેવી હતી. હેલનો એજીયન ટાપુ, ક્રીટ, ઇજીપ્ત, પેલેસ્ટાઈન, સીરિયા, મેસોપોટેમિયા અને એશિયામાઇનોરમાં ફેલાયા હતા. આરગોસ શહેર સત્તાવાન થયું હતું. તે સ્પાર્ટા સાથેની લડાઇઓ પછી નબળું પડયું હતું. સ્પાર્ટાના સોનેરી યુગમાં દરેક સ્પાર્ટન યોદ્ધો ગણાતો. સ્પાર્ટન કોમમાં બ્રહ્મચર્યને ગુનો ગણવામાં આવતો. સ્રીને ઘણા પતિ હોતા. છૂટાછેડા ઓછા થતા. પોષાક સાદો હતો. એથેન્સના હેસીઓડ કવિએ કાવ્ય રચના કરી હતી. ડેલ્ફી શહેર પવિત્ર ગણાતું. થેસેયસે એટ્રીકાના લોકોને એક રાજકીય વ્યવસ્થામાં ભેળવ્યા. એથેન્સને રાજધાની બનાવ્યું. સોલોન રાજાને ધિક્કારનાર જાગીરદાર હતા. પેઇસીસ્ટ્રટસે ૪૦૦ માણસો એકત્રિત કરી એક્રોપોલિસને ઘેરો ઘાલ્યો અને તે આપખુદ અધિકારી બન્યો. મૃત્યુ બાદ તેના પુત્રો સામે બળવો થયો અને ક્લીસ્ટલીને પ્રજાસત્તાક રાજ્ય બનાવ્યું.

ગ્રીસનો ઝીયસ અને એપોલો દેવ વધુ પ્રખ્યાત હતા. અરટેનીસ દેવી સંતાનોત્પત્તિની દેવી હતી. દેવોના સાત વિભાગ પાડવામાં આવ્યા છે:—૧. સ્વર્ગના દેવો, ૨. પાર્થિવ દેવો, ૩. સફળતાના દેવો, ૪. પ્રાણીદેવો, ૫. દુરિતનો નાશ કરનાર દેવો, ૬. વીરદેવો, ૭. ઓલિમ્પીક

દેવો, દેવોની મિલકત તથા તેમના વરઘોડાની પ્રથા હતી. વહેમો પણ હતા. જળ, અગ્નિ તથા ધુમ્રથી ઘર તથા ગામ પવિત્ર કરાતાં. જાતીય-સંયોગ અપવિત્ર ગણાતો. ઝીયસની દેવવાણી (oracle) જાણીતી છે. લખાણ માટે પેપીરસ (કાગળ) ઇજીપ્તમાંથી મંગાવાતો. લેખનકલા વિકસી હતી. ગ્રીક સાહિત્યમાં ઇલિયડ અને ઓડેસી મહાકાવ્યો છે. પહેલવાનની રમતો જોવા ઓલિમ્પિયામાં દૂર દૂરથી લોકો આવતા. પહેલવાનોની પ્રતિમાઓ બનાવાતી. કાપડ, હાથીદાંત, સોનુંરૂપું, મકાન, શિલ્પકળા, તથા રથની કળાનો ફેલાવો થયો હતો. સંગીતનો પ્રચાર હતો. નાટકકળા પણ શરૂ થઈ હતી.

ઇરાની રાજા દારયસે ઇ. પૂ. ૫૧૨માં ગ્રીસ પર ચઢાઈ કરી થ્રેસ જીત્યું. ઇ. પૂ. ૪૯૧માં ગ્રીસનો એજીયન પ્રદેશ તેણે જીતી લીધો. દારયસના મૃત્યુ બાદ ઝરસીસ ૧લો ગાદીએ આવ્યો. સ્પાર્ટન રાજા પાઉસેનીકસે મોટું સૈન્ય એકઠું કરી જીત મેળવી અને સોનેરી યુગ સ્થાપ્યો. ઇ. પૂ. ૪૮૦માં પેરિક્લસના સમયમાં લોકપ્રિય અદાલતોને ન્યાયના ઘણા અધિકાર આપવામાં આવ્યા. પેરિક્લસની આપખુદી સત્તાને હઠાવી પ્રજાકીય સત્તા લાવવામાં આવી. લોકોના પ્રતિનિધિઓની લોકસભા રચાઈ કે જેથી કાયદો, ન્યાય અને વ્યવસ્થા પ્રજાના હાથમાં આવી. ખેતીમા સુધારો થયો તથા ધાતુઓના ઉપયોગ વધ્યા. ઓઓ વણાટકામ કરતી. તત્ત્વજ્ઞાનીઓ ગુલામીની પ્રથાને ધિક્કારતા. જાહેર અખાડાઓ હતા, પરંતુ જાહેર શાળાઓ નહોતી. વેશ્યાઓ મોજશોખ માટે હતી. સ્થાતની છૂટ હતી

તત્ત્વજ્ઞાનની પાંચ શાખાઓ હતી :—(૧) પ્લેટોવાદ, (૨) વિરક્તિવાદ, (૩) ભોગવાદ, (૪) સિનિકવાદ (મનુષ્યવાદ), (૫) સંશયવાદ. પ્લેટો તથા સોક્રેટિસ નામના વિશ્વવિખ્યાત તત્ત્વજ્ઞાનીઓ આ સમય દરમિયાન જન્મ્યા હતા. આ યુગમાં એરિકલસ, સોફોકલીસ અને યુરીપાઇડિઝ (ટ્રેજડીના લેખકો) નામના નાટકકારોએ નાટકો દ્વારા ગ્રીક જીવનની કરુણતા ગાઈ. આરકીમીડીઝ નામનો મહાન વિજ્ઞાનશાસ્ત્રી ઇ. પૂ. ૨૮૭માં થયો હતો.

ઈ. પૂ. ૩૫૯માં ફિલીપ ગાદીએ આવ્યો. તે ઘણી સ્ત્રીઓને પરણ્યો હતો. તેની પત્ની ઓલિમ્પીઆએ અલેકઝાન્ડરને જન્મ આપ્યો. ડેમોસ્થિનીસ કે જે મહાન વકતા હતો, તે તેનો દુશ્મન બન્યો હતો. ફિલીપના એક અમલદારે તેનું ખૂન કર્યું હતું. સૈન્યે અલેકઝાન્ડરને ગાદીએ બેસાડયો. અલેકઝાન્ડરે દુનિયા જીતવા પ્રયાણ કર્યું. તેણે ઘણા દેશો જીત્યા. તેનું મરણ બેબિલોનમાં થયું. તે વખતે તેણે કહ્યું કે બળવાન વ્યકિત રાજા થાય. સત્તા લેવામાં ઝગડા થયા. જીતેલા દેશોના ભાગલા પડયા. સ્પાર્ટામાં બળવો ફાટી નીકળ્યો અને એગીસ ચોથો તથા લીઓનીડ્ઝ ગાદીએ આવ્યા. દક્ષિણ ઇટાલી સામે ગ્રીકો લડતા. ગ્રીક શહેરો રોમની મદદે જતાં હતાં. આ શહેરોનો ઈ. પૂ. ૨૯૫માં પીરહસે પોતાને પહેલાંના રાજ્યકર્તા એલિયસનો વારસદાર ગણાવ્યો અને મોલોસિયનનો રાજા થયો. મોલોસિયન જાતિ આગળ પડતી જાતિ હતી. ઈ. સ. પૂ. ૧૭૯માં રોમનો રાજા ફિલીપ પાંચમો મરણ પામ્યો એટલે પેરસીયસ ગાદીએ આવ્યો. તે સમયે ગ્રીસમાં લશ્કર મોકલી તેણે ગ્રીસ અને મેસેડોનીઆને જીત્યા. રોમન સામ્રાજ્યનો ગ્રીસ અને મેસેડોનીઆ એક પ્રાંત બન્યો.[15]

### ૭. રોમ

ઇટલી પર્વતો, ખીણો, સરોવરો તથા લીલાંછમ ખેતરોવાળો રમણીય પ્રદેશ છે. રોમ પશ્ચિમ દુનિયાનું કેન્દ્ર છે.[16] અહીંથી નૂતન પાષાણયુગની સંસ્કૃતિના અવશેષો મળ્યા છે. ઉત્તર ઇટલી ઉપર મધ્ય યુરોપના લોકોએ ચઢાઈ કરી હતી. તેમણે જ મકાન બાંધવાની કળા આણી હતી. ખેતી, કાપડ, ઉદ્યોગ તથા માટીકામનો તેઓએ વિકાસ કર્યો હતો. ઇટ્રુસ્કન લોકોએ અહીં ઘણાં વર્ષો સુધી રાજ્ય કર્યું હતું. તેમણે શહેરોનો વિકાસ કર્યો હતો. સ્ત્રી પુરુષ લાંબા વાળ રાખતા. પુરુષો દાઢી રાખતા.

15. *Will Durant—Life of Greece.*

16. Will Durant—Caesar & Christ. Page 4.

ઇ. સ. પૂ. ૧૦૦૦ના અરસામાં ફીલનોનન આવ્યો અને બેટીનમમાં સંસ્થાન સ્થાપ્યું. ઇટલીની ત્રણે જાતિઓ—લેટીનસ, સેબીન્સ અને ઇટ્રુસીયન જોડાઈ અને પ્રજાકીય સત્તાની સ્થાપના થઈ. લેટિન ભાષાનો ફેલાવો ઘણો થયો. ઈ. સ. પૂ. ૨૧૮માં હેનિબાલ સૈન્ય લઈને આવ્યો અને રોમ તથા સ્પેન જીતી લીધું.

રોમન દેવળનું મહત્ત્વ વધારે છે. વસ્તા દેવી મકાન તથા ખેતર સાચવનાર દેવી હતી. હરક્યુલસ મોજશોખનો દેવ હતો. વહેમો, મનાઈઓ, મંત્ર, ચમત્કારી બનાવ વગેરે પ્રચલિત હતા. ગુનેગારને ધિક્કારવામાં આવતો. લગ્ન માબાપથી યોજાતું. નિમકહરામીપણું અને વંધ્યત્વના કારણે છૂટાછેડા મેળવી શકાતા. કુટુંબો શિક્ષણ માટે શિક્ષક રોકતાં. ખેડૂતો શાકભાજી તથા ફળો પેદા કરતા. ખનિજોની અછત હતી. સોનું નહોતું મળતું. ચાંદી થોડી મળતી. લોખંડ, કલાઈ, ત્રાંબુ વગેરે પણ થોડા પ્રમાણમાં મળી આવતું. ઈ. પૂ. ૨૬૭માં રોમન સિક્કાઓ જણાય છે. ઈ. પૂ. ૧૭૧માં ફીલિપ પાંચમાના પુત્ર પેરસીયસ મેસેડોનનો રાજા થયો. તેણે ગ્રીસ અને મેસેડોનને રોમનો એક પ્રાંત બનાવ્યો.

રોમન સામ્રાજ્યની નીતિ પ્રાંતોને લૂંટવાની હતી. વેસ્યાઓ વધવા માંડી અને નીતિનું ધોરણ નીચું જવા લાગ્યું. છીનાળું પણ વધવા લાગ્યું હતું. સાહિત્ય, તત્ત્વજ્ઞાન, ધર્મ, વિજ્ઞાન અને કળામાં ગ્રીસની જીત થઈ. ગુલામો ખરીદવાની તથા વેચવાની પ્રથા ચાલુ થઈ હતી. ઇટલીમાં બળવો ફાટી નીકળ્યો. તે બળવાની ત્રણ માગણીઓ હતી :— (૧) ગરીબોને રાજ્યની વધુ જમીન વહેંચો, (૨) પંચના હકો, (૩) મુક્ત માણસોના નાગરિક હક.

જુલિયસ સિઝરનો જન્મ ઈ. પૂ. ૧૦૦માં થયો હતો. લગ્નના

મતભેદને કારણે રોમમાંથી તે જતો રહ્યો અને સુલાના મરણ પછી તે રોમ પાછો આવ્યો. તેણે દસ વર્ષ સુધી સરમુખત્યારશાહી ચલાવી. સભામાં સિઝરની કસોટી લેવાઈ અને કહેવામાં આવ્યું કે વ્યવસ્થા, ન્યાય અને જાહોજલાલી માટે તે યોગ્ય નથી. સિઝર વિજયો માટે નીકળી પડયો અને સિસિલી, સ્પેન, ઈજીપ્ત વગેરે દેશો જીત્યા. ઇજીપ્તમાં કિલયોપેટ્રા સાથે લગ્ન કર્યું અને પુત્ર અવતર્યો. તેનું નામ સિઝારિયન પાડવામાં આવ્યું. સિઝર મરણ પામ્યો, ત્યારપછી એન્ટની ઇજીપ્તમાં આવ્યો. કિલયોપેટ્રા તેની મરજી પ્રમાણે તેને મળી. એન્ટની પછી ઑક્ટોવિયસે ઇજીપ્ત જીત્યું અને કિલયોપેટ્રાને રોમ લઈ જવા તૈયારી કરી, પરંતુ કિલયોપેટ્રાએ છાતીએ સાપ વળગાડી આત્મહત્યા કરી. ઑક્ટોવિયસે ઇજીપ્તના રાજ્યને રોમનો પ્રાંત બનાવ્યો. રોમમાં ઑગસ્ટસે મંદિરો, પુસ્તકાલયો, નાટકશાળાઓ, કુવાઓ, ફુવારા, સરોવરો અને રસ્તાઓ બાંધી તેને ઉજ્જવળ બનાવ્યું. સોનેરી યુગ ઇ. સ. પૂ. ૩૦ થી ઇ. સ. ૧૪ સુધીનો હતો. તે યુગમાં તત્ત્વજ્ઞાન તથા સાહિત્યનો વિકાસ થયો. ઑગસ્ટસના મરણ પછી ટીબેરસ નામનો સેનાપતિ સેનેટને મળ્યો. તે રાજ્યકર્તા તરીકે યોગ્ય નહોતો. ટીબેરસ પછી પ્રજાસત્તા જતી રહી. સૈનિકોમાં ઉછરેલ બેનીયસ રાજા બન્યો. તે ઇજીપ્તનો આઈસીસ ધર્મ પાળતો. કેલડીયસ, નેનરો, કૉનોડસ વગેરેના સમયમાં કંઈ વિકાસ ન થયો.

ઈ. સ. ૧૪ થી ૪૬ સુધીનો યુગ રૂપેરી યુગ કહેવાય છે. કેટલાક તત્ત્વજ્ઞાનીઓ તથા કવિઓ આ સમયમાં થયા હતા. ઔદ્યો પાસેથી દવાઓ લાવવામાં આવી હતી. ખેતીના પાક, ફળ તથા મદ્યની વધી હતી. વસ્ત્રો, હાથરૂમાલો, હીરા, ઓજારો તથા શણના કાપડની તરેહતરેહની જાતો બની હતી. ચક્રવાળાં વાહનો, રથ તથા માફાઓ દેખાતા હતા. જુદા જુદા દેશોમાંથી વસ્તુઓની આયાત થતી. ઑગસ્ટસનો મહેલ 'સોનેરી ઘર' રોમની એક અજાયબી હતી.

ઑગસ્ટસે ગ્રીક શિલ્પ અને સ્થાપત્યની કળાથી રોમને શણગાર્યું હતું. સિક્કાઓ, તરેહતરેહની ભાતો, માટીના વાસણો તથા કાચની કારીગરીમાં વિકાસ થયો હતો. પામ્પીના એમ્ફીથિયેટર અથવા ઓપેરા હાઉસ જેવું દુનિયામાં થિયેટર નથી. બાળકોનો ઉછેર શિક્ષણદ્વારા થતો. કેટલીક સ્ત્રીઓ લગ્ન પછી શિક્ષણ પ્રાપ્ત કરતી. વેશ્યાનો ધંધો કાયદેસર હતો. કેટલીક સ્ત્રીઓ ફેક્ટરીઓ તથા દુકાનોમાં કામ કરતી. કેટલીક વકીલ, ડૉક્ટર, નટી, પહેલવાન તથા કવિયિત્રી બનતી. પુરુષો જાંબુડીઆ રંગનો ઝભ્ભો પહેરતા. સ્ત્રીઓ પીનો, તેલ, ક્રીમ, રંગ, પગરખાં, જવાહીર, એરીંગ, માદળિયાં, પોંચી વગેરેનો ઉપયોગ કરતી. ફ્લ્યુટ, વીણા, બ્યુગલ, ઝાંઝ વગેરે સંગીત માટે વપરાતાં. રોમન કાયદો યુરોપના ઘણા દેશોમાં પ્રચલિત છે.

યહૂદી ધર્મમાં ઈસુ ખ્રિસ્તના ચરિત્રે ક્રાંતિકારક પલટો આણ્યો. ઈસુનો જન્મ જૂડીઆના બેટલહામમાં થયો. ઈસુએ મોઝીઝની આજ્ઞાનો વ્યાપક અર્થ ઘટાવ્યો. દયા અને પશ્ચાતાપના માર્ગે 'દિવ્ય રાજ્ય'નો સાક્ષાત્કાર કરવા માંડયો અને યહૂદી પેગંબરોએ ભાખેલા ખ્રિસ્ત તરીકે ઉપદેશ દેવા માંડયો. જેરૂસલેમના યહૂદી લોકોએ બળવો કરી ધર્મચુસ્ત પાદરીઓ દ્વારા આ સુધારક દેવદૂત માટે વાહિયાત આરોપો મુકાવી દેહાંત દંડ દેવરાવ્યો. આમાંથી આગળ જતાં એમના અનુયાયીઓએ ઈસુ ખ્રિસ્તના ઉપદેશનો યુરોપમાં પ્રચાર કર્યો એમાંથી ખ્રિસ્તી ધર્મ તથા દેવળનો જન્મ થયો તથા ધર્મસીસન શરૂ થઈ.

ઈ. સ. ૧૯૩માં કોમોડસના છૂપા ખૂન પછી ઍપીસસને રાજા તરીકે પસંદ કરવામાં આવ્યો. તેના પછીના સંત તત્ત્વજ્ઞાની અલેક્ઝાન્ડરને મારી ઇરાનીઓએ તથા જર્મનોએ રોમ જીત્યું. ત્યારપછી ત્રણ સૈકાઓ સુધી અધાધુંધી રહી.

ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થતો હતો એટલે રોમન સરકારે ખ્રિસ્તીઓને દંડવાનો નિર્ણય કર્યો. સિઝર અને ઇસુ ખ્રિસ્ત ગોળાકાર

મધ્યભાગ (Arena)માં મળ્યા હતા. તેમાં ઇસુ ખ્રિસ્તનો વિજય થયો હતો.

રોમની પડતી કેમ થઈ? લોકોની નીતિનું ધોરણ નીચું ગયું હતું. લડાઈ, ઝગડા, કરવેરા, ગરીબ-ધનિકના કલહ, નાસ્તિકતા, બળવો વગેરે કારણોથી રોમ જંગલી જાતિઓ-હૂણોથી જીતાયું. રોમે ભૂમધ્ય જગત જીત્યું હતું તથા તેના પર તેની સંસ્કૃતિનો ફેલાવો કર્યો હતો. રોમે વ્યવસ્થા, શાંતિ, જાહોજલાલી તથા રાજ્યવ્યવસ્થા નિર્માણ કરી.

# ૪. ભારતની પ્રજાઓ અને ભાષાઓ

ભારતમાં આર્યભાષા આપણો અપૂર્વ વારસો છે.[1] ભારતમાં અનેક પ્રજાઓ, ભાષાઓ તથા તરેહતરેહનાં તત્ત્વોએ ભારતીય ભાષા અને સંસ્કૃતિમાં ઘણો ફાળો આપ્યો છે.

**૧. ભારત-યૂરોપીય, ભારત ઈરાની અને ભારતીય આર્ય**

માનવકલ્પવાનરના કોઈ પ્રકારમાંથી મનુષ્યના વિકાસવાળી જાતિ-માનવની કોઈ જાત ભારતની ભૂમિ પર વ્યુત્પન્ન થઈ હોય તેનો પુરાવો મળ્યો નથી. ભારતને પોતાનું વતન બનાવનાર જાતિઓમાં સૌથી આદિમ હબસી જાતિ જણાય છે. ત્યારબાદ હિંદીચીનમાંથી ઑસ્ટ્રિક અને પશ્ચિમમાંથી દ્રાવિડ જાતિ આવી અને ત્યારબાદ આર્યો અને ઉત્તરમાંથી તિબેટ-ચીનાઈ જાતિ આવી. નેગ્રીટો પ્રાથમિક પાષાણ યુગનું જીવન ગાળતા હોવાને કારણે ભારતીય સંસ્કૃતિમાં કંઈ ફાળો આપી શક્યા નથી. ઑસ્ટ્રિક, દ્રાવિડ તથા તિબેટીચીનાઈ જાતિઓએ ભારતીય સંસ્કૃતિના પાયા નાખ્યા. આર્યોની સંસ્કૃતિ એ પાયા ઉપર ઘડાઈ. આ સમયે જે સંસ્કારિતા ઉદ્ભવી તેનું વાહન પ્રતીક અને આવિષ્કરણ આર્યભાષા બની તથા સંસ્કૃતરૂપે, પાલીરૂપે, અર્ધમાગધીરૂપે તથા અપભ્રંશરૂપે અને પાછળથી હિંદી, ગુજરાતી, મરાઠી, ઓરિયા, બંગાળી, નેપાળી અને બીજી ભાષાઓરૂપે એ આર્યભાષા જુદા જુદા કાળમાં અને જુદા જુદા પ્રદેશોમાં ભારતીય સંસ્કારિતા સાથે વનિતાભાવે સંકળાયેલી છે. તેમના બંધારણની સમાનતા તથા તેઓમાં પરસ્પર જણાતા ધાતુઓએ શબ્દ રચી

1. Sunitikumar Chatterji—Indo-Aryan and Hindi. Page 2.

'વાગવરતુ'ની સમાનતાને ધ્યાનમાં રાખીને તેમને જગતની ભાષાઓના કુલોમાં વહેંચી દેવામાં આવી છે. સૌથી મહત્ત્વનું ભાષાકુળ ભારત-યુરોપીય છે. આ સિવાય બીજાં પણ ભાષાકુળો છે. સેમેટિક, ચીનાર્ધ-તિબેટી, યુરાલી, આલ્તાઈ, દ્રાવિડી, ઍાસ્ટ્રિક, ઑસ્ટ્રેલેશિયન, બાન્ટૂ (મધ્ય તથા દક્ષિણ આફ્રિકાની ભાષાઓ) સુદાની અને ઉત્તર દક્ષિણ અમેરિકાની ભાષાઓનાં વિવિધ કુળો.

આદિમ ભારતયુરોપીય ભાષા અનેક ભાષાઓનું ઉદ્દભવ સ્થાન છે. જેવી કે, વૈદિક, પ્રાચીન ઈરાની અને અવેસ્તા, ગ્રીક, ગૉથિક, જર્મેનિક ભાષાઓ, લેટિન, જૂની આયરિશ, કેલ્ટિક ભાષાઓ, સ્લાવયો-બાલ્ટિક ભાષાઓ, આર્મેનિયન, આલ્બેનિયન તથા હિટ્ટાઈટ, તોખારી વગેરે. તે ભાષા જે લોકો બોલતા તેમને ભાષાશાસ્ત્રીઓ 'વિરાસ' કહે છે. એમને માટે સંસ્કૃતમાં 'વીર', લેટિનમાં 'ઉઈર', જર્મેનિકમાં 'વેર' અને જૂની આયરિશમાં 'ફેર' વીર માટે પ્રયોજાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પ્રાચીન ભારતના ખરેખર વીરોના વંશજો છે. તેઓ ભારતના આર્યો તરીકે ઓળખાયા.

મૂળ ભારતયુરોપીય ભાષા ક્યાં ઉદ્દભવી અને ક્યાં અને ક્યારે તેનો વિકાસ થયો તે અનિશ્ચિત છે તે ભાષા ઘડનાર લોકો મેસોપોટેમિયાના સુધરેલા લોકો સાથે ત્રીજી સહસ્રાબ્દિમાંની અંતિમ સદીઓમાં સંપર્કમાં આવ્યા જણાય છે. ઇ. સ પૂર્વે ૧૦૦૦ માં તો મેસોપોટેમિયામાં તેમની હસ્તીનો પૂરતો પુરાવો મળી રહે છે. મૂળ વતન ક્યાં હશે તે બાબતમાં ઈટાલીના માનવશાસ્ત્રી સર્ગીએ એશિયામાઇનોરના ઉચ્ચપ્રદેશનું સ્થળ સૂચવ્યું. સર્ગીના પહેલાં આ વિશે વિવિધ મતો પ્રવર્તતા હતા. મેસોપોટેમિયન ભાષાકુળની જૂનામાં જૂની શાખારૂપ હિટ્ટાઈટ ભાષાની શોધે આ મતને સમર્થન આપેલ ગે છે. મેક્સમૂલરે મૂળ દેશ મધ્ય એશિયા હોવાનું સૂચન કર્યું છે. લથામે આ મતનો વિરોધ કરીને યુરોપમાં ક્યાંક વતન હોવાનો મત

રજૂ કર્યો એટલે વિદ્વાનોએ આ બાબતમાં તર્કવિતર્ક કરી પશ્ચિમ રશિયા, દક્ષિણ રશિયા, ઉત્તર જર્મની, સ્કેન્ડેનેવિયા, હંગેરિ, પોલેન્ડ, તથા લિથુઆનીઆને ભારતયૂરોપીયોનો મૂળ દેશ માન્યો.

આર્યોના આગમનનો પૂર્વ યુરોપના કોઈક સ્થાનનો સિદ્ધાંત પ્રચલિત થયો છે. મધ્ય અને પૂર્વ યુરોપનાં મેદાનોમાંથી આ પ્રદેશો સૂકા થતાં તથા બીજાના દબાણથી લોકોનાં ટોળાં જુદી જુદી દિશાઓમાં ગયાં. તે ટોળાના લોકો અગાઉથી વસેલા બીજા લોકો સાથે ભળી જવાથી ગ્રીક, ઍસિયન, ફ્રીજીયન, આરમેનિયન, આર્યો (ભારતઈરાની), જર્મન, ઇટાલિયન વગેરે થયા. તેમની પાસે ભાષાનું પ્રભુત્વ હતું. તેમનો સમાજ પિતૃપ્રધાન હતો. તેમની પરંપરા ગોત્ર અથવા ટોળીના નામે જાણીતી છે. તેમના ધર્મના દેવો કુદરતી તત્ત્વોવાળા હતા. દ્યોસ્ પિતર (અવકાશ-પિતા), પૃથ્વીમાતરસ્ (પૃથ્વીમાતા), સુર્દેવિઓસ્ (સૂર્યદેવ), ઔસોસ (ઉષાદેવી), વંતોસ (વાયુદેવ), અને બીજા કેટલાક કુદરતી દેવો સિવાય આ વીરોનો મિસર અને સુમેર-અક્કડના લોકોની જેમ મોટો દેવતાગણ નહોતો. ભાષાના સિદ્ધાંત અનુસાર ભારતયૂરોપીયોનું વતન કયાં હશે તેના તર્કો થયેલા છે. તાજેતરમાં થ્રન્ડેન્સ્ટીને ભાષાના પુરાવા પરથી આદિમ ભારતયૂરોપીયોના બે સમય શોધી કાઢ્યા છે :—(૧) ભારતીયયૂરોપીયોની જુદી જુદી શાખાઓ નહોતી બની તે સમય, (૨) ભારતીય ઈરાની–ભારતીયયૂરોપીયોથી છૂટા પડયા ત્યાર પછીનો સમય. પહેલા સમયના શબ્દોના અમુક અર્થો થતા, તેમાં બીજા સમયમાં ફેરફાર થયો અને નવા અર્થો પણ થવા લાગ્યા. દા. ત. શુમ્રનો મૂળ અર્થ 'પત્થર' હતો, પરંતુ પાછળથી 'સોમરસનો વાટવાનો પત્થર' થયો. આ શબ્દોના અર્થની ઝીણવટભરી તપાસથી માલૂમ પડયું છે કે ભારતયૂરોપીયો, પહેલાં સૂકા ખડકવાળા પ્રદેશમાં રહેતા હશે કે જ્યાં જંગલો નહિ, પરંતુ ઝાડી હતી અને ત્યાંનાં વૃક્ષો ઓક, વીલો, બર્ચ, શાળ જેવાં વૃક્ષો અને વળી લેશ્રાં વૃક્ષો હતાં. ફળાઉ ઝાડ નહોતાં. તેમાં સાગર,

જંગલી ભૂંડ, વરુ, શિયાળ, રીંછ, હરણ, ઉંદર વગેરે જંગલી પશુઓ જણાતાં હતાં. પાળેલાં પ્રાણીઓમાં ગાય સુમેરિયનો પાસેથી મેળવી. ઘેટું, બકરું, ઘોડો, કૂતરો તથા ડુક્કર તેમનાં બીજાં પાળેલાં પ્રાણીઓ હતાં. તેઓ કેટલાંક પક્ષીઓ જાણતા હતા. બીજે જતાં જુદી જાતનાં ઝાડપાન તથા પ્રાણીઓ તેઓએ જાણ્યાં. યૂરલ પર્વતોની દક્ષિણે અને પૂર્વે આવેલ ઉત્તરનાં કિરગીઝ મેદાનો ભારતયૂરોપીયોના જૂના થરનાં લક્ષણો સાથે વધુ બંધ બેસે છે અને એ રીતે કાર્પેથિયનથી બાલ્ટિક સુધીના યુરોપના સપાટ પ્રદેશમાં નવા ભારતયૂરોપીયોના વતનનાં લક્ષણો લાગુ પડે છે. ભાષામાં પરદેશી તત્ત્વોને કારણે મેસોપોટેમિયા અને સુમેર–અક્કડનો સંબંધ જણાય છે, ઇજિપ્ત, ગ્રીસ કે પૂર્વ એશિયાનો નહિ. બ્રાન્ડેન્સ્ટીનના મત પ્રમાણે આદિ ભારતયૂરોપીયોનું મૂળ વતન યૂરલ પર્વતોની દક્ષિણે આવેલ યુરેશિયાનાં મેદાનોમાં રહેલું છે. ત્યાં ભારતયૂરોપીયોની એક શાખા રહી હશે અને લોકોનો મુખ્ય ભાગ પશ્ચિમ એટલે કે પોલેન્ડ તરફ ગયો હશે અથવા ભારતીય આર્યોના પૂર્વજો અને હિટ્ટાઇટો મધ્ય એશિયાનાં ઉત્તરનાં મેદાનો છોડી દક્ષિણપૂર્વમાં કોકેસસ થઈને એશિયા માઇનોર, મેસોપોટેમિયા તથા ઈરાનમાં ઈ. સ. પૂર્વે ત્રીજી સહસ્રાબ્દિના ઉત્તરાર્ધમાં આવ્યા હશે, જ્યારે યુરોપના લોકો પશ્ચિમ તરફ ગયા હશે. આ તદ્દન સુગ્રાહ્ય મત છે કે જે સંગીન ભાષાકીય તેમજ પુરાતત્ત્વીય પદ્ધતિ પર સ્થાપેલ છે. યુરેપ–એશિયાનું મેદાન જંગલી ઘોડાનું વતન હતું અને તેને પાળવાનું માન કદાચ વીરોને ઘટે છે. ભારતયૂરોપીયોનું પહેલું જૂથ હિટ્ટાઇટ લાગે છે. તેઓની પાછળ ભારતઈરાનીઓ કે આર્યો ઉત્તર મેસોપોટેમિયામાં ઇ. સ. પૂર્વે ૨૦૦૦ માં આવ્યા. બીજી શાખા પશ્ચિમમાં યુરોપ, પોલેન્ડ અને કાર્પેથિયન પ્રદેશોમાં ગઈ. બોઘાઝકોઈના ઉત્તરપૂર્વ એશિયામાઈનોરમાંથી મળી આવેલ લેખો પરથી જણાય કે મીટાની લોકોના ઇન્દ્ર, મિત્ર, ઉરુવન (વરુણ) અને

નાસતનિય નામના દેવો ઋગ્વેદના ઈન્દ્ર, મિત્ર, વરુણ અને નાસત્યો (અશ્વિનૌ) સમાન છે. ભારત અને ભારતની બહારના દેશોમાં ઇશ્વર સંબંધી ઉચ્ચારણોમાં વધુ સમાનતાને કારણે બંનેના પૂર્વજો એક હોવાનું મનાય છે.

ભારતયૂરોપીયો યુરોપ, મધ્ય એશિયા, યૂરેશિયા તથા ઈરાનમાં વસીને ભારત તરફ ધીમે ધીમે ઘણી પેઢીઓ પસાર થતાં આવ્યા હશે. વેદસાહિત્યમાં આ વિશે કંઈ ઉલ્લેખ નથી, કારણ કે જુદા દેશ જેવું ભારતમાં તેમનું આગમન નહોતું. વેદ અને અવેસ્તાના છંદની શરૂઆત ઈરાનમાં થઈ હશે. કદાચ મેસોપોટેમિયામાં તેના કરતાં વહેલી ન થઈ હોય. ભારતમાં તેમની અગાઉ વસેલા લોકોને દાસ અથવા દસ્યુ કહેતા. ઈરાનમાં દાહ અને દહ્યુ કહેતા હશે. દહઈ નામના લોકો ઈરાનમાં મળી આવે છે. આર્યોની ભારત પરની ચડાઈને કારણે પૂર્વી ઇરાનમાંથી પંજાબ તરફ એમનું સ્થળાંતર થયું હશે. ઈરાન અને ભારતની હોમ નામની અગ્નિપૂજામાં સમતા છે. આશરે ઇ. સ. પૂર્વે ૧૫૦૦માં આર્યોની પહેલી ટોળી પંજાબ થઈને ભારતમાં આવી હશે. આદિમ ભારતયૂરોપીયોની ભાષાનું જે સ્વરૂપમાં વિદ્વાનોની ચાર પેઢીઓએ પુનઃકલ્પન કર્યું છે તે સ્વરૂપમાં રૂપોની બાબતમા તે અસાધારણ રીતે સમૃદ્ધ છે. તેમજ સૂક્ષ્મ અર્થચ્છાયાઓ વ્યક્ત કરવાનું બળ ધરાવનારાં રૂપાખ્યાનો દ્વારા પોતાના ક્ષેત્ર સાથે સબંધ ધરાવે છે તથા આ ભાષા બધા જ અટપટા વિચારો ચતુરાઈપૂર્વક વ્યક્ત કરવાનું સામર્થ્ય ધરાવે છે.

બધી જ આદિમ ભાષાઓની જેમ ભારતયૂરોપીય ભાષામાં કાળબોધ સૂક્ષ્મ અને વિકસેલો નહોતો. છતાં ય ક્રિયાભેદની સૂક્ષ્મતાઓ, જેવી કે ક્ષણિક અથવા ચાલુ, પ્રારંભિક અથવા પૂર્ણ કે દ્વિરુક્ત એવી રીતે વ્યક્ત કરી શકતી કે તેવું કરવાને બીજી આદિમ ભાષાઓ અશક્ત હતી. કુદરત પર આધાર રાખવો પડતો હોવાથી પાછળથી પ્રત્યયમાં મૈત્રિક સંબંધ આરોપતાં વ્યાકરણમાંનું લિંગ પેદા થયું. આદિમ ભારત—

યૂરોપીય ભાષાની ધ્વનિપ્રક્રિયા પ્રલંબિત ઉષ્મધ્વનિને મુકાબલે ક્ષણિક સ્પૃષ્ટ અથવા સ્પર્શધ્વનિને વધારે પસંદગી આપતી હતી.

ભારતયૂરોપીય ભાષાના સ્વરોમાં अ, ए, ओ એ ત્રણ મૂળ સ્વરો તથા इ, उ, એ બે નિષ્પાદિત અને બીજી કોટિના સ્વરો હતા. र, य, व, અર્ધસ્વરો સાથે ગાઢ રીતે સંકળાયેલા હતા. તે મુખ્યત્વે સંધિસ્વરોમાં આવતા હતા. આ ઉપરાંત લઘુપ્રયત્નસ્વરોમાં કહેવાતો મંદસ્વર अ નોંધપાત્ર છે આ સ્વર હ્રસ્વ તેમ જ દીર્ઘ હતો. સંધિસ્વરોની ઘટના માટે ऊ, ए, औ, એ મૂળ સ્વરો य् અને व् સાથે સંયોજિત થઈ શકતા. સ્વરોનું અનુનાસિકીકરણ થઈ શકતું નથી. ભારતયૂરોપીય ઉચ્ચારણ પ્રક્રિયાને લગતી સૌથી નોંધપાત્ર હકીકત જે એની રૂપઘટના સાથે ગાઢપણે સંબદ્ધ છે, તે અપશ્રુતિ અથવા નિયત ગુણવૃદ્ધિપ્રક્રિયા છે ભારતમાં ગણનાનો આરંભ આંગળીઓ વડે થયો. દા. ત. પેલો એક. શબ્દભંડોળની બાબતમાં યૂરલ પ્રવર્તોની દક્ષિણે આવેલ યૂરેપએશિયાના મેદાનમાં પોતાના આદિ સ્થાનમાંથી ભારતયૂરોપીય ભાષાઓએ આલ્તાઇ બોલીઓમાંથી શબ્દો ઉછીના લીધા હોવાનું જણાય છે. એ જ પ્રમાણે ભારતયૂરોપીય ભાષામાંથી પણ એ બોલીએ ઘણા શબ્દો લીધા છે. સુમેરિયન–ગુ(દ)=ગાય (સંસ્કૃત–गौ) અક્કડિયન–પિલક્કુ=કુહાડી (સંસ્કૃત–परशु) વગેરે.

આ ભાષા ઇરાનમાં આવી હતી. આર્યદેવો–મિત્ર, વરુણ, ઇન્દ્ર તથા મિટાનીના નાસત્યો અને કેસાઇટ્સ (બેબિલોનના વિજેતાઓ)નો સૂર્યદેવ સૂચવે છે કે મેસોપોટેમિયામાં રહેતા આર્યો આર્યદેવોને તથા શ્લોકોને જાણતા. ભારતનાં પુરાણોમાં બાંધકામની કળા અને અસુરોનો ઉલ્લેખ છે. અસુરો કદાચ એસિરિયાના અશુરો હશે. ભારતીય આર્યોએ જાતિ, ધર્મ અને સંસ્કૃતિનો પાયો નાખ્યો અને જગતમાં તેઓ હિન્દુ કહેવાયા. તેઓએ વેદકાલીન સંસ્કૃત, પાલી, હિંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી, પંજાબી અને બીજી મધ્યયુગી તથા અર્વાચીન ભાષાઓનો વિકાસ સાધ્યો.

આર્યો ભારતમાં આવ્યા ત્યારે ભારતમાં કેટલીક વિકસિત જાતિઓ રહેતી હતી. અગાઉ એમ માનવામાં આવતું કે ગોરી ચામડીવાળા આર્યોએ મધ્ય એશિયામાંથી આવી કાળી ચામડીવાળા અનાર્યોને હરાવ્યા. હિંદુ સંસ્કૃતિનાં ઉચ્ચ તત્ત્વો આર્યોનાં છે અને ખરાબ તત્ત્વો અનાર્યોનાં છે એમ મનાતું, પરંતુ તાજેતરની શોધોએ પુરવાર કર્યું છે કે એ બરાબર નથી. હિંદુ ધાર્મિક તથા સાંસ્કૃતિક રિવાજોમાં અને પ્રાચીન ઇતિહાસ તથા દંતકથાઓમાં અનાર્ય તત્ત્વો હોવા છતાં આર્ય ભાષા આર્યોની હોવાને કારણે પ્રભુત્વ મેળવી શકી. કર્મ અને મોક્ષના વિચારો, યોગાભ્યાસ, તથા હિંદુ પૂજાની ધાર્મિક ક્રિયા (વેદાનુસાર હોમથી જુદી) હિંદુ ધર્મ વિરુદ્ધ છે કારણ કે તે અનાર્યની ભેટ છે. સામાજિક વ્યવહારની ચીજો ડાંગર, કેટલાંક શાકભાજી, આમલી તથા નાળિયેર, હિંદુ જીવન અને ધાર્મિક ક્રિયાઓમાં નાગરવેલના પાનનો ઉપયોગ, ઘણા લોકઉદ્યોગ, વહાણવટાનો હુન્નર, હિંદુ પહેરવેશ (ધોતી, સાડી), સિંદૂર અને હળધરનો લગ્ન સમયે ઉપયોગ વગેરે આપણા પ્રાક્-આર્ય-પૂર્વજોનો વારસો છે.

**૨. ભારતીય આર્યો પર અનાર્યોની અસર અને આર્યોનો આદ્ય ઇતિહાસ**

આર્યોના આગમન પહેલાં અહીં વસેલ જાતિના લોકોમાં સૌથી પ્રાચીન એવા નેગ્રીટો આફ્રિકામાંથી અરબસ્તાન અને ઈરાન થઈને દક્ષિણ ભારતમાં આવ્યા હશે. આ લોકો હાલ પોતાની ભાષા જાળવી રાખીને આન્દામાનમાં રહે છે, જ્યારે ભારતના બીજા ભાગોમાં તેઓ આર્ય દ્રાવિડ વગેરે જાતિઓમાં સમાઈ ગયા લાગે છે. આસામ અને બ્રહ્મદેશમાં થઈને મલાયામાં તથા સુમાત્રામાં પણ નેગ્રીટો ગયા હશે. ડૉ. સુનીતિકુમાર ચેટરજીના મતાનુસાર બંગાળ બાદુડ (ચામાચીડિયું) શબ્દનું મૂળ આમાં રહેલું છે. નેગ્રીટો પછી ભારતમાં ઑસ્ટ્રિક પ્રજા આવી. આ આદ્ય ઑસ્ટ્રેલોઈડ (ઑસ્ટ્રિક) પ્રજા લાંબા મસ્તકવાળી

શ્યામ ત્વચાવાળી તથા ચીબા નાકવાળી હતી. આર્યો તે પ્રજાને 'નિષાદ' તરીકે ઓળખતા. ઑસ્ટ્રિક લોકો તેમની ભાષા દક્ષિણમાં અને પૂર્વમાં મલાયા, ઇન્ડોનેશિયા વગેરે ટાપુઓમાં લઈ ગયા. હિંદી ચીનમાં થોડી ઑસ્ટ્રિક જાતિઓ રહી, તેમના વંશજો મોન્-ખ્મેર અથવા કાંબોજ (કમ્બોડીયન) વગેરે કહેવાયા. ભારતની ઑસ્ટ્રિક જાતિની ભાષામાં મોંગોલ, દ્રાવિડ અને સંભવતઃ નેગ્રીટો ભાષાની અસર છે. આ જાતિએ ખેતી કરવાની એક પ્રાથમિક પદ્ધતિ વિકસાવી હતી કે જેમાં ટેકરીવાળા પ્રદેશને ખેડવા માટે એક ખોદવાની લાકડીનો ઉપયોગ થતો હતો. પ્રાયઃ ચોખાનો પાક તેમણે શરૂ કર્યો હતો. નારિયેળ, કેળ, નાગરવેલ, (તાંબુલ), સોપારી (ગુવાક), હળધર (હરિદ્રા), આદુ (શૃઙ્ગવેર), વેંગણ (વાતિઙ્ગણ) વગેરે તેમની ભાષાનાં નામો તેમની ખેતીના પાકો સૂચવે છે. તેઓ પશુપાલક નહિ હોય એમ લાગે છે. કોડીની ગણવાની પદ્ધતિ તેમની છે. ચંદ્ર દિવસ એટલે કે તિથિની પદ્ધતિ પણ તેમની છે. તેઓ ગંગાકિનારે રહેતા હોય તેમ લાગે છે. ગંગા શબ્દનું મૂળ આ ભાષામાં રહેલું હોય તેમ જણાય છે. આત્માના પુનર્જન્મનો સિદ્ધાંત તેમનો છે. કબરના પથ્થરો તરીકે ઊભી શિલાઓ ગોઠવવાનો રિવાજ આ લોકોનો હતો. હિમાલય પ્રદેશમાં ઑસ્ટ્રિક બોલીની અસર માગધી, મૈથિલી, તિબેટ, તથા બ્રહ્મદેશની બોલીઓ પર થઈ છે. ઑસ્ટ્રિક ભાષાઓ ઉપસર્ગ અને પ્રત્યયવાળી છે.

દ્રાવિડ પ્રજા ભૂમધ્યજાતિની શાખારૂપે ઑસ્ટ્રિક પછી આવી હશે અથવા એક પૂર્વમાંથી અને બીજી પશ્ચિમમાંથી સાથે આવી હશે. વર્તમાન દ્રાવિડ ભાષાઓ—તામિલ, મલયાલમ, કન્નડ, ટોડ, કોડાંગુ, તુલુ, તેલુગુ, કુઇ, ગોન્ડ, કુરુખ, માલ્ટો વગેરે ભારતના દક્ષિણમધ્ય અને પૂર્વભાગમાં બોલાય છે. બલુચિસ્તાનની બ્રાહુઈ ભાષા દ્રાવિડ ભાષા-કુળની છે. હડપ્પા મોહેંજોદડો વગેરે સ્થળોએ મળેલી આર્યો પૂર્વેની ભવ્ય સંસ્કૃતિની શોધ થતાં તે સમયની ઘરો તથા શહેરો બાંધવાની

-કુળા, ગટર, લખાણ, ભાતભાતની -આકૃતિઓવાળાં રંગબેરંગી માટીનાં વાસણો ,બનાવવાની કળા વગેરેએ દુનિયાને અચંબો પમાડયો. આ સિંધ-પંજાબની લિપિની અસર ઐતિહાસિક કાળના મૂળમાં રહેલી હોય એ સંભવિત જણાય છે. ભારતની બ્રાહ્મીલિપિનો દ્રાવિડ સાથેનો સંબંધ સ્વીકારાયો છે અને તેની અસર દ્રાવિડ ભાષાઓ પર હોય એમ મનાય છે. આર્યો પૂર્વે દ્રાવિડો શહેર બાંધી રહેતા અને પશુ-પાલન કરતા. તેમના કેટલાક સંપ્રદાયો અને ધાર્મિકક્રિયાના રિવાજો, કેટલાક તત્ત્વજ્ઞાનના વિચારો તથા યોગક્રિયા આર્યોમાં ઉતરી આવી છે. સોળની સંખ્યાને મૂળભૂત રાખીને ગણતરી કરવાની ભારતીય પદ્ધતિ દ્રાવિડોએ શરૂ કરી હોય એમ લાગે છે. શિવ-ઉમાને દેવદેવી તરીકે માનતી આ પ્રજા સાંસ્કૃતિક વિકાસ ધરાવતી હતી. આ પ્રજાના દુર્ગો પર પશ્ચિમથી આવેલા લડાયક આર્યોએ આક્રમણ કર્યું. તેઓ એશ્વના અશ્વયુક્ત રથ, પશુઓનાં ધણો અને પરાક્રમશીલ ટોળીઓ સાથે આવ્યા હતા. એમણે દ્રાવિડોને દાસ અને દસ્યુ કહ્યા. તેઓ ભોગ માટે સારી ચીજો દેવને અર્પણ કરતા.

પૂર્વ ભારતના પ્રદેશમાં મોંગોલ અથવા ચિનાઈતિબેટી ભાષા બોલનાર એક જુદી પ્રજા વસતી હતી, તેને 'કિરાત' કહી છે. તે પ્રજા ભારતમાં ઈ. સ. પૂર્વે ૧૦૦૦ના અરસામાં આવી હોય એમ જણાય છે. પંજાબમાં આર્યો દ્રાવિડો સાથે અને આગળ જતાં પૂર્વભારતમાં કિરાતો સાથે સંઘર્ષમાં આવ્યા. તેઓનો સમાજ પિતૃપ્રધાન હતો. જ્યારે દ્રાવિડોમાં માતૃપ્રધાન વ્યવસ્થા હતી. આર્યોમાં વિજયી 'રાજન્ય' અથવા 'ક્ષત્રિય' કહેવાયા. વિદ્વાનો બ્રાહ્મણો કહેવાયા અને જીતાએલા દાસ કે શુદ્ર કહેવાયા. દ્રાવિડો પશુપાલન તથા ખેતી કરતા હતા. અને દેવોની ચંદન તથા ફૂલોથી પૂજા કરતા. ઈ. સ. ૧૫૦૦ના અરસામાં આર્યો આવ્યા. ત્યારે દેવોની સ્તુતિરૂપે કેટલાંક સૂક્તો લેતા આવ્યા હતા. તેમાં અહીં આવ્યા પછી પણ ઉમેરો થતો ગયો. લેખનકળા સિવાય

આ સૂક્તોમાં ગ્રંથસ્થ થવાં શક્ય ન હતાં. મૌખિક રીતે વંશપરંપરામત ઉતરી આવેલાં આ સૂક્તો મૂળભાષામાં કાલક્રમે પરિવર્તન થયા કરતાં. આગળ જતાં આ સૂક્તો વેદ–સંહિતાઓ રૂપે ગ્રંથસ્થ થયાં. આ સૂક્તોના સંગ્રહ ક્યારે તૈયાર થયા તે અનિશ્ચિત છે. વેદોના સંગ્રાહક વ્યાસ (ગોઠવનાર) મનાય છે કે જેઓ પાંડવકૌરવના સમકાલીન ગણાય છે. મહાભારત યુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિએ કેટલું સત્ય છે તે જણાયું નથી. પાર્જીટર તથા પ્રો. રાય ચૌધરીના મતાનુસાર ઈ. સ. પૂર્વે ૧૦મા સૈકામાં મહાભારતનું યુદ્ધ થયું હતું.[2] આ અનુસાર વ્યાસે કરેલી વેદસંહિતાઓ આ સમયની ગણાય. આર્યો તેમના પછી આવતી આર્યો અથવા દ્રાવિડોની ટોળીઓને આવકારતા અને તેમને હિંદુત્વ અર્પતા. સૂર્યવંશ અને ચંદ્રવંશની દંતકથા તરીકે સ્વીકારાય છે તે આર્યો પૂર્વેની દંતકથા હશે, પરંતુ પાછળથી આર્યોની બનાવી દેવામાં આવી હશે.

વૈદિક કવિભાષાથી અલગ રીતે ભારતીય આર્યભાષાની લૌકિક પ્રચલિત આર્યભાષાની બોલીઓનો ભારતમાં વિકાસ થયો હતો. બુદ્ધના જન્મ અને ધર્મપ્રચારના સમયે તે બોલીઓ વિદેહ (ઉત્તર બિહાર) અને મગધ (દક્ષિણ બિહાર) સુધી પહોંચી હતી. ઇ. સ. પૂર્વે ૨૦૦૦–૬૦૦ ના સમય દરમિયાન બોલાતી આર્યભાષાના ત્રણ સમૂહો હતાઃ—(૧) ઉદીચ્ય એટલે ઉત્તરની, (૨) મધ્યદેશીય એટલે મધ્યની, (૩) પ્રાચ્ય એટલે પૂર્વની. પૂર્વની પ્રાકૃત ભાષાએ પશ્ચિમી ભાષા બોલનારના ર નો લ કરી દીધો અને ર અથવા ઋ ની પછી આવતા દંત્યવર્ણના ત વગેરે અક્ષરોને મૂર્ધન્ય ટ વગેરે અક્ષરોમાં ફેરવ્યા. દા. ત. ઉદીચ્ય ભાષાના અર્થ, અર્ધ શબ્દોનું પ્રાચ્ય ભાષામાં અટ્ટ અને અડ્ઢ થયું અને મધ્યપ્રદેશમાં અટ્ટ અને અદ્દ થયું. બુદ્ધના સમયમાં આર્યોની ઉપર ગણાવેલી ત્રણ ભાષાઓ છાન્દસ અથવા પુરાણી શૈલીની વેદ કાવ્યની

2. Sunitikumar Chatterji—Indo-Aryan and Hindi. Page 49.

ભાષા અને દ્રવિડ, મધ્યદેશીય અને અન્ય ભાષાની બોલીઓ પ્રચલિત હતી. બ્રાહ્મણો ઉપનિષદોમાં તત્ત્વજ્ઞાન ઉમેરતા. વિવેચનના સંઘર્ષને કારણે ભાષામાં પણ સંઘર્ષ ઉત્પન્ન થયો અને ભાષાઓ વધી. બુદ્ધ તથા મહાવીર પ્રાકૃત કે જે લૌકિક બોલીઓ હતી, તેમાં ધર્મપ્રચાર કરવા લાગ્યા. વ્યાકરણશાસ્ત્રી પાણિનિ આશરે ઇ. સ. પૂર્વે ૫ મી સદીમાં લાહોરમાં જન્મ્યા હતા અને તક્ષશિલામાં કેળવણી પામ્યા હતા. તેમણે સંસ્કૃત વ્યાકરણના નિયમો ઘડી આર્યસંસ્કૃત ભાષાને સંસ્કૃતિનું વાહન બનાવ્યું. ભાષાના વિકાસની દૃષ્ટિએ સંસ્કૃતને પ્રારંભિક ભારતીય આર્ય (પ્રા. ભા. આ) ભાષા ગણવામાં આવે છે, જેમાં વેદકાલીન આખા સંસ્કૃતનો તેમજ પાણિનિકાલીન પ્રશિષ્ટ સંસ્કૃતનો સમાવેશ થાય છે.

સંસ્કૃતે ધર્મની તથા તત્ત્વજ્ઞાનની ભાષા બનીને પોતાનો ફેલાવો કર્યો. બૌદ્ધ તથા જૈનોએ પ્રાકૃતોને મહત્ત્વ આપ્યું, પરંતુ તેથી સંસ્કૃતની મહત્તા ન ઘટી.

**૩. ભારત અને ભારત બહાર સંસ્કૃતનો ફેલાવો**

આર્યભાષા દેશના લોકોના હૃદયને સ્પર્શવા લાગી અને તેથી ધ્વનિઉચ્ચારણ તથા રૂપોમાં પરિવર્તન પામતી થઈ. તેમાં આર્યેતર ભાષાઓનાં તત્ત્વો પ્રવેશ પામવા લાગ્યાં. છતાં ક્યારેક अश्व, अश्मन श्वान, शूप, रथ, द्रु, रक्त, बल, दक्ष વગેરે વેદકાલીન શબ્દો અર્વાચીન ભારતીય ભાષાઓમાં પણ ચાલુ રહ્યા છે. હાલની હિંદી અથવા હિંદુસ્તાનીના જેવું પાણિનિના સમયમાં સંસ્કૃત લૌકિક ભાષાનું સ્થાન હતું. પ્રાયઃ સંસ્કૃત નાટકો પરથી જણાય છે કે બ્રાહ્મણો અને ઉચ્ચ વર્ગનાં પાત્રો સંસ્કૃત બોલતાં અને સ્ત્રીઓ તથા નીચલા વર્ગનાં પાત્રો પ્રાકૃત બોલતાં. બૌદ્ધો અને જૈનોએ પણ આગળ જતાં ધીરે ધીરે સંગ્રૂત ભાષાને અપનાવી. સંસ્કૃત ભાષા ભારતીય સંસ્કૃતિનું પ્રતીક હતી. ધર્મ, તત્ત્વજ્ઞાન, દંતકથા,

પ્રભાવ પડેલો છે. દા. ત. વટ < વૃત્ત, લંછન < લક્ષણ, પુત્તલ < પુત્ર, મટ < મૃત. મ. ભા. આ. ભાષાની વિવિધ બોલીઓ ભાષારૂપે વિકસી છે. પાલી મધ્યપ્રદેશની ભાષા છે કે જે શૌરસેની સાથે સંબંધ ધરાવતી. અશોકના શિલાલેખોમાંની મૂળ ભાષા પ્રાકૃત હતી. નાટકોમાં શૌરસેની, માગધી, મહારાષ્ટ્રી, આવંતી, પૈશાચી, વગેરે પ્રાકૃત ભાષાઓ દેખા દે છે. મ. ભા. આ. ભાષાના કેટલાક શબ્દ દેશી જણાતા હોવા છતાં તેમનાં ન. ભા. આ. ભાષામાં મૂળ હોય છે જ્યારે બીજા કેટલાક શબ્દોનાં મૂળ દ્રાવિડ, ઓસ્ટ્રિક વગેરે અન્ય ભાષાઓમાં રહેલાં જણાય છે. મ. ભા. આ. ભાષામાં પરદેશી શબ્દો પણ છે. તેમાં અપનાવેલા શબ્દોનાં ઉદાહરણ રૂપે ક્ષત્રપ અથવા છત્રપ (ઈરાની–સત્રપ) વગેરે છે.

### ૫. નવ્ય ભારતીય આર્ય ભાષાઓનો વિકાસ

ઇ. સ. ૧૦૦૦ના અરસામાં ભારતીય ભાષાઓએ અર્વાચીન યુગમાં પ્રવેશ કર્યો. તે પહેલાં વૈદકાળની ભાષામાં શિષ્ટ સંસ્કૃત, પાલી અને પ્રાકૃત ભાષાઓ (આર્ય ભાષાઓ)ના જેવા તથા તામિલ અને કન્નડ (દ્રાવિડ ભાષાઓ)ના જેવા ઉચ્ચ ગુણો હતા. તે સમયે તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન તથા ચિંતનમાં વિકાસ થયો હતો. ઇ. સ. ૧૦૦૦ બાદ તુર્કોએ ભારત પર વિજયી હુમલા કર્યા ત્યારે ભારતીય વિચારસરણીને ભયરૂપ જણાતી ઇસ્લામી વિચારસરણીની સામે ભારતીય સંસ્કૃતિને ટકાવવા માટે બ્રાહ્મણોએ તથા સંતોએ ન. ભા. આ. ભાષાઓમાં ભારતીય ધર્મ અને તત્ત્વજ્ઞાનને ઉતારવાની ઝુંબેશ ઉઠાવી. અપભ્રંશ ભાષાઓ ન. ભા. આ.માં પલટાઈ ગઈ. સંસ્કૃત મૃતપ્રાય: નહોતી થઈ. તે ભારતનું ગૌરવ ગાતી હતી. પૃથ્વીરાજરાસોમાં અંધી અપભ્રંશ ભાષા નજરે પડે છે. ૧૫મી સદીમાં પ્રાકૃત પિંગલની રચના થઈ હતી. આશરે ઈ. સ. ૧૦૨૫માં અલબેરુનીએ નોંધ્યું છે કે ભારતીય આર્ય-

ભાષાની લૌકિક બોલીઓ ઘણી હતી, પરંતુ કેળવાયેલા તથા ઉચ્ચ વર્ગના માણસોમાં વ્યાકરણના નિયમોવાળી સંસ્કૃત ભાષા પ્રચલિત હતી.[3] કેળવાયેલા તથા બ્રાહ્મણો સંસ્કૃતની સેવા કરતા અને ક્ષત્રિયો તથા રાજકુંવરો તેમને પ્રોત્સાહન આપતા. તુર્કી વિજય પહેલાં પરદેશીઓને આર્યોએ અપનાવી ક્ષત્રિયો તથા બ્રાહ્મણો બનાવ્યા હતા, પરંતુ તુર્કી મહમદનો એવો ધર્મ લઈ આવ્યા કે જે મુસલમાન ન થાય તેને મારવો અને લૂંટવો.[4] આવી મ્લેચ્છોની હિંસાએ સાંસ્કૃતિક વિમાનને બચાવ માટે રોકાવ્યું અને પુર્વજોના વિચારોદ્વારા જુદી જુદી બોલીઓએ તુર્કોથી બચવા પ્રયત્ન કર્યો. રામ, કૃષ્ણ અને શિવનાં નામ આપી એક દેવ (ઈશ્વર)નો પ્રચાર થયો. પુરાણો તથા મહાકાવ્યો વેચાવા લાગ્યાં તથા તેના અનુવાદો થવા લાગ્યા. ઈ. સ.ની ૧૨મી સદીમાં મુસ્લિમ સત્તા વધુ જોરમાં આવી. ઈ. સ. ૧૧૨૯માં 'અભિલાષિતાર્થ ચિંતામણિ' સંસ્કૃતનો સર્વજ્ઞાનસંગ્રહ રચાયો. જયદેવ (ગીતગોવિંદ)નાં પદો અપભ્રંશમાં રચાયાં હતાં. 'જ્ઞાનેશ્વરી' અને 'એકનાથી રામાયણ' મરાઠીમાં રચાયાં. બંગાળીમાં 'શ્રીકૃષ્ણ વિજય', 'ચણ્ડિકાવ્ય', 'ચૈતન્ય ચરિતામૃત', વગેરે રચાયાં. ઓરિયામાં 'ભાગવત પુરાણ' લખાયું. અવધીમા તુલસીદાસે 'રામચરિત માનસ' લખ્યું. હિંદીમાં કબીરે પદો રચ્યા. રાજસ્થાનીમાં મીરાએ પદો રચ્યાં અને ગુજરાતીમાં પદ્મનાભે 'કહાનડે પ્રબંધ' તથા ઈ. સ. ૧૪૧૫ થી ૧૪૧૮ સુધીમાં નરસિંહ મહેતાએ પદો રચ્યાં. ૧૬–૧૭મી સદીમાં ભારતીય આર્યભાષા ઉત્તર ભારતના મુસલમાનોએ અપનાવી, જેનું નામ ઉર્દૂ અપાયું. સંયોગવશાત્ હિંદી અથવા હિંદુસ્તાનીના મુસ્લિમ પ્રકારરૂપે ઉર્દૂનો જન્મ થયો. તે પહેલાં મલિક મહમદ જાયસીએ પદ્માવતની રચના અવધી ભાષામા કરી હતી.

---

3. Sunitikumar Chatterji—Indo-Aryan and Hindi. Page 99.

4. Ibid. Page 100.

નવ્ય ભારતીય આર્યભાષાઓએ સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ પાસેથી જે પરંપરા મેળવી હતી, તે મુખ્યત્વે તે ગદ્યસાહિત્યના જે જૂજ ગ્રંથો હતા તેમાં ભિન્ન ભિન્ન પરંપરા દેખા દેતી. નાગરી, બંગાળી, ઓરિયા, આસામી, મૈથિલી, મોડી, લહંદા, શારદા કે કૈથીમાં એક જ જૂની ભારતીય વર્ણમાળા વપરાઈ છે. ઉર્દૂમાં ફારસી–અરબી ધ્વનિઓ આવ્યા છે. પૂર્વી અને પશ્ચિમી હિંદી તથા બિહારી ભાષાએ મહાપ્રાણ ધ્વનિઓને સૌથી વધારે જાળવી રાખ્યા છે. દા. ત. વાઘ, ઝાડ. કેટલીક ન. ભા. આ. ભાષાઓમાં હ્રસ્વ પણ સંપૂર્ણ ઉચ્ચારણ થાય છે. દા. ત. वारह, लेहेर, रहँट વગેરે.

આધુનિક ભારતીય ભાષાઓના બે વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) આંતરિક–પશ્ચિમી હિંદી સાથે સંબંધ રાખતી વ્રજભાષા, બુંદેલી, કનોજી, બાંગરૂ, હિંદુસ્તાની. (૨) બાહ્ય–પશ્ચિમી પંજાબી, સિંધી, રાજસ્થાની, ગુજરાતી, ઉડિયા, બંગાળી, આસામી, બિહારી વગેરે. આ સમૂહો (વિભાગ) આર્યો બે વખતે જુદા જુદા આવવાને કારણે થયા લાગે છે. ભારતીય ભાષામાં સ્વરભાર તથા સ્વરદીર્ઘતામાં મહત્ત્વનો વિકાસ થયો છે. વધુમાં સ્થાનાનુસાર ભાષાની બોલવાની ટેવને કારણે તથા પડોશી ભાષાઓને લીધે સાધારણ વિકાસ થયો છે. ભૂતકાળમાં અકર્મક ક્રિયાપદની બાબતમાં, સકર્મક ક્રિયાપદની કર્મણિ રચનાની બાબતમાં અને ભાવે રચનાની બાબતમાં કર્મણિ રચના ચાલુ રહી. દા. ત. तेन भक्तं खादितं, उसने भात खाया, તેણે ભાત ખાધો. ઈત્યાદિ. મ. ભા. આ. ભાષાની બોલીઓમાં તાત્ત્વિક એકતા હોવાથી ન. ભા. આ. ભાષાઓ રૂપઘટનાની બાબતમાં એકંદરે એકસરખો વિકાસ પામી છે. આમાંથી માત્ર દર્દ બોલીઓ જ અલગ રહી છે. દર્દ ભાષાઓ (પૈશાચી) ભારતમાં છેક વાયવ્યમાં બોલાતી ભાષાઓ અને બોલીઓનો સમૂહ છે. જેમાં કાશ્મીરી સહિત શીના, ચિત્રાલી, કલાશ સહિત કાફીરી વગેરેનો સમાવેશ થાય છે. એ ભાષાઓ બૌદ્ધ અને બ્રાહ્મણ

ધર્મની અસરવાળી છે. એશિયા અને યૂરોપની જીપ્સી બોલી ભારતીય આર્યભાષા જૂથની એક દૂરની વાયવ્ય શાખા છે. સિંહલી એ બીજી એવી આર્યભાષા છે કે જે પશ્ચિમ ભારતમાંથી સિલોન ગઈ. સિલોનની મૂળ આર્યેતર વેડ્ડા ભાષા લુપ્ત થઈ ગયેલી છે. ન. મા. આ. ભાષા સંસ્કૃત વાતાવરણમાં જામી હતી અને વિકસતી રહી છે. એણે આ ઉપરાંત કેટલીક વિદેશી ભાષાઓની અસર ઝીલી છે. તુર્કી વિજય પછી મુસ્લિમ સંસ્કૃતિની તુર્કી તરીકે અરબી મિશ્રિત ફારસી ભાષા રાજ-દરબારની ભાષા બની. ૧૬મી સદીમાં હિન્દી મિશ્રિત ફારસી એટલે કે ઉર્દૂ પાછળથી દરબારની ભાષા બની. અંગ્રેજોના અમલ દરમિયાન બીજી પરદેશી ભાષા–અંગ્રેજી ભારતમાં પ્રચલિત થઈ. તે રાજ્યવ્યવસ્થા, કેળવણી, વિજ્ઞાન, ઉચ્ચ વિચાર તથા જગતની સંસ્કૃતિના વાહન તરીકે વપરાય છે. ન. મા. આ. ભાષાઓનો વિકાસ સ્વતંત્રતા મળ્યા પછી વિશ્વ-વિદ્યાલયોને કારણે થયો છે.

ભારતની ભાષાઓની ગણતરી પ્રમાણે સર જ્યોર્જ અબ્રહામ ગ્રિયર્સને ભારતની ૧૭૯ ભાષાઓ અને ૫૪૪ બોલીઓ ગણાવી છે.[5]

### ૬. હિન્દીનો વિકાસ–અર્વાચીન ભારતની મુખ્ય ભાષા

ભારતના જુદા જુદા ભાગોમાં જે જુદી જુદી ભાષાઓ તથા બોલીઓ બોલાય છે, તેમાં હિન્દી અથવા હિન્દુસ્થાની પ્રબળ છે. કેટલીક બાબતોમાં તે ભારતની મહત્ત્વની ભાષા છે. તે દક્ષિણપૂર્વ પંજાબ, ઉત્તરપ્રદેશ, મધ્યપ્રદેશ તથા પૂર્વ રાજસ્થાનની માતૃભાષા છે. હિન્દુસ્થાનીનાં બે રૂપો છે :—(૧) ઉચ્ચ હિન્દી એટલે નાગરી હિન્દી અથવા ખડી બોલી, (૨) ઉર્દૂ.

ભારતની મુખ્ય સાહિત્યિક ભાષાઓ ૧૦ છે. ૧. હિંદુસ્થાની, ૨. બંગાળી, ૩. મરાઠી, ૪. ગુજરાતી, ૫. ઉડિયા, ૬. સિંધી, ૭. તેલુગુ,

5. Sunitikumar Chatterji—Indo-Aryan & Hindi. Page 133.

૮. કન્નડ, ૯. તામિલ, ૧૦. મલયાલમ્, બંગાળ, આસામ, ઓરિસ્સા, ગુજરાત અને મહારાષ્ટ્રમાં હિંદીનું એક સાદું રૂપ લોકો સમજે છે. હિંદી કે હિંદુસ્થાની ભારતના મોટા ભાગના મનુષ્યોની ભાષા છે. દક્ષિણ ભારતના દ્રાવિડભાષીઓ પણ હિંદુસ્થાની સમજે છે. હિંદુસ્થાની બોલતા ભારતવાસીઓનાં સંસ્થાનો ફીજી, બ્રિટિશ ગિયાના, વેસ્ટ ઇન્ડીઝ, તથા પૂર્વ આફ્રિકા, મોરીશિયસ, મલાયા અને ઇન્ડોનેશિયામાં છે. જગતમાં વધુ બોલાતી ભાષાઓમાં હિંદુસ્થાનીનો નંબર ત્રીજો છે. પહેલો અંગ્રેજીનો, બીજો ચીનીનો અને ત્રીજો હિંદુસ્થાનીનો નંબર છે. હિંદુસ્થાની ભારતની એકતા તથા રાષ્ટ્રીયતા જાળવવા માટેનું કુદરતી સાધન છે. તે ભારતનું પ્રતિનિધિત્વ ધરાવતી ભાષા છે હિન્દુસ્થાની દેશી તથા પરદેશી શબ્દોને આવકારે છે. તે 'મર્દાની જબાન' અથવા 'પુરુખની બોલી' એટલે કે પુરુષોને શોભે તેવી ભાષા છે. નામ સાથે 'કરવું' ક્રિયાપદથી બીજાં ક્રિયાપદ બને છે. દા. ત. विश्वास करना, आज्ञा करना, खोज करना. હિંદુસ્થાનીમાં સ્વરો સાદા તથા સાફ ઉચ્ચારાય છે. અંગ્રેજીમાં 'એ' નો ઉચ્ચાર 'અ', 'આ', 'એ' થાય છે, જ્યારે હિંદુસ્થાનીમાં 'અ' નો ઉચ્ચાર 'અ' જ થાય છે. હિંદુસ્થાનીમાં વ્યાકરણનાં રૂપો બીજી ભાષાઓ કરતા ઓછાં છે. અશિક્ષિત માણસોમાં બોલાતી હિંદુસ્થાનીમાં વ્યાકરણ ઓછું છે. તેને સુનીતિકુમાર 'બઝાર હિંદુસ્થાની' કહે છે. ઉચ્ચ હિંદી અને ઉર્દૂથી જુદા સ્વરૂપવાળી હિંદી ભાષાને હિંદુસ્થાની કહે છે. એક બાજુ સંસ્કૃત પ્રચુર ઉચ્ચ હિંદી અને બીજી બાજુ અરબી–ફારસી પ્રચુર ઉર્દૂથી નિરાલી હિંદી ભાષાને હિંદુસ્થાની કહે છે. તે મુસાફરી તથા સામાન્ય સંબંધ બાંધવામાં ઉપયોગી નીવડે છે. ઉત્તર ભારતના સાધુઓ ભારતના બધા ભાગોમાં હિંદુસ્થાની ભાષામાં લોકો સાથે વ્યવહાર ચલાવે છે. હિંદુસ્થાની બોલનાર કોઈક પ્રાંતીય નહિ, પરંતુ ભારતવાસી સમજાય છે. ૧૯મી સદીમાં અંગ્રેજી કેળવણી પામેલા તથા રાષ્ટ્રીય નેતાઓ અંગ્રેજીને વધુ મહત્ત્વ આપતા. સ્વદેશી ચળવળનું જોર બંગાળમાં વધુ હોવાને કારણે

લોકોએ અંગ્રેજી શબ્દો વગરની શુદ્ધ બંગાળી ભાષાને પ્રોત્સાહન આપ્યું. આ ચળવળને બંકિમચંદ્ર ચેટરજી, ભૂદેવ મુકરજી અને સ્વામી વિવેકાનંદે જોર આપ્યું. બંગાળના પત્રકાર તથા રાષ્ટ્રીય નેતા કાલિપ્રસન્ન કાવ્યવિશારદે હિંદીને મહત્ત્વ આપી રાષ્ટ્રીય ગીત રચ્યું. તે બંગાળમાં ૧૯૦૫ થી ૧૯૧૨માં વધુ ગવાતું—

'भैया, देशका यह क्या हाल.....................
हो मतिमान देशके सतान, करो स्वदेश हित.'

મહાત્મા ગાંધીએ લોકોમાં રાષ્ટ્રીય જાગૃતિ આવે તે માટે હિંદીને સાધન બનાવ્યું

હિંદુસ્થાની એ ફારસી 'હિંદુસ્તાની'નું હિંદીકરણ છે, જેનો અર્થ હિંદુસ્તાનમાં બોલાતી ભાષા એવો થતો. હિંદુસ્તાન નામ મુસ્લિમ રાજ્યકાળ દરમિયાન પ્રચલિત થયું છે. હિંદુસ્તાની શબ્દ ૧૭ મી શતાબ્દીથી પ્રયોજાયો છે. સુરતમાં તથા ઉત્તર ભારતમાં અંગ્રેજો ભાંગી તૂટી હિંદુસ્થાની ભાષા બોલતા. હિંદુસ્થાનીનાં ત્રણ રૂપો છે :—

(૧) ઉર્દૂ :—અરબી લિપિમાં હિંદી ઉચ્ચારોથી લખાતી. આ ભાષા ઉત્તર ભારતના મુસલમાનોની હતી. પૂર્વ પંજાબ, પશ્ચિમોત્તર પ્રદેશ, બંગાળ તથા દક્ષિણના હૈદ્રાબાદમાં આ ભાષા બોલાય છે. ઉત્તર ભારતના મુસલમાનો હિંદી તથા બિહારી રૂપોનો ઉર્દૂમાં વધુ ઉપયોગ કરે છે. બંગાળના મુસલમાનો વ્યવહારમાં ફારસી ભાષા વાપરે છે. ઉચ્ચ વર્ગના મુસલમાનો બંગાળી વાપરે છે. ૧૭મી સદીના અંત પહેલાં ઉર્દૂ એક સાહિત્યિક ભાષા બની નહોતી. આમાં અરબી શબ્દો વધુ હોય છે. ઉર્દૂ 'નબી–જીકા–ભાષા' એટલે કે પેગંબરની ભાષા કહેવાય છે. બ્રિટિશ હિંદી લશ્કરમાં રોમનલિપિમાં લખાયેલ ઉર્દૂ વપરાતી. રોમન ઉર્દૂ ખ્રિસ્તી ધર્મના પ્રચાર માટે વપરાતી. ફારસી મોગલોના રાજદરબારની ભાષા હતી.

(૨) ઉચ્ચ હિંદી :—દેવનાગરી અથવા નાગરી લિપિમાં લખાય

છે. તેમાં પ્રાકૃત અને સંસ્કૃત શબ્દો વધુ વપરાય છે. ફારસી શબ્દો કોઈકવાર આવે છે. સાહિત્ય, પત્રકારત્વ તથા કેળવણીની આ ભાષા છે. પશ્ચિમ-ઉત્તર પ્રદેશ, મધ્યપ્રદેશ અને બિહારના કેળવણી પામેલા હિંદુઓ પૂર્વી હિંદી, બિહારી બોલીઓથી મિશ્રિત થયેલ હિંદી બોલે છે. જ્યારે ઘરની અંદર તેઓ અવધી, બધેલી, ભોજપુરી, માગધી, મૈથિલી વગેરે સ્થાનિક બોલીઓ વાપરે છે. હિંદી સાહિત્ય પરિષદ તથા નાગરી પ્રચારિણી સભાએ હિંદીનો ઘણો પ્રચાર કર્યો છે. આર્યસમાજનાં વેદને લગતાં પ્રકાશનો હિંદીમાં છે. ઉચ્ચ હિંદી એટલે કે ખડી બોલી ગદ્યની ભાષા થઈ. શરૂઆતમાં પદ્યની હિંદી ભાષા બોલીઓના મિશ્રણવાળી હતી. હવે શુદ્ધ ખડી બોલીમાં કાવ્યો રચાય છે. હિંદીનાં બીજાં રૂપોવાળી ભાષા 'પડી બોલી' કહેવાય છે. શુદ્ધ હિંદી 'ખડી બોલી' અથવા 'ઠેઠ (શુદ્ધ) હિંદી' કહેવાય છે.

(૩) અ. **ખરી હિંદુસ્થાની** :—ઉર્દૂ તથા ખડી બોલીના મધ્યમાર્ગની આ ભાષા છે. રોજની બોલચાલની ફારસી, અરબી અને સંસ્કૃત શબ્દોવાળી આ ભાષા છે. હિંદુ મુસ્લિમ સમાધાનના હેતુ માટે કોંગ્રેસે આ રૂપનો પ્રચાર કર્યો હતો.

આ. **જનપદ (ગામઠી) હિંદુસ્થાની** :—પશ્ચિમ સંયુક્ત પ્રદેશ અને પૂર્વ પંજાબની આ પ્રાદેશિક બોલીઓ છે. ખડી બોલીના અને ઉર્દૂના વ્યાકરણની ભૂમિકા આ બોલીઓએ પૂરી પાડી છે.

ઇ. **બઝાર હિંદુસ્થાની** :—પહેલા તથા બીજા રૂપનું આ સાદું રૂપ છે. કેટલાક ઉચ્ચ હિંદી લેખકો આને લઘુ હિંદી કહેતા. આનાં રૂપો ખડી બોલી તથા ઉર્દૂથી જુદાં પડે છે. આ ખડી બોલી તથા ...નું હલકું રૂપ છે. આની ચર્ચા આગળ કરવામાં આવી છે. આમાં ...વરા તથા વ્યાકરણનાં સ્થાનિક રૂપો ઘણાં હોય છે.

હિંદીનો વિકાસ આશરે ઇ. સ. ૧૧૦૦ થી ૧૯૦૦ સુધીનો—

આઠ સૈકાનો છે. આર્યોની વેદકાળની સંસ્કૃત ભાષા પછી શિષ્ટ સંસ્કૃત ભાષામાં કાવ્યો તથા નાટકો લખાવા લાગ્યાં હતાં. બૌદ્ધો અને જૈનોના ધર્મપ્રચારને કારણે પ્રાકૃતો (પાલી તથા અર્ધમાગધી)નો વિકાસ થયો. શૌરસેની પ્રાકૃત મધ્યકાલીન ભારતીય આર્યભાષાઓમાં સૌથી સુંદર હતી. શૌરસેની પૂર્વ હિંદુસ્થાનની હરીફ વ્રજભાષાનું જૂનું સ્વરૂપ છે. સંસ્કૃત નાટકોમાં શૌરસેની પ્રાકૃતનો ઉપયોગ થયો. બીજું પ્રાકૃત મહારાષ્ટ્રી હતું, જેમાંથી મરાઠી ભાષા ઉત્પન્ન થઈ. શૌરસેની પછી પશ્ચિમી અપભ્રંશ સાહિત્યની ભાષા હોવાનો (ઈ. સ. ૧૦૮૮ થી ૧૧૭૨) ગુજરાતના પ્રખર વિદ્વાન હેમચંદ્રના વ્યાકરણમાં આપેલ નમૂના પરથી ખ્યાલ આવે છે. તુર્કોના વિજય પછી ફારસી ભાષા પ્રચલિત થઈ હતી, પરંતુ હિંદુ સ્ત્રીઓ સાથેના તુર્કોના લગ્નને કારણે હિંદીમિશ્રિત ફારસી ભાષા થઈ.

### ૭. હિંદી (હિંદુસ્થાની)નો વિકાસ

મહમદ ગિઝનીએ ભારતની જીત પછી પોતાના સિક્કાઓ પર ભારતના લોકોની ભાષાનો ઉપયોગ કર્યો. તે સિક્કાઓ પર 'अव्यक्तम् 'एकम्' 'मुहम्द अवतार', 'नृपति महमुद' વગેરે સંસ્કૃત શબ્દો વાપર્યા. મહમદ ઘોરીએ અજમેરના હિંદુ રાજા પૃથ્વીરાજ (જેના દરબારમાં હિંદી પ્રસિદ્ધ કવિ ચંદ બારોટ રહેતો હતો તે) ને હરાવી વ્યવહારની ભાષા તરીકે પશ્ચિમી અપભ્રંશને અપનાવી. ઉત્તર હિન્દની ભાષાઓમાં એક સમૂહ પંજાબી, પંચાદા અથવા પશ્ચિમી બોલીઓ અને પૂર્વી બોલીઓ (અવધી, બઘેલી, છત્તીસગઢી) અને બિહારી (ભોજપુરી, મૈથિલી, માગહી)નો હતો. બીજો સમૂહ રાજસ્થાનીનો હતો. હિંદીના વિકાસમાં પૂર્વી બિહારી તથા રાજસ્થાની ભાષાઓએ ઘણો ફાળો આપ્યો છે. વેદકાળની સંસ્કૃત ભાષા માફક ઉત્તર ભારતની શૌરસેની પ્રાકૃત પ્રચલિત થઈ. મહમદના પૌત્રના રાજદરબારમાં 'મસૂદ ઈબ્નસાદે' બારમી સદી

દરમિયાન ભારતમાં કાવ્યરચના કરી હતી કે જે સાહિત્યિક અપભ્રંશ હતી. ૧૨મી સદીમાં તે જ ભાષા પાછળથી હિંદુસ્થાની થઈ. ૧૨–૧૩મી સદીના બાબા ફરીદનાં હિન્દી કાવ્યો જાણીતાં છે. પશ્ચિમી હિન્દીની બોલીઓ દિલ્હી બજારોમાં બોલાતી. તેનું નામ હિંદવી હતું. 'ઝબાને ઉર્દૂ' નામ ૧૭મી સદીમાં ઉદ્‌ભવ્યું હતું. તૂર્કીનો અર્થ તંબુ અને ઉર્દૂનો અર્થ 'રાજાનો નિવાસ' અકબરના કેટલાક સિક્કાઓ પરથી થાય છે. પશ્ચિમી હિન્દી અને રાજસ્થાનીના મિશ્રણવાળી બોલી ઈ. સ. ૧૨૫૦માં પિંગલ નામે ઓળખાવા લાગી. આમાં ચારણુ સાહિત્ય ઘણું છે. ૧૬મી સદીમાં અકબરના રાજદરબારમાં ખાનખાના રહીમ નામનો કવિ પ્રસિદ્ધ હતો. જહાંગીર તથા શાહજહાંએ વ્રજભાષાનો વિકાસ કર્યો.

અમીર ખુશરૂ (ઈ. સ. ૧૨૫૩ થી ૧૩૨૫)ની પહેલીઓ, ઊર્મિકાવ્યો, પ્રેમકાવ્યો તથા પુરાણી હિન્દીના નમૂનાઓ છે. ૧૩મી તથા ૧૪મી સદીમાં હિન્દીનો વિકાસ નહોતો થયો. ૧૫મી સદીમાં કબીરે પૂર્વી બોલી (ખીચડી બોલી)માં ઉપદેશાત્મક કાવ્યો રચ્યાં. દક્ષિણમાં ૧૬૦૯માં 'મુલ્લા વાઝી'એ 'કુતુબ મુસ્તરી'ની અને ઈ. સ. ૧૬૩૪માં 'સબરસ'ની રચના કરી. મહમદકુલી કુતુબશાહે (ઈ. સ ૧૫૮૦–૧૬૧૧) પણ કાવ્યરચના કરી. મલિક મહમદ જાયસીએ પદ્માવતની રચના આશરે ઈ.સ. ૧૫૫૫માં કરી. વલી ફારસીરૂપમાં લખાતી દિલ્હીહિંદુસ્થાનીનો દક્ષિણમાં રહેતો પ્રથમ કવિ હતો. ફારસી શબ્દો છુટા (રેકતા) રહેતા એટલે તે ભાષા 'રેકતા' કહેવાતી. સુરદાસે શુદ્ધ વ્રજભાષામાં સુરસાગરની રચના કરી. અવધીમાં તુલસીદાસે 'રામચરિતમાનસ'ની રચના કરી. ૧૮મી સદીમાં પ્રથમ ખડી બોલીના હિન્દી લેખક મુનશી સદાસુખલાલે 'સુખસાગર'ની રચના કરી. ત્યારબાદ લલ્લુલાલે ૧૮૦૩માં પ્રેમસાગર તથા ૧૮૦૩માં સદલમિશ્રે 'નાસિકેતોપાખ્યાન' રચ્યું. ૧૮મી સદીમાં ઉર્દૂ શાયર, મૌલવી, મુન્શી અને મુલ્લાં ફારસી ઉર્દૂમાં કાવ્યરચના કરતા હતા.

ભારતમાં સંખ્યાબંધ ભાષાઓ અને બોલીઓ વપરાય છે. ભારત સરકારે ૧૪ ભાષાઓને મુખ્ય ભાષાઓ તરીકે માન્યતા આપી છે અને રાજ્યવહીવટની ભાષા તરીકે અને તે ૧૫ વર્ષમાં દેવનાગરી લિપિવાળી હિંદી ભાષાને અપનાવવાનું ઠરાવ્યું છે, પરંતુ આ ઠરાવના અમલમાં અનેક મોટી મુશ્કેલીઓ રહેલી છે.

### ૮. હિંદી ભાષાની સમસ્યાઓ

જેઓને વ્યાપક અર્થમાં હિંદીભાષી પ્રદેશો તરીકે ઓળખાવવામાં આવે છે, તે પ્રદેશોમાં ખરી રીતે અનેક જુદા જુદા પ્રકારની ભાષાઓ અને બોલીઓ પ્રચલિત છે અને તેથી બંધારણમાં જણાવેલી હિંદીનું સ્વરૂપ આમાંની કઈ ભાષાને અનુસરીને હોવું જોઈએ એ બાબતમાં ત્યાં ઘણો મતભેદ પ્રવર્તે છે. આ હિંદીનું સ્વરૂપ હિંદીની જે ભાષાઓ અને બોલીઓથી વધારે ભિન્ન રહે તે ભાષાઓ અને બોલીઓના સંરક્ષણ અને વિકાસનો પણ ભારે પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કેમકે એ પ્રદેશોમાં શિષ્ટ હિંદીનો પ્રચાર થતાની સાથે જ સ્થાનિક ભાષાઓ અને બોલીઓનો એમાં લય થઇ જવાનો પૂરો સંભવ રહેલો છે.

બીજું કહેવાતા હિંદીભાષી પ્રદેશો સિવાયના બંગાળી, ઉડિયા, આસામી, પંજાબી, ગુજરાતી, મહારાષ્ટ્રી વગેરે ભાષાઓના પ્રદેશોના લોકોને સંસ્કૃતિના વાહન તરીકે પોતપોતાની પ્રાદેશિક ભાષાની સરખામણીએ હિંદી ભાષામાં પૂરતી ફાવટ જણાતી નથી. કન્નડ, મલયાલમ, તેલુગુ અને તામિલ ભાષાઓના પ્રદેશના લોકોને હિંદી ઘણી જ પરાયી લાગે છે. એ ભાષાઓ દ્રાવિડભાષા કૂલની હોવાથી એ લોકોને આર્યભાષાકૂલની હિંદી ઘણે અંશે વિદેશી ભાષા જેવી લાગે એ સ્વાભાવિક છે, પરંતુ જે લોકો હજારો માઇલ દૂર આવેલા દેશની અંગ્રેજી ભાષા પર ફાવટ મેળવી શક્યા છે,

હિન્દીને બદલે 'બજાર હિન્દી'ને પ્રચલિત કરવાની ભલામણ કરે છે કે જે સર્વપ્રદેશના સર્વ ધર્મના લોકોમાં સહેલાઈથી રૂઢ થઈ શકે. આ પ્રકારની લોકપ્રિય હિન્દી માટે એમણે નીચે જણાવેલાં લક્ષણો સૂચવ્યાં છે.

(૧) બહુવચનનાં રૂપો માટે પ્રત્યયોને બદલે सब અથવા लोग જેવા શબ્દોનો પ્રયોગ. દા. ત. 'बातें' ને બદલે 'सब बात', 'स्त्रियाँ' ને બદલે 'स्त्री लोग'। (૨) વિભક્તિના પ્રત્યયને કારણે મૂળ શબ્દના ફેરફારોનો ત્યાગ દા. ત. 'घोडेका'ને બદલે 'घोडाका'. 'उसके हाथसे ले लो'। ને બદલે 'उसका हाथसे लो'। (૩) લિંગને કારણે કોઈ ફેરફાર ન કરવો.. દા. ત. 'उसकी लाठी' ને બદલે 'उसका लाठी'. 'नयी किताब' ને બદલે 'नया किताब'। (૪) ક્રિયાપદનાં પુરુષો અને વચનોનાં રૂપો એકસરખાં રાખવાં. 'मैं जाता हूँ'ને બદલે 'हम जाता है'। અને 'हम जाते हैं'। ને બદલે 'हम लोग जाता है'। 'तूं आया था'। ને બદલે 'तुम आयाया'। 'तुम आये थे'। ને બદલે 'तुम लोग आया था'। (૫) ભૂતકાળમાં સકર્મક ક્રિયાપદનાં બધાં વચન અને પુરુષમાં એકસરખાં રૂપ. દા ત. हमने અથવા मैने रोटी खाई'। ને બદલે 'हम रोटी खाया।' 'एक राजा देखा'। 'दो राजा देखे'। ને બદલે 'हम एक राजा देखा। 'हम दो राजा देखा। (કર્તરિપ્રયોગ)[6] ઉચ્ચ વિચાર તથા સાહિત્યને ઝીલવાના સામર્થ્યની દૃષ્ટિએ વ્યાકરણનું આટલું બધું સરલીકરણ કેટલે અંશે સંભવિત છે તે એક પ્રશ્ન છે.

ભાષા પછીનો બીજો પ્રશ્ન છે લિપિનો. દેવનાગરી લિપિ હિંદી-ભાષી પ્રદેશ ઉપરાંતના બીજા પ્રદેશોમાં પણ પ્રચલિત છે. બીજું સંસ્કૃત ભાષાના વાહન તરીકે દેવનાગરી લિપિ દેશના ઘણાખરા પ્રદેશોને સુપરિચિત છે. બંગાળી, ગુરુમુખી અને ગુજરાતી જેવી અન્ય ભારતીય લિપિઓ પણ દેવનાગરી સાથે ઘણું સામ્ય ધરાવે છે, વળી

6. Sunitikumar Chatterji—Indo-Aryan and Hindi-Page 230.

તામિલ, તેલુગુ વગેરે ભાષાઓ અન્ય ભાષાકૂલની હોવા છતાં તામિલ, તેલુગુ વગેરે લિપિઓ દેવનાગરી, બંગાળી, ગુજરાતી વગેરેની જેમ એક જ બ્રાહ્મીકૂલની છે. આ રીતે દેશના આંતરવહીવટ માટે દેવનાગરી લિપિ અપનાવવી ખાસ મુશ્કેલ ન ગણાય.

દેશના તમામ પ્રદેશોના આંતરિક વહીવટમાં પણ પ્રાદેશિક લિપિઓને બદલે દેવનાગરી લિપિ અપનાવવામાં આવે તો સારું એવું કેટલાક માને છે. આમ કરવાથી દેશમાં એક સર્વસામાન્ય લિપિ પ્રચલિત બને અને એ દ્વારા દેશની જુદી જુદી ભાષાઓનું સાહિત્ય સહુને સુવાચ્ય અને સરળ બને. પરંતુ જે લિપિઓ પાછળ સૈકાઓનો ઐતિહાસિક વિકાસક્રમ રહેલો છે, તે સ્વાભાવિક ભૂમિકા તરફ દુર્લક્ષ કરી ભારતની બીજી બધી ચિરકાલીન લિપિઓનો સદંતર લય થવા દેવો, તે કેટલે અંશે શક્ય અને ઉચિત છે એ વિચારવા જેવું છે.

દેવનાગરી તેમજ બીજી ભારતીય લિપિઓ અંગે ખરો ગંભીર પ્રશ્ન તો જુદી જાતનો છે. ભારતીય લિપિઓમાં સ્વરયુક્ત વ્યંજનો અને સંયુક્તાક્ષરોની જે ગોઠવાઈ છે તે લખાણની સંકુલતાની દૃષ્ટિએ વિકાસ અને સર્વગ્રાહિતા સૂચવે છે, પરંતુ ટાઇપ અને મુદ્રણનાં યાંત્રિક સાધનો માટે આ લિપિ ઘણી અટપટી અને અગવડભરી છે. કેટલાક વિચારકો આ કારણે આ બધી ભારતીય લિપિઓને બાજુએ મૂકીને એને બદલે રોમન લિપિ અપનાવવાની ભલામણ કરે છે. કેટલાક નવવિકસિત દેશોએ આ રીતે રોમન લિપિ અપનાવી છે, પરંતુ ભારતીય ભાષાઓની વર્ણમાલા જોતાં ભારત માટે રોમન લિપિમાં ઘણા સુધારા વધારા કરવા પડે. એના કરતાં કાકા કાલેલકર જેવા સૂચવે છે તેમ આપણી લિપિમાં જ જરૂરી સુધારાવધારા કરવા શા ખોટા? જો દેવનાગરી લિપિમાં શિરોરેખા કાઢી નાખીને અમુક જરૂરી અક્ષરોના મરોડમાં સુધારો કરવામાં આવે તો દેવનાગરી લિપિ અને ગુજરાતી જેવી બીજી લિપિઓ વચ્ચે ઘણું અંતર દૂર થાય.

અને ભારતમાં પ્રવર્તતી જુદી જુદી લિપિઓની અસર ઝીલીને દેવ-નાગરી લિપિ ભારતની સર્વમાન્ય લિપિ બની શકે.

શબ્દભંડોળની બાબતમાં હિંદી તેમજ ભારતની અન્ય ભાષાઓ માત્ર સંસ્કૃત શબ્દો અપનાવવાનો આગ્રહ ન રાખે અને દ્રાવિડ, અરબી, ફારસી, અંગ્રેજી તેમજ અન્ય ભાષાઓના શબ્દભંડોળનો પણ લાભ લેવાની નીતિ અનુસરે એ અત્યંત જરૂરી છે. હિંદી ભાષામાં ભારતની અન્ય ભાષાઓના શબ્દો અને રૂઢિપ્રયોગો બને તેટલા વધું પ્રમાણમાં અપનાવવામાં આવે એ પણ ઇષ્ટ છે. જો હવે અંગ્રેજીને સ્થાને દેવનાગરી તેમજ અન્ય ભારતીય ભાષાઓને ખીલવવી હોય તો ઉચ્ચ જ્ઞાન અને વિજ્ઞાન તેમજ વહીવટની પરિભાષાનો પ્રશ્ન ઉકેલવો જોઇશે. આ પરિભાષામાં બધા જ વિદેશી શબ્દોને તિલાંજલિ દઈ એને સ્થાને તદ્દન નવા ભદ્રંભદ્રશાહી શબ્દો પ્રયોજવાની નીતિ લોકપ્રિય નહિ નીવડે. હાલ તદ્દન જે વિદેશી શબ્દો આપણી ભાષામાં રૂઢ થયેલા છે, તે શબ્દોને ભારતીય શબ્દો પ્રયોજવાને બદલે જે શબ્દો દેશની અર્વાચીન તેમજ પ્રાચીન ભાષાઓમાં ખરેખર વપરાયા હોય તે શબ્દોને પહેલી પસંદગી આપવી જોઇએ. પછી જે બાકીના શબ્દો શોધવાની જરૂર રહે તે શબ્દો માટે પણ બને ત્યાં સુધી ભારેખમ સંસ્કૃત શબ્દોને બદલે સરળ અને રૂઢ શબ્દોનો આધાર લેવાવો જોઇએ. જુદી જુદી પ્રાદેશિક ભાષાઓમાં બને તેટલે અંશે એક સરખી પરિભાષા અપનાવવામાં આવે તો દેશના આંતરવ્યવહારમાં ઘણી સુગમતા રહે.

# ૫. ભારતનો પ્રાચીન ઇતિહાસ

**૧. ઇતિહાસનાં સાધનો**

ભારતના પ્રાચીન ઇતિહાસનાં મૂળ અથવા સાધનોને ચાર વર્ગમાં ગોઠવી શકાય તેમ છે. આમાંનું પહેલું સાધન પ્રણાલી કથા (પુરાણો, સંસ્કૃત કાવ્યો, નાટકો તથા કથાઓમાં આવતી પ્રસંગોપાત નોંધો; જૈન કથાઓ, બૌદ્ધ જાતકકથાઓ, પ્રવાસો વગેરેમાંથી નોંધો;) છે. બીજું સાધન ભારતને લગતાં પરદેશી મુસાફરો તથા ઇતિહાસકારોનાં લખાણ (મેગેસ્થનિસ, ફાહ્યાન, હ્યુએનસંગ, ઇત્સિંગ, અલબરૂનિ, માર્કોપોલો વગેરેનાં) છે. ત્રીજું સાધન તે પુરાતત્ત્વ (પુરાતન મકાન, શિલાલેખો તથા સિક્કાઓ)ની સાહેદી છે. ચોથું સાધન ઇતિહાસ સાથે સ્પષ્ટ સંબંધ ધરાવતા સાહિત્ય (રાજતરંગિણી)નો સમાવેશ થાય છે[1].

**૨. ભારતમાં પાષાણ યુગના અવશેષો**

ઇતિહાસ સંશોધનથી મળેલી વિગતોથી સીમિત છે. ભૂતકાળની કેટલીય વિગતો દટાઈ ગઈ છે. અને નાશ પામી છે. નોંધેલી વિગતોથી જ ઇતિહાસ શરૂ થાય છે.[2] પુરાતત્ત્વ-વિદ્યાથી જ પ્રાચીન વિગતો જાણવા મળી છે. તેને જ પ્રાગ્-ઇતિહાસ કહેવામાં આવે છે. ઓજારો, હથિયારો, માટીના વાસણો,

---

૧. પ્રો. બા. પુરાણી—વીસેન્ટ સ્મીથ કૃત પ્રાચીન ઇતિહાસ-પૂર્વાર્ધ. પૃ. ૧૩

2. R. K. Mookerji—Hindu Civilization. Page 3.

ઠબરો વગેરે ખોદકામમાંથી મળી આવવાને કારણે ભારતના પ્રાચીન પાષાણયુગ અને નૂતન પાષાણયુગ વિશે જાણવા મળે છે.

હિમાલયના હિમક્ષેત્રના બીજા યુગમાં ઉત્તર ભારતના પોટવાર પ્રદેશમાં અને મધ્યભારતમાં આવેલ નર્મદા ખીણ (હોશંગાબાદ–જબલપુર જીલ્લો)માંથી ચીપોનાં ઓજારો મળી આવ્યાં છે કે જે ભૂસ્તરવિદ્યા-શાસ્ત્રીઓના પ્લીસ્ટોસીન (પ્રાચીનતર) યુગનાં મનાય છે.[3] આ ચીપોનાં ઓજારોની બનાવટ સોન પ્રદેશનાં ઓજારો પૂર્વેની છે. સોન નદીની ખીણમાંથી જે ઓજારો મળી આવ્યાં છે, તે સોન ઉદ્યોગ (Soan Industry)નાં કહેવાય છે. અને ત્યાંની સંસ્કૃતિને 'સોન સંસ્કૃતિ' કહેવામાં આવે છે. સોનસંસ્કૃતિમાં બે જાતનાં ઓજારો મળે છેઃ—૧. ગોળ બનાવટના પથ્થરોની ચીપોનાં, ૨. ભારે ચીપોનાં તથા ગાભા (core)નાં ઓજારો. દક્ષિણ ભારતમાંય આવી જાતનાં ઓજારો મળી આવ્યાં છે, તેમને 'મદ્રાસ ઉદ્યોગ'નાં કહેવામાં આવ્યાં છે, મદ્રાસનાં ઓજારોની હાથકુહાડી નામની બનાવટ કાવેરી, નર્મદા તથા ગંગા નદીના પ્રદેશમાંથી મળી આવી છે.

કેટલાક ગંગાની ખીણમાંથી મળી આવેલ ધાતુના ભાલા મધ્યપાષણ યુગનાં અણીદાર અસ્થિ તથા સાબરશીંગનાં અણીદાર ઓજારોનું અનુકરણ છે.[4] ભારતીય જાતિઓએ શિકારી અવસ્થાથી ફળ એકઠાં કરનારની અવસ્થામાં નાનાં હથિયારો બનાવ્યાં હતાં તે જાણવામાં આવ્યું નથી. ગુજરાતમાં હાડપિંજરો સાથે નાનાં ઓજારો મળી આવ્યાં છે. શિકાર અને ફળો તથા શાકભાજી મેળવવાથી પશ્ચિમ એશિયા અને ઉત્તર યુરોપના લોકોના જીવનનો વિકાસ થયો. ઈ. સ. પૂર્વે ૧૦,૦૦૦ના અરસામાં યુરોપ અને ઉત્તર આફ્રિકામાં માનવનો જીવનવિકાસ થયો. તે કહેવાતા મધ્ય પાષાણયુગનો સમય કહેવાય છે. આવો વિકાસ (ખોરાક એકત્રિત કરવાની અવસ્થાથી ઉત્પન્ન કરવાની અવસ્થા) ભારતમાં

3–4. Stuart Piggott—Prehistoric India. Page 25–35.

થયો હોય તેનાં ચિન્હો મળતાં નથી.5 પેલેસ્ટાઇનમાં આવા વિકાસનો પુરાવો ઉત્ખનનદ્વારા મળ્યો છે. અહીંના લોકો શિકારી હતા. મધ્ય પાષાણયુગમાં તેઓ ગુફાઓમાં રહેતા, જ્યાંથી દાટેલા મૃતદેહો મળ્યા છે. તેમનાં ચીરીવાળાં હથિયારો, ચપ્પુઓ, ચામડી સાફ કરવાનાં સાધનો, અસ્થિની બાણઅણીઓ અને માછલી પકડવાના કાંટાઓ મળ્યા છે. આ ઓજારો ઘાસ તથા અનાજ કાપવાનાં છે. તે દાતરડા જેવાં, પોલિશ કરેલાં તથા વાંકા હાથાવાળાં છે. તે ઓજારો પરથી, ગુફાના ખડકના પથ્થરોમાં ખોદેલી ખાંડણીમાં અનાજ વાટવાને કારણે થયેલ પોલાણો પરથી અને અનાજ દળવાના પત્થરો પરથી લાગે છે કે ત્યાંના નટુફીઅન (વાડીએલ–નટુફ પાસેના સ્થળ પરથી નામ) લોકો અનાજ વાવતા હશે. તે સમય ઇ. સ. પૂર્વે ૫૦૦૦ વર્ષનો ગણી શકાય. ઉત્તર ઈરાનમાં આવું સ્થળ કશન પાસે સિઆલ્ક ટેકરી પર મળ્યું છે. અહીંનાં રાખનાં પડ પરથી તથા કોલસા જેવા લાકડાના કકડાઓ પરથી ત્યાં તે સમયના લોકો આશ્રય લેતા હોય એમ મનાય છે. ત્યાંથી નટુફીઅન પ્રકારનાં દાતરડાં મળ્યાં છે તથા પત્થરની હળની અણીઓ પણ મળી છે. અહીંથી રંગબેરંગી માટીનાં વાસણોના અવશેષો તથા નાની ત્રાંબાની ચીજો પણ મળી છે.

કાસ્મીરમાં શ્રીનગર પાસેના બર્ઝહોમના ખોદકામમાંથી નૂતન પાષાણ યુગનાં પોલિશ કરેલાં કાળાં વાસણો અને પોલિશ કરેલ કુહાડી પ્રકારનાં ઓજારોના અવશેષો મળી આવ્યા છે. દક્ષિણ ભારત તથા ખંભાતના અખાતથી લખનૌ સુધીમાં પત્થરની કુહાડીઓ તથા નાનાં ઓજારો મળી આવ્યાં છે. આવા અવશેષોવાળી સિંધની આમરી અને ઝોબ ખીણની સંસ્કૃતિ છે. બલુચિસ્તાનમાં ઝોબ ખીણમાં રાણા ઘુંડઈના ટીંબાના નીચલા થરોમાં આવા પ્રકારના અવશેષો મળ્યા છે. મેસોપોટેમિયાની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિઓમાં ઉરૂક (ઈરાકમાં) સંસ્કૃતિ,

5. Stuart Piggott—Prehistoric India. Page 43.

સિઆલ્ક સંસ્કૃતિ તથા અલકબેડ (ઈરાકમાં) સંસ્કૃતિ પ્રસિદ્ધ છે. હિસ્સર (દમઘન પાસે ઈરાનમાં આવેલ સ્થાન), ગિયાન (ઈરાનનું સ્થાન) અને અનાઉ (રશિયન તુર્કસ્તાનમાં યક્ષઅદ પાસે)માંથી પ્રાચીન પ્રાગૈતિહાસિક અવશેષો મળ્યા છે. હિસ્સર અને અનાઉનાં ભુખરાં માટીનાં વાસણો પ્રાચીન અક્કડનાં માટીનાં વાસણો જેવાં હશે.[6]

**૩. ભારતની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિઓ**

સિંધ, પંજાબ અને બલુચિસ્તાનમાં અન્વેષણ અને ઉત્ખનનને પરિણામે મળી આવેલ અવશેષોને ઈરાનની પ્રાગૈતિહાસિક સંસ્કૃતિઓની સાથે સરખાવવાથી બે મુખ્ય વિભાગ (માટીનાં વાસણોના ચિત્રકામની દૃષ્ટિએ) જણાશે. (૧) દક્ષિણ ભાગમાં બદામી વાસણો (બફવેર)ની કારીગરી, (૨) ઉત્તરમાં માટીનાં લાલ વાસણો (રેડવેર)ની કારીગરી.

**(૧) બદામી વાસણોવાળી સંસ્કૃતિઓ** :—(અ) કવેટા સંસ્કૃતિ (બોલનમાર્ગ પાસેનાં સ્થળો), (આ) આમરીનાલ સંસ્કૃતિ (સિંધ અને બલુચિસ્તાનની નાલ ખીણનાં સ્થળો), (ઇ) કુલ્લી સંસ્કૃતિ (દક્ષિણ બલુચિસ્તાનમાં કોલ્લ પ્રદેશ).

**(૨) લાલ વાસણોવાળી સંસ્કૃતિઓ** :—ઝોબ સંસ્કૃતિઓ (ઉત્તર બલુચિસ્તાનની ઝોબ ખીણની સંસ્કૃતિઓ, ઝૂકર સંસ્કૃતિ, હડપ્પા સંસ્કૃતિ ઇત્યાદિ).

**(૧) બદામી વાસણોવાળી સંસ્કૃતિઓ** :—(અ) કવેટા સંસ્કૃતિ—કવેટાની પાસેના ટીંબાઓમાંથી મળેલ બદામી રંગનાં માટીનાં વાસણો જાણુંડીઆ રંગથી સુંદર શૈલીથી રંગાએલાં છે. તેના ઉપર બીજા (લાલ) રંગનો ઉપયોગ થયો નથી. સામાન્ય રીતે કાળા અને

---

6. Stuart Piggott—Prehistoric India. Page 63.

7. Ibid—72.

લાલ રંગોનો બલુચિસ્તાનમાં ઉપયોગ થયો છે. ત્યાંથી મોટી ડોકવાળા પ્યાલાઓ, છિછરી રકાબીઓ, બે ગોળાકાર ખૂણાવાળા પ્યાલાઓ અને ઘોડીનો એક ભાગ મળ્યો છે. આ માટીના વાસણ આછા ગુલાબી રંગથી લીલાશ પર પડતા રંગવાળા (વધુ પકવવાને કારણે) થયાં છે. તેના પરની ભૂમિતિની આકૃતિઓ અને પ્રાણીઓ તથા છોડની આકૃતિઓ હજી બરાબર સમજાઈ નથી. આવાં વાસણો પરસેપોલીસ (ઈરાનમા) પાસેના તલ–ઈ–બકુન તથા શાહીતુમ્પમાથી મળ્યાં છે. આ વાસણો સુઆ, સિઆલ્ક અને ગિયાનમાંથી મળેલ વાસણો જેવાં છે.

(આ) આમરીનાલ સંસ્કૃતિ—આના ત્રણ પેટાવિભાગ છે–સિંધની આમરી સંસ્કૃતિ, નાલની સંસ્કૃતિ અને તુન્દર (દક્ષિણ બલુચિસ્તાનમાંની સંસ્કૃતિ. આમરીસ્તરમા સિંધની કીરથર હારમા બરન અને ગજ નદી વચ્ચેના પ્રદેશનો સમાવેશ થાય છે. નાલ સ્તરનો પ્રદેશ દક્ષિણ બલુચિસ્તાનના કેચકોરથી મરકઈ ખીણના ઝલવનના નાલ સુધીનો છે. તુન્દર સ્તરમા દક્ષિણ બલુચિસ્તાનના તુન્દર પાસેના પ્રદેશનો સમાવેશ થાય છે. તુન્દરમા માટીના વાસણો રૂપમાં લગભગ જેવાં જુદી જુદી ભાતોવાળા છે. આ વાસણો આમરી અને નાલનાં વાસણો કરતા વધુ વિકસિત કલાવાળા છે. તુન્દરમાં કાદવની ઈંટોવાળી દિવાલો મળી આવી છે. ધોળુ પ્લાસ્ટર પત્થર તથા ઈંટોની દિવાલો પર દેખાયુ છે. નાલમાં દટાએલ રક્ષણ વગરના મૃતદેહોમા ત્રણ સંપૂર્ણ રીતે દાટેલા છે. તેમાનો એક પુખ્ત ઉંમરનો તથા બે બાળકોના લાગે છે. તે મૃતદેહો લંબચોરસ માટીની ઈંટોની કબરોમા દટાયેલા હતા. ઘેટા તથા બકરાંના અસ્થિ અહીંથી મળી આવ્યા છે. કબરોમાથી બીડના હારો પણ મળી આવ્યા છે. નાલ તથા આમરીના અવશેષોમા સામ્ય હોવાને કારણે તે બન્નેની એક સંસ્કૃતિ ગણાય છે. નાલ અને આમરીના ઘણા વાસણો પર આછો બદામી (બફ) કે જાંબુડીઆ રંગ છે. કેટલીકવાર આછો સફેદ અને લીલાશ પર પડતો રંગ હોય છે.

આના ઉપર સફેદ રંગની પટ્ટી લગાડવામાં આવે છે કે જે સુશોભિત બનાવવાનાં વાસણ પર શરૂઆતમાં લગાવવામાં આવે છે. વાસણો ચાક પર બનાવેલાં છે. આમરીનાં માટીનાં વાસણોના કેટલાક અવશેષો પરથી જણાય છે કે તેના પર નાલના જેવી આકૃતિઓ છે. ભૂમિતિની આકૃતિઓ નાલસ્તરનાં વાસણો પર જુદી જ તરી આવે છે. તુન્દરનાં વાસણો પર પ્રાણીઓ (સિંહ, માછલીઓ, પક્ષીઓ વગેરે લાલ રંગથી રંગાતાં)ની આકૃતિઓના આકર્ષક નમૂનાઓ છે.[8] સિંધુ સંસ્કૃતિ પર જે ચિત્રો (બળદ તથા પીપળાના વૃક્ષનાં પાન)ની અસર દેખાય છે તે તુન્દરનાં માટીનાં વાસણો પર છે. પ્રાણીઓની આકૃતિઓ તથા રંગમાં નવીનતા આવી છે. લાલને બદલે ભુરો, લીલો અને પીળો રંગ હોય છે. આમરી, તુન્દર અને નાલની ચિત્રશૈલીથી માલૂમ પડતું નથી કે તે સંસ્કૃતિઓમાં કઈ પાછળની હતી. આમરીની પ્રસિદ્ધિ પછી તુન્દરની સાથેસાથ તે બંને ચાલુ હોય. નાલના કબ્રસ્તાનમાંથી તાંબાનાં ઓજારો (સપાટ કુહાડી, બાણની અણી કે ચપ્પુ વગેરે)ના બે ભંડાળ મળી આવ્યા હતા અને તુન્દરમાંથી તાંબાની બંગડી મળી આવી હતી. તાંબાનો મણકો આમરી સ્તરમાંથી મળી આવ્યો હતો. આમરીનાલ સંસ્કૃતિમાંની ફક્ત એક મુદ્રા નાલ કબ્રસ્તાનમાંથી મળી આવી છે, તે વિચિત્ર આકારની છે. તેના પર ગીધની આકૃતિ સાથે રેખાઓ તથા પક્ષીની આકૃતિઓ છે. નીચે તળિયાના ભાગમાં સાપની આકૃતિ છે. મુદ્રા શૈલખડીની છે. નીચેનો ભાગ સફેદ રંગે રંગાએલ છે. નાલના કબ્રસ્તાનમાંથી મળેલા મણકાઓ (beads) બે ખૂણીયા તથા પીપ જેવા આકારના એગેટ કે કાર્નેલિયન પથરના હતા. વૈદૂર્ય પણ તે સમયે વપરાતું હતું. દફનક્રિયાઓ પરથી બીજી સંસ્કૃતિ સાથેનો સંબંધ માલૂમ પડતો નથી. તુન્દરનાં વાસણો પર પશુઓની આકૃતિઓ અને આડાઅવળા પટા છે. નાલનાં તાંબાનાં ઓજારો હડપ્પાનાં વાસણો જેવાં છે.

8. Stuart Piggott—Prehistoric India. Page 87.

આમરીનાલ સંસ્કૃતિનું મૂળ ઈરાન છે. એ હડપ્પાસંસ્કૃતિના પરિણામ રૂપે પણ હોય.

(ઇ) કુલ્લી સંસ્કૃતિ :—આ સંસ્કૃતિ દક્ષિણ બલુચિસ્તાનના કોલ્લ પ્રદેશમાં પ્રસરેલી હતી. જુદા પ્રકારની વાસણ રંગવાની શૈલીને કારણે આ સંસ્કૃતિ જુદી તરી આવે છે. આ સંસ્કૃતિ પર્યંત ઓળંગી સિંધુ પ્રદેશમાં પ્રવેશી નથી, છતાં સિંધુના મેદાનમાં વાસણો રંગવાની આ પદ્ધતિની અસર મનછર સરોવરના પ્રદેશમાં તથા ગંજ ખીણમાં દેખા દે છે. આમરીનાલ સંસ્કૃતિ અને કુલ્લી સંસ્કૃતિમાં ઘણું સામ્ય છે, પરંતુ મરણક્રિયાઓમાં તફાવત છે. માટીની તેમજ પશુઓની પૂતળીઓ કુલ્લી સંસ્કૃતિમાં અનેક છે. દક્ષિણ બલુચિસ્તાનમાં તોઝી અને મહેનજદ્રમાં નિવાસસ્થાનોના રક્ષણ માટેની દિવાલનાં ચિન્હો છે. ઘરિયાને કે ચોસલાંને (જુદા જુદા પ્રકારના પત્થરનાં) માટીના ગારામાં સુશોભિત રીતે ગોઠવવામાં આવતાં. પત્થરનાં ચોસલાં ઉપરાંત ઈંટો પણ ઉપયોગમાં લેવાતી. કુલ્લીમાં સ્થાપત્યના અવશેષો મળી આવ્યા છે. એક ઠીંગુ ભીંતજીવાળું અને ભોંયરા પર લાકડાંનું બાંધકામ મળી આવ્યું છે. કુલ્લીમાં પત્થરની સીડી પરથી જણાય છે કે ઉપલો માળ હશે. એક ઝુંટિયું ધાણાને દારેલ વ્યક્તિનું હાડપિંજર કુલ્લીમાંથી મળ્યું છે. કબરોમાં વસ્તુઓ નથી. કેટલીક કબરોમાં દગ્ધ અસ્થિ ભરેલ વાસણો મળ્યાં છે. સુશોભિત માટીનાં વાસણો અને તેના મિશ્ર પ્રકારો મેહીસ્તરના કહેવાય છે. કાળા રંગની ભૂમિકા પર લાલ રંગ કરવાની પદ્ધતિ હડપ્પાની અસર છે. વાસણો પર કુદરતી દેખાવોનાં દૃશ્યો હોય છે. વાસણો પરના એકસરખાં દૃશ્યોમાં બે બાંધેલાં પ્રાણીઓ દેખાતાં. કેટલીકવાર બિલાડી આકાર પણ દેખાતો. પશુ અને વૃક્ષોનું ચિત્રકામ ભારે અને બેડોળ લાગતું. વળી શકે તેવી પીંછીથી કાળા રંગે રંગવાની પદ્ધતિ હતી. કિનારીની સફેદ પટ્ટીઓની, અંદરનો ભાગ, પ્રાણીઓ અને ભૂમિતિની

સ્નાતોથી શોભતો. કુલ્લી સંસ્કૃતિની વિશેષતા પ્રકવેલી માટીના સ્ત્રીના તેમજ પશુના ઘાટ છે. આ ઘાટ કદાચ માનતા માટે હશે કે આમ્યમંદિરોના દેવો હશે. તે રમકડાં પણ હોય. પૈડા પરનો વૃષભ એક સ્થળેથી મળ્યો છે. મેહી કબ્રસ્તાનમાંથી એક પાંચ ઈંચનો દર્પણ મળ્યો છે. તેનો હાથો છટાદાર નારીની આકૃતિનો છે. મેહીમાંથી ત્રાંબાની બંગડીઓ અને નાના પ્યાલાના અવશેષો મળ્યા છે. પ્રાણીઓ સાથે જ કુદરતી દેખાવોવાળાં વાસણો સુસાનાં વાસણોને મળતાં આવે છે. કદાચ દરિયા માર્ગે સુસા સાથે સંબંધ હોય.

(૨) ઝોબ સંસ્કૃતિઓ :—ઝોબ ખીણમાં વધુ ઉત્ખનન કરવાથી સંસ્કૃતિનો વધારો જાણી શકાય. બ્રિગેડીયર રોસે ઝોબ ખીણમાં ખોદકામ કરાવ્યાં, તેમાંથી માનવનિવાસનો મોટો ટીંબો–રાણા ઘુંડઈ હાથ આવ્યો. તેના જુદા જુદા થરોમાંથી જુદી જુદી સંસ્કૃતિઓ હાથ આવી છે. રાણા ઘુંડઈનો ૧લો થર, રાણા ઘુંડઈનો ૨જો થર (ટીંબાનું તળિયું), રાણા ઘુંડઈના ત્રીજા થરના અ, આ, ઇ પેટાવિભાગ (આ પ્રદેશ થોડો સમય ઉજ્જડ થયો હશે), રાણા ઘુંડઈનો ચોથો થર (વાસણોની ચાલુ પદ્ધતિમાં ભંગાણ) અને રાણા ઘુંડઈના પાંચમા થરના અ, આ, ઇ પેટા વિભાગ (રંગીન વાસણોની પ્રવૃત્તિબંધ)—એમ મુખ્ય પાંચ થર છે.

રાણા ઘુંડઈના પહેલા થરની સંસ્કૃતિ બીજા ટીંબા ખોદવાથી માલૂમ પડી. આ થરમાંથી બાંધકામના અવશેષો મળ્યા નથી. તેમાં ચુલાની રાખનાં પડ છે. અર્ધ રખડેલ જાતિઓ કામચલાઉ ઝૂંપડાં કે ~ બાંધી રહેતી હશે. માટીનાં વાસણો ચિત્રાયેલાં નથી. પ્રાણીઓનાં .. રસપ્રદ છે. ખૂંધવાળા વૃષભ અને પાળેલાં બકરાંનાં અસ્થિ તથા જંગલ અશ્વના દાંત મળી આવ્યા છે. ઘોડા પર સ્વારી કરતો ગોવાળ તંબૂના નિવાસસ્થાનનું સૂચન કરે છે.

રાણા ઘુંડઈના બીજા થરમાં ઘર બન્યું હોય એમ લાગે છે

લોકોએ ઘર બનાવ્યાં હોય. ચાક પર બનાવેલ રંગબેરંગી માટીનાં વાસણો પર સુંદર જટાદાર ખૂંધવાળા વૃષભો અને કાલિયાર (હરણ–નર જાતિની આકૃતિઓ છે. વાસણોની ભૂમિકા કાળારંગથી થતી. કેટલાંક પર એકલો ભૂખરો અથવા બદામી કે ગાઢો મરોડીરંગ એકલો (બીજા લાલ રંગ વગરનો) હોય છે. વૃષભની આકૃતિવાળાં વાસણોના કેટલાક અવશેષો ઝોબ પીણુના સુરજંગલમાથી મળી આવ્યા છે. તે વાસણો સુંદર હોય તેમ લાગે છે. બેસણી વગરના વાડકાઓ, ઘોડીવાળા વાડકાઓ અને જટાદાર વૃષભો કે કાલિયારની આકૃતિઓવાળા વાડકાઓ પણ હતા. ફક્ત એક ઇમારતની સપાટી મળી આવે છે,

રાણા ઘુંડઈના ત્રીજા થરના ત્રણ પેટાવિભાગ છે. આ થરમાં પીંછીની સર્વોત્તમ શૈલી ૩ અમાં મળે છે. આ સુંદર શૈલીમા લાલ રંગ બીજા રંગ તરીકે વપરાતો. પ્રથમ લાલ પટ્ટો વિચિત્ર લાલ ઉપર લાલ રંગ કરવાની પદ્ધતિથી થતો. બીજા નમૂનાઓમાં બે રંગો–લાલ અને કાળો આમરીની પદ્ધતિથી વપરાતા. સુરજંગલમાં મુખ્ય નિવાસસ્થાન હતું. તે ૩બ અને ૩અ સાથે સરખાવી શકાય. ત્યા પાણીની શીશી જેવાં વાસણો દેખાય છે. ૩અ અને ૪ના વાસણોનું પીંછીકામ ગાઢ થતું. તેની ભૂમિકા ગાઢ લાલ રંગથી થતી. સરખામણી કરી શકાય તેવાં સ્થળો પેરીઆનો, ઘુંડઈ અને મોગુલઘુંડઈ સેન્ડેમન કિલ્લા પાસે છે. આ થરમા ત્રાંબાની ચીજો તથા સોનાની પીનો પેરીઆનોમાથી મળી છે. કદાચ હડપ્પાના સંબધને કારણે ત્યાં મુદ્રાઓ બનાવાઈ હોય. બે મુદ્રાઓ આ થરમાંથી મળી છે. તેમાંની એક લીલાશવાળા પથ્થરની છે અને બીજી અજાણ્યા પદાર્થની છે. પેરીઆનો અને ઘુંડઈની દફનક્રિયાના અસ્થિવાળાં વાસણો મળી આવ્યાં છે.

રાણા ઘુંડઈનો ચોથો તથા પાચમો થર તરેહતરેહના વાસણો બનાવવાની-પદ્ધતિઓને કારણે જાણીતો છે. ત્રીજા થરમા અને ચોથા

થરમાં વાસણોનો પ્રકાર ખંડિત લાગે છે. ખરબચડા પ્યાલાઓ રંગબેરંગી છે. આ વાસ અગ્નિથી બળેલો લાગે છે. પાંચમા થરમાં બીજા લોકો આવી વસેલા લાગે છે. વાસણો રંગાએલાં નથી. ઉપસેલા નમૂનાઓ તેની સપાટી પર તૂટેલા લાગે છે. હિંસાનો પુરાવો અને વસ્તીની બદલીનો અર્થ એ થાય છે કે રાણા ઘુંડઈના ચોથા અને પાંચમા થરના સમયે કપરા હશે.

### ૪. હડપ્પા સંસ્કૃતિ

સિંધુ નદીની આસપાસના પ્રદેશમાં વૈદિક સંસ્કૃતિ પહેલાં એક સંસ્કૃતિ વિકસી હતી, તેને હડપ્પા સંસ્કૃતિ કહે છે. તેની ગણના જગતની પ્રસિદ્ધ સંસ્કૃતિઓમાં થવા પામી છે. આ સંસ્કૃતિના અવશેષો હડપ્પામાં અને તેની પશ્ચિમે આવેલ પ્રદેશનાં કુલ ૪૯ સ્થળોએ પ્રાપ્ત થયા છે.[૯] તે પહેલવહેલા હડપ્પા નામના સ્થળે પ્રાપ્ત થયા હોવાથી એ અવશેષોની સંસ્કૃતિને હડપ્પા સંસ્કૃતિ કહે છે. આવી સંસ્કૃતિ સાથે મોહેંજોદડો નામનું સ્થળ હડપ્પા કરતાં વધુ પ્રસિદ્ધ છે. આ સ્થળોના જેટલું ખોદકામ બીજે થયું નથી. હડપ્પા સંસ્કૃતિના અવશેષોમાં કેટલાક પથ્થરના અને કેટલાક ત્રાંબાના હોવાથી કેટલાક તેને તામ્રપાષાણ (Chalcolithic) સંસ્કૃતિ કહેતા, પરંતુ એનાં ઓજારો અને હથિયારોમાં મુખ્ય ઉપયોગ તાંબાનો હોવાથી એને તામ્રયુગની સંસ્કૃતિ કહેવી વધુ ઉચિત છે.[૧૦] લિપિબદ્ધ કિંમતી માહિતી મળવા છતાં તેને ન ઉકેલી શકાતી હોવાથી તેનો કાળક્રમ નક્કી કરવો મુશ્કેલ છે, તેથી આ સંસ્કૃતિને આદ્ય ઐતિહાસિક ન કહી શકાય.

હડપ્પા પંજાબના મોંટગોમારી જીલ્લામાં રાવી નદીની દક્ષિણે આવેલું છે. ગામની પશ્ચિમના ત્રણ ટીંબાઓમાંથી પ્રાચીન અવશેષો

9. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદડો. પૃ. ૪.
10. Mackay—Early Indus Civilization. Page 7.

મળ્યા છે. મોહેંજોદડો (મરેલાંનો ટીંબો) નામનો ટીંબો સિંધના લારખાના જીલ્લામાં ડોકરી સ્ટેશનથી દક્ષિણે સાતેક માઈલને અંતરે આવેલો છે. સિંધનાં બીજાં સ્થળોના ખોદકામથી આમરી સંસ્કૃતિ (હડપ્પા-સંસ્કૃતિ કરતાં પ્રાચીન), ઝાંગાર અને ઝૂકર સંસ્કૃતિઓ (હડપ્પા સંસ્કૃતિની અનુકાલીન) મળી આવી. નવાબશાહ જીલ્લામાં ચાન્હુદડોનાં ખંડેરોના ખોદકામમાં એક પ્રાચીન શહેરના પાંચ થરો મળી આવ્યા. સહુથી ઉપલો ઝાંગાર સંસ્કૃતિનો, તેની નીચે ઝૂકર સંસ્કૃતિનો અને તેનાથી પણ નીચેના ત્રણ થર હડપ્પા સંસ્કૃતિના બલુચિસ્તાનમાં (પાછળ બતાવ્યા પ્રમાણે કવેટા, આમરીનાલ, ઝોબ અને કુલ્લી સંસ્કૃતિઓ) મળી આવ્યા. શાહીતુંપ સંસ્કૃતિ પણ દક્ષિણ બલુચિસ્તાનમાંથી મળી આવી છે. હડપ્પા સંસ્કૃતિના અવશેષો ગુજરાતમાં લોથલમાંથી અને સૌરાષ્ટ્રના ઝાલાવાડ વિભાગના રંગપુર ગામમાંથી મળ્યા છે.

હડપ્પા—મોહેંજોદડોનાં ખંડેરોમાં હડપ્પા સંસ્કૃતિના અવશેષ નીકળ્યા છે. બંને જગ્યાએથી સળંગ મકાનો, ઈમારતો તેમજ નાના મોટા રસ્તાઓની નિશાનીઓ મળી આવે છે. મકાનો, રસ્તાઓ અને મોરીઓના સુવ્યવસ્થિત સંકલન પરથી સ્પષ્ટ જણાય છે કે નગરની રચના પૂર્વવિહિત યોજના અનુસાર કરવામાં આવતી હતી.[૧૧] મોહેંજોદડોનાં ખંડેરોના ખોદકામમાં વસ્તીના નવ થર નીકળ્યા છે. મોહેંજોદડોનાં મકાનોમાં જાહેર મકાનોના અવશેષ મળ્યા છે. નાના ટીંબાની ટોચ પર ઐતિહાસિકકાળનો બૌદ્ધ સંઘારામ આવેલો છે. મુખ્ય સંઘારામની વચ્ચે જે સ્તૂપ છે, તેની પીઠિકા ૨૦ ફૂટ ઊંચી હતી અને એની પૂર્વ બાજુના વચલા ભાગમાં ઉપર ચડવાનાં પગથિયાં ડાબી તેમજ જમણી બાજુએ શરૂ થાય છે. ત્યાં આગળ સામેના ગોખલામાં યોગાસનમાં બેઠેલા બુદ્ધની મૂર્તિ હતી. આ સંઘારામની નીચે દેખાતું મકાન મંદિર હોવું જોઈએ બૌદ્ધ લોકોની લાગણી ન

---

૧૧. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદડો. પૃ. ૧૭.

કરતા હશે અને એમાં નેવાની નીક રાખતા હશે. મોહેંજોદડોમાં સીડીનો નીચલો ભાગ જોવામાં આવે છે. મોટા મકાનમાં ચોક રાખવામાં આવતો. એક ખૂણામાં ઉપર આંકણું કરીને નીચે ગોળ ભઠ્ઠી પર રસોઈ કરવામાં આવતી. પથ્થરનાં ચકરડાં અહીંથી મળે છે, તે કદાચ થાંભલાના અવશેષો હોય. કુવા તથા બાથરૂમો જોવા મળે છે. નીકની પદ્ધતિ અહીં છે. દરેક ધોરી રસ્તાની તેમજ નાના રસ્તાની અંદર એકાદ કોઠરી મોરી તો ખરી જ.

નાની મોટી ચીજો પર લખાણ કોતરેલું છે. બે હજાર જેટલી મુદ્રાઓ મળી આવી છે. આ મુદ્રાઓ લોખંડની બનાવેલી છે. સામાન્ય કદ ૦.૭ ઇંચ થી ૧.૨ ઇંચ જેટલું હોય છે. આગલી બાજુ પર મોટે ભાગે પશુની એકાદ આકૃતિ ને એકાદ લીટીનું લખાણ હોય છે. લંબચોરસ મુદ્રાઓ લાંબી અને સાંકડી હોય છે અને આગલી બાજુ પર માત્ર લખાણ જ હોય છે. થોડી મુદ્રાઓ નળાકાર કે ગોળાકાર જેવા બીજા ઘાટની પણ હોય છે. કોઈ કોઈ મુદ્રાઓ પર બંને બાજુએ લખાણ હોય છે. કેટલીક નાના કદની મુદ્રાઓ પણ મળી છે. મુદ્રાઓની સરખામણીએ મુદ્રાંકો (મુદ્રાની છાપો)ના નમૂના ઘણા ઓછા મળે છે. આ મુદ્રાંકો ફાયેન્સ કે સાદી માટીનાં ઘડેલાં હોય છે. એ જાતજાતના ઘાટનાં હોય છે અને એની એક બાજુ પર કે બંને બાજુઓ પર કંઈક લખાણ હોય છે. આમાં લખાણના અક્ષર હંમેશાં સૂલટા જ હોય છે. તામ્રપટ્ટિકાઓ પણ મળી છે. તાંબા પર કોતરીને લખેલ અક્ષરો મૌર્યયુગની બ્રાહ્મી લિપિના અક્ષરોની જેમ સીધા, સ્પષ્ટ અને સુંદર મરોડના જણાય છે. આ ... ઉકેલી શકાયા નથી. લખાણોના વિષય અંગે અનેક તર્કો ... છે. આમાંના કેટલાક અક્ષર ચિત્રાત્મક જણાય છે, એટલે ... લિપિ નહિ, પરંતુ ચિત્રલિપિ હોય. અક્ષરોના અલ્પ પ્રમાણને લીધે ભાવલિપિ ન કહેવાય. મુખ્ય પ્રમાણ ધ્વનિલિપિ—શ્રુતિલિપિનું રહેલું જણાય છે.

લખાણ વગરના છૂટક અવશેષોમાં માટીનાં વાસણોની મહત્તા વધારે છે. હડપ્પા અને મોહેંજોદડોનાં વાસણોના ઘાટમાં એટલું સામ્ય છે કે જુદાં પાડવાં મુશ્કેલ છે. ખંડિત વાસણની ઠીકરીઓ પરથી માટીનો રંગ મોટે ભાગે આછો લાલ કે ગુલાબી હોય છે. માટીમાં ઘણીવાર અબરખ, રેતી અને ચૂનાની મેળવણી કરેલી જણાય છે. હાથાવાળા પ્યાલા અને ઢાંકણાં સિવાયનાં બધાં વાસણોના ઘાટની સફાઇ પરથી તે કુંભારના ચાક પર ઘડેલાં હોય તેમ લાગે છે. ખૂણિયા પેટાવાળાં વાસણ બે ટુકડે ઘડેલાં લાગે છે. કુલડીથી માંડીને મોટી કોઠી જેવડાંની બેસણી મોટે ભાગે સપાટ હોય છે. નાળચાવાળાં વાસણો પણ મળી આવ્યાં છે. મેસોપોટેમિયાની કાપા પાડીને ભાત પાડવાની રીત અહીં થોડાં વાસણો પર દેખાય છે. કોઇક વાર કાનામાં કે કાંઠામાં કાણાં પાડવામાં આવતાં. વાસણ ભઠ્ઠીમાં પકવવામાં આવતાં હશે. ખુલ્લા નિભાડામાં પકવેલાં વાસણ ભઠ્ઠીમાં પકવેલાં વાસણો જેવાં જ સરસ પકવેલાં જણાય છે. દેવસેવા માટેની નાની દીવી જેવાં બેઠેલા અને પહોળા ઘાટનાં, લાંબા દાંડાવાળા ઘાટનાં, દાળેલા દાંડાવાળા ઘાટનાં, પહોળા મોંવાળા, ઊભી પ્યાલી જેવા ઘાટનાં, નીચા પહોળા પેટાવાળાં, કળશના જેવા ઘાટવાળાં, કુલડીના જેવાં નાના કદનાં, ઊભા પ્યાલાના ઊંચા અને સાકડા ઘાટના, સાંકડા મોંવાળાં, પહોળાં પેટવાળાં, સાંકડી બેસણીવાળા, ઠુંબડા ઘાટનાં, ઊભા સાંકડા ઘાટનાં, નળાકાર, પટ્ટાની ભાતવાળાં, નાળચાવાળાં તથા બે આડા ખાનાની લંબચોરસ ટ્રે જેવા ઘાટનાં વાસણો મળ્યાં છે. વાસણ પર ઢાંકવાના ઢાંકણા તથા હાથાઓ ઘણાં વાસણોને હોય છે. હડપ્પામાંથી અંત્યેષ્ટિ પાત્રો પણ મળ્યાં છે. તેના ઉપર ઊંધો વાડકો, લોટું કે ઠહાવાણું ઢાકણું હોય છે. ચિત્રિત વાસણો ઓછાં મળે છે. વાસણો પર અનેકરંગી આલેખન મોટે ભાગે સફેદ રંગની ભૂમિકા પર કરવામાં આવતું. લાલ, કાળો, લીલો કે પીળો રંગ વપરાતો. બરના કિત્તાથી રેખાઓ દોરી હોય. પટ્ટાનું ચિતરામણ

લાકડીને છેડે ખોસેલા લુગડાના ડૂચાથી થતું હશે. મણકા કે સૂર્યબિંબની હાર ચીતરવામાં આવતી. એની નીચેથી ચિત્ર શરૂ થતું. તળિયાના ઉપરના ભાગમાં એકાદ પટ્ટી, વેલ કે બીજી કોઈ ભાત દોરવામાં આવતી. વૃક્ષો કે છોડની આકૃતિઓ કોતરવામાં આવતી. એલમનાં વિચિત્ર વાસણો પર જેવું હારબંધ પ્રાણીઓનું દૃશ્ય હોય છે, એવું અહીંનાં વાસણો પર ભાગ્યે જ દેખાય છે. કેટલાંક વાસણો પર પશુપંખીનાં ચિત્રો દેખાય છે. મનુષ્યના આકારોમાં એક આકાર ખભા પર ડાંગને છેડે લટકતી બે જાળ લઈ ચાલતા માણસનો છે. બીજો એક આકાર નાના છોકરા સાથે ફરતા માણસનો છે. પશુના આકારોમાં લાંબા વાંકા શીંગડાવાળા જંગલી બકરાના આકાર વધુ પ્રચલિત છે.[૧૩] મુદ્રાઓ પર આવો આકાર જવલ્લે જોવા મળે છે. તેના પર મનુષ્યના આકાર પણ ક્વચિત દેખાય છે. રૈખિકીય સજીવ સત્ત્વોના આકારો પસંદ કરવામાં આવતા. તે ચિત્રોમાં પરલૌકિક દૃશ્યો જોવામાં આવે છે. દા. ત. દેહત્યાગ કરી પરલોક જતી વખતે દાનમાં ગાય અને પછી મૃતઆત્માને પશુ નદીપારથી યમલોકમાં લઈ જતાં હોય તેવાં દૃશ્યો નજરે પડે છે. પત્થરનાં પૂતળાં તથા પાકી માટીની પૂતળીઓ મળી આવી છે. પૂતળીઓ લાલ રંગની તથા ચકચકિત બનાવવામાં આવતી. તે મનુષ્ય કે પ્રાણીના રૂપે ઉપાસાતાં દેવદેવીઓની પ્રતિમાઓ જેવી લાગે છે. પૂતળીમાં કેશભૂષા અને વેશભૂષાની રજૂઆત થતી. તેનાં આભૂષણોની પણ રજૂઆત થતી. મનુષ્યો અને પ્રાણીઓના ઘાટનાં રમકડાં, લખોટા, દડા, ઘૂઘરા, સીસોટી, ગાડાં, રથ, ખુરશી, પાંજરાં અને ત્રાજવાં જેવી રમવાની ચીજોના નાના નમૂના મળે છે. સેલખડીની મુદ્રાઓની સરખામણીએ પાકી માટીનાં મુદ્રાંકો પરની છાપનો ઉઠાવ એટલો સરસ નથી. મુદ્રાંકો સમચોરસ, નળાકાર, ઘનાકાર, ત્રિકોણાકાર તથા ગોળાકાર મળે છે. તે તાવીજ તરીકે પણ વપરાતાં હોય. તેના પર આકૃતિ તથા લખાણ હોય છે. ગરીબ લોકો

૧૩. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદડો. પૃ. ૧૦૨.

પાકી માટીનાં આભૂષણો પહેરતા હશે, કારણ કે હારના મણકા, બંગડી તથા કલ્લીનાં માટીનાં નંગ મળી આવે છે. કડછી, તાવડી, વેલણ, આડણી, ચાળણી, અને રોપલી જેવી રસોડાની ચીજોનાય માટીના નમૂના મળે છે. માટીનાં ઓજારોમાં તકલી-ચકરડીના સંખ્યાબંધ નમૂના મળે છે. મજાગરાનું એક નંગ તથા ધાર કાઢવાની પથરીના કોણ માટીના હોય છે. માટીના ગોળા તથા કડીઓ મળી છે. તે માછીમારના ઉપયોગમાં આવતી હશે.

હુન્નરઉદ્યોગના પદાર્થોનાં તથા ઓજારો અને હથિયારોનાં સંખ્યાબંધ નંગ ઘણી જાતના પથ્થરોનાં અને ધાતુઓનાં બનેલાં જણાય છે. એમાં ફાયેન્સ, આલાબાસ્તર અને સેલખડીનો ઉપયોગ ઘરગથ્થુ પદાર્થોમાં, સોના અને ચાંદીનો ઉપયોગ ઘરેણામાં અને ત્રાંબા તથા કાંસાનો ઉપયોગ ખાસ કરીને ઓજારો અને હથિયારોમાં વિશેષ નજરે પડે છે. આ ઉપરાંત છીપ અને હાથીદાંતનીય ચીજો મળે છે.[૧૪] ફાયેન્સમાં રાખોડિયા રંગની માટી પર ચળકાટ લગાવેલો હોય છે. તેનો રંગ ખારાશને લીધે ભૂરો કે લીલો થઈ જાય છે. આલાબાસ્તર મિરોડીનું સંસ્કારેલું અર્ધપારદર્શક સ્વરૂપ છે. સેલખડી અબરખનું દળદાર સ્વરૂપ છે. ચાંદી, સોનું તથા ત્રાંબાની ચીજો પણ મળે છે. ઘરગથ્થુ પદાર્થોમાં ફાયેન્સ, પથ્થર તથા ધાતુનાં વાસણો છે. મોહેંજોદડોમાં ઊભા ઘાટનાં ચાંદીનાં ઘણાં વાસણ મળ્યાં છે, જેમાંના મોટા નંગમાં પુષ્કળ ઝવેરાત હતું. બીજામાં સોનાના ઘરેણાં તથા પથ્થરના મણકા હતા. હડપ્પામાંથી ચાંદીનો ચંબૂ મળ્યો હતો, તેમાં મોહેંજોદડોના ચંબૂમાંથી મળેલ સોનાનાં ઘરેણાં જેવું એકેય નંગ નહોતું. તેમાં સીસાનું આવું નંગ હતું. ધારવાળાં ઓજારો છરી કે છોલણી તરીકે વપરાતાં. તોલમાપનાં

૧૪. ર. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદડો. પૃ. ૧૧૫.

અનેક કાટલાં મળી આવ્યાં છે. તે ઘણું પથ્થરનાં બનેલાં છે. તે ગોળાકાર, નળાકાર કે શંકુના આકારનાં હોય છે. નાના તોલ માટે દ્વ્યંશ પદ્ધતિ અને મોટા તોલ માટે દશાંશ પદ્ધતિ હતી એવું અનુમાન થાય છે. માટીનાં પલ્લાં પણ મળ્યાં છે. બારીક કાપાવાળી માપની પટ્ટી પણ મળી છે. પથ્થરનાં હથિયારોમાં ગદાના ઉપલા ગોળાના અનેક નમૂના મળે છે, કુહાડીનાં પાનાંના નંગ, તીકમ જેવું ઓજાર, ભાલાનાં ફળાં, કરવતી, વીંધણાં, ટાંકણાં, સોય, એક નખ કાપવાની નરેણી જેવું ઓજાર, એક બે ધારવાળી ધરી જેવું ઓજાર અને એક અણીદાર સળી જેવું (શસ્ત્રક્રિયા માટે હોય) ઓજાર, કાંસાના અરીસા વગેરે મળ્યાં છે. ઘરેણાંનાં છૂટક તેમજ જથ્થાબંધ નંગ મળ્યાં છે. મોહેં-જો-દડોમાં ઘરેણાંના ત્રણ ચાર ખજાના મળ્યા છે. તેમાં બે કંઠહાર, કાનની કડીઓ, કલ્લીઓ, બંગડીઓ, છ સેરનો કંઠહાર, કાનના કાપ, વલય, દામણી, વીંટીઓ વગેરે છે. કંઠહારના મણકા સેલખડી, ફાયેન્સ, માટી, છીપ, તાંબા, કાંસા કે સોનાના હોય છે. માથાના આગલા ભાગ પર પહેરવાનાં ઘરેણાંમાં શંકુ ઘાટની નાની ટોપી જેવાં ઘરેણાં સોનાનાં, તાંબાનાં, ફાયેન્સનાં, હાથીદાંતનાં, છીપનાં અને માટીનાં હોય છે. હાલ ઉત્તર ભારતની હિંદુ સ્ત્રીઓ પ્રસંગ પર આવી સોનાની કે ચાંદીની જણસ પહેરે છે, જેને એ લોકો ચોક કહે છે.[૧૫] એની ટોચની અંદરના ભાગમાં વાળની લટમાં પરોવવાની ચાંદીની કડી હોય છે. લલાટ પર પહેરવાનો ટિક્કો નીચલા ભાગમાં ચપટો અને ઉપલા ભાગમાં બહિર્ગોળ હોય છે.

હડપ્પા–મોહેં-જો-દડોના ખંડેરોમાંથી શબોનાં હાડપિંજર મળ્યાં છે. મોહેં-જો-દડોમાંથી લગભગ ૪૧ દેહના અવશેષ મળ્યા છે. એમાં કુષાણકાલીન સંઘારામની ઉત્તર હરોળના એક ખંડમાંથી વીસેક વર્ષની યુવતીનું શબ મળ્યું છે, એક નવદસ વર્ષના બાળકનું છે, બાકીનાં

૧૫. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેં-જો-દડો પૃ. ૧૩૮.

મુખ્ય કબરના સ્રીપુરુષોનાં છે. હડપ્પામા એક જગ્યાયેથી બે ખોપરી અને બીજાં અસ્થિ દાટેલા મળ્યા છે. બીજી જગ્યાએથી થોડી ખંડિત ખોપરીઓ અને છૂટાછવાયા અસ્થિ મળ્યા છે મોટા સ્મશાનના નીચેના થરમા ઘણા અખંડિત અને કેટલાક ખંડિત હાડપિંજર મળ્યા છે ખોપરીઓના માપકરણ પરથી પહેલું તો એ માલૂમ પડે છે કે મોહેંજોદડોના ઘણા ખરા મનુષ્ય દીર્ઘકપાલા હતા. પૃથુકપાલ દેહનો એક જ નમૂનો મળ્યો છે. પૃથુકપાલ વર્ગના મનુષ્ય માનવજાતિશાસ્ત્રની પરિભાષામા કહીએ તો અલ્પાઇન જાતિના છે દીર્ઘકપાલ ખોપરીઓમાની એક મોંગોલિયન જાતિના પુરુષની છે એટલે કે મોંગોલિયન જાતિના કેટલાક લોકો મોહેંજોદડોમા રહેતા હશે. બ માનવઅવશેષ ભૂમધ્ય જાતિના (કૉકેશિયન) લાગે છે. મુદ્રાઓમા પુરુષ તથા સ્રીઓની આકૃતિઓ જોવા મળે છે. સ્રીપુરુષોના વાળ લાંબી વેણીમા ગૂંથેલા હોય છે અને છેડે ખોપટી બાધેલી હોય છે. પુરુષો નિર્વસ્ત્ર કે કૌપિન પહેરેલા હોય છે અને સ્રીઓની પૂતળીઓમા હોય છે તેવી નાની ચડ્ડી તો ભાગ્યે કોઈ જગ્યાએ જોવા મળે છે આભૂષણોમા એના હાથ પર છેક કાંડાથી ખભા સુધી કલ્લી હોય છે. દેહભૂષા માટે લોકો વસ્ત્રો કરતા ય અલંકારોને વધુ મહત્ત્વ આપતા હતા. બન્ને નગરોની મુદ્રાઓ પરના લાંછનોમા લગભગ અધાં લાંછનો પર અમુક પશુનો એક શૃંગ આકાર દેખા દે છે [૧૬] આ પશુના મુખની નીચે હમેશાં એક અમુક ઘટનુ પાત્ર મુકેલું હોય છે, જે હાથમાં પકડવાની ધૂપદાની કે હોમપાત્ર જેવુ જણાય છે આ પરથી આ પશુનો મહિમા ફલિત થાય છે ટૂંકા શિંગડાવાળો ખાધ વગરનો વૃષભ અને લાંબા શિંગડાવાળો ખાંધી વૃષભ—એમ બે પ્રકારના વૃષભ આલેખાયેલા છે કેટલીક મુદ્રાઓ પર લાંછન આપેલું છે રાની બકરાના, વાઘના અને ગેંડાના લાંછનો પણ જોવા મળે છે. કૂતરાના ઘાટ બે ત્રણ તરેહના મળ્યા છે સાબર, ચિત્રમૃગ, રશિયન સાબર, રીંછ અને ગધેડાના અવશેષ મળ્યા છે.

---

૧૬ ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદરો. પૃ ૧૬૦.

રમકડાંમાં કબૂતર, પોપટ, મોર, ઢેલ, મરઘી બતક, હંસ, ચકલી, સમડી અને ઘુવડના ઘાટ મળ્યા છે. આ ઉપરાંત તીતીઘોડા, ખીસકોલી, છછુંદર વગેરે પ્રાણીઓના ઘાટનાં રમકડાં મળે છે. દેહાવશેષોમાં તો માત્ર મરઘીના અવશેષ મળ્યા છે, જ્યારે વાસણો પરનાં ચિત્રોમાં ખાસ કરીને મોર કે મરઘી દેખા દે છે.

મોહેંજોદડોનું એક મકાન મંદિરનું હોય એમ મનાય છે. મનુષ્યોના અને પ્રાણીઓના આકારના તેમ જ મિશ્રિત સત્ત્વોના આકારના કેટલાક અવશેષો દેવદેવીઓની છૂટક મૂર્તિઓના હોય એમ જણાય છે. પથ્થરનાં શિલ્પોમાં મનુષ્યાકારનાં જે પૂતળાં મળે છે, તેમાં એક પૂતળા પરની શાલમાં ઠેકઠેકાણે ખાસ કરીને ત્રિદલની ભાત છે. તે ભાત ધાર્મિક મહિમા ધરાવતી મનાય છે એટલે કે આ પૂતળું કોઈ દેવનું હશે. સ્ત્રીની પૂતળીઓના લટકતા વીંટાઓમાં ધૂપદીપની નિશાનીઓ મળે છે. આ પૂતળીઓ માટીની હોય છે અને દરેક ઘરમાંથી મળી આવે છે એટલે એની ઉપાસના ઘેરઘેર થતી હશે. આ સર્જકશક્તિની એટલે કે આદેવી તરીકેની ઉપાસના થતી હશે. આદિવાસીઓમાં પણ માતાજીની ઉપાસના હજી પ્રચલિત છે. દેવની મૂર્તિમાં મસ્તક પર કંઈક વેષ્ટન જેવું હોય છે; કા તો એના લાંબા વાળની લટોનો ઓચી પાછળ જૂટ બાંધ્યો હોય છે. દાઢી લાંબી અને છેડેથી અંદર ગૂંથેલી હોય છે. કેટલીક વાર કંઠમાં તેમ જ હાથ પર આભૂષણ હોય છે, પરંતુ બાકીનો બધો દેહ નિર્વસ્ત્ર હોય છે.[૧૭] મુદ્રાઓ પરનાં ત્રણ લાંછનોમાં દેવનો જે આકાર આલેખવામાં આવ્યો છ તે અનુકાલીન મહાદેવના સ્વરૂપ સાથે ઘણું સામ્ય ધરાવે છે. તેમાં શિવસ્વરૂપનાં લક્ષણો પણ નજરે પડે છે. શિવપૂજા લિંગદ્વારા કરવામાં આવે છે. હડપ્પા અને મોહેંજોદડોમાં પથ્થરના આકારના અનેક ઘાટ શિવલિંગો જેવા લાગે છે, એટલે આ .રોમાં લિંગપૂજા પ્રચલિત હશે: મનુષ્યોમાં મુકેલી સર્જકશક્તિના નરપ્રતીકરૂપે લિંગપૂજા શરૂ થઈ હશે. અહીંથી યોનિઓનાં શિલ્પ મળી

૧૭. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદડો પૃ. ૧૭૩.

આવ્યાં છે એટલે યોનિપૂજા પણ થતી હશે. મુદ્રાઓ પરનાં લાંછનો પરથી લાગે છે કે પશુ સ્વરૂપવાળા દેવોનું પણ અસ્તિત્વ હતું. પૂતળીના માથા પર મૂકેલાં બે પંખીના દાખલા પરથી લાગે છે કે કબૂતર જેવું પક્ષી દૈવી મનાતું હોવું જોઈએ. મુદ્રાંકો પર ઘડિયાળ અને વૃક્ષો દેખાય છે. પીપળો પવિત્ર મનાતો હોય એમ લાગે છે. લીમડો અને બાવળનાં લાંછનો પણ જોવા મળે છે; એટલે કે વૃક્ષદેવતાની ઉપાસના પણ થતી હોય. કોઈ લાંછનમાં બિંબની આકૃતિ હોય છે, એટલે કે એ પ્રતીક (સૂર્યનું પ્રતીક) પૂજાનું ચિહ્ન પણ હોય. દેવાલયોમાં અને ધાર્મિક ઉત્સવોમાં ગીત, વાદ્ય અને નૃત્યનો સમાવેશ થતો હોય તેમ મોહેંજોદડોમાંથી મળેલા એક લાંછન પરથી લાગે છે. લાંછનવાળી સેલખડીની ચીજો પાછળ મોટો ડટ્ટો હોય છે. તેમાં આરપાર આડું કાણું હોય છે. તે પરથી લાગે છે કે તેનો તાવીજ તરીકે ઉપયોગ થતો હોય. ભારે ઉદરવાળી સગર્ભા સ્ત્રીની પૂતળીઓ સંતાનની માનતા માટે દેવાલયમાં અર્પવા બનાવાતી હોય. મંદિરોમાં સ્નાનાગાર હોવાને કારણે સ્નાનનો મહિમા હોય એમ લાગે છે. ઉત્તરક્રિયામાં શબનું દફન થતું. કબરોમાંથી મળતી વસ્તુઓ પરથી લાગે છે કે મરણોત્તર અવસ્થામાં પણ ઐહિક ભોગ માણસ ભોગવતો હોવાની માન્યતા પ્રચલિત હશે. અસ્થિદફનનો રિવાજ પણ હોય એવું માટીના વાસણોમાં દાટેલાં અસ્થિ પરથી લાગે છે. અગ્નિદાહ કરીને નાના મોટાં વધેલાં અસ્થિ તથા ભસ્મને વાસણમાં ભરી દાટવાની પ્રથા હોય એવું કેટલાંક વાસણોમાંથી મળેલ અસ્થિ અને ભસ્મ પરથી લાગે છે.

ઘરોમાં ચોકળાશ અને સારી સગવડ દેખાય છે. ઘરોમાં હવા અજવાળા માટે જાળીઓ રાખવામાં આવતી, બારીઓ નહિ. સાર્વજનિક કે સામુદાયિક ઉપયોગ માટેનું એક મકાન લાગે છે. અવશેષો પરથી જણાય છે કે નગરમાં રહેતા લોકોનો મોટો ભાગ આર્થિક દૃષ્ટિએ મધ્યમ વર્ગની કોટિનો હતો. માટીનાં સાદાં વાસણ તથા ઘરેણાં વાપરનાર ગરીબો પણ રહેતા હશે એટલે કે આર્થિક વિષમતાના

થર હશે. મુદ્રાઓ પરની વહાણની આકૃતિઓ પરથી લાગે છે કે વહાણો બનાવવાનું સુથારીકામ સુથારો કરતા હશે. પૂતળાંઓ, રમકડાં, માટીનાં વાસણો વગેરે બનાવનાર કુંભાર હશે. વહાણવટા માટે વેપારીઓ અને નાવિકો હશે. દુર્ગ અને આયુધોના અવશેષો પરથી સૈનિક વર્ગની હસ્તી સૂચિત થાય છે. શાસનતંત્રના અનેક વર્ગો વિશે કલ્પના કરી શકાય. નગરરચના કડિયા કામ કરનાર કડિયાઓનું સૂચન કરે છે. ખેતી, પશુપાલન અને વેપાર સારા ચાલતા હોવાનું મોટા નગર પરથી કલ્પી શકાય. અનાજમાં ઘઉં અને જવના અવશેષ મળે છે. પાળેલાં જણાતાં પશુઓમાં ખાંધવાળો સાંઢ, પાડો, ઘેટું, કુક્કર, ગધેડો, ઊંટ, હરણ, હાથી, કૂતરો અને ઘોડાના દેહાવશેષ મળ્યા છે.[૧૮] સુમેર અને એલમ જેવા દેશોનાં ખંડેરોમાં અહીંથી નિકાસ થયેલી કેટલીક ચીજો તથા કારીગરીની નિશાનીઓ મળે છે; તે પરદેશ સાથેનો વેપાર સૂચવે છે. ગાડાનાં પૈડાંવાળાં રમકડાં પરથી લાગે છે કે જમીનમાર્ગનો વ્યવહાર પૈડાંવાળાં વાહનોથી થતો હશે. લોકો ખેતીવાડી, હુન્નરઉદ્યોગ તથા વેપારમાં પ્રગતિ કરનાર હશે અને વિદ્યાકલાનું જ્ઞાન ધરાવતા હશે. મુદ્રાઓ અને મુદ્રિકા પરનાં લખાણો સિવાયનું કોઈ સાહિત્ય મળ્યું નથી. શિલ્પોમાં મૃદંગ, કાંસીજોડ, વીણા કે સારંગી જેવાં વાદ્યનૃત્યનાં મોજશોખનાં સાધનો ગણાવી શકાય. વટાણા, તલ, ખજૂર, તરબૂચ, લીંબુ, શ્રીફળ અને કમળકાકડી જેવા બીજા કેટલાક ખાદ્યપદાર્થોને લગતા અવશેષો મળ્યા છે. પશુપંખીઓના માંસનો તેમજ માછલાં જેવાં કેટલાંક જળચર પ્રાણીઓના આહારનો પુરાવો મળે છે. પશુપાલનના રિવાજ પરથી ખાનપાનમાં દૂધનો અને દૂધની બનાવટોનો સમાવેશ કરી શકાય. શાકભાજીનો સમાવેશ થતો હશે. અલંકારો, કાંસકી અને અરીસાના અવશેષો પરથી વિદિત થાય છે કે દેહશૃંગારથી દેહને સજાવાનો લોકો શોખ રાખતા હશે.

---

૧૮. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદડો. પૃ. ૨૨૨.

હડપ્પા સંસ્કૃતિના સમયનિર્ણય માટે સીધી અને ચોક્કસ સાધન-સામગ્રી મળતી નથી. તેના અવશેષો પરના લખાણની લિપિ ઉકેલી શકાતી નથી એટલે સમયનિર્ણય કરવો મુશ્કેલ છે. તુલનાત્મક સમય-નિર્ણય માટે ઇરાકની પ્રાચીન સંસ્કૃતિઓનો સમયનિર્ણય ઘણો ઉપયોગી નીવડયો છે. એક સ્થળેથી ઘણી સંસ્કૃતિઓના થર મળી આવે તો થરોનો અનુક્રમ કામ લાગે.[૧૯] મોહેંજોદડોના થરોમાં હડપ્પા સંસ્કૃતિ સાથે સંબંધ ધરાવતી કોઈ સંસ્કૃતિના થર હાથ લાગ્યા નથી. હડપ્પામાં એવી અન્ય સંસ્કૃતિઓના થર મળી આવ્યા છે. એના એક ટીંબાના નીચલા થરો મોહેંજોદડોના નીચલા થરો કરતાં પ્રાચીન છે. ત્યાંના કિલ્લાના પાયાના થરની નીચેથી હડપ્પા સંસ્કૃતિનાં વાસણો કરતાં જુદી જ જાતનાં મળ્યાં છે. આ ઝોબ પ્રદેશની રાણા ઘુંડઈ સંસ્કૃતિના ત્રીજા થરના અંતિમ ભાગના જેવાં વાસણ હતાં. ચાહુન્દડોમાં હડપ્પા સંસ્કૃતિના ત્રણ થરોની નીચેથી ઝૂકર અને ઝાંગાર સંસ્કૃતિના થરો મળ્યા છે. આમરીમાં હડપ્પા સંસ્કૃતિના થરની નીચે આમરી સંસ્કૃતિનો થર છે, તેથી આમરી સંસ્કૃતિ હડપ્પા સંસ્કૃતિ કરતાં પ્રાક્કાલીન છે, સંસ્કૃતિના અનેકવિધ અવશેષોની તુલના કરી પૂર્વાપર સંબંધ અનુસાર નક્કી કરવામાં આવે છે. પ્રાચીન સંસ્કૃતિઓને બે વિભાગ (લાલ વાસણોવાળી સંસ્કૃતિઓ તથા બદામી વાસણોવાળી સંસ્કૃતિઓ)માં પાછળ જણાવ્યા પ્રમાણે વહેંચી નાખવામાં આવે છે. કુલ્લી સંસ્કૃતિ અને નાલ સંસ્કૃતિનો કેટલોક ભાગ હડપ્પા સંસ્કૃતિના સમયનો છે અને બીજો કેટલોક ભાગ ઝૂકર અને શાહીતુમ્પ સંસ્કૃતિના સમયનો એટલે કે હડપ્પા સંસ્કૃતિના અસ્ત પછીનો છે. આ કાલાનુક્રમ થયો, સમયપટ નહિ.

સમયનિર્ણય ઇરાકની સંસ્કૃતિઓને અનુસરી કરવામાં આવે છે. ઇરાકના ઐતિહાસિક કાલના આરંભિક યુગને આરંભિક વંશોનો

૧૯. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદડો, પૃ. ૨૫૫.

યુગ કહે છે. આ યુગના આદિભાગનાં વાસણો પરનાં ચિત્રો માટે કાળા ઉપરાંત 'આછા ઘેરા લાલ' રંગનો ઉપયોગ થતો હતો. વનસ્પતિની ભૂમિકાવાળાં પ્રાણીઓનાં દશ્ય પણ દેખાતાં. આવાં વાસણો એલમના સુસા શહેરના ચોથા થરમાંથી મળ્યાં છે,' જેની સંસ્કૃતિ આ યુગની ગણાય છે. એનાં વાસણો કુલ્લી સંસ્કૃતિમાં દેખાય છે. આ પરથી આ યુગની સંસ્કૃતિને સુમેરની સંસ્કૃતિ સાથે સંબંધ હશે જ. કુલ્લી સંસ્કૃતિના અભ્યુદયના સમયે હડપ્પા સંસ્કૃતિનો ઉદય થયો હતો. હડપ્પાનાં પીપળાનાં પાનની ભાતવાળા વાસણ, ઊંચી ઘોડીવાળા વાસણ, સ્ત્રીઓની તથા પ્રાણીઓની પૂતળીઓ વગેરે ચીજો કુલ્લી સંસ્કૃતિની ચીજોને મળતી છે. મુદ્રાઓ પરથી લાગે છે કે હડપ્પા અને સુમેરની સંસ્કૃતિ વચ્ચે સીધો સંપર્ક હશે. ઉરમાં મળેલી એક મુદ્રા અને લગાશમાં મળેલી એક મુદ્રા જે બંને હડપ્પા ઢબની છે, તે લારસાયુગના થરોમાંથી નીકળેલી છે.[૨૦] હડપ્પા સંસ્કૃતિનો સમય સુમેરના અક્કડયુગના આરંભથી કારસાઇટ યુગના પૂર્વાર્ધ સુધી વિસ્તરે છે. અક્કડના સારગોન વંશનો આરંભ ઈ. સ. પૂર્વે ૨૮૦૦નો મનાતો હતો. ઇસિનના લારસા યુગનો આરંભ હવે ઈ. સ. પૂર્વે ૨૦૦૦નો માનવામાં આવે છે. બેબિલોનના પહેલા વંશનો સમય ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી ૧૬૦૦ના સુમારનો આંકવામાં આવે છે. આથી હડપ્પા સંસ્કૃતિની ઉત્તર સીમાનો સમય ઈ. સ. પૂર્વે ૧૬૦૦ પછીની એકાદ સદી સુધીનો આંકવો જોઈએ. આ ગણતરી અનુસાર હડપ્પા સંસ્કૃતિનો એકંદર સમય ઈ. સ પૂર્વે ૧૩૦૦ થી ૧૦૦૦ સુધીનો ગણાય.

હડપ્પા સંસ્કૃતિ પૂરના ઉપદ્રવથી એ વખત નાશ પામી હતી, તેની નિશાનીઓ મળે છે. બીજા પૂરે એવો નાશ કર્યો કે જેથી શમીની અંતિમ વ્યવસ્થા પણ થઈ શકી નથી. હડપ્પાની સંસ્કૃતિ લોપ

---

૨૦. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદડો પૃ ૨૬૮

ચતાં શાહીતુંપની નવી સંસ્કૃતિ નજરે પડે છે. રાણા ઘુંડઈનાં ખંડેરોમાંય આગ લગાડીને એવી હોનારત કરવામાં આવી લાગે છે કે જેથી રાખના ઢગ બધે જ દેખાય છે એટલે આ સ્થળોએ આક્રમણ કરનાર બહારના હોવા જોઈએ એવું અનુમાન થાય છે. આક્રમણકારો કદાચ બેબિલોનિયાના લોકો હશે, કારણ કે તેઓના રાજાઓનાં નામ ભારતમાં યૂરોપીય વર્ગની ભાષાનાં છે. ઈ. સ. પૂર્વે ૧૩૦૦ના અરસામાં થયેલ મિતાનિયન રાજા અને હિટ્ટાઈટ રાજા વચ્ચેની સંધિના લેખમાં મિત્ર, વરુણ, ઈન્દ્ર અને નાસત્યો (અશ્વિનો)ની સાક્ષીના ઉલ્લેખ છે કે જેમાં ભારતયૂરોપીય પ્રકારની પૌરાણિક માન્યતાનું બીજ નજરે પડે છે. ભારતમાં આ પ્રજાનાં ટોળાં આવ્યાં લાગે છે; જેમને આર્ય તરીકે જાણીએ છીએ. મિતાનિયન લેખોનો સમય ઈ. સ. પૂર્વે ૧૫૦૦ નો આંકવામાં આવ્યો છે. હડપ્પા સંસ્કૃતિના વિનાશનો સમય પણ એ જ છે, એટલે આક્રમણકારોએ હડપ્પાના લોકોને માર્યા હોવાનો પૂરો સંભવ છે. ઋગ્વેદમાં યુદ્ધના ઉલ્લેખો છે, તે હડપ્પા અને મોહેંજોદડોના આદ્ય ઑસ્ટ્રેલૉઈડ લોકોને લાગુ પડે છે. હરિયૂપીયાનો ઉલ્લેખ કોઈ નદી કે નગરીનું નામ સૂચવે છે. તે શબ્દ હડપ્પા હોઈ શકે. આમ હડપ્પાસંસ્કૃતિના વિનાશ અને આર્યસંસ્કૃતિના આગમન વચ્ચેની કડીનો આંકડો બંધ બેસી જતો હોવાથી એ મત અંતિમ-નિર્ણયની કક્ષામાં મૂકી શકાય એટલો બધો ચોક્કસ પ્રકારનો ન લેખાય.[૨૧] ત્યાં વધુ ખોદકામ થાય તો સમયનો ઉકેલ આવી શકે અથવા હડપ્પાની લિપિનો ઉકેલ જડે તો સમય નિશ્ચિત થાય.

[ વેદકાલીન આર્યસંસ્કૃતિ ભારત–ઈરાની સંસ્કૃતિનું એક રૂપ છે. ભારત–ઈરાની દેવો (મરુત, સૂર્ય વગેરે) અને આર્ય સંસ્કૃતિના દેવો].

૨૧. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેંજોદડો. પૃ. ૨૮૩.

### ૫. વેદકાલીન સંસ્કૃતિ

ઋગ્વેદમાં ગણાવ્યા છે. યજ્ઞક્રિયા, ઉપનયનક્રિયા વગેરે ઈરાની સંસ્કૃતિમાં-પણ છે. વેદોના સ્તોત્રોમાં પ્રાર્થનાતત્ત્વ મુખ્ય છે. હરિયૂપીયાના ઉલ્લેખવાળું સ્તોત્ર આર્યોનો વિજય સૂચવે છે. દાસ અને દસ્યુ આર્યોના દુશ્મનોનાં સંબોધનો છે. આ સમયની ઐતિહાસિક ઘટના 'દસ રાજાઓનાં યુદ્ધ' છે. ભારતના પુરોહિત વિશ્વામિત્ર હતા. તેમના રાજા સુદાસે (ત્રિત્સુ વંશના) વસિષ્ઠને પુરોહિત બનાવ્યા એટલે વિશ્વામિત્રે દસ જાતિઓને એકત્રિત કરી.[22] આમાંની પાંચ જાતિઓ (અનુ, દ્રુહ્યુ, તુર્વસુ, યદુ અને પુરુ)નો 'પંચજન' તરીકે ઋગ્વેદમાં ઉલ્લેખ થયો છે. બીજા ઉત્તર-પશ્ચિમના રહેવાસી હતા. સુદાસના વિજયથી કોઈ પ્રદેશ જીતાયો નહિ, કારણ કે તેને તરત જ તેના રાજ્યની પૂર્વે રહેનારનો સામનો કરવો પડતો. પશ્ચિમના દુશ્મનો અજ અને શિગ્રુ કહેવાતા. સુદાસપતિ પુરુઓનો ત્રયદસ્યુ ઋગ્વેદકાળનો નોંધપાત્ર રાજા છે.

તે સમયે રાજા રાજન્ કહેવાતો. સભા અને સમિતિ નામની રાષ્ટ્રીય સંસ્થાઓ હતી. વિનિમય સાટાથી થતો. દસ ગાય બરાબર એક ઈંદ્રની મૂર્તિ હતી. નિષ્કાઓના હાર બનતા. નિષ્કાઓ પાછળથી સિક્કાઓ તરીકે ગણાવા લાગ્યા. ધનુષ્ય, ભાલા, કુહાડી વગેરે યુદ્ધનાં મુખ્ય હથિયારો હતાં. પશુ તથા ઘોડાઓ, જમીન અને ઘર મિલ્કતનાં રૂપ હતાં. અશ્વ અને રથની દોડ મનગમતી રમતો હતી. વેદકાળનો સમાજ ઔદ્યોગિક કળા માટે ગુલામના શ્રમ પર, આધાર નહોતો રખાતો. ઊન અને ચામડાના વસ્ત્રો વપરાતાં. અલંકારો સ્ત્રીપુરુષો બંને પહેરતાં. વાળ ઓળવામાં આવતા. દાઢી રાખવામાં આવતી. નૃત્ય અને સંગીતનો શોખ સ્ત્રીપુરુષોને હતો. માનવ બલિદાન નહોતું થતું. દૂધ, અનાજ, દહીં, માંસ અને સોમનું બલિદાન

22. K. A. Nilkanth Sastri—*History of India*. Part I. 20.

અપાતું. મૃતદેહોને બાળવામાં આવતા અને કેટલીકવાર દાટવામાં આવતા. ઋગ્વેદની ભાષા પુરોહિતોની ભાષા હતી. લોકપ્રચલિત ભાષાઓ—પ્રાકૃતો અને પાલીનો વિકાસ પાછળથી થયો. બોઘાઝકોઇના લેખો પરથી ઋગ્વેદ કાળ નક્કી થયો છે. મેક્સમુલરે વેદકાળ ઈ. સ. પૂર્વે ૧૨૦૦–૧૦૦૦ ના અરસાનો માન્યો છે. જેકોબી અને તિલકે ખગોળ-શાસ્ત્રની દૃષ્ટિએ ઈ. સ. પૂર્વે ૪૦૦૦ થી ૬૦૦૦નો માન્યો છે, પરંતુ તે હવે માનવામાં આવતો નથી. ઈ. સ. પૂર્વે ૧૨૦૦ થી ૫૦૦નો સમય વેદસાહિત્યના વિકાસ માટે ટૂંકો લાગે છે. એટલે ઈ. સ. પૂર્વે ૨૦૦૦ની આસપાસનો સમય યોગ્ય જણાય છે.[૨૩]

ભરતોની લડાઇ ઈ. સ. પૂર્વે ૧૪૦૦ના અરસામાં પુરાણોનુસાર થયેલી મનાય છે. મનુવૈવસ્વત ભરત લડાઈ પહેલાં (૯૫ વંશો પૂર્વે એટલે કે ૯૫ વંશ × ૧૮ વર્ષ = ૧૭૧૦ વર્ષ) થઈ ગયા મનાય છે એટલે કે ઈ. પૂ. ૩૧૦૦ (૧૪૦૦ + ૧૭૧૦ = ૩૧૧૦)ના અરસામાં થયા હશે. ૭ મનુઓ થયા હોય એમ મનાય છે. મનુ સ્વયંભુવ (પહેલા મનુ)ને શતરૂપા નામની પત્ની હતી.

મનુને એક પુત્ર (પ્રિયવ્રત) હતો. ઉત્તાનપાદ (ધ્રુવનો પિતા)ની એક પુત્રી (આહૂતિ)નો પુત્ર મનુસ્વાયંભુવ તે મનુ બીજો પ્રિયવ્રતનો પુત્ર ઉત્તમ મનુ ત્રીજો ગણાય છે. તાપસ મનુ ચોથો અને રૈવત મનુ પાંચમો પાછળથી જન્મ્યા હતા. ધ્રુવનો દૂરનો વંશજ ચાક્ષુષ હતો. વેનમનુ છઠ્ઠો હતો કે જે તોફાની હતો, તે પહેલો પૃથ્વીનો રાજા થયો. પૃથુના વંશમાં ચક્ષુવંશ થયો. ચક્ષની પુત્રી વિવસ્વતને પરણી. તેનો પુત્ર મનુવિવસ્વત (ઇ. પૂ. ૩૧૦૦) હતો. મનુ અને પૂરની કથા શતપથ બ્રાહ્મણમાં અપાયેલી છે. મનુનો વંશજ ઇક્ષ્વાકુ હતો. મનુનો

23. *K. A. Nilkanth Sastri—History of India. Part I.* Page 25.

## ૬. બુદ્ધ અને મહાવીર

(મહાજનપદ) હતાં. ૧. અંગ, ૨. મગધ. ૩. કાશી, ૪. કોશલ, ૫. વજ્જી, ૬. મલ્લા, ૭. ચેદી, ૮. વંસા, ૯. કુરુ ૧૦. પાંચાલ, ૧૧. મચ્છ. ૧૨. સુરસેના, ૧૩. અસ્સક, ૧૪. અવંતી, ૧૫. ગાંધાર, ૧૬. કમ્બોજ. બીજી સૂચિ રાજધાની સહિત ૭ રાજ્યો સૂચવે છે—૧. કલિંગ (દંતપુર), ૨. અસ્સક (પોટની), ૩. અવન્તી, (પરિસ્સતિ), ૪. સોવિર (રોરૂક) ૫. વિદેહ (મિથિલા), ૬. અંગ (ચંપા), ૭. કાશી (બનારસ).

બૌદ્ધના સમયમાં કોશલે કાશી જીત્યું હતું અને અંગ મગધનો ભાગ બન્યો હતો. અસ્સકનો અવન્તી સાથે ઉલ્લેખ થાય છે. એક બે રાજ્યો રાજાની સત્તાવાળાં રાજ્યો હતાં. કેટલાંક નાનાં રાજ્યો હતાં અને ઘણાં જનપદ (ગણરાજ્યો) હતાં. તેના ઉલ્લેખો પ્રાચીન પાલી ગ્રંથોમાં છે[24] કપિલવસ્તુમાં શાક્યોનું ગણરાજ્ય હતું. તેનો રાજા શુદ્ધોધન હતો. તેના પુત્ર બુદ્ધે વિશ્વને નવો ધર્મ આપ્યો. શાક્યો પોતાને કોશલના રહેવાસી ગણાવતા અને ઉત્તરમાં હિમાલયની તળેટીમાં રહેતા. કોશલનો રાજા પ્રસેનજીત હતો. ત્રણ રાજ્યોની સભા ખુલ્લામાં અથવા ધૂળવાળા ખંડ (દિવાલો વગરનો સ્તંભોથી બનાવેલ કે જે સંથાગાર કહેવાતો)માં ભરાતી. ગણપૂરકો (સભાના સભાસદો) અને સલાકાગ્રાહકો (મત ગણનાર)નું પણ અસ્તિત્વ હતું. ચૂંટાયેલ વ્યક્તિ રાજા કહેવાતો. તેના હાથમાં રાજ્યની સત્તા હોતી. ખેતી તથા ગોચરણ ભરણપોષણનાં સાધનો હતાં. કેટલાંક ગામડાં ફક્ત સુથારો, કુંભારો અથવા બીજા કારીગરોનાં જ હોતા. બીજાં ગણરાજ્યો મલ્લ, મોરિય, વિદેહ અને લિચ્છવીનાં હતાં.

મુખ્ય રાજ્યો અવન્તી, મગધ અને કોશલ હતાં. તે રાજાની

24. K. A. Nilkanth Sastri—History of India. Part E. Page 40.

સત્તાવાળાં હતાં. રાજ્યની રાજધાની ઉજ્જૈની નગરી હતી. તેનો રાજા બૌદ્ધ સમયમાં ચંદપજ્જોત (પ્રદ્યોત) હતો. તેનો સંબંધ કૌશંબીના રાજા ઉદેત (ઉદયન) સાથે હતો. મગધના રાજા અજાતશત્રુએ રાજધાની રાજગૃહની ચોતરફ કિલ્લો બંધાવ્યો હતો, કારણ કે તેને પ્રદ્યોતનો ડર હતો. અવન્તી બૌદ્ધ પ્રચારનું કેંદ્ર બની હતી. તે સમયની હિંદુસ્તાનની બોલી પાલી હતી. તે અવન્તીની ભાષા મનાય છે, મગધની નહિ.

કોશલના રાજા પ્રસેનજીતના પુત્ર વિદૂદભે પિતાને ગાદી પરથી મંત્રીની સહાયથી ઉઠાડી મુકયો. પ્રસેનજીત રાજગૃહમાં મદદ માટે દોડયો, પણ શહેરના દરવાજા બહાર મરી ગયો. વિદૂદભે શાકયો સાથે લડાઈ કરી. પછી કોશલનું શું થયું તે જાણવામાં આવતું નથી. પાછળથી તે મગધમાં ભળી ગયું.

મગધરાજ્યમાં પટના જીલ્લો અને ગયાનો થોડો ભાગ હતો. અંગ તેનો એક ભાગ બન્યું અને તે વધતું ગયું. બિંબિસાર તેનો રાજા હતો, તેની રાણી કોશલદેવી પ્રસેનજીતની બહેન હતી. તેનો પુત્ર અજાતશત્રુ વૈદેહી રાણીનો પુત્ર હતો. સત્યની શોધ માટે બુદ્ધે ગૃહત્યાગ કર્યો તે પહેલા બિંબિસાર બુદ્ધને મળ્યો હતો. ગિરિવ્રજ (ટેકરીનો કિલ્લો) જૂની રાજધાની હતી. તેણે રાજધાનીનું શહેર 'રાજગૃહ' બાંધ્યું હતું. તેના પુત્રે તેને મારી નાખ્યો, તેથી તે દુઃખે કોશલદેવી મરણ પામી. તેણે બાવન વર્ષ રાજ્ય કર્યું. અજાતશત્રુએ કોશલ રાજ્યના કાશી પર ચડાઈ કરી, તેમા તે પકડાયો, પરંતુ છોડી મુકવામાં આવ્યો. વાજ્જિયનોના હુમલા ન થાય તે માટે તેણે પાટલિપુત્રને કિલ્લેબંધી કર્યું.

*આ સમય દરમિયાન સમાજમાં જાતિનાં બંધનો નહોતાં. બ્રાહ્મણો* ખેતી, વેપાર, સુથારીકામ, ધાતુકામ વગેરે કરતા. ક્ષત્રિયો ખેતી કરતા, આંતરજાતિય લગ્નો થતાં. ધનને કારણે પોતાની જાતિ કરતાં ઊંચી

૮. ઉદયિન કે ઉદય—૩૩ વર્ષ
૯. નંદી વર્મન—૪૦ કે ૪૨ વર્ષ
૧૦. મહાનંદી—૪૩ વર્ષ

૧૧થી ૧૯ નંદો { મહાપદ્મ—૨૮ કે ૮૮ વર્ષ / તેના આઠ પુત્રો—૧૨ વર્ષ } ૧૦૦ વર્ષ

સિલોનની યાદીમાં દર્શકનું નામ નથી. તે નાગદાસક હોય. હ્યુએનસગે દર્શકના મહનો ઉલ્લેખ કર્યો છે. બૌદ્ધ અને જૈન મતાનુસાર ઉદયિન અજાતશત્રુનો પુત્ર હતો. આ અરસામા સાયરસના પૌત્ર દારિયસ ૧લા (ઈ.સ પૂ. ૫૨૨–૪૮૬) એ સિંધુ પ્રદેશ જીતી ભારતમાં પ્રવેશ કર્યો હતો. ઉદયિન રાજા થતા પહેલા અંગનો ઉપરાજા હતો. તેણે કુસુમપુર (પાટલિપુત્ર) બાંધ્યું હતું. શિશુનાગ રાજાઓને પુરાણોમાં ક્ષત્રિય કહ્યા છે, પરંતુ છેલ્લા મહાનંદિન શૂદ્રપત્નીને પરણ્યા હતા એટલે તેમના પછીના રાજાઓ શૂદ્ર ગણાયા. મહાપદ્મ અને આઠ પુત્ર નવ નંદો કહેવાય છે. પુરાણો પ્રમાણે નંદ રાજા ક્ષત્રિયોનો વિનાશક હતો. બિંબિસારે અંગ જીત્યુ હતું અને કાશી, કોશલ તથા વિદેહ પર સર્વભૌમત્વ સ્થાપ્યુ હતુ. છેલ્લો નંદરાજા ધનનંદ તરીકે ઓળખાય છે. તેને હરાવી ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો.

અલેકઝાંડરે ઈ સ પૂ. ૩૨૭મા હિંદુકુશ ઓળગ્યો. તે સમયે તક્ષશિલા વિદ્વતા અને વેપારનું મથક હતું. અલેકઝાડર ઈ સ પૂ. ૩૨૬મા અટકની નજીકમા સિંધુ નદી પાર તક્ષશિલાના

**૭. અલેકઝાંડરની ચડાઈ**

રાજા આંભિને મળ્યો. તે સમયે જેલમની પાર આવેલા પ્રદેશના રાજા પોરસે તેનો સામનો માડયો. તેણે પોરસને હરાવ્યો અને બિયાસ સુધી આગેકૂચ કરી, તુ વધુ આગળ ન જઈ શકયો. ભારતમાંથી પાછો ફરીને તે બેબિલોન ગયો, ત્યા ઈ. સ. પૂ ૩૨૩ના જુનમાં મૃત્યુ પામ્યો તેણે સિંધ

પ્રદેશમાં ત્રણ ક્ષત્રપો નીમ્યા હતા. પોરસ અને આંભિ પંજાબ અને સિંધ પ્રદેશના ક્ષત્રપો નીમાયા હતા થોડા સમયમાં પોરસને મારનાર યુડેમસ ભારતમાંથી જતો રહ્યો. ચંદ્રગુપ્ત મૌર્ય ત્યારપછી મગધની ગાદીએ આવ્યો અને તેણે રાજ્ય વધાર્યું. અલેકઝાંડરના દસ દ્રામના સોનાના સિક્કા પર અલેકઝાંડર ઊભેલો દેખાય છે અને ઉલટી બાજુએ ઘોડેસ્વાર મહાવતવાળા હાથીને મારે:છે એટલે કે અલેકઝાંડર પોરસને મારે છે. શસ્ત્રધારી સૈનિક જેલમના યુદ્ધનો ઉત્સવ ઉજવે છે.

કૌટિલ્યનું અર્થશાસ્ત્ર મૌર્ય સમયના રાજ્યવહીવટની ઘણી વિગતો આપે છે. ચાણક્ય અથવા વિષ્ણુગુપ્ત તરીકે ઓળખાતા કૌટિલ્યે ચંદ્રગુપ્તને રાજ્ય અપાવવામાં ઘણી મદદ કરી હતી. છેલ્લા

**૮. મૌર્ય સમય**

નંદને હરાવી ચંદ્રગુપ્તે મગધનું રાજ્ય પ્રાપ્ત કર્યું. ચંદ્રગુપ્ત મૌર્યપુત્ર કહેવાતો, કારણ કે તે મુરાનો પુત્ર હતો. બૌદ્ધો કહે છે કે મૌર્ય શાક્યોની શાખા હતી. જૈન મતાનુસાર ચંદ્રગુપ્ત મોર ઉછેરનાર (મયૂર પોષક)ના ગ્રામપતિની પુત્રીનો પુત્ર હતો એટલે મૌર્ય કહેવાયો. કેટલાક આહત સિક્કાઓ પર મોરનું પણ પ્રતીક છે. ચંદ્રગુપ્તે નંદના સેનાપતિ તરીકે નોકરી કરી હતી. પાછળથી તેણે મગધ છોડી સ્વતંત્ર રાજ્ય સ્થાપવા સૈન્ય એકઠું કરવા માંડ્યું. ચંદ્રગુપ્ત અને આક્રમણકારોએ નંદને હરાવી મારી નાખ્યો અને મગધની ગાદી લીધી. કૌટિલ્ય જેણે ચંદ્રગુપ્તને રાજ્ય મેળવવામાં મદદ કરી હતી તે રાજ્ય અપાવીને આશ્રમમાં પાછા ફરે છે. ઈ. સ. પૂ. ૩૦૨ માં પરદેશી મુસાફર મેગેસ્થિનિસ આવ્યો હતો. ચંદ્રગુપ્તે ઉત્તરપશ્ચિમની પરદેશી સત્તાને પણ નાબૂદ કરી હતી. ઈ.સ પૂ. ૩૦૫માં ચંદ્રગુપ્તનું સામ્રાજ્ય પશ્ચિમમાં હિંદુકુશ સુધી, દક્ષિણમાં નંદસામ્રાજ્ય હતું ત્યાં સુધી અને પૂર્વમાં (બંગાળનો ચોક્કસ પુરાવો નથી) બંગાળ સુધી હતું. બિંદુસાર ઈ. પૂ. ૩૦૦ના અરસામાં તેના પિતા ચંદ્રગુપ્તની ગાદીએ આવ્યો. સંસ્કૃતમાં તેને અમિત્રઘાત (દુશ્મનોને મારનાર) કહેવામાં આવે છે. બિંદુસારે ગ્રીક રાજ્યો સાથે મૈત્રાચારીનો

સંબંધ જાળવી રાખ્યો હતો. બિંદુસાર પછી તેનો પુત્ર અશોક ગાદીએ આવ્યો. અશોક પોતાને ભાઈબહેનો હોવાનો ઉલ્લેખ કરે છે. સિલોન ઇતિહાસ કહે છે કે તેણે ૯૯ ભાઈઓને મારી રાજ્યગાદી મેળવી હતી: અશોકના શિલાલેખો પરથી તેના રાજ્યનો વિસ્તાર માલૂમ પડે છે તેના શિલાલેખોમા 'દેવાનામ્ પ્રિય પ્રિયદર્શી' એટલે કે દેવોને પ્રિય તથા પ્રિય દેખાવનો પોતાને ગણાવે છે. કલિંગના યુદ્ધ પછી તે બૌદ્ધ ધર્મ પાળતો થયો. યુદ્ધની કતલ અને દુઃખથી તેનો હૃદયપલટો થયો. તે ઘણા બ્રાહ્મણો તેમજ શ્રમણોને મળ્યો હતો અને તેણે ધર્મની ચર્ચા કરી હતી. તેણે ૧૪ ફરમાનો મદ્રાસના કર્નુલ જીલ્લાના યેરૂગુડીમાં, સૌરાષ્ટ્રના ગિરનારમાં, પંજાબના શાહબાઝગઢીમા તથા માનસેહરામાં અને ઉત્તર પ્રદેશના કાલ્સીમાં કોતરાવ્યા હતાં. કલિંગના ધૌલિ અને જૌગડ નામનાં સ્થળોએ પણ કેટલાંક રાજ્ય ફરમાનો કોતરાવ્યાં હતાં. અશોકે રસ્તાઓ, કુવાઓ તથા વૃક્ષારોપણ કરી તેમ જ દવાના છોડની આયાત કરીને લોકોને સુખી બનાવ્યા, ને ધર્મ માટે તીર્થયાત્રાઓ કરતો. તેણે ધર્મમહાપાત્રોદ્વારા બૌદ્ધ ધર્મનો ફેલાવો કર્યો અને બુદ્ધના જન્મસ્થાન લુમ્બીના વનમાં સ્મરણસ્તંભો રોપાવ્યા. ત્રીજી બૌદ્ધસભા મોગાલિપુત્તના પ્રમુખપણા હેઠળ ભરાઈ હતી. સાચીમાંથી થોડાં અસ્થિ લઈ પ્રચારકો જુદે જુદે સ્થળે નીકળી પડયા. આ સભાજ અશોકનાં ધર્મફરમાનોનું કારણ છે. દિલ્હીમાં સાત સ્તંભફરમાનો જોવા મળે છે. બીજે પહેલાં ૭ ફરમાનો જોઈ શકાય છે. સાતમામાં અશોકના હેતુઓનો સારાંશ છે અને તે માટે લેવાયેલ પગલાંનો ઉલ્લેખ છે[26] અશોકે ૩૬ કે ૩૭ વર્ષ રાજ્ય કર્યું. સિલોન ઇતિહાસાનુસાર તેની પટરાણી અસંધિમિત્રા હતી. તેના પુત્રો તક્ષશિલા અને ઉજ્જનના ઉપરાજાઓ હતા. કારુવાકી અશોકની બીજી રાણી હતી. તેને તીવર નામનો પુત્ર હતો. તિસ્યર-

26. K. A. Nilkanth Sastri–History of India–Part I Page 69.

કશીના અસંઘિમિત્રાની દાસી હતી. તે પાછળથી અશોકની પટરાણી બની હતી. તેણે સામાજિક સુધારાઓ માટે જ ફરમાનો કોતરાવ્યાં હતાં.

કેટલીક દંતકથાઓ પરથી જણાય છે કે અશોકે તેના રાજ્યના અંત સમયે કુણાલના પુત્ર સાંપ્રતિને રાજ્ય આપ્યું હતું. તિબેટની દંત-કથાનુસાર અશોક તક્ષશિલામાં મરણ પામ્યો હતો. અશોકના વારસદારો વિશે ભિન્નભિન્ન મતો છે. બૌદ્ધ ધર્મના અહિંસાના સિદ્ધાંત પ્રમાણે અશોકે યુદ્ધ બંધ કરવાનો નિશ્ચય કર્યો હતો, પરંતુ સમાજ અને રાજ્યના હિત ખાતર સૈનિકદળો તો ચાલુ જ રાખ્યાં હતાં. બ્રાહ્મણ સેનાપતિ પુષ્યમિત્ર શુંગે અશોકના મરણ પછી પચાસેક વર્ષે ઢીલા રાજ્યવહીવટનો લાભ લઈ રાજ્ય લઈ લીધું અને રાજા થઈ ગયો. તે સમયે મૌર્ય રાજ્યનાં ઘણાં સ્વતંત્ર રાજ્યો થયાં હતાં.

પુરાણો અનુસાર દશરથ મગધનો રાજા થયો હતો. તેનું નામ એક શિલાલેખમાં મળી આવ્યું છે. આજીવિકોની નાગાર્જુની (બરાબર પાસે) ટેકરીઓના લેખોમાં તેનો ઉલ્લેખ છે. બૌદ્ધમતાનુસાર સાંપ્રતિને રાજ્ય મળ્યું હતું. જૈન મતાનુસાર સાંપ્રતિ તેમના સંપ્રદાયમાં સુહસ્તિન દ્વારા ભળી ગયો અને ધર્મપ્રચાર કર્યો. કાશ્મીર ઇતિહાસ અનુસાર અશોકના પુત્ર જલોકે શિવધર્મનો પ્રચાર કર્યો અને મ્લેચ્છોના આક્રમણથી દેશને બચાવ્યો હતો. તેણે કનોજ સુધી રાજ્યને વિસ્તાર્યું હતું. શાલિશુકને સાંપ્રતિ પછી ગાદીએ આવ્યાનું પુરાણો કહે છે અને જૈનો પણ તેવું જ કહે છે. પાટલિપુત્રના મૌર્યવંશના છેલ્લા રાજા બૃહદ્રથને શુંગ વંશના સ્થાપક પુષ્યમિત્રે ઉઠાડી મૂકયો.

કલિંગ અને દખ્ખણમાં ચેર અને સાતવાહનો રાજવહીવટ ચલાવતા થયા. તેઓ પણ બ્રાહ્મણો હતા. અશોકનું બીજું અને તેરમું ખડક ફરમાન ચોલ, પાંડય, સતિયપુત્ત, કેરલપુત અને તમ્બપણ્ણિ (સિલોન) નામનાં પડોશી રાજ્યોમાં કોતરાવ્યાં હતાં અને ત્યાં પણ ધર્મ-

પ્રચારકો મોકલાવ્યા હતા. અશોકનો સુશોભિત સારનાથનો સ્તંભ બુદ્ધના પ્રથમ ધર્મપ્રચારની જગ્યાએ રચવામાં આવ્યો છે. તેના ઉપર ઘટાકાર કમળની આકૃતિ, હાથી, કૂદતો અશ્વ, વૃષભ, સિંહ વગેરેનાં ઉપસેલાં શિલ્પો છે. શિખરની ટોચે ચાર સિંહો ધર્મચક્ર વહન કરતા દેખાય છે. સિંહ, વૃષભ, હાથી વગેરે પ્રતીકો દેવોનાં માનવામાં આવે છે. આ ધર્મ પ્રચાર માટે જણાય છે.

અશોકના મૃત્યુ પછી મૌર્ય સામ્રાજ્ય તૂટવા માંડયું, ને છેલ્લા મૌર્ય રાજા બૃહદ્રથ સુધી એટલે કે અર્ધી સદી સુધી ચાલ્યું. તે દરમિયાન સામ્રાજ્યમાં ઘણાં સ્વતંત્ર રાજ્યો થઈ ગયાં. પુષ્યમિત્ર શુંગે ઈ. સ. પૂર્વે ૧૮૫ના અરસામાં બૃહદ્રથને ઉઠાડી રાજગાદી લઈ લીધી.

**૯. મૌર્યોના ઉત્તરકાલીનો**

પુરાણોનુસાર શુંગો, કણ્વો અને આંધ્રો મૌર્યોના અનુકાલીન હતા. દખ્ખણમાં સાતવાહનોએ ઈ. સ. ની ત્રીજી અર્ધી સદી સુધી રાજ્ય કર્યું. સાતવાહનોના સિક્કા તથા લેખો અને આંધ્રોની પૌરાણિક યાદી પરથી આ નિશ્ચિત થાય છે.[27] કલિંગનું રાજ્ય સ્વતંત્ર થયું તે એક લેખ પરથી જણાય છે. દક્ષિણનાં તામિલ રાજ્યો આબાદી પ્રાપ્ત કરતાં હતાં અને હિંદી મહાસાગર મારફતે મલેસિયા સાથે વેપાર કરતાં. અવન્તી આંતરરાષ્ટ્રીય વેપારનું મુખ્ય મથક બન્યું. નર્મદા ખીણ મારફતે મેસોપોટેમિયા અને ઇજીપ્ત સાથે દરિયાઈ માર્ગનો વેપાર ચાલતો. ભૃગુકચ્છ (ભરૂચ)થી પાટલિપુત્રની વચ્ચે ઘણાં નવાં ગામો બન્યાં. સંબંધ વધવાને કારણે ગ્રીકો, કુશાન, યૂચી વગેરે ભારતમાં આવ્યા અને તેમણે રાજ્યો તથા સંસ્થાનો સ્થાપ્યાં. ઉજ્જનના ક્ષત્રપોનું રાજ્ય ઈ. સ. ની ચોથી સદી સુધી ચાલ્યું હતું.

---

27. K. A. Nilkanth Sastri-History of India—Part I Page 94.

પુરાણોનુસાર પુષ્યમિત્ર સેનાપતિએ મૌર્યરાજા બૃહદ્રથને મારી નાખી રાજગાદી લીધી. પુષ્પમિત્રના અનુયાયીને 'માલવિકાગ્નિમિત્ર'માં બિંબિક વંશનો કહેવામાં આવ્યો છે. શુંગો અને કણ્વો મગધના હતા. તેમના સિક્કાઓ અથવા લેખનો પુરાવો નથી. ખારવેલના લેખમાં પાટલિપુત્રની સર્વભૌમસત્તાનો ઉલ્લેખ થયો છે. ભારહુતના લેખમાં શુંગોનું સંક્ષિપ્ત વર્ણન થયું છે. તેઓનો વિદિશા રાજ્ય સાથેના સંબંધનો ઉલ્લેખ થયો છે. કદાચ તેમને મૌર્ય સામ્રાજ્યનો ભાગ વારસામાં મળ્યો હોય. શુંગોએ ૧૧૨ વર્ષ ઈ. સ. પૂ. ૧૮૪થી ઈ. સ. પૂ. ૭૨ સુધી રાજ્ય કર્યું એમ કહેવાય છે. દસ રાજાઓ નીચે પ્રમાણે હતા—

**૧૦. શુંગ વંશ**

| | |
|---|---|
| ૧ પુષ્યમિત્ર — ૩૬ વર્ષ | ૬ પુલિન્દક —૩ વર્ષ |
| ૨ અગ્નિમિત્ર— ૮ ,, | ૭ ઘોષ (વસુ)—૩ ,, |
| ૩ સુજ્યેષ્ઠ — ૭ ,, | ૮ વાજમિત્ર —૯ ,, |
| ૪ ચાંદક — ૭ ,, અથવા ૨ ,, | ૯ ભાગ (વત)—૩૨ ,, |
| ૫ સુમિત્ર — ૧૦ ,, | ૧૦ દેવભૂતિ —૧૦ ,, |

બૌદ્ધ સાહિત્યાનુસાર પુષ્યમિત્રે બૌદ્ધધર્મને ઉત્તેજન આપ્યું હતું. શુંગકાળમાં સાંચી, ભારહુત અને બીજી જગ્યાઓએ બૌદ્ધ સ્મરણ-સ્તંભો (સ્તૂપો) વેપારીઓના તથા બીજી સંસ્થાઓના દાનથી રચાયા. અહિચ્છત્રમાંથી મળેલા અગ્નિમિત્રના સિક્કા શુંગવંશના હશે કે ખંડિયા રાજાઓના હશે, તે 'મિત્ર'ના અંતવાળા બીજા રાજાઓનાં નામોને કારણે સંશયપદ છે. ભાગ રાજાએ બેસનગર (પ્રાચીન વિદિશા)માં ગરૂડસ્તંભ ઊભો કર્યો હતો.

શુંગવંશના છેલ્લા રાજા દેવભૂતિને તેના પ્રધાન વાસુદેવે મારી નંખાવ્યો અને તેણે ચાર રાજાઓનો કણ્વ વંશ સ્થાપ્યો. કણ્વ રાજાઓએ

**૧૧. કણ્વ વંશ**

૪૫ વર્ષ (ઈ. સ. પૂ. ૭૨થી ઈ. સ. પૂ. ૨૭ સુધી) રાજ્ય કર્યું. શુંગોના સમયમાં યૌધેય અને અર્જુનાયનના નોંધપાત્ર ગણરાજ્યો હતાં. ઉત્તર પ્રદેશમાં પંજાબની કેટલીક પહાડી જાતિઓએ ખરોષ્ઠી અને બ્રાહ્મીલિપિનો તેમના સિક્કાઓ પર ઉપયોગ કર્યો છે. ગુર્દસ્પુર જીલ્લાના ઉદુમ્બરો પોતાને વિશ્વામિત્રના વંશજો કહેવડાવે છે અને તેમના રાજા ધર ઘોષકોએ પણ સિક્કાઓ પર વિશ્વામિત્રની આકૃતિ રાખી છે. કુલુ ખીણ (લંગ્ર જીલ્લો)ના કુલુરનો ઉલ્લેખ તેમના પહેલી કે બીજી સદીના સિક્કાઓ પર છે. સીમલા ટેકરી પર સતલજમા રહેનાર કુણિંદસના સિક્કાઓ ઉદુમ્બરોના સમયના છે.

અશોકના શિલાલેખોમાં દક્ષિણના ભોજ, પેટનિક, ટટ્ટિક, અને પરિન્દના ઉલ્લેખો છે. તેઓએ અશોકના મૃત્યુ પછી એક થઈ

**૧૧. સાતવાહનો**

સાતવાહન વંશ સ્થાપ્યો. તેઓ આંધ્ર જાતિના હતા. આંધ્ર પ્રતિષ્ઠાન (પૈઠન–આંધ્રોની રાજધાની)ની આસપાસ હોય તેમ લાગે છે. સાતવાહનોનો સતિયપુત્ત સાથે પણ સંબંધ હોય. કેટલાક સપ્તવાહનનો અર્થ 'સાત અશ્વોથી ચાલતો સૂર્યનો રથ' એમ માને છે. ત્રીજો મત સાતવાહનનો અર્થ 'अश्वमेघ करनास्तो पुत्र' હોય તેમ માને છે. સાતકર્ણીનો અર્થ સોકાન-વાળો પણ મનાય છે. પુરાણો આંધ્રોને કણ્વના વંશજો ગણે છે અને તેમને છેલ્લા કણ્વ રાજા સુશર્માને મારનાર સિમુક (આંધ્ર રાજાનો સ્થાપક) માને છે. આ લેખોના પુરાવા તેની વિરુદ્ધ છે. આ પુરાવાઓ પ્રમાણે સાતવાહન અશોકના મૃત્યુ પછી ઈ. સ. પૂ. ૨૩૦ના અરસામાં થયા હોય. કણ્વ રાજ્યનો અંત ઈ. સ. પૂ. ૨૭ કે ૨૮ના અરસામાં આવ્યો. આંધ્ર રાજાઓ પહેલા અશોકના ખંડિયા રાજાઓ હતા. તેમને રટ્ઠીકા અને ભોજોની સહાય મળતી એટલે તેમને ઉચ્ચપદો, ખિતાબો તથા લગ્નસંબંધો દ્વારા

બદલો અપાતો. જૈનમતાનુસાર સિમુક દુષ્ટ હતો. તે કારણે તેને ગાદી પરથી ઉઠાડી મુકવામાં આવ્યો અને મારી નાખવામાં આવ્યો. તેના પછી કણ્હ (કૃષ્ણ) ગાદીએ આવ્યો. તેણે નાસીક સુધી રાજ્યનો વિસ્તાર કર્યો. ત્રીજો સાતકર્ણી ૧લો સત્તાવાન હતો. નાનાઘાટમાં તેની ઉપસેલી આકૃતિ તેના પિતા સિમુક સાથે બનાવવામાં આવી હતી. તેણે માળવા જીત્યું હતું અને શુંગો સાથે પણ યુદ્ધ કર્યું હતું, તેનો ખારવેલના લેખમાં ઉલ્લેખ હોય તેમ લાગે છે. સાતમો રાજા (ઈ. સ. ૨૦–૨૪ આશરે) સાહિત્યમાં પ્રસિદ્ધ છે. તેણે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં 'સતસઇ' રચી છે. તેના સમયમાં પશ્ચિમના ક્ષત્રપો (ભૂમક, નહપાન વગેરે) ગુજરાત–સૌરાષ્ટ્રમાં રાજ્ય કરતા હતા. તેઓએ દક્ષિણ પ્રદેશ જીત્યો હતો. પેરિપ્લસનો લેખક જણાવે છે કે નહપાનનું રાજ્ય આર્યકથી શરૂ થયું હતું અને ગ્રીક વહાણો સાતવાહનોના કલ્યાણ બંદરથી ભરૂચ તરફ જતાં.

ગૌતમીપુત્ર સાતકર્ણીએ (ઈ. સ. ૮૦–૧૦૪) સાતવાહન સત્તા ફરી શરૂ કરી. તે શક, પહ્લવ અને યવનોનો નાશ કરનાર મનાય છે. તેણે નહપાનને હરાવી તેના ચાંદીના સિક્કાઓ ફરી પાડયા હતા. તેણે શકો પાસેથી ઉત્તર મહારાષ્ટ્ર અને કોંકણ લીધાં હતાં. માળવા, પશ્ચિમ રજપુતાના, નર્મદા ખીણપ્રદેશ, સૌરાષ્ટ્ર વગેરે પ્રદેશો જીત્યા હતા. તેનું સામ્રાજ્ય ઉત્તરમાં વિદર્ભ સુધી અને દક્ષિણમાં બનવાસી સુધી વિસ્તર્યું હતું. આંધ્ર પ્રદેશમાં તેના અમલ વિશેનો પુરાવો નથી. તેના પુત્ર પુલુમાયી બીજાના નાસિકના લેખમાં તેના વિજયોનો ઉલ્લેખ છે. પુલુમાયી બીજાના ગોદાવરી અને ગુંતુર જીલ્લાઓમાંથી અને દક્ષિણમાં કુડ્ડલોર-માંથી સિક્કાઓ મળે છે. પુલુમાયી મહાક્ષત્રપ રુદ્રદામાની પુત્રીને વિજયોને કારણે પરણ્યો હતો. તેના પછીના સાતવાહન રાજા (શ્રીયજ્ઞ સાતકર્ણી)ને રુદ્રદામાએ બેવાર હરાવ્યો, પણ. સંબધને કારણે છોડી મુકયો હતો. તેની પાસેથી અપરાન્ત (ઉત્તર કોંકણ) અને અનુપ

(નર્મદા ખીણનો પ્રદેશ) નામના પ્રદેશો લઈ લીધા હતા. તેના સિક્કાઓ ચખ પ્રદેશમાંથી પણ મળે છે. બાણ સાતવાહન રાજાઓને 'ત્રિસમુદ્રાધિપતિ' કહે છે. શ્રીયજ્ઞ સાતકર્ણીના લેખો કનેરી અને નાસિકની ગુફાઓમાં છે. છેલ્લો રાજા પુલુમાયી હતો. તેનો બેલરી જીલ્લામાં લેખ છે. બીજા સાતવાહન રાજાઓના દખ્ખણ અને મધ્યપ્રદેશમાંથી સિક્કાઓ મળે છે. તે રાજ્યનો અંત કેમ આવ્યો તે જાણી શકાયું નથી.

અશોકના મૃત્યુ પછી કલિંગે સ્વતંત્રતા પ્રાપ્ત કરી. ઓરિસ્સામાં કટક પાસે ઉદયગિરિની જૈન ગુફાઓ બે કલિંગ રાજાઓના દાનનો ઉલ્લેખ કરે છે. હાથીગુફાના લેખો ચેટ વંશના ખારવેલ રાજાના શરૂઆતના ૧૩ કે ૧૪ વર્ષના બનાવો નોંધે છે. મરાઠા પ્રદેશના રાષ્ટ્રીકોને અને વરારના ભોજકોને તેણે નમાવ્યા હતા. ૮મા વર્ષે તેણે રાજગૃહના રાજા ઉપર ચડાઈ કરી. તે સમયે ત્યાંનો રાજા જતો રહ્યો. મગધના રાજાને પણ તેણે નમાવ્યા હતા. રાજગૃહ અને મગધના રાજાઓનાં નામ જણાયા નથી. તેઓ નંદ કે પુષ્યમિત્ર હશે.

બેક્ટ્રિયાના સુબા ડાયોડોટસે ઈ.સ. પૂ. ૨૫૦માં સ્વતંત્રતા જાહેર કરી. હિંદુકુશનો પ્રદેશ તેનો હતો. ઈરાનના સરસસીઝે તે પ્રદેશ સ્વતંત્ર કર્યો. થોડા વર્ષ પછી એન્ટીઓકસ મંત્રકસ ત્રીજાને ડાયોડોટસના વારસદાર

૧૩. ગ્રીકસમય

યુથિડેમસ સાથે સંધિ કરવી પડી હતી. એન્ટીઓકસની પુત્રી યુથિડેમસના પુત્ર ડેમેટ્રીઅસ (બેક્ટ્રિયાનો રાજા) સાથે પરણી હતી. યુથિડેમસના રાજકુંવરો ભારતમાં આવ્યા હતા. ડેમેટ્રીઅસે ગ્રીક રાજાનો . . કર્યો હતો. તેના સિક્કા પરનાં લખાણો ગ્રીક અને પ્રાકૃતમાં . તેની રાજધાની સાગલ (સિઆલકોટ) હતી. તેના નામને લીધે . . શહેર દત્તામિત્રી કહેવાયું. ખારવેલના લેખમાં આવું નામ આવે [illegible]લાં અક્ષર. [illegible]નોતું માનવું છે. તેના સમકાલીન એપોલોડોટસ સદાય મળતી એટલે

મિનેન્ડર ગંગાખીણના પ્રદેશમાં ચઢી આવ્યો. તેના રાજ્યની રાજધાની સાગલ (સિયાલકોટ) હતી. તેની યૌવનાવસ્થા તેમ જ વૃદ્ધાવસ્થાના સિક્કા મળે છે. તેનું રાજ્ય કાબૂલથી મથુરા સુધીનું હતું. તેના અમલનો અંત ઈ. સ. પૂ. ૧૫૦ના અરસામાં આવ્યો હશે. મિલિન્દપન્હ-કથામાં તે પ્રસિદ્ધ છે. એપોલોડોટસ મહાભારતનો ભગદત્ત હોય. તેણે સિંધુ નદીનો ખીણપ્રદેશ અને ગુજરાત જીત્યું હતું. તેનું રાજ્ય મચંગઢથી કાપસિયા અને ગાંધાર સુધી હતું. ડેમેટ્રીઅસની ગેરહાજરીમાં યુક્રેટીસ મિથ્રેડટ્સ ૧લાના નામે ઈરાન (આશરે ઈ. સ. પૂર્વે ૧૭૫)માં રાજા થયો, તેણે તેની સત્તા અરીયન અને કાબુલ ખીણ (કપિસા) સુધી વધારી. તેણે એપોલોડોટસના સિક્કાઓ ફરી પાડયા એટલે કે તેના ઉપર બીજી છાપ લગાવવામાં આવી.[28] પાછા ફરતાં તેના પુત્ર હેલિઓકલીસે (ઈ. સ. પૂર્વે ૧૫૫) તેને મારી નાખ્યો. હેલિઓકલીસ પાસેથી સિથિયનોએ બેક્ટ્રિયા લઈ લીધું. તેની પાસે ભારતનું રાજ્ય રહ્યું. તેના વંશજોએ પુષ્કલાવતી (ધર્મદ્દા)થી તક્ષશિલા સુધીના પ્રદેશમાં ઈ. સ. પૂર્વે ૨૫ સુધી રાજ્ય કર્યું. ઈ. સ. પૂર્વે ૨૫માં પલ્લવોએ તેમને કાઢી મૂકયા. પંજાબમાં યુથિડેમસના વંશજોએ ઈ. સ. પૂર્વે ૧લી સદી સુધી રાજ્ય કર્યું. તેમને તે સમયે (ઈ. સ. પૂર્વેની ૧લી સદીમાં) શકોએ કાઢી મૂકયા.

ચીની લેખકોના કથનાનુસાર મધ્ય એશિયાની જંગલી જાતિઓએ ઈ. સ. પૂર્વે ૧૭૫ થી ૬૫ સુધીમાં ભારતમા પ્રવેશ કર્યો યૂચી વગેરે રખડુ જાતિઓને હૂણોએ પશ્ચિમ ચીનમાંથી કાઢી હતી. બીજી જંગલી જાતિ-(શક જાતિ) દર્યા નદી પાસે ભેગી થઈ. શકોને યુચીએ કાઢયા

28. K. A. Nilkanth Sastri—History of India—Part I. Page 10.

### ૧૪. શકો, પહ્લવો અને કુશાનો

એટલે તેઓ ચીન છોડી ભારતમાં આવ્યા. તેમણે પહેલું બેકિટ્રયા જીત્યું હતું. આ બધી જાતિઓ ક્ષત્રિયોમાં ભળી ગઈ, પરંતુ તેમને મ્લેચ્છ તરીકે ઓળખવામાં આવતી. તેમના બે વંશો હતા—(૧) મોઅસ અથવા મોગ અને તેના પંજાબના વંશજો, (૨) વોનોનીઝ અને તેના કંદહાર અને બલુચિસ્તાનના સાથીઓ. મોઅસે ઈ. સ. પૂર્વે ૭૨ના અરસામાં રાજ્ય કર્યું. તેનું રાજ્ય પુષ્કલાવતીથી તક્ષશિલા સુધી હતું. શિવ, બુદ્ધ અને ગ્રીક-દેવો તેના સિક્કાઓ પર દેખાય છે તેના પછી અઝસ ૧લો પંજાબ, ગાંધાર અને કપિસામાં રાજ્ય કરતો હતો. તેણે વિક્રમ સંવત શરૂ કરી એવું મનાય છે. જૈન મતાનુસાર શકોએ ગર્દભિલ્લને કાઢી મૂકી ઉજ્જનનું રાજ્ય લઇ લીધું. થોડા વર્ષ પછી ગર્દભિલ્લના પુત્ર વિક્રમાદિત્યે શકોને કાઢયા અને તેણે તે વિજયની યાદમાં સંવત શરૂ કર્યો. 'વિક્રમાદિત્ય' સામાન્ય બિરુદ હતું. ચંદ્રગુપ્ત બીજાએ વિક્રમાદિત્ય ઈ. સ. ૩૮૦–૪૧૪) નામ ધારણ કર્યું હતું. આ બંને એક હોય એવી પણ માન્યતા છે.

વોનોનીઝ અને તેના સંબંધીઓ તથા અનુગામીઓનાં નામો અને સંબંધો પરથી ઈરાનના શક અને પહ્લવોનો ગાઢ સંબંધ સ્પષ્ટ થાય છે. અઝસ ૧લાના વારસદાર અઝસ બીજા (એઝિલીસ)એ ઈ. સ. ૧૯ સુધી રાજ્ય કર્યું અને તેના અનુકાલીન ગોન્ડોફર્નીસે આશરે ઈ. સ. ૧૯ થી ઈ. સ. ૪૫ સુધી રાજ્ય કર્યું. તેનો વારસદાર પકોરીઝ હતો, પરન્તુ આશરે ઈ. સ. ૫૦માં કુશાનની નવી સત્તાએ બેકિટ્રયાથી કાબૂલ પ્રદેશ અને કંદહાર પ્રદેશ સુધી રાજ્ય વધાર્યું. કુશાન જાતિ સિંધુ ઓળંગવાની તૈયારી કરતી હતી. . . .

ઓકસસ અને બેકિટ્રયાના ખીણપ્રદેશમાં યુચીઓ (ચંદ્રવંશો) એ

જંગલીરિવાજો છોડી દીધા અને કુજલકર કડફીઝની સરદારી નીચે તેમણે હિંદુકુશ ઓળંગ્યો અને ઈરાનનો કાબૂલખીણનો પ્રદેશ અને અરસોલિયાથી સિંધુ નદીનો પશ્ચિમ પ્રદેશ ઈ. સ. ૪૦ના અરસામાં જીતી લીધો. પછી સરદાર કડફીઝ કડફીઝ ૧લા તરીકે રાજ્ય કરવા લાગ્યો. તેણે સિક્કાઓ પાડયા, જેમાં રોમન અસર દેખાય છે. તે મહારાજાધિરાજ, મહંત, મહારાજ, સત્યધર્મસ્થિત વગેરે બિરૂદો ધારણ કરતો. તેણે આશરે ઇ. સ. ૬૪સુધી, લાંબું અને જાહોજલાલીવાળું રાજ્ય કર્યું. તેના પછી તેનો પુત્ર કડફીઝ રજો (વેમો) ગાદીએ આવ્યો. તેના સિક્કાઓ પર ગ્રીક લખાણ હતું. તેણે તક્ષશિલા અને પંજાબ જીત્યું હતું. તે ઘણે ભાગે મહેશ્વર (શિવ) હતો તેના સિક્કાઓ પર વૃષભ, ત્રિશુલ વગેરે ચિહ્નો હતાં. ખરોષ્ઠીમાં 'महाराजस राजदिराजस सर्वलोग इश्वरस महिश्वरस विम कठदीशद त्रदर' લખેલું છે.

કડફીઝ બીજા પછી કનિષ્ક રાજા થયો. તે કુશાનોમાં સૌથી મોટો રાજા હતો. તેનો કડફીઝ રાજાઓ સાથેનો સંબંધ જાણીતો નથી. તે તેમના પછી કે પહેલાં ગાદીએ આવ્યો તે નિશ્ચિત નથી. તેણે નવો સંવત શરૂ કર્યો, તે અંગે ભિન્નભિન્ન મતો તો છે જ. એવું લાગે છે કે એ શક સંવત ઇ. સ. ૭૮થી શરૂ થયો અને 'શકનૃપકાલ' તરીકે ઓળખાવા લાગ્યો. આ શક સંવતનો માળવા અને ગુજરાતના શક ક્ષત્રપોએ ઉપયોગ કર્યો છે. કનિષ્કની રાજધાની ગાંધારમાં પુરુષપુર (પેશાવર) હતી. પણ કાશ્મીર અને પટણા સુધી તેની સત્તા ચાલતી. બૌદ્ધો કનિષ્કને બીજો અશોક કહે છે, પરંતુ તેના સિક્કાઓ પર ઝોરોસ્ટ્રિયન, ગ્રીક, અને હિંદુદેવ (હેરક્લીસ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને શિવ, બુદ્ધ વગેરે) છે. બૌદ્ધ સભા કાશ્મીરના કુડલવિહારમાં ભરાઇ હતી. કનિષ્કે વસુમિત્રને પ્રમુખ અને અશ્વઘોષને ઉપપ્રમુખ તરીકે નીમ્યા હતા. તે વખતના ધાર્મિક સાહિત્યનું વિવેચન થયું હતું અને તે વિવેચન ત્રાંબાના પતરાઓ ઉપર કોતરાયું હતું તથા તેને કનિષ્કના

સ્તૂપમાં મુકવામાં આવ્યું હતું. એક વિવેચન મહાવિભાષા બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો ખજાનો ગણાય છે ને ચીની અનુવાદમાં હયાત છે.[29] તેની ભાષા સંસ્કૃત હતી. કનિષ્કના અનુગામીઓ વિશે બરાબર કંઈ જાણવામાં આવતું નથી. વસિષ્ક (કનિષ્કનો પુત્ર પણ હોય) તેનો અનુગામી હતો. તેણે પાંચેક વર્ષ રાજ્ય કર્યું હતું. તે કદાચ વઝેશ હોય. વઝેશના પુત્ર કનિષ્ક બીજાએ ઉત્તરપશ્ચિમમાં સાર્વભૌમત્વનાં બિરૂદો (મહારાજ, રાજાધિરાજ વગેરે) ઈ. સ. ૧૧૯ના અરસામાં ધારણ કર્યાં હતાં. વસિષ્કનો અનુગામી હુવિષ્ક (ઈ. સ. ૧૦૭–૧૩૦) હતો. તેના રાજ્યના સિક્કાઓ અસંખ્ય અને સુંદર છે. કલ્હણ, હુસ્ક, જુસ્ક અને કનિષ્કને રાજાઓ કહે છે કારણ કે તેમણે કાસ્મીરમા તેમના નામને લગતાં શહેરો સ્થાપ્યાં હતાં. વાસુદેવ (ઈ. સ. ૧૫૨–૧૭૬)ના સિક્કાઓ પર શિવ અને તેનું પ્રતીક છે. તે સમયથી સામ્રાજ્ય તૂટ્યું. તેના અનુગામી કનિષ્ક ત્રીજો (૧૭૬–૨૧૦) અને વાસુદેવ બીજો (૨૧૦–૩૦) ઈરાની હતા. સસેનિયન વંશનો ઈરાનમા ઉદય થયો અને સિંધુ સુધીના વિજયો અર્દશીર, પાપકાન અને તેના અનુગામીઓને મળ્યા. કુશાન રાજકુંવરો કાબૂલ ખીણમાં હૂણોના આક્રમણ સુધી (ઈ. સ. ની પાચમી સદી સુધી) ચાલુ રહ્યા. ભારતમાં માલવ, યૌધેય અને પદ્માવતીના નાગ, કુષિંદ્રા અને બીજા કુશાન સામ્રાજ્યમાં અહત્વના થયા. ઉત્તરપશ્ચિમ પ્રદેશ અને મધ્ય પંજાબ શકોના હાથમાં ગયા હતા.

મિનેન્ડર અને મોઅસના યુક્ષ અને કુશપપુર નામના સત્રપ (ક્ષત્રપ) હતા. તેમાંનો એક મહાસત્રપ થતા પહેલાં મહાદાનપતિ હતો. મથુરામાં

---

29. K. A. Nilkanth Sastri—History of India. Part I. Page 112.

**૧૫. ક્ષત્રપ સમય.** ક્ષત્રપનો એક વંશ હતો. અને બીજો બનારસ (કનિષ્ક ૧લાથી) માં હતો. માળવા અને ગુજરાતમાં ક્ષત્રપના પ્રસિદ્ધ વંશો હતા. જેમને પશ્ચિમના ક્ષત્રપો કહેવામાં આવે છે.

પશ્ચિમના ક્ષત્રપોના બે વંશો હતા. પહેલો વંશ ક્ષહરાતો (ભૂમક અને નહપાન)ને નામે ઓળખાય છે. ભૂમક પહલવ ક્ષત્રપ હતો. સિંહનું પ્રતીક અને ધર્મચક્ર તેના સિક્કાઓ પર છે. મથુરા સાથે આનો કંઈ સંબંધ નથી. બીજો વંશ દસમૌતિકના પુત્ર ચષ્ટનથી શરૂ થયો. તેણે શક સંવત શરૂ કર્યો હતો એવું મનાય છે. તે ઉજ્જનમાં રહીને રાજ્ય કરતો હતો. ચષ્ટનના પૌત્ર રુદ્રદામાએ (ઈ. સ. ૧૫૦) ગિરનાર પર એક શિલાલેખ કોતરાવ્યો હતો. રુદ્રદામાના વંશજોએ ક્ષત્રપ અને મહાક્ષત્રપ તરીકે ઈ. સ.ની ચોથી સદીના અંત સુધી રાજ્ય કર્યું. ઈ. સ.ની ચોથી સદીના અંતમાં ચંદ્રગુપ્ત બીજાએ તેમનું રાજ્ય જીતી લીધું.

મૌર્ય સમય પહેલાં ત્રણ રાજ્યો હતાં, તેવા જ ઈ. સ. પૂ. ૨૦૦ થી ઈ. સ. ૭૦૦ સુધીમા પણ હતાં. ગુજરાતનો ક્ષત્રપ રુદ્રદામા શબ્દ (વ્યાકરણ), અર્થ (રાજ્ય), ગાંધર્વ (સંગીત), ન્યાય (તર્કશાસ્ત્ર) અને બીજા વિષયોમાં પણ રસ લેતો. પતંજલિ પુષ્પમિત્રની સભાને ન્યાયનો દરબાર કહે છે.

**૧૬. મૌર્યકાળ બાદની સમાજવ્યવસ્થા**

સાતવાહન રાજાઓએ મૌર્યવ્યવસ્થા ચાલુ રાખી હતી. આખું રાજ્ય જનપદ નામના વિભાગોથી વિભક્ત થયું હતું. જનપદના ઉપવિભાગો આહાર કહેવાતા. મહાસેનાધિપતિ અને સેનાપતિ મહત્વના સત્તાધારીઓ હતા કે જે આક્રમણ સમયે ઘણા ઉપયોગી હતા.

ઊંચો હોદ્દો ધારણ કરનાર પરદેશી ભાષાઓ શીખતા. પરદેશી સંસ્થાનો પંજાબ અને પશ્ચિમ ભારતમાં સ્થપાયાં હતાં. યવનો

- કુશાન સામ્રાજ્ય તૂટતાં અનેક સ્વતંત્ર રાજ્યો થયાં. અફ્ગાનિસ્તાન અને સિંધુ ખીણપ્રદેશ ઈરાનના રાજ્યકર્તા સસ્સનિયન રાજ્યકર્તાઓના હાથમાં ગયો. તેમના હાથમાં ઈ. સ. ૩૬૦ સુધી રહ્યો. કુશાન રાજાઓ તેમના ખંડિયા હતા. પશ્ચિમ અને મધ્ય પંજાબ શક, શિલ્દ અને ગદહરોની સત્તા નીચે હતું. તેમની સત્તાનો કિદાર–કુશાન રાજ્યકર્તાથી અંત આવ્યો. કિદાર સસ્સનિયનનો ખંડિયો રાજા હતો. શાપુર બીજાએ ચડાઇ કરી તેને ખંડિયો બનાવ્યો હતો. કિદારે પશ્ચિમ સુધી સત્તા વધારતા ગુપ્તો સાથે મિત્રાચારીનો સંબંધ વધાર્યો અને સ્વતંત્ર થયો. તેનો વારસદાર પીરો (આશરે ઈ. સ. ૩૭૫) હતો. તે શાપુર ત્રીજા સાથે તથા ગુપ્તો સાથે પણ યુદ્ધમાં પડયો હતો એટલે તેણે રાજ્ય નબળું બનાવ્યું. નાના રાજાઓએ આ વંશ ચલાવ્યો, પરન્તુ હૂણોએ તેમને ઈ. સ. ની પાંચમી સદીના મધ્ય ભાગમાં કાઢી મૂકયા. માળવા અને ગુજરાતમાં ક્ષત્રપો રાજ્ય કરતા હતા. સિંધ પણ ક્ષત્રપોના હાથમાં ગયું હતું. તેમનું રાજ્ય વરારના વાકાટકના આક્રમણથી ઓછું થયું હતું. ચોથી સદીના અંતમાં ગુપ્તોએ માળવા તથા ગુજરાત જીતી લીધું.

પહેલા બે ગુપ્તો એટલે કે ગુપ્ત અને તેનો પુત્ર ઘટોત્કચ મહારાજા હતા. ચંદ્રગુપ્ત ૧લો મહારાજાધિરાજ થાય છે. તેનો પુત્ર સમુદ્રગુપ્ત પોતાને લિચ્છવીદૌહિત્ર ગણાવે છે, કારણ કે ચંદ્રગુપ્ત ૧લાએ લિચ્છવી રાજકુંવરી કુમારદેવી કે જે લિચ્છવી રાજ્યની વારસદાર હતી, તેની સાથે લગ્ન કર્યું હતું. કેટલાક સિક્કાઓ પર ચંદ્રગુપ્ત અને કુમારદેવીની આકૃતિઓ નામ સાથે છે. ઉલટી બાજુએ સિંહ પર બેઠેલી દેવી અને 'લિચ્છવયઃ' લખાણ છે. કુમારદેવીને પરણવાથી લિચ્છવી રાજ્ય મળ્યું હતું. ઈ. સ.ની ૭મી સદીમાં ઇત્સિંગે શ્રીગુપ્તનો ઉલ્લેખ કર્યો છે કે જેણે નાલંદાની પૂર્વે ૪૦ યોજન દૂર

### ૧૭. ગુપ્તકાળ

આની પુરોહિતો માટે મંદિર બંધાવ્યું હતું. શ્રીગુપ્ત ગુપ્તવંશ સ્થાપનાર મનાય છે. બંગાળનો અમુક ભાગ પણ તેના રાજ્યમાં હોય.

ચંદ્રગુપ્ત ૧લો ગુપ્ત વંશનો મહાન રાજા હતો. તેને ગુપ્ત સંવતનો સ્થાપક ગણવામાં આવે છે. તે સંવત તેના રાજ્યાભિષેકના દિવસથી એટલે કે ૨૦મી ડિસેમ્બર ૩૧૮ કે ૨૮મી ફેબ્રુઆરી ૩૨૦ થી શરૂ થાય છે. આ સંવતના પાંચમા અને નવમા વર્ષનાં સમુદ્રગુપ્તનાં તામ્રદાનપત્રો નાલંદા અને ગયામાંથી મળ્યાં છે. સમુદ્રગુપ્ત ગુપ્ત રાજ્યનો ખરો સ્થાપક હતો. ચંદ્રગુપ્ત ૧લાના સમયનો રાજ્યવિસ્તાર નક્કી કરી શકાય તેમ નથી. તેના રાજ્યમાં ઉત્તર પ્રદેશ, બિહાર અને પૂર્વ-બંગાળનો સમાવેશ થાય છે. સમુદ્રગુપ્તના વિજયોની યશગાથા હરિસેન નામના કાવ્યમાં ગવાઈ છે. કાચના સિક્કાઓ સમુદ્રગુપ્તના જેવા છે. કાચ સમુદ્રગુપ્તનું જ નામ છે એવો પણ એક મત છે. કાચ સમુદ્રગુપ્તનો ભાઈ હતો. તેણે રાજ્ય મેળવવાનો પ્રયાસ કર્યો હતો, પણ તરત જ તેને રાજ્ય પાછું આપી દેવું પડયું હતું. સમુદ્રગુપ્તની જીતો તેના અલાહાબાદના લેખમાં વિસ્તારથી આપવામાં આવી છે. તેણે રાજા અચ્યુત તેમજ નાગવંશના (કદાચ મથુરાનો નાગ રાજા હોય) નાગસેનને હરાવ્યો હતો. તેણે ગંગાખીણપ્રદેશમા કાચ પર હુમલો કર્યો હતો અને તેણે કાન્યકુબ્જ જીતી લીધું હતું. સમતટ, દક્ષિણપૂર્વ બંગાળ, કામરૂપ (આસામ) અને નેપાળનાં ખંડિયા રાજ્યો હતાં. માલવ, આર્જુનયન, યૌધેય વગેરે પણ ખંડિયા રાજ્યો હતાં. સમુદ્રગુપ્તે દક્ષિણમાં એરણથી જબલપુર સુધીનો પ્રદેશ જીતી લીધો હતો. વિંધ્ય પર્વતના આટવિક (જંગલના) રાજાઓ સમુદ્રગુપ્તનાં દાસો હતા એવું અલાહાબાદના લેખમા જણાવ્યું છે. દક્ષિણપથ (કોશલ)નો મહેન્દ્ર, મહાકાન્તાર (ઓરિસ્સાના જેયપોર)નો વ્યાઘ્રરાજ, કૌરાળનો મંગરાજ, પિષ્ટપુરનો મહેન્દ્રપુરી, કોટ્ટુર (ગોદાવરી પાસે)નો સ્વામીદત્ત, એરણ્ડપલ્લનો યમન, કાંચીનો વિષ્ણુગોપ, આવમુક્તનો નિલરાજ, દેવરાત્ર (વિઝાગાપટ્ટમ્

જીલ્લામાં) વગેરેને તેણે હરાવ્યા હતા અને છોડી દીધા હતા. ગુપ્તોની મુદ્રા પર ગરૂડ હતો. સમુદ્રગુપ્તે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેના સોનાના સિક્કા અથવા ચંદ્રકો લખાણું સાથે વેદી આગળ ઉભેલ અશ્વના ચિન્હવાળા છે, સમુદ્રગુપ્તના સિક્કાઓ પર તરેહતરેહનાં દશ્યો છે. કેટલાક પર સમુદ્રગુપ્ત વીણા વગાડતો અને કેટલાક પર પલંગ પર બેઠેલો દેખાય છે. સમુદ્રગુપ્તના મૃત્યુનો સમય અજ્ઞાત છે. તેનો પુત્ર અને અનુગામી ચંદ્રગુપ્ત બીજો ઈ. સ. ૩૮૦માં ગાદીએ આવ્યો. તેનો સમય ભારતના ઇતિહાસમાં સોનેરી યુગ કહેવાય છે.

ચંદ્રગુપ્ત બીજો વિક્રમાદિત્ય તરીકે જાણીતો છે. તે દત્તદેવીનો પુત્ર હોવાથી દેવગુપ્ત તરીકે ઓળખાય છે. વિશાખદત્તના 'દેવી ચંદ્રગુપ્તમ્' નાટકની ઘણી ચર્ચા થઈ છે. કથા સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે છે :—

રામગુપ્તે (ચંદ્રગુપ્તનો મોટોભાઈ) શક રાજા સાથે સંધિ કરી તેમાં તેની રાણી ધ્રુવદેવીને સોંપવાની શરત હતી. ચંદ્રગુપ્તે રાણીના ગુપ્તવેશમાં જઈ શક દુશ્મનને મારી નાખ્યો. પાછળથી તેણે તેના ભાઈને પણ મારી નાખ્યો અને તેની રાણીને પરણ્યો.

આ કથા બાણુના હર્ષચરિતમાં, રાજશેખરના કાવ્યમીમાંસા ગ્રંથમાં અને રાષ્ટ્રકૂટના લેખો (હમ્મીરના ૧૯ મી સદીના)માં પણ કહેવામા આવી છે. કેટલાક રામગુપ્તને સમુદ્રગુપ્તનો અનુગામી માને છે અને તેના સિક્કાઓ કાચના છે એમ માને છે. તેણે પીરો (કુશાન રાજા) સાથે સંધિ કરી હતી. તે કદાચ સરહદનો ઉપરાજા હોય. માળવા અને ગુજરાતના શક અમલને ઉથલાવવાનું કામ ચંદ્રગુપ્તનું મુખ્ય કામ હતું. વરારના વાકાટક રાજાની સાથે લગ્નસબંધ (પ્રભાવતીને વાકાટક રાજા રુદ્રસેન ૧લા સાથે પરણાવી હતી) જોડી મૈત્રાચારી બાંધી હતી. રુદ્રસિંહનો પુત્ર સત્યસિંહ છેલ્લો ક્ષત્રપ હતો. ત્યારપછી ગુજરાતના રાજ્યનો સમાવેશ

ગુપ્ત રાજ્યમાં થયો. ચંદ્રગુપ્તનું બીજું નામ વિક્રમાદિત્ય ઉજ્જનના વિક્રમાદિત્યની યાદ કરાવે છે. દિલ્હીમાં કુતુબમિનાર પાસે ગુપ્તલિપિમાં સંસ્કૃતમાં લેખોનો સ્તંભલેખ છે. તેમાં વિક્રમાદિત્યના વિજયોનો ઉલ્લેખ છે. ચંદ્રગુપ્ત બીજો નાગકન્યા કુબેરનાગાને પરણ્યો હતો. તેની પુત્રી પ્રભાવતી વાકાટક રાજાને પરણાવી હતી. તેણે સોનાચાંદીના સિક્કા પાડયા હતા. તેના સિક્કાઓ પર તે ધનુષ્ય પકડેલો દેખાય છે. ઉલટી બાજુએ કૂદતા સિંહ પર દેવી બેઠેલી દેખાય છે. કેટલાક સિક્કાઓ પર તે સિંહને હણતો દેખાય છે. તેનો અમલ ઈ.સ. ૪૧૨–૩નો જાણવામાં આવે છે.[30] ત્રણ વર્ષ પછી તેનો પુત્ર (ધ્રુવદેવીથી જન્મેલ) કુમારગુપ્ત ગાદીએ આવ્યો.

કુમારગુપ્ત ૧લાનું રાજ્ય ૪૦ વર્ષથી વધુ આશરે ઈ. સ. ૪૧૪ સુધી ચાલ્યું. તેણે નવાજ પ્રકારના સોનાના સિક્કા પડાવ્યા. એકમાં કાર્તિકેય (કુમાર) મોર પર સ્વારી કરે છે. તેની ઉલટી બાજુએ રાજા મોરને ખવડાવે છે. તેણે મહેન્દ્રાદિત્યનું બિરુદ ધારણ કર્યું હતું અને અશ્વમેધ પણ કર્યો હતો. તેના લેખોમા તેના સુબાઓનાં નામ આવે છે. ચિરાટદત્ત પુંડ્રવર્ધન (ઉત્તર બંગાળમા)નો સુબો, ઘટોત્કચ ગુપ્ત (ગુપ્ત રાજાનો પુત્ર પણ હોય) એરણનો સુબો, પૃથ્વીસેન ઔંઢ પ્રાંતનો મંત્રી અને બંધુવર્મન દશપુર (મંદસાર)નો સુબો હતો. કુમારગુપ્ત વૃદ્ધ થયો ત્યારે ઈ. સ. ૪૫૦માં હૂણોનો પહેલો હુમલો થયો હતો. કુમારગુપ્ત લડાઈમાં મરણ પામ્યો તે સમાચાર તેના પુત્ર સ્કંદગુપ્તે ઘેર આવી તેની માને દીધા હતા. હ્યુએનસંગ અને ઇત્સિંગના કથનાનુસાર નાલંદાનો પાયો નાખનાર શક્રાદિત્ય મહેન્દ્રાદિત્ય હોય, તો કુમારગુપ્ત ૧લાને નાલંદા વિહારનો રાષ્ટ્રીય દાતા કહી શકાય.

સ્કંદગુપ્ત વિક્રમાદિત્યે અથવા કુમારાદિત્યે ઈ. સ. ૪૫૫ થી ઈ. સ. ૪૬૭ સુધી રાજ્ય કર્યું. તેના રાજ્યારોહણમાં કોઈક

30. K. A. Nilkanth Sastri—History of India. Part I. Page 132.

ઝઘડો હતો. તેનો જૂનાગઢનો લેખ કહે છે કે સાર્વભૌમિક સત્તાદેવીએ તેને સ્વામી તરીકે સ્વીકાર્યો હતો, બીજા રાજકુંવરોને નહિ સોનાના ચોક પ્રકારના સિક્કા પર રાજા એક હાથમાં ધનુષ્ય સાથે ઊભેલો દેખાય છે અને બીજા હાથમાં બાણ દેખાય છે અને ગરૂડ તેની સામે દેખાય છે તેની જમણી બાજુએ લક્ષ્મી હાથમા કમળ ધારણ કરતી રાજા સામે મુખ રાખી ઊભેલી દેખાય છે. સ્કંદગુપ્તે રાજ્યારોહણ પછી તરત જ બધા પ્રાંતિમાં સુબા નીમ્યા. સૌરાષ્ટ્રમાં પર્ણદત્ત સુબા તરીકે હતો. તેના પુત્ર ચક્રપાલિતે સુદર્શનને સમરાવ્યું હતું. ચાદીના ઘણા સિક્કા પાડવામાં આવ્યા હતા.

સ્કંદગુપ્તના મરણ પછી ગુપ્ત રાજ્યની પડતી થઈ. સ્કંદગુપ્તના સમયમા પુરુગુપ્ત (સ્કંદગુપ્તનો ભાઈ) સ્કંદગુપ્તનો હરીફ હશે તેણે સ્કંદગુપ્તના મરણ પછી કદાચ રાજ્ય લીધું હોય ઈ. સ. ૪૭૨માં કુમારગુપ્ત ઉર્ફે રાજા થયો. તે સ્કંદગુપ્તનો પુત્ર હોય અથવા પુરુનો પુત્ર હોય કે જે પુરુ પછી ગાદીએ આવ્યો હોય. તેણે ઈ સ. ૪૭૭ સુધી રાજ્ય કર્યું. બુધગુપ્ત (પુરુગુપ્તનો પુત્ર) કુમારગુપ્ત બીજા પછી ગાદીએ આવ્યો. બુધગુપ્તનું રાજ્ય માળવાથી બંગાળ સુધી વિસ્તર્યું. ગુજરાતમા પણ તેનું સાર્વભૌમત્વ આવ્યું અને ઈ. સ. ૫૪૫ સુધી રહ્યું. બુધગુપ્તના મરણ પછી રાજ્યારોહણનો ઝગડો થયો હોય તેમ લાગે છે ઈ. સ. ૫૦૬માં વૈન્યગુપ્ત નાલંદામાં હતો અને ભાનુગુપ્ત એરણમાં હતો વૈન્યે મોટા બિરુદો ધારણ કર્યા હતાં અને સોનાના સિક્કા પાડયા હતા. તે બુધગુપ્તનો પુત્ર હોય. ભાનુગુપ્ત પશ્ચિમમાં રાજ્ય કરતો જણાય છે. તેણે તોરમાણ સાથે યુદ્ધ કર્યું હોય એમ લાગે છે. નરસિંહગુપ્તનો, કુમારગુપ્ત ત્રીજાનો તથા વિષ્ણુગુપ્તનો (ત્રણેનો) રાજ્ય સમય ઈ સ. ૫૦૦ થી ઈ. સ. ૫૫૦નો ગી શકાય. નરસિંહગુપ્ત તેના ભાઈ બુધગુપ્ત પછી રાજ્ય કર્યું કે ભાનુગુપ્ત પછી તે નિશ્ચિત નથી. તેણે બલાદિત્યનું બિરુદ ધારણ કર્યું હતું તથા નાલંદામાં સંઘારામ બંધાવ્યો હતો. તેણે હૂણોના

સેનાપતિ મિહિરકુલને સખત હાર ખવડાવી હતી. મિહિરકુલ ગાંધારનો રાજા હતો. તેના ગ્વાલિયરના લેખ (ઈ. સ. ૫૩૦ આશરે)માં તેના બાપની યોજનાનો અને તેની જીતોનો ઉલ્લેખ છે.

માળવાના યશોવર્માને અનુગામી કે પુરોગામી કોઈ નહોતો. તેની રાજધાનીનું શહેર દશપુર (મન્દસોર) હતું. તેની સંસ્કૃત પ્રશસ્તિ બે શિલાસ્તંભો પર છે. મન્દસોરનો

**૧૮. મૌખરીઓ અને મૈત્રકો** તેનો શિલાલેખ ઈ. સ. ૫૩૩–૩૪ નો છે. તે સમયે મિહિરકુલ પર વિજય મેળવવા પ્રયત્ન કર્યો હોય તેમ જણાય છે. મિહિરકુલના ભાઈએ તેનું રાજ્ય સિયાલકોટમાં લઈ લીધું છે એમ માનીને તે કાશ્મીરમાં ગયો અને તેના રાજાની ગાદી લઈ લીધી. તેણે ગાંધાર પર હુમલો કરી ત્યુ રાજાને મારી નાખ્યો. તે પણ ઈ. સ. ૫૪૨ માં મૃત્યુ પામ્યો. ઉત્તરકાલીન ગુપ્તો, મૌખરીઓ અને મૈત્રકો ગુપ્તોના ખંડિયા હતા. તેમણે ગુપ્ત સામ્રાજ્ય વિલીન થતાં સ્વતંત્રતા જાહેર કરી.

ઉત્તરકાલીન ગુપ્તો મગધમાં રાજ્ય કરતા હતા. તેમને સામ્રાજ્યવાદી ગુપ્તો સાથે સંબંધ નહોતો. તે વંશના બે રાજાઓ (કૃષ્ણગુપ્ત અને હર્ષગુપ્ત)નાં ફક્ત નામો જ જાણવામાં આવ્યાં છે. ત્રીજો જીવિતગુપ્ત હિમાલય પ્રદેશમાં લડયો હતો અને ચોથો રાજા કુમારગુપ્ત મૌખરી રાજા ઇશાનવર્મા સાથેની લડાઈમાં સામ્રાજ્યવાદી ગુપ્તોના પક્ષમાં (આશરે ઈ. સ. ૫૫૪) લડયો હતો અને તેને હરાવ્યો હતો. તે ગુપ્ત રાજ્યનો અંત આવતાં સ્વતંત્ર થયો હશે. તેનો વંશ ઈ.સ.ની સાતમી સદી સુધી ચાલ્યો હતો.

ગયામાંથી મળેલ મુદ્રા પર 'મોખલિનમ્' લખેલું છે. તે મૌર્ય-બ્રાહ્મી લિપિમાં છે. ગુપ્તોના સમયમાં મૌખરીના બે વંશો હતા.

એક ગયાના સેનાપતિઓનો હતો. તેમનો સમય નિશ્ચિત નથી. બીજો વંશ જૌનપુર અને બરબંકી જીલ્લા વચ્ચેના (ગંગા તથા રામગંગા વચ્ચેનો ઉત્તરપ્રદેશ) પ્રદેશમાં રાજ્ય કરતો હતો. તે વંશના ત્રણ રાજાઓ ઉત્તરકાલીન ગુપ્તોની રાજકુંવરીઓને પરણ્યા હતા અને મહારાજાનું બિરુદ ધારણ કરતા હતા. ચોથો ઇશાનવર્મા મહારાજાધિરાજ હતો. તે ઈ. સ. ૫૦૪ માં રાજ્ય કરતો હતો. તેણે ગૌડ (પશ્ચિમ બંગાળ), આંધ્ર અને શુલિકો (અજાણ્યા)ને હરાવ્યાનો દાવો કર્યો છે.

મૈત્રકોએ સૌરાષ્ટ્રના વલભી શહેરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, જે આશરે ઈ. સ. ૭૯૦ સુધી ચાલ્યું. સેનાપતિ ભટ્ટાર્ક રાજ્યનો સ્થાપક હતો. છઠ્ઠી સદીના મધ્યભાગ સુધી તેઓ ખંડિયા હતા, પછી તેઓ સ્વતંત્ર રાજાઓ થયા હતા.

સાતવાહનોના અમલ પછી દખ્ખણમાં આભીરો, ઉત્તરપશ્ચિમમાં ચેટુ, દક્ષિણમાં ઇક્ષ્વાકુ, (આંધ્ર પ્રદેશમાં) અને મધ્યપ્રદેશમાં સાતવાહનો શાસન કરતા હતા.

**૧૯. ચેટુ અને ઇક્ષ્વાકુ**

આભીરો પરદેશી હતા. તેમનો ઉલ્લેખ મહાભાષ્યમાં છે. પુરાણો અનુસાર તેમણે ૬૭ વર્ષ રાજ્ય કર્યું. તેઓ શક ક્ષત્રપોના સેનાપતિ હતા. ઈશ્વરસેન આભીર વંશનો સ્થાપક હતો. ચેટુ મહારાષ્ટ્ર અને કુંતલમાં રાજ્ય કરતા હતા. તેમના સિક્કાઓ અને લેખો ઉત્તર કન્નડ, ચિતલડુગ, અનંતપુર, સુધાપહ તથા કનેરીમાં મળ્યા છે.

ઇક્ષ્વાકુ રાજાઓ ગુંટુર પ્રદેશમાં રાજ્ય કરતા હતા. તેમને પુરાણોએ શ્રી પાર્વતિય (શ્રી પાર્વતના રાજાઓ) અને આંધ્રભૃત્ય (આંધ્રના સેવકો) કહ્યા છે. તે વંશના સાત રાજાઓએ બાવન વર્ષ રાજ્ય કર્યું. આ વંશના સ્થાપક વસિષ્ઠીપુત્ર શ્રી. ચાંતમૂલે અશ્વમેધ અને વાજપેય યજ્ઞો કર્યા હતા. તેના પુત્ર વીરપુરિસ દાતનું રાજ્ય બૌદ્ધ ઇતિહાસમાં મહાન

સમય (Epoch) છે. તેણે નાગાર્જુનની ગુફામાં ઘણા વિહારો તથા મંડપો બંધાવ્યા હતા. આ વંશનો ચાંતમૂલ રાજા પણ બૌદ્ધ હતો. ઇક્ષ્વાકુઓના અનુગામીઓમાં જયવર્મા જાણીતો છે.

પલ્લવોના પૂર્વજો ઉત્તર ભારતના હતા. ચેટુ અને કદંબ તેમના સમકાલીન હતા. કદંબોએ સ્વામી મહાસેન (સુબ્રહ્મણ્યમ્)ને તેમની ભક્તિ વ્યકત કરી. પલ્લવોની રાજધાનીનું

**૨૦. પલ્લવો**

શહેર કાંચીપુરમ્ હતું. તેના પુરોગામી રાજ્યકર્તાઓ દાન્દૈમન કહેવાતા. પહેલો પલ્લવરાજા સિંહવર્મા જાણવામાં આવ્યો છે. ગુજર જીલ્લામાથી તેનો લેખ જડ્યો છે. બીજો પલ્લવ રાજા સ્કંદવર્મા જાણવામાં આવ્યો છે. તેનો પુત્ર બધવર્મા યુવરાજ હતો. તેને બાંધનકુર નામનો પુત્ર હતો. સ્કંદવર્માનો સમય ઈ. સ.ની ત્રીજી સદી ગણાય છે. ત્રીજો પલ્લવરાજા વિષ્ણુગોપ સંભળાય છે, જેણે સમુદ્રગુપ્તનો સામનો કર્યો હતો. તેના સગા કુમારવિષ્ણુએ નવો વંશ શરૂ કર્યો, તે આશરે ઈ. સ. ૫૦૦ સુધી ચાલ્યો. તેમનાં તામ્રપત્રોમાં દાનની નોંધ છે.

સમુદ્રગુપ્તનો આધનો એક દુશ્મન વેંગીનો હસ્તિવર્મા હતો. કદાચ એ પેડુવેગી કૃષ્ણ જીલ્લાનો હતો. તેનો વંશ તેના ગોત્ર પરથી શાલંકાયન કહેવાય છે. દેવવર્મા આ વંશનો પહેલો ગાળવામાં ચયેલ રાજા છે. તેણે ભટ્ટારકનું બિરુદ લીધું હતું. તેનો હસ્તિવર્મા સાથેનો સંબંધ જાણવામાં આવેલો નથી. તેનો પુત્ર નંદીવર્મા ૧ લો (ઈ. સ. ૩૫૯) ગાદીએ આવ્યો, ત્યારપછી નંદીવર્માનો પુત્ર હસ્તિવર્મા બીજો ગાદીએ આવ્યો, તેના પછી સ્કંદવર્મા, નંદીવર્માનો બીજો પુત્ર ચંદવર્મા (ઈ. સ. ૪૦૦) અને પૌત્ર નંદીવર્મા બીજો (આ વંશનો છેલ્લો રાજા) ગાદીએ આવ્યા. પલ્લવો માફક શાલંકાયનને વૃષલની કલગી હતી.

કલિંગમાં સાત રાજાઓનો માથુરકુલ નામનો વંશ ઈ. સ. ૩૭૫થી ઈ. સ. ૫૦૦ સુધીમાં થયો. કલિંગ વિષ્ણુકુંડિનોના હાથમાં હતું. તેમના પછી શાલેકાયન આવ્યા. વિષ્ણુકુંડિન શ્રીપર્વતને

**૨૧. માથુરકુલ**

કુળદેવ માનતા હતા. માધવવર્મા ૧લો (ઈ. સ. ૪૪૦–૪૬૦) માથુરકુલ વંશનો સ્થાપક હતો. તેણે યજ્ઞ કર્યો હતો. તેના એક અનુગામી માધવવર્મા ત્રીજાએ પણ યજ્ઞ કર્યો હતો. માધવ ૧લાને વાકાટક રાણી હતી. તેનો પૌત્ર ઈન્દ્ર ભટ્ટારક (ઈ. સ. ૪૮૦–૫૧૫) મહેન્દ્રવર્મા બીજા સાથે સંઘર્ષમાં આવ્યો હતો. તેણે રાજ્ય વધાર્યું હતું.

વરાર અને મધ્યપ્રદેશના વાકાટકો ઈ. સ.ની ચોથી સદીમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. અજંતાનાં ગુફામંદિરોમાં અને ચિત્રકામમાં તેમનો મોટો ફાળો છે. પુરાણો વિંધ્યશક્તિને આ વંશનો

**૨૨. વાકાટકો**

સ્થાપક માને છે. તથા વરારમાં પુટિકાને રાજધાની માને છે. તેના પુત્ર પ્રવરસેન ૧લા (ઈ. સ. ૨૮૦–૩૪૦) એ બધી દિશામાં વિજય મેળવ્યો. તેણે અશ્વમેધ અને વાજપેય યજ્ઞો કર્યા હતા. તેના પુત્રોને તેણે ઉપરાજાઓ બનાવ્યા હતા. તેથી ઉપદ્રવ થયો હતો. તેનો પૌત્ર ચંદ્રસેન ૧લો (૩૪૦–૩૬૫) તેની ગાદીએ આવ્યો. તેને તેના કાકાઓનો સામનો કરવો પડયો. તેના કાકા સર્વસેને બાસિમ (વાકાટકની શાખા) વંશ સ્થાપ્યો. રુદ્રસેન ૧ લાના પુત્ર પૃથ્વીસેન ૧લાને વિંધ્યશક્તિ બીજા (સર્વસેનનો પુત્ર)એ કુંતાલ (દક્ષિણ મહારાષ્ટ્ર) જીતવામાં મદદ કરી હતી. પૃથ્વીસેન ૧ લાનો પુત્ર રુદ્રસેન બીજો પ્રભાવતી ગુપ્તા (વિક્રમાદિત્યની પુત્રી)ને પરણ્યો હતો. તેના પુત્ર પ્રવરસેન બીજા (ઈ. સ. ૪૧૦–૪૫)એ 'સેતુબંધ' કાવ્ય રચ્યું હતું. તે વિષ્ણુનો ઉપાસક હતો. તેણે પ્રવરપુર (વર્ધા જીલ્લામાં)ની સ્થાપના (નવી રાજધાની માટે) કરી. પહેલાંની રાજધાની નંદીવર્ધન (નાગપુરની ઉત્તરે) હતી. પ્રવરસેન બીજાનો પુત્ર નરેન્દ્રસેન રાજા થયો, જેને ગુપ્તો પરના હૂણ-હૂમલાને

પરિણામે ગુપ્તોના રાજ્યનો અમુક ભાગ મળ્યો. તેનો પુત્ર પૃથ્વીસેન બીજો આ વંશનો છેલ્લો રાજા જાણવામાં આવે છે. તેના પછી બાસિમ શાખાના હરિષેણ (૪૮૦–૫૧૫) રાજાના હાથમાં તે રાજ્ય ગયું.

**૨૩. કદંબો**

ચોથી સદીના મધ્યભાગમાં કદંબોનો ઉદય થયો. કદંબો વાયવ્ય ગોંગના બ્રાહ્મણ વંશજો હતા. આ વંશનો સ્થાપક મયૂરવર્મા હતો. પલ્લવ અમલદારોને તેમણે જીત્યા હતા. પલ્લવોએ તેની સાથે શાંતિના કરાર કર્યા હતા. તેના પુત્ર કંગવર્માએ વાકાટક વિંધ્યશક્તિ બીજાના આક્રમણનો સામનો કર્યો હતો. પાલશિકા (હાલસી) તેમની રાજધાની બની હતી. કકુસ્થવર્મા આ વંશનો મહાન રાજા હતો. તેના પુત્ર શાંતિવર્મા (ઈ. સ. ૪૫૦–૭૫)ને પલ્લવો (કાંચીના નહિ) તરફથી ઉપદ્રવ નડયો હતો. તેના ભાઈ કૃષ્ણવર્મા ૧લાએ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેનો પુત્ર વિષ્ણુવર્મા દુશ્મનોથી હાર્યો હતો. શાંતિવર્માનો પુત્ર મૃગેશ્વરન્ પલ્લવો સાથે લડયો હતો. તેણે પ્રાણુશિકા તેના પિતાની સ્મૃતિમાં બંધાવ્યું. તેના પુત્ર રવિવર્માએ કદંબ રાજ્યની એકતા યુદ્ધમાં વિષ્ણુવર્માને મારી જાળવી રાખી. તેનો અનુગામી હરિવર્મા ઈ. સ. ૫૩૮માં ગાદીએ આવ્યો. તેને ચાલુક્ય પુલકેશીન ૧લાનો સામનો કરવો પડયો. કૃષ્ણવર્મા બીજાના સમયમાં આ વંશનો અંત આવ્યો.

**૨૪. ગંગ**

ગંગ વંશ (મૈસુરનો દક્ષિણ ભાગમાં)નો સ્થાપક કો-ગણિવર્મા હતો. તે કાણ્વાયન ગોત્રનો હતો. તેનો સમય ઈ. સ. ૪૦૦નો હશે. તેની રાજધાની કોલર અને તેનું પ્રતીક હાથી હતું. કાવેરી પરનું તલકાડ તેની રાજધાનીનું શહેર પાછળથી બન્યું. તેનો પુત્ર માધવ ૧લો (આશરે ઈ. સ. ૪૨૫) રાજ્યશાસ્ત્રમાં પ્રવીણ હતો. બીજો રાજા આર્યવર્મા (આશરે ઈ. સ. ૪૫૦) મહાન વિદ્વાન તથા યોદ્ધો હતો. આર્યવર્માના શિલાલેખ તેને હરિવર્મા કહે છે. આર્યવર્માના પુત્ર માધવ બીજાને પલ્લવ સ્કંદવર્માએ રાજ્યાભિષેક

ચોથી સદીનું છે. 'જાતકમાલા' તથા 'દિવ્યાવદાન' (બૌદ્ધ સાહિત્ય) આ યુગમાં રચાયેલ છે. જૈન ધર્મ ઘણો રૂઢિચુસ્ત હતો. મંદિરોમાં ઉત્સવો ઉજવવા માટે મહાકાવ્યો અને પુરાણો વંચાતાં. વલભીના કેટલાક રાજાઓ મહેશ્વર હતા. તેમનામાંનો એક ભાગવત હતો, અને બીજો એક આદિભક્ત હતો. કેટલાક બૌદ્ધ ધર્મ પાળનાર પણ હતા. દક્ષિણના અલ્વારો (પોઘગલ, પુડપ અને પે) એ તામિલમાં લખેલ ભક્તિકાવ્યો પ્રસિદ્ધ થયા. વિષ્ણુના અવતારોનાં મંદિરો બન્યાં. રામનો પુરાવો આ સમયમાં નથી. દેવગઢનું દશાવતારનું મંદિર ઊંચાં શિખરોની પદ્ધતિવાળું છે. આ મંદિરને આશરે ૪૦ ફૂટ ઊંચું શિખર છે. અજંતા ગુફાનું ખડકસ્થાપત્ય આ સમયનું છે.

ભારતીય ભાષા ભારત અને ભારત બહાર ફેલાઈ હતી. ખરોષ્ઠી લિપિ અને પછીથી ઉત્તરની બ્રાહ્મી લિપિ ગુપ્ત સમયમાં આવી. ફાહ્યાન કહે છે કે સંસ્કૃતિની ભાષા ઘણી જગ્યાએ સંસ્કૃત હતી.[31] બૌદ્ધ ધર્મે પરદેશીઓને આકર્ષ્યા. હિંદીચીન, બોર્નિયો, જાવા અને મલાયા તેમ જ બ્રહ્મદેશમાં સંસ્કૃત ભાષા અને લિપિનો ફેલાવો થયો. ભારતીય સંસ્કૃતિનો ફેલાવો પરદેશમાં બહુ થયો.

ગુપ્ત સામ્રાજ્યના અંત પછી અસંખ્ય સ્વતંત્ર રાજ્યો થયાં. હર્ષવર્ધનના સામ્રાજ્યે ઉત્તર ભારતનાં ઘણાં રાજ્યોને એક કર્યાં. હર્ષનો સમય ઈ. સ. ૫૫૦થી ઈ.સ. ૬૫૦ સુધીનો છે. ગુપ્ત સમય પછીના પચાસ વર્ષનો ઇતિહાસ જાણી શકાયો નથી. ઉત્તરકાલીન ગુપ્તો તથા મૌખરીઓએ સંધિવિગ્રહો ચલાવ્યા. મૌખરીઓએ થોડો સમય મગધ પર

**૨૬. હર્ષવર્ધન**

પ્રભુત્વ જમાવ્યું હતું. દામોદરગુપ્તે સર્વદમન સાથેના યુદ્ધમાં

31. K. A. Nilkanth Sastri—History of India. Part I. Page 166.

જીવ ગુમાવ્યો હતો. સરસ્વતી કિનારે સ્થાનવિશ્વર (થાણેશ્વર, થાનેશ્વર) કે જે પંજાબના પશ્ચિમ છેડે કુરુક્ષેત્ર પ્રદેશમાં છે તે ભારતના ઉત્તર–પશ્ચિમ દરવાજા જેવું છે. ૭દ્દી સદીમાં હૂણો સિંધુ ખીણપ્રદેશના ઉત્તર ભાગમાં રહ્યા હતા અને તેમનું મુખ્ય શહેર થાણેશ્વર રહ્યું હતું. તે પુષ્પભૂતિના વંશજોની સત્તામાં હતું. હ્યુએનસંગ કહે છે કે હર્ષ આ વંશનો વૈશ્ય રાજા હતો. બૃહત્‌-સંહિતામાં પરદેશી જાતિઓ સાથે આને પણ ગણાવી છે. આ વંશનો આદિત્યવર્મા રાજા ઉત્તરકાલીન ગુપ્તવંશની કન્યા મહાસેનગુપ્તાને પરણ્યો હતો. તેને પ્રભાકરવર્ધન નામે પુત્ર હતો. પ્રભાકરવર્ધનને રાજ્યવર્ધન અને હર્ષવર્ધન નામના બે પુત્રો હતા. પ્રભાકર સર્વભૌમત્વનું બિરુદ ધારણ કરનાર પહેલો રાજા હતો. બાણે તેના રજપુતાના, માળવા અને લાટના વિજયો વર્ણવ્યા છે. ઈ. સ. ૬૦૪માં પ્રભાકરે રાજ્યવર્ધનને હૂણોને કાઢી મૂકવા મોકલ્યો. હર્ષ પણ ભાઈ સાથે ગયો. હર્ષે જાણ્યું કે તેના પિતા બહુ બિમાર છે એટલે તે રાજધાનીમાં પાછો ફર્યો હતો. રાજ્યવર્ધન પિતાની ગાદીએ બેઠો, પરંતુ તેના બનેવી ગૃહવર્મા (રાજ્યશ્રીના પતિ)ને માલવાના રાજાએ મારી નાખ્યો એમ સાંભળ્યું એટલે તે થોડા જ સમયમાં ૧૦,૦૦૦ના લશ્કર સાથે વેર લેવા ગયો. માલવાના રાજાને તેણે હરાવ્યો, પરંતુ તેના મિત્રરાજા ગૌડ શશાંકે (બંગાળનો રાજા) મિત્રતાનું પ્રલોભન આપી તથા હર્ષને તેની પુત્રી લગ્નમાં આપવાનું કહીને મારી નાખ્યો. હર્ષે આ જાણ્યું અને બહેન જંગલમાં આશ્રય માટે ગઈ છે એમ જાણ્યું ત્યારે તેના પિત્રાઈ ભાઈ શશાંકને શિક્ષા કરવા માટે બંગાળ મોકલ્યો અને પોતે બહેનની શોધમાં નીકળ્યો. એક બૌદ્ધ સાધુ તેને વિન્ધ્યનાં આશ્રમોમાં લઈ ગયો, ત્યાં રાજ્યશ્રીને અગ્નિથી બળવા તૈયાર થતી જોઈ. કેટલાક કહે છે કે હર્ષે તેની વિધવા બહેન સાથે રાજ્ય કર્યું. હર્ષ સંવત ઈ. સ. ૬૦૬માં શરૂ થયો. શશાંક હર્ષનું સૈન્ય જોઈને છટકી ગયો હતો. તે ઈ. સ. ૬૧૯ સુધી રાજ્ય

-

ઈ. સ. ૮૦૦ પછી તરત જ તેણે કનોજના ઇન્દ્રાયુધને ગાદીએથી ઉઠાડયો અને ચક્રાયુધને બેસાડયો. તિબેટ ઇતિહાસકાર જણાવે છે કે ધર્મપાલનું રાજ્ય દિલ્હી અને જાલંધરથી વિંધ્ય સુધીનું હતું. તેનો અનુગામી દેવપાલ (ધર્મપાલનો ભત્રીજો) બળવાન રાજા હતો. તેણે ૪૮ વર્ષ રાજ્ય કર્યું. મુદ્દગગિરિ (મોન્ઘસર) કદાચ તેની રાજધાનીનું શહેર હતું. આઠમો રાજા રાજ્યપાલ જગતુંગ નામના રાષ્ટ્રકૂટ રાજાની પુત્રીને પરણ્યો હતો. મહીપાલ ૧લાએ કાંબોજ નામના પહાડી લોકોને હાંકી કાઢયા. તેના પર રાજેન્દ્ર ચોલ ૧લાએ ઈ. સ. ૧૦૨૩ માં હુમલો કર્યો હતો. ઈ. સ. ૧૦૨૩માં નયપાલે તિબેટમાં બૌદ્ધ ધર્મ ફેલાવ્યો. તેનો પુત્ર વિગ્રહપાલ ત્રીજો ચેદી વંશના કર્ણ સાથેની લડાઈમાં મરણ પામ્યો હતો. મહિપાલ બીજાએ તેના ભાઈઓને કેદમા પૂરી રાજ્ય કર્યું એટલે બળવો થયો. તેમાં મહિપાલ મરાયો અને નેતૃત્વ લેનાર દિવ્યપાલનો ભત્રીજો ભીમ દિવ્યપાલ પછી ગાદીએ આવ્યો. મહિપાલના ભાઈએ સૈન્ય એકઠું કરી ભીમને હરાવ્યો અને ગાદી મેળવી. તેનું 'રામચરિત' કાવ્ય પ્રસિદ્ધ છે. પાલ કલા ઘણી પ્રસિદ્ધ હતી.

**૨૯. સેન વંશ**

સેન મૂળમાં કર્ણાટકના ક્ષત્રિયો હતા. પહેલાં તેઓ બ્રાહ્મણો હતા એટલે બ્રહ્મક્ષત્રિય થયા. તેઓ ઉત્તર ઓરિસ્સામાં પ્રથમ વસ્યા અને રાજ્ય વધાર્યું. આ વંશનો પહેલો રાજા સામંતસેન હતો. હેમંતસેન સામંતસેનનો પુત્ર મનાય છે. મયૂરભંજ વિસ્તારમાં કાશીપુર (હાલનું કાલિયારી) તેમની રાજધાનીનું શહેર હતું. આ વંશના રાજાઓએ ઈ.સ.ની ૧૧મી સદીના મધ્યભાગથી પાલના ખંડિયાઓ તરીકે રાજ્ય કરવા માંડયું. બીજો રાજા વિજયસેન ૧૧ મી સદીના અંતમાં કે ૧૨ મી સદીના આરંભમાં સ્વતંત્ર થયો. તેણે ૪૦ વર્ષ રાજ્ય કર્યું, અને રાજ્યવિસ્તાર પણ વધાર્યો. તેના પુત્ર વલ્લાલસેને (આશરે ઈ. સ. ૧૧૦૮-૧૧૧૯)

ગૌર અથવા લખનૌતિ શહેર સ્થાપ્યું. તેના પુત્ર લક્ષ્મણસેને ઈ. સ. ૧૧૧૯માં લક્ષ્મણ સંવત સ્થાપ્યો. જયદેવ તેનો દરબારી કવિ હતો. લક્ષ્મણસેને વિજયોના સ્મરણાર્થે પ્રયાગ, બનારસ અને પુરીમાં જયસ્તંભો રોપ્યા. તેની છેલ્લી રાજધાની નદિયા (નુડીઆ) કલકત્તાની ઉત્તરે સાઈઠેક માઈલ દૂર ભાગીરથીને કિનારે હતી. તેમની મુદ્રા ઉપર દસ હાથવાળા સદાશિવ હતા.

**૩૦. કામરૂપ રાજ્ય**

કામરૂપ રાજ્યનું પ્રાગજ્યોતિષ શહેર રાજધાનીનું શહેર હતું. તે ગુપ્ત સામ્રાજ્યને ખંડણી આપતું હતું. તે રાજ્ય હાલના આસામ કરતાં મોટું હતું. તેમા કરતોયા નદી પરના કૂચબિહારનો અને રંગપુર જીલ્લાનો સમાવેશ થયો હતો. હ્યુએનસંગના કથનાનુસાર ભાસ્કરવર્મન અથવા કુમાર (કામરૂપનો ખંડિયો રાજા) બ્રાહ્મણ હતો. 'વર્મન' પરથી તે ક્ષત્રિય લાગે છે એટલે બ્રહ્મક્ષત્રિય હોવો જોઈએ. આસામ વિશે ફક્ત એટલું જ જાણવામાં આવે છે કે તે પાલ રાજ્યનો પ્રદેશ હતો અને તે ઈ. સ. ૧૮૨૫ સુધી રહ્યો. આસામ મોંગલોનો દરવાજો હતો.

**૩૧. કનોજ**

કનોજ ફરૂકાબાદ જિલ્લાનો મુસ્લિમ પ્રદેશ છે. પ્રાચીન સમયમાં તે પાંચાલ રાજ્યની રાજધાની હતી. ફાહ્યાન અહીં ઈ. સ. ૪૦૫ના અરસામાં આવ્યો હતો. કનોજનો વિકાસ ગુપ્ત સમયમા થયો, પરંતુ આબાદીને શિખરે તે હર્ષના સમયમાં પહોંચ્યું. હ્યુએનસંગના કથનાનુસાર તેમાં સોએક મઠો હતા અને બસો હિંદુ મંદિરો હતાં. હર્ષ પછી ઈ. સ. ૭૩૦માં યશોવર્મા રાજાએ રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો. નાલંદાના લેખમાં તેના મંત્રીનો ઉલ્લેખ છે. તે આશરે ઈ. સ. ૭૪૦માં કાશ્મીરના લલિતાદિત્ય સાથેના યુદ્ધથી કાઢી મૂકાયો. ઈ. સ. ૭૮૩માં બંગાળના ધર્મપાલે ચક્રાયુધને કનોજની ગાદીએ બેસાડ્યો હતો, તેને ઈ. સ. ૮૧૬માં ગુર્જર પ્રતિહાર રાજા નાગભટ્ટે કાઢી મૂક્યો.

ગુર્જરો રજપુતો કે પરદેશી હતા. તેઓ પોતાને ચોક્ખા ક્ષત્રિયો માને છે. તેઓ અનેક જાતિઓનું મિશ્રણ હોય તેમ પણ ઘણા માને છે. અગ્નિકુલના રાજાઓની ચાર રજપુત જાતિઓ (પ્રવાર, પ્રતિહાર, ચૌહાણ અને સોલંકી)ની દંતકથા પ્રમાણે આબુ પર્વત પર વસિષ્ઠ ઋષિના યજ્ઞના અગ્નિકુંડમાંથી ઉદ્‌ભવેલ ચાર વીરોના વંશજો છે. પ્રતિહારો ગુર્જરોનો સમૂહ છે. તેઓ સફેદ હૂણો સાથે કદાચ આવ્યા હોય. તેમનો પહેલો ઉલ્લેખ ઈ. સ. ૬૩૪ના ઐલહોલ લેખમા પુલકેશિન બીજાના રાજ્યમાં થયો. ગુર્જર રાજ્યની રાજધાની આબુથી ૫૦ માઈલ દૂર આવેલ ભિન્નમાલમા હતી. ચાપ વંશને કારણે તેઓ મહત્ત્વના છે. ગુર્જર પ્રતિહારોએ ૮મીથી ૧૧મી સદીના આરંભ સુધી રાજ્ય કર્યું. તેઓ રાજાના રાજ્યમાં ઊંચા હોદ્દા પર હશે, તેથી પ્રતિહાર ગણાતા હશે. આ વંશનો ઈ. સ. ૭૫૬ માં પહેલો રાજા નાગભટ્ટ ૧ લો હતો. ચોથા રાજા વત્સરાજે (ઈ. સ. ૭૭૫–૮૦૦) બંગાળ જીત્યું, પરંતુ રાષ્ટ્રકૂટ ધ્રુવથી તે હાર્યો. તેના પુત્ર નાગભટ્ટ બીજાએ કનોજના ચક્રાયુધને કાઢ્યો. તેના પુત્ર રામદેવના સમયમા ખાસ બનાવ બન્યો નહોતો. તેનો પુત્ર મિહિરભોજ તરીકે ઓળખાતો. તે મહાન રાજા હતો. તેણે રાજ્ય વધાર્યું અને તેના પુત્ર મહેન્દ્રપાલ ૧લા (ઈ. સ. ૮૯૦–૯૦૮)એ રાજ્ય સાચવ્યું. તેનો ગુરુ રાજશેખર હતો તેના પુત્ર ભોજ બીજાના ટૂંકા રાજ્ય પછી તેનો ભાઈ મહિપાલ (ઈ. સ. ૯૧૦–૯૪૦) ગાદીએ આવ્યો. તેના પુત્ર દેવપાલે (ઈ. સ. ૯૪૬–૯૬૦) ચંદેલ યશોવર્માને તેના પિતાને મદદ કરવા બદલ વિષ્ણુની મૂર્તિ ભેટ આપી જેની ખજુરાહોના એક મંદિરમાં સ્થાપના થઈ. દેવપાલના નાના ભાઈ વિશ્વપાલે (ઈ. સ ૯૬૦–૯૯૨) રાજ્ય ખોયું. તે સેનાપતિ વજદામા (ઈ. સ. ૯૧૭)ના હાથમાં ગયું. તેનો વંશ ચંદેલ ધાંગની સત્તા નીચે ઈ. સ. ૧૧૨૮ સુધી ચાલ્યો. પછી ગુજરાતના ચૌલુક્યોએ જીતી લીધું. ધારાનગરીનો મુંજ (ઈ. સ. ૯૭૪–૯૯૫) સ્વતંત્ર હતો.

૩૨. ગુર્જરો.

મુસ્લિમ આક્રમણ સમયે રજપુત રાજ્યો ઘણાં વધ્યાં હતાં. તે સમયે ભટીંડા (પતિયાલા રાજ્ય)માં જયપાલ રાજ્ય કરતો હતો.

**૩૩. મુસ્લિમ આક્રમણો** તે મહમૂદ ગિઝનીના અમીર સાથેના યુદ્ધમાં હાર્યો હતો. તેનો પુત્ર અજયપાળ ગિઝનીના મહમદ સાથેના યુદ્ધમાં પંજાબના આનંદપાલની મદદે જોડાયો. ઈ. સ. ૧૦૧૮માં ગિઝની મથુરા સુધી જીત મેળવતો આવ્યો. ત્યાર પછી કનોજમાં આવ્યો. તે સમયે રાજ્યપાલે રાજ્ય ખોયું. કનોજમાં કોઈ બીજો યશપાલ (ઈ. સ. ૧૦૩૬) ૧૧મી સદીમાં સ્વતંત્ર રાજા હતો એવું મનાય છે. તે મુસ્લિમ સત્તાનો ખંડિયો પણ હોય.

ઈ. સ. ૧૦૯૦મા ચંદ્રદેવ ગહડવાલે કનોજ લીધું અને બનારસ તથા અયોધ્યા સુધી સત્તા જમાવી. ચંદ્રદેવનો વંશ ઈ. સ. ૧૧૯૪માં શાહબુદ્દીનની ચડાઈ સુધી ચાલ્યો. ગોવિંદચંદ્ર (ઈ. સ. ૧૧૦૪-૧૧૫૫) આ વંશનો મહાન રાજા હતો. તેનાં દાનપત્રો તથા સિક્કાઓ પરથી લાગે છે કે કનોજ મહાન સત્તાવાળું રાજ્ય હતુ ગોવિંદચંદ્રનો પૌત્ર જયચંદ્ર હતો. તેની પુત્રી સંયુક્તાનુ હરણ ઈ. સ. ૧૧૭૫માં અજમેરનો રાજા પૃથ્વીરાજ કરી ગયો હતો.

ચૌહાણોએ ઈ. સ ૭૦૦ થી સાભર (શકંભરી—અજમેરની ઉત્તરે આવેલ સરોવર)મા રાજ્ય કર્યું કહેવાય છે. તેની ઘણી શાખાઓ

**૩૪. ચૌહાણ** હતી. કેટલીક શાખાઓ ગુર્જર મહેન્દ્રપાલ બીજાના હાથ નીચે હતી. ભરૂચના ચૌહાણ નાગભટ્ટ ૧લાના ખંડિયા હતા. તે ચાહુમાન (ચૌહાણો) ગુર્જરો જેવા હતા. સાંભરવંશના બે રાજા—વિગ્રહરાજ ચોથો અને પૃથ્વીરાજ પ્રસિદ્ધ હતા. પૃથ્વીરાજે શાહબુદ્દીન ઘોરીનો સામનો કર્યો હતો.

ગુજરાતમાં વલ્લીના મૈત્રોએ લગભગ ઈ. સ. ૪૭૦ થી ઈ. સ. ૭૮૮-૮૯

સુધી ગુજરાતમાં રાજ્ય કર્યું. છેલ્લા રાજા શીલાદિત્ય ૭માના સમયમાં અરબોએ વલભીનો નાશ કર્યો. ગુર્જરોનો વંશ ભરૂચમાં ઈ. સ. ની છઠ્ઠી સદીના અંત ભાગમાં શરૂ થયો. રાષ્ટ્રકૂટ ગોવિંદ ત્રીજાએ તે વંશનો અંત આણ્યો. આ વંશના ૭ રાજાઓ ગણવામાં આવ્યા છે. તેમાંના એક રાજા દદ્દ બીજાએ વલભીના ધ્રુવભટને હર્ષવર્ધનના ભયમાંથી બચાવ્યો હતો. ઈ. સ. ૭૪૬માં વનરાજે ચાવડા વંશ સ્થાપ્યો અને તે વંશનો વારસો ચૌલુકયોને મળ્યો. ચૌલુક્ય (સોલંકી) વંશનો વારસો વાઘેલા વંશને મળ્યો. કર્ણ વાઘેલા પાસેથી અલાઉદ્દીને રાજ્ય લઈ લીધુ. જૂનાગઢના ચૂડાસમાઓએ ઈ. સ. ની દસમી સદીથી ઈ. સ. ૧૫૫૦ સુધી રાજ્ય કર્યું. પાછળના રાજાઓ મુસ્લિમ સેનાપતિઓ હતા.

**૩૫. ગુજરાત**

ધારાનો પરમાર વંશ સંસ્કૃત સહિત્યમાં જાણીતો છે. તેના સ્થાપક ઉપેન્દ્રે અથવા કૃષ્ણરાજે દસમી સદીમા વંશ સ્થાપ્યો. તે વંશની શરૂઆત રાષ્ટ્રકૂટોના ખંડિયાઓ તરીકે થઈ. ઠ્ઠો રાજા હર્ષ સિયક બીજો હૂણો સાથે લડયો હતો. તેનો પુત્ર મુંજ કવિ હતો. તે ઘણા કવિઓને આશ્રય આપતો. તેણે ચાલુકય તૈલપ બીજા ઉપર ૭ વખત ચડાઈ કરી હતી સાતમી વખત ચડાઈ કરતાં તૈલપથી પકડાયો. તૈલપની બેન મૃણાલે તેને પ્રેમબંધનમા જકડયો. તેથી તે નાશી ન છૂટયો. કદમમાં હાથીના પગ નીચે સુવાડી તેને મારી નાખવામાં આવ્યો. મુંજ પછી તેના ભાઈ સિંધુરાજે હૂણો અને લાટ સાથે ઘણી લડાઈઓ કરી. ચૌલુકય ચામૂંડરાજે ધારાને ઘેરો ઘાલ્યો હતો. સિંધુરાજના પુત્ર ભોજે ૪૦ વર્ષ (ઈ સ. ૧૦૧૮–૧૦૬૦) રાજ્ય કર્યું. તે કવિ હતો. ઈ. સ. ૧૦૬૦માં ગુજરાત અને ચેદીના સમૂહ આક્રમણથી ભોજ હાર્યો. તેના ...રોએ સ્થાનિક રાજ્યકર્તાઓ તરીકે ૧૩મી સદી સુધી રાજ્ય કર્યું. પછી તોમરોના હાથમાં તે રાજ્ય ગયું. તે રાજ્ય તેમના હાથમાંથી ચૌહાણોના હાથમાં ગયું.

**૩૬. પરમાર વંશ**

ચંદેલાઓએ બુંદેલખંડમાં રાજ્ય કર્યું હતું. તેઓ જેજાકભુકિત કે કાકભુકિતના નામે ઓળખાતા હતા. તેમણે મુખ્ય શહેરો—છાતરપુર, મહોબા, કાલંકર અને ખજુરાહોમાં મંદિરો

૩૭. ચંદેલાઓ

બંધાવ્યાં. ચંદેલાઓને કલચુરિઓ સાથે ગાઢ સંબંધ હતો. બુંદેલખંડ પરિવ્રાજકો પાસેથી ગહડવાલો પાસે અને તેમના પછી પ્રતિહારો પાસે આવ્યું. ગહડવાલોએ આકર્ષક સરોવરો બંધાવ્યાં છે. ચંદેલાઓએ તે રિવાજ ચાલુ રાખ્યો. ઈ. સ. ૮૩૧માં નન્નુકે તેના મુખ્ય સંસ્થાનને કનોજના પ્રતિહારોના અર્થે કોતર્યું. નન્નુકના પૌત્ર જયશકિત અને વિજયશકિત હતા. છઠ્ઠા રાજા હર્ષે મહિપાલને ઈ. સ. ૯૧૬માં કનોજનું રાજ્ય મેળવવામાં મદદ કરી હતી. હર્ષના પુત્ર યશોવર્માએ પડોશી રાજ્યોને હરાવ્યાં હતાં. યશોવર્મોનો પુત્ર ધાંગ (ઈ. સ. ૯૬૪–૧૦૦૨) આ વંશનો મહાન રાજા હતો. ખજુરાહોનાં ઘણાં મંદિરો તેણે બંધાવ્યાં હતાં. ધાંગનો પુત્રે ગંડ અને પૌત્ર વિદ્યાધરદેવ મહમૂદથી હાર્યા હતા. વિદ્યાધરદેવના પુત્રે અને પૌત્રે ગાંગેય અને ચેદીના કર્ણની સાર્વભૌમસત્તા માન્ય રાખી હતી. તેરમા રાજા કીર્તિવર્મદેવે (આશરે ઈ. સ. ૧૦૫૪માં) ચંદેલાઓની સત્તા પાછી મેળવી. છેલ્લા મહાન રાજા પરમર્દિદેવ (ઈ. સ. ૧૧૬૫–૧૨૦૩)ને પૃથ્વીરાજે હરાવ્યો. પછી કુતુબુદ્દીન ઐબકે તેને કેદ કર્યો, ત્યારથી ચંદેલાઓની સત્તા નાબૂદ થઈ. દક્ષિણ બુંદેલખંડના રાજ્યના બે વિભાગ હતા. ઉત્તરમાં દહાલ ભાગ હતો, જેમા ઉચ્ચકલ્પો તથા પરિવ્રાજકો રાજ્ય કરતા હતા. દક્ષિણમા દક્ષિણ કોશલનો ભાગ હતો. તેની રાજધાનીનું શહેર રત્નપુર હતું. તે ત્રિપુરીના વંશજોના હાથમાં હતું. ત્રિપુરી રાજાઓ કલચુરી હતા. તેઓ ત્રૈકૂટક અથવા કલચુરી સંવત (ઈ. સ. ૨૪૯થી શરૂ થયેલ) વાપરતા.

ત્રિપુરી રાજ્યકર્તાઓનો આરંભ કોકલ્લ ૧લાથી થયો છે. તે વંશના ગાંગેય અને કર્ણ નામના રાજાઓ પણ જાણીતામાં આવ્યા છે. આ વંશના છેલ્લા રાજકુંવરો મુસ્લિમ સત્તા

નીચે હતા. ત્રિપુરીની નાની શાખા દક્ષિણ કોશલમાં તુમ્માનને રાજધાની બનાવીને રાજ્ય કરતી હતી.

**૩૮. ત્રિપુરી વંશ**

પાછળથી રત્નપુર (રાજધાનીનું શહેર) રત્નરાજે બંધાવ્યું હતું. તે આ વંશનો ત્રીજો રાજા હતો. કુલ નવ રાજાઓ આ વંશમાં થયા. આ વંશે ૧૨મી સદીના અંત સુધી રાજ્ય કર્યું. કેયૂરવર્ષે (૯૨૫–૯૫૦) રાજ્ય વધાર્યું હતું અને તેના પુત્ર લક્ષ્મણરાજે પૂર્વમાં જીતો મેળવી રાજ્યમાં વધારો કર્યો હતો. તેની બહેન કુંડલદેવી રાષ્ટ્રકૂટ અમોઘવર્ષ ત્રીજાની રાણી હતી અને તેની પુત્રી ચાલુક્ય વિક્રમાદિત્ય ૪થાને પરણી હતી. ૧૧મા રાજા કોલદેવ બીજાને પરમાર રાજા મુંજે કેદ કર્યો હતો. તેનો પુત્ર ગાંગેયદેવ વિક્રમાદિત્ય (ઈ. સ. ૧૦૧૫–૪૧) મહત્ત્વાકાંક્ષી રાજા હતો. તેના પુત્ર કર્ણદેવે (ઈ. સ. ૧૦૪૧–૧૦૭૦) ગાંગેય પર હુમલો કર્યો હતો. તેના પુત્ર યશકર્ણે ગોદાવરી અને બિહારના પ્રદેશો જીત્યા હતા. તેના અનુગામી ગયાકર્ણ (ઈ. સ. ૧૧૨૫–૧૧૫૦) પછીના છેલ્લા રાજા વિજયસિંહદેવે ત્રિપુરી અને ભેરઘટમાં શિલાલેખ કોતરાવ્યા.

કાશ્મીરને મોગલોએ સ્વર્ગ કહ્યું છે. આદ્યઐતિહાસિક કાળમાં આર્યોએ કાશ્મીરમાં સંસ્થાન સ્થાપ્યું. ત્યારપછી અશોક, અલેકઝાન્ડર, કનિષ્ક, મિહિરકુલ, હર્ષ વગેરેના સંબંધમાં પણ કાશ્મીરનો ઉલ્લેખ આવે છે કાશ્મીરનો ઇતિહાસ કાર્કોટ વંશથી

**૩૯. કાશ્મીર**

ગણવામા આવે છે. તેનો સ્થાપક રાજા દુર્લભવર્ધન (ઈ. સ. ૬૩૨–૩૩) છે આની પાસેથી હર્ષ બુદ્ધનો મનાતો દાંત લઈ ગયો હતો. દુર્લભવર્ધનના પૌત્ર મુક્તાપીડ લલિતાદિત્યે (ઈ. સ. ૭૩૩–૭૬૯) ચીન સાથે સંબંધો બાંધી કાશ્મીરને બળવાન બનાવ્યું હતું. તેનો ભાઈ મુક્તાપીડ હતો. મુક્તાપીડના પૌત્રે ઘણાં સાહસ કર્યાં હતાં. કલ્હણ આ સમયે હતો. અવન્તિવર્મા (ઈ. સ. ૮૫૫–૮૩) ઉત્પલ વંશનો પહેલો રાજા હતો. તે વિદ્વાનોને ઉત્તેજન આપતો. નહેર અને ગટરયોજનાઓ માટે તે જાણીતો હતો. શંકરવર્મા (ઈ. સ. ૮૮૩–૯૦૨) એ મંદિરોના ખજાના લૂંટયા હતા. હર્ષ (ઈ. સ. ૧૦૮૯–

૧૧૦૧) મૂર્તિભંજક હતો. તેણે સોનાચાંદી અને કાંસાની મૂર્તિમાંથી સિક્કા પડાવ્યા હતા. કાશ્મીરનો બૌદ્ધવિદ્યાના કેંદ્ર તરીકેનો 'કુમાર–જીવચરિત્ર'માંનો ઉલ્લેખ કાશ્મીરની મહત્તા સૂચવે છે. કાશ્મીરના રાજા જયાપીડની દુષ્ટ રાણી દિદ્દાએ બંધાવેલ બૌદ્ધવિહારોનો કલ્હણ ઉલ્લેખ કરે છે. જયાપીડ વૈષ્ણવ હતો.

મુસ્લિમોએ ઈ. સ. ૧૩૩૯–૪૦ માં કાશ્મીર જીતી લીધું હતું. કાશ્મીર શૈવ ધર્મનું ધામ હતું. અવદાન કલ્પલતા, કથાસરિતસાગર, બૃહત્કથામંજરી વગેરે આ સમયના ગ્રંથો છે. કુલુટ અથવા કુલુની વંશાવળીનાં કેટલાક નામો શિલાલેખોમાં આવે છે. તે બિયાસનો ઉપલો ભાગ છે. તિબેટિયનોએ આના પર આશરે ઈ. સ. ૧૦૮૦ થી ૧૧૦૦ વચ્ચે હલ્લો કર્યો હતો અને ત્યાંના રાજાને ખંડણી ભરતો કર્યો હતો. દિલ્હીના રાજાઓએ કુલુટના સેનાધિપતિઓને જાગીરદારો માન્યા છે. ચંબા રાવીના ઉપરના ભાગમાં બ્રહ્મોર (બ્રહ્મપુર) રાજધાની હતી. નવી રાજધાની ચંબા રાજા સાહિલ્લે ૧૦મી સદીમાં વસાવી હતી. તેના શિલાલેખો વંશાવળીને ટેકો આપે છે. ચાર રાજાઓમાં પહેલો મેરુવર્મા (આશરે ઈ. સ. ૭૦૦) હતો. આ રાજાઓ સહનશીલ તથા બુદ્ધિશાળી હતા.

### ૪૦. નેપાલ

નેપાલના ખીણપ્રદેશમાં ગુણકામદેવે ઈ. સ. ૭૨૪ માં ખટમંડુ બંધાવ્યું હતું. આ પ્રદેશના લોકો શાંત ખેડૂતો હતા. તેઓ તિબેટમાંથી આવ્યા હતા. પહાડી જાતિઓના તાબામાં તેઓને કેટલીકવાર રહેવું પડયું હતું. ઘણીવાર આ પ્રદેશમા શક્તિશાળી વંશો પણ થયા હતા. નેપાલ હિંદુ રાજ્ય હતું. બ્રાહ્મણ ધર્મ ઈ. સ. ૧૩૨૪માં હરિસિંહદેવના સમયમાં મજબૂત બન્યો. સમુદ્રગુપ્તના અલાહાબાદવાળા શિલાસ્તંભ લેખમાં ઈ. સ.ની ચોથી સદીમા નેપાલને સ્વતંત્ર હદનું રાજ્ય આલેખ્યું છે, તે ગુપ્ત સમ્રાટોને ખંડણી આપતું હતું. છઠ્ઠી તથા સાતમી સદીના આરંભમાં આ રાજ્યનો, વંશ લિચ્છવી જાતિના વંશનો હતો.

સાતમી સદીમાં તે તટસ્થ રાજ્ય હતું. એક બાજુ તિબેટ અને બીજી બાજુ હર્ષવર્ધનનું રાજ્ય હતું. નેપાલમાં રાજા અંશુવર્મા (ઈ. સ. ૬૪૨) ઠાકુર વંશનો સ્થાપક હતો. તિબેટના રાજા શ્રોંગત્સન ગમ્પો તેની પુત્રીને પરણ્યો હતો. નેપાલે ઈ. સ. ૭૦૩ માં સ્વતંત્રતા મેળવી, કારણ કે તિબેટનો રાજા યુદ્ધમાં મરી ગયો હતો. નેપાલિયન સંવત ઈ. સ. ૮૭૯ માં શરૂ થયો.

**૪૧. કલભ્ર રાજ્ય**

કલભ્ર રાજ્યનો ઉદય છઠ્ઠી સદીના મધ્ય ભાગમાં થયો અને અંત પાંડય અને પલ્લવોથી થયો. સાતવાહન રાજ્યના અંત પછી દક્ષિણમાં બદામીના ચાલુકયોની સત્તા આવી. તેમનો અમલ ૮મી સદીના મધ્ય ભાગ સુધી ચાલ્યો અને તેમના પછી મહન્દમેટ (હૈદ્રાબાદનું માલખંડ)ના રાષ્ટ્રકૂટોનો અમલ આવ્યો. લાટ અને આંધ્રમાં ચાલુકયોના બે વંશો ચાલતા હતા. આંધ્રના રાષ્ટ્રકૂટો ઈ. સ. ૧૦૭૦માં ચોલમાં ભળી ગયા. ચોલો સંગમના કારિકામના વંશજો ગણાય છે.

**૪૨. ચાલુકયો**

ચાલુકય વંશનો પુલકેશી ૧લાએ (મહાનસિંહે) બદામીને ઈ. સ. ૫૪૩–૪૪મા પહાડી કિલ્લો બનાવ્યો અને અશ્વમેધ યજ્ઞ કર્યો, તેના પુત્ર કીર્તિવર્મા ૧લા એ કોંકણના મૌર્ય અને વનવાસીના કદંબો સાથે લડી રાજ્ય વધાર્યું. કોંકણની જીતથી ગોવા અને રેવતીદ્વીપનો રાજ્યમાં ઉમેરો થયો. પુનકેશી બીજા (ઈ. સ. ૬૦૯–૧૦)ના વતી તેના કાકા મંગલેશે (ઈ. સ. ૫૯૮–૬૦૯) રાજ્ય કર્યું. પુલકેશીએ ગુર્જરો તથા માલવોને તાબે કર્યા. તેણે કોશલ અને કલિંગ પણ જીત્યું.

**૪૩. પલ્લવ રાજ્ય વિસ્તાર**

વિષ્ણુકુંડીનોના રાજ્યની દક્ષિણે પલ્લવ વંશના સ્થાપક સિંહવિષ્ણુ (આશરે ઈ. સ. ૫૭૫–૬૦૦) એ કાવેરીનો બધો પ્રદેશ જીતી અવનીસિંહનું ઉપનામ મેળવ્યું. તેનો પુત્ર મહેન્દ્રવર્મા શક્તિશાળી રાજા હતો. તેણે મત્તવિલાસ,

વિચિત્ર ચિત્ત અને ગુણભરનાં બિરુદો ધારણ કર્યાં. તે કવિ, સંગીતકાર તથા ઇમારતો બાંધનાર હતો. તે પહેલાં જૈન હતો. પાછળથી શૈવ બન્યો. પુલકેશીએ તેના નાના ભાઈ વિષ્ણુવર્ધનને આંધ્રમાં ઈ. સ. ૬૬૧ માં ઉપરાજા બનાવ્યો હતો. પુલકેશીએ પલ્લવરાજા મહામલ્લ ઉપર હુમલો કર્યો, પણ હારી ગયો. નરસિંહે ચાલુક્ય રાજ્ય પર ચડાઈ કરી અને નરસિંહે રાજધાની બદામી જીતી લીધી. :નરસિંહવર્મા ૧ લો મહામલ્લ મહેન્દ્રવર્મા ૧ લાનો પુત્ર અને વારસદાર હતો. વિક્રમાદિત્ય ૧ લાએ તેના પિતામહ ગંગદુર્વિનીતની મદદથી ચાલુક્ય રાજ્ય ચાલુ રાખ્યું. નરસિંહે મામલ્લપુરમ્ બંદર સુશોભિત કર્યું. તેના પુત્ર મહેન્દ્રવર્મા બીજાએ બે વર્ષ રાજ્ય કર્યું. પછી પરમેશ્વરન્ ૧લો રાજગાદીએ આવ્યો. વિક્રમાદિત્ય ૧ લાએ પલ્લવોનો વિરોધ કર્યો અને ચોથા પાંડય અરિકેસરી પરાંકુશ મારવર્મન્ (ઈ. સ. ૬૭૦–૭૧૦) સાથે સંધિ કરી. પાંડયોએ દક્ષિણમાં સત્તા જમાવા માંડી અને પરમેશ્વરને પાંડય રાજાને કાઢવા પ્રયાસ કર્યો. પરમેશ્વરનને હાર મળની હોવા છતાં ચાલુક્ય રાજ્યને વળાવવા સૈન્ય મોકલ્યું. દુશ્મનો પર પેરૂમલનલ્લુર (ત્રિચિનાપલી જીલ્લાનું ગામ)માં વિજય મળ્યો. ચાલુક્યો અને પલ્લવોનો ઝગડો વિનયાદિત્ય (ઈ. સ. ૬૮૧–૯૬)ના અમલ દરમિયાન ચાલુ હતો. વિક્રમાદિત્ય બીજો બધાને આશ્રય આપતો એટલે તે 'અવની જનાશ્રય' કહેવાતો

કાંચીમાં પરમેશ્વરન્ ૧ લાના વારસદાર નરસિંહવર્મા બીજા અને રાજસિંહ (ઈ. સ. ૬૮૦–૭૨૦)ના સમયમા શાંતિ અને આબાદી હતી. તેણે કાંચીમાં કૈલાસનાથ બંધાવ્યું અને મામલ્લપુરમ્માં કિનારાનું મંદિર (Shore Tample) બંધાવ્યું તેના પછી પરમેશ્વરન્ બીજો (ઈ. સ. ૭૨૦–૭૩૧) ગાદીએ આવ્યો. ચાલુક્ય યુવરાજ વિક્રમાદિત્ય બીજાએ પલ્લવ રાજ્ય પર હલ્લો કર્યો. પાંડય રાજ્યમાં વિક્રમાદિત્ય ૧ લાની પીછેહઠ થયા પછી

તેમનું સ્થાન લેતા. તેઓ પુલકેશી બીજાને તાબે થયા હતા અને કદાચ રાષ્ટ્રકૂટ દંતિદુર્ગને પણ તાબે થયા હતા.

આ બધાં રાજ્યોમાં રાજાની સત્તા હતી. ૮મી તથા ૯મી સદીના તામિલ લેખ પરથી ત્રણ પ્રકારની ગ્રામ્યસત્તાઓ જણાય છે. (૧) ઉર, (૨) સભા, (૩) નગરમ્. ઉરમાં બધા જ લોકો (જમીનદારો)નો સમાવેશ થતો. સભામાં બ્રાહ્મણો જ હોતા કે જે જમીનમાલીકો હોતા.

**૪૬. દક્ષિણની ૮મી તથા ૯મી સદીની રાજ્ય વ્યવસ્થા**

નગરમમાં વેપારીઓ અને ઉદ્યોગપતિઓ હોતા. આ ત્રણે સંસ્થાઓ સાથે પણ કામ કરતી. આ સભાઓ પાણીના અધિકારો, તળાવ, રસ્તા, મંદિરો તથા દાન આપેલ વસ્તુઓની સંભાળ રાખતી. તે નિયમો ઘડે અને અમલદારો નીમે. દક્ષિણમાં મહાજનો સ્થાનિક વહીવટ ચલાવતાં. તેનો વડો ગામુંદ (મુખી) હોતો. રાજાના અમલદારો પીઠા માટે તથા ગુનેગારો પકડવા માટે આવી શકતા. વેપારીમાલ માટે જકાત હતી. આમ ઉપરાંત આહર, નાડુ, કોટ્ટમ્ અથવા વિષય રાષ્ટ્રના વિભાગો હતા. તામિલ દેશમા વલનાડુ અથવા મંડલમ્ મોટામાં મોટો વિભાગ હતો. રાજાના હુકમો કારભારીઓ નોંધી લેતા. દરેક રાષ્ટ્રકુલને પોતાનો ધ્વજ તથા લાંછન (seal) હોતું.

ચોલનો ઉદય થયો એટલે રાષ્ટ્રકૂટો તથા કલ્યાણીના ચાલુક્યો સાથે સંઘર્ષ શરુ થયો. બે મુખ્ય સત્તાઓના અંતથી નાનાં રાજ્યો થયાં, જેમાંના યાદવ અને કાકનીય ઉત્તરમાં તથા હોયસલ અને પાંડય દક્ષિણમાં મુખ્ય હતાં.

આશરે ઈ. સ. ૮૫૦માં વિજયાલય ચોલ રાજ્યનો સ્થાપક, પલ્લવોનો ખંડિયો હતો. તેણે પુક્કોદઈના મુત્તરૈયર પાસેથી તાંજોર લીધું અને તેને રાજધાની બનાવી. પાંડય વરગુણવર્મા બીજાએ ચોલદેશ

૪૭. ચોલ રાજ્ય

પર ચડાઈ કરી પણ અંતે હાર્યો. ચોલ રાજ્ય રાષ્ટ્રકૂટ રાજ્ય સુધી વધ્યું. આદિત્ય ૧લાએ ઈ. સ. ૯૦૭માં વિજય અને આબાદી પ્રાપ્ત કર્યાં. બીજી ચોલ લડાઈ વેલૂરમાં થઈ. તેમાં રાજસિંહ સિલોન નાઠો, પછી કેરલમાં પાંડય જીતના સમયે પરાંતકને રાષ્ટ્રકૂટ કૃષ્ણ બીજા (અમોઘવર્ષ ૧લાનો અનુગામી) સાથે લડવું પડયું. કૃષ્ણે ગુણુંગના મૃત્યુ પછી ઈ. સ. ૮૯૨માં ચાલુકય ભીમને કેદ કર્યો પણ ભીમ નાસી છૂટયો અને રાષ્ટ્રકૂટોના લશ્કરને નસાડી મૂકયું. પરાન્તક સાથે ઈ. સ. ૯૧૫માં વલ્લાલ (તિરુવલ્લમ્-ઉત્તર આરકોટમાં) પાસે યુદ્ધ થયું. તેમાં કૃષ્ણ બીજાએ સખત હાર ખાધી. કૃષ્ણ બીજાનો પૌત્ર ઇન્દ્ર ત્રીજો ગાદીએ આવ્યો. યુવરાજ તરીકે પણ ઇન્દ્ર ત્રીજાએ માળવાના રાજા ઉપેન્દ્રને અટકાવ્યો. તેણે કનોજના પ્રતિહાર મહિપાલ ૧લાને પણ હરાવ્યો. ઇન્દ્ર પછી તેનો પુત્ર ઈ. સ. ૯૨૭માં અમોઘવર્ષ બીજો ગાદીએ આવ્યો. તેના ટૂંકા અમલ પછી ગોવિંદ ૪થો ગાદીએ આવ્યો. તે અયોગ્ય જણાતાં તેને ઉઠાડી અમોઘવર્ષ ત્રીજાને ગાદીએ બેસાડવામાં આવ્યો. અમોઘવર્ષ શાંત શાસક હતો. પરાંતકે ૨૫ વર્ષના રાજ્યસમય દરમિયાન યોગ્ય વહીવટવાળું રાજ્ય બનાવ્યું. કૃષ્ણે ચોલનો ઘણો ભાગ જીતી લીધો હતો. તેણે 'કાંચી અને તાંજોરના વિજેતા' બિરુદ ધારણ કર્યું. પરાંતક પછી ગંદરાદિત્ય ગાદીએ આવ્યો. ચોલ સત્તા પરાંતક બીજા સુંદર ચોલ (ઈ. સ. ૯૫૬–૯૭૩)ના સમયથી થઈ. તેના પુત્ર આદિત્ય બીજાએ પાંડય રાજ્ય પાસેથી સત્તા મેળવવામાં મદદ કરી. સુંદર ચોલનો પુત્ર અરમોલી રાજરાજ ૧લો (ઈ. સ. ૯૭૩–૯૮૫) ગાદીએ આવ્યો. કૃષ્ણ ત્રીજાએ વેંગીમાં ઉપદ્રવ કરી મૂકયો. તૈલની જીતથી કલ્યાણીના ચાલુકયોનું રાજ્ય શરૂ થયું. ખારસિંહ બીજો અને ઇન્દ્ર ચોથો (કૃષ્ણ ત્રીજાનો પુત્ર) ભૂખે મરી ગયા. ખારસિંહનો ખંડિયો પાંચાલદેવ તૈલ બીજાથી મરાયો. બે સૈકા સુધી રાજરાજ ૧લાના રાજ્યારોહણથી ચોલ રાજ્ય આખા તામિલ દેશનો ઇતિહાસ થયો.

તેણે કેરલ અને સિલોન જીતી લીધાં. મેલોબાકન ચોલ પ્રાંતની રાજધાની બની. તૈલ બીજાનું માન્યખેટ રાજધાનીનું શહેર હતું. તેનો પ્રદેશ નર્મદાથી તુંગભદ્રા સુધીનો હતો. તેનો મુખ્ય દુશ્મન રાજરાજ ૧લો હતો. તાંજોરમાં રાજરાજેશ્વર મંદિર રાજરાજે બંધાવ્યું. રાજરાજના અનુગામી રાજેન્દ્ર ૧લાએ તેના પુત્ર રાજાધિરાજને ચાર વર્ષ પછી ગાદીએ બેસાડયો. રાજેન્દ્રે પાંડય અને કેરલને જુદા પ્રાંત બનાવ્યા અને રાજકુંવરને ઉપરાજા બનાવ્યો, તેને ચોલ પાંડયનું બિરુદ આપવામાં આવ્યું. તેનું મુખ્ય મથક મદુરા હતું.

સત્યાશ્રયનો ભત્રીજો વિક્રમાદિત્ય પાંચમો ઈ. સ. ૧૦૦૮માં ગાદીએ બેઠો. તેનો ભાઈ જયસિંહ બીજો ઈ. સ. ૧૦૧૫માં ગાદીએ બેઠો. જયસિંહે માળવાના રાજા પરમાર ભોજે લીધેલ પ્રદેશ પાછો લીધો. તેણે તુંગભદ્રા ઓળંગી બેલેરી અને ગંગવાદીનો ભાગ જીતી લીધો. રાજેન્દ્રને 'ગંગઈકોણ્ડ' બિરુદ મળ્યું અને નવા ગંગઈકોણ્ડ ચોલપુરમને રાજધાની બનાવી. રાજાધિરાજે કેરલ અને પાંડયના બળવા દાબી દીધા. સિલોન પર ઈ. સ. ૧૦૪૧માં ચડાઈ કરી. કૃષ્ણા પર મુનદુરમાં વિજય મેળવ્યો. અને ચાલુકય રાજધાની કલ્યાણીને લૂંટી વીર અભિષેક તેણે ત્યાં કર્યો અને 'વિજય-રાજેન્દ્ર' બિરુદ ધારણ કર્યું. વીર રાજેન્દ્ર ઈ. સ. ૧૦૬૩માં ગાદીએ આવ્યો. કલ્યાણીના ચાલુકય સોમેશ્વરે વીર રાજેન્દ્રને કુડલસંગમ લડાઈ માટે બોલાવ્યો, પરંતુ સોમેશ્વર તે દિવસે ન આવ્યો. વીર રાજેન્દ્રે એક મહીના સુધી રાહ જોઈ હુમલો કર્યો અને તુંગભદ્રા આગળ વિજય સ્તંભ રોપ્યો. સોમેશ્વર ભયાનક માંદગીમાંથી છૂટવા કુડુવત્તી આગળ ઈ. સ. ૧૦૬૮માં તુંગભદ્રામાં ડૂબ્યો. સોમેશ્વર કલ્યાણીના ચાલુકય વંશનો મહાન રાજા હતો. તેના પછી તેનો મોટો પુત્ર સોમેશ્વર બીજો ગાદીએ આવ્યો. વિક્રમાદિત્યની ધારણાઓ વીર રાજેન્દ્રના ઈ. સ. ૧૦૭૦માં થયેલા મૃત્યુએ ફેરવી વાળી અને રાજેન્દ્રને મુક્ત અવકાશ

આપી તેણે વિજયાદિત્ય ૭મા પાસેથી વેંગી લીધું અને પછી ચોલ રાજગાદી પર કુલોત્તુંગ ૧લો નામ ધારણ કરી બેઠો. સોમેશ્વર બીજો તેનો મિત્ર બન્યો અને તેના ખંડિયાઓ (કોંકણનો કદંબ જયકેશી, હોયસલ વંશનો વિનયાદિત્ય, પાંડ્ય શાસક ઇચ્ચંગી)ને મિત્રો બનાવ્યા.

વિક્રમાદિત્યે સોમેશ્વરને ગાદી પરથી ઉઠાડી ઈ. સ. ૧૦૭૬માં નવો સંવત સ્થાપ્યો અને તે ગાદીએ બેઠો. ઈ. સ. ૧૦૯૭માં વિક્રમ ચોલ ઉપરાજા હતો. તેણે કોલત્તુંને લૂંટ્યું અને કલિંગ પર ચડાઈ કરી તાબે કર્યું. વિક્રમ ચોલે ચિદમ્બરમનું નટરાજ મંદિર ફરી બનાવ્યું અને શ્રીરંગમનું રંગનાથનું મંદિર સમરાવ્યું. વિક્રમાદિત્ય છઠ્ઠાના મરણ પછી સોમેશ્વરના રાજ્યારોહણને કારણે તેણે વેંગી જીતી લીધું. કુલોત્તુંગ બીજાએ ઈ. સ. ૧૧૫૦ સુધી શાંતિથી રાજ્ય કર્યું. તેણે ચિદમ્બરમના મંદિરનું કામ ચાલુ રાખ્યું. તેના પુત્ર રાજરાજ બીજાએ ઈ. સ ૧૧૭૩ સુધી રાજ્ય કર્યું. તેણે પુત્ર ન હોવાથી પિતરાઈ ભાઈ રાજાધિરાજ બીજાને ઈ. સ. ૧૧૬૬માં યુવરાજ બનાવ્યો. કુલોત્તુંગ ત્રીજા પછી રાજાધિરાજ ઈ. સ. ૧૧૭૮માં ગાદીએ આવ્યો. તેનો પુરોગામી સાથેનો સંબંધ અજ્ઞાત છે. તે છેલ્લો મહાન શાસક હતો. તેણે ત્રિભુવનમ્ (કુલકોનમ્ પાસે)માં કામપાલેશ્વર મંદિર બંધાવ્યું. સિલોનના પરાક્રમબંધુએ વીર પાંડ્યને કારણભૂત બનાવી ચોલ સત્તાનો વિરોધ કરવા કહ્યું. વીર પાંડ્ય ઈ. સ. ૧૧૮૨માં કેદ થયો. ત્યાંથી તે કવીલોન નાઠો પણ મદુરામાં ઈ. સ. ૧૧૮૯માં ચોલને તાબે થવા ગયો. તેને ભરણપોષણ માટે જમીન આપવામાં આવી હતી.

દક્ષિણમાં સોમેશ્વર ત્રીજો શાંતિપ્રિય રાજા હતો. હોયસલ વિષ્ણુવર્ધને તેના સમયમાં ચાલુક્ય મૈત્રી છોડી પણ તેનું રાજ્ય વધાર્યું. તેણે જગદેકમલ્લ બીજા (ઈ. સ. ૧૧૩૫–૧૧૫૧) અને તૈલ ત્રીજાના સમયમાં પણ સત્તા વધારવાનું કામ ચાલુ રાખ્યું. તૈલે કાકતીય પ્રોલ

બીજા સાથે લડાઈ કરી અને અનુમકોંડ ઘેર્યું, પરંતુ ચોલે તેને બંદી બનાવ્યો અને દયા આવતાં છોડી મુકયો. ઈ. સ. ૧૧૮૩માં તૈલ ત્રીજાના પુત્ર સોમેશ્વર ચોથાએ કલચૂરી સત્તાને નાબૂદ કરી: રાજરાજ બીજા પછી ચોલો નબળા પડયા. રાજાધિરાજ બીજાના રાજયના પુરાવા નથી. તે કુલોત્તુંગ વેંગીને તાબે કર્યાનો દાવો કરતો હતો.

ચાલુકયોએ પટ્ટદકલ (પત્થર પર રાજ્યાભિષેક)માં અને ચોલોએ તાંજોર, આયિરટ્ટલી, ચિદમ્બરમ્, અથવા કાંચીપુરમમાં રાજ્યાભિષેકો કર્યા હતા. ચોલ રાજાઓને 'ઉદનકુટ્ટમ્'–હાજર રહેનાર અમલદારો હતા. મોટાં ગામો તણીયુર અથવા તનકુર્રમ્ કહેવાતાં. જમીન કાળજીથી મપાતી. મહેસુલ રોકડ અથવા માલ દ્વારા અપાતું. ન્યાય ગ્રામ, અદાલત, જ્ઞાતિ, પંચાયત તથા ધર્માસન દ્વારા મળતો. દસ્તાવેજો તથા સાક્ષીઓ પુરાવા ગણાતા. રાજ્યદ્રોહને કારણે દેશનિકાલની સજા મળતી.

---

તેરમાં સૈકામાં ચોલ, પાંડ્ય અને હોયસલ મોટાં રાજ્યો હતાં. ચોલરાજા કુલોત્તુંગ ત્રીજાએ ઈ. સ. ૧૨૦૫માં પાંડ્ય રાજા જાતવર્મા કુલશેખરને હરાવ્યો હતો. પાંડ્ય રાજગાદી પર તેનો નાનો ભાઈ મહાવર્મા સુંદર પાંડ્ય ૧લો ઈ.સ. ૧૨૧૬માં આવ્યો. સુંદરે વેરવસુલ કરવા ચોલ પર હુમલો કરી કુલોત્તુંગ ત્રીજા અને તેના પુત્ર રાજરાજ ત્રીજાને દેશનિકાલ કર્યા અને આયિરતલિના ચોલ રાજ્યાભિષેક–ખંડમાં વીરાભિષેક કર્યો. કુલોત્તુંગે દેશનિકાલ થતાં હોયસલ બલ્લાલ બીજાની મદદ માગી અને રાજ્ય પાછું મેળવ્યું. રાજરાજ ત્રીજો ચોલ સત્તા ઉપરના પાંડ્ય હુમલાનો બરાબર સામનો ન કરી શકયો. રાજરાજને સુંદરે ફરી યુદ્ધમાં હરાવ્યો. હોયસલ રાજયના નરસિંહ બીજાએ પાંડ્ય સત્તાને દબાવવા ચોલ રાજા રાજરાજ ત્રીજાને મદદ કરી, એટલે

### ૪૮. તેરમા સૈકાનાં ચોલ, પાંડ્ય અને હોયસલ રાજ્યો

સુંદર પાંડ્યે ચોલ રાજાને ઈ. સ. ૧૨૩૧માં હોડી મૂકયો. પાંડ્ય, ચોલ અને હોયસલ રાજાઓએ સંધિના કરાર કર્યા. ઈ. સ. ૧૨૪૬માં રાજેન્દ્ર ત્રીજાના રાજ્યાભિષેકથી મતભેદ ઉભો થયો. રાજેન્દ્રે પાંડ્ય શાસકોને હરાવ્યા અને નરસિંહ બીજાના વારસદાર હોયસલ સોમેશ્વરે પાંડ્યનો પક્ષ લીધો અને રાજેન્દ્રને હરાવ્યો. જયવર્મા સુંદર પાંડ્ય ગાદીએ આવ્યો, જેણે રાજેન્દ્ર ત્રીજા અને સોમેશ્વર સાથે ગાઢ મૈત્રી બાંધી. જયવર્માએ પાંડ્ય રાજ્ય વિજયોથી વધાર્યું. તેણે સિલોન પર પણ વિજય મેળવ્યો. તેણે યુદ્ધોમાં લૂંટ કરી તિજોરીઓ ભરી. કુલશેખર ૧લો મહાન શાસક હતો. સોમેશ્વરનું રાજ્ય નરસિંહ ત્રીજા અને રામનાથના હાથમાં ગયું. ચોલ દેશ અને રામનાથનો તામિલ પ્રદેશ પાંડ્ય સામ્રાજ્યમા મળી ગયો. બળવો થવા છતાં કુલશેખરના હાથમા જ ત્રાવણકોર રહ્યું. સિલોનના શાસક પરાક્રમબાહુ (આશરે ઈ.સ. ૧૩૦૨)એ કુલશેખરની મુલાકાત લીધી અને બુદ્ધના દાંતનો અવશેષ પાછો આપવા કહ્યું. સિલોનને કુલશેખરના મૃત્યુ પછી સ્વાતંત્ર્ય મળ્યું.

નરસિંહ ત્રીજા પર યાદવો અને કાકતીયોએ ચઢાઈ કરી. રામનાથે બેંગલોર, કોલર અને ટુમકુર જીલ્લો લઈ કુંધની રાજધાની બનાવ્યું. નરસિંહ ત્રીજો ઈ. સ. ૧૨૯૨માં મૃત્યુ પામ્યો એટલે તેનો પુત્ર બલ્લાલ ત્રીજો ગાદીએ આવ્યો. બલ્લાલે બંને રાજ્યોને એક કર્યાં. ઉત્તર રાજ્યોમાં જૈતુગીનો વારસદાર સિંઘણ (ઈ. સ. ૧૨૧૦–૧૨૪૭) ગાદીએ આવ્યો. તેણે યાદવ રાજ્યનો વિસ્તાર વધાર્યો. જૈતુંગી પછી કૃષ્ણ ગાદીએ આવ્યો. તેણે આંધ્ર પ્રદેશ ગુમાવ્યો. કાકતીયોમા ગણપતિએ (ઈ. સ. ૧૧૯૯–૧૨૬૨) લાબું રાજ્ય કર્યું.

સમાજ :—દક્ષિણ પ્રદેશના મોટા વિભાગો કુંતલ, આંધ્ર, રોડૈનાદ, ચોલ, કેરલ વગેરે હતા. દરેક ભાગમા લોકોએ પોતાની

**૪૯. દક્ષિણ રાજ્યોનું સંસ્કૃતિદર્શન**

સંસ્કૃતિનો વિકાસ કર્યો, છતાં દરબારની દાનવૃત્તિ, યુદ્ધની હિલચાલ તથા વારંવાર રાજ્યોના એકત્રિત થવાના પ્રસંગોને લીધે લોકોને એકબીજા સાથે ભળી જવું પડતું. બ્રાહ્મણો ગરીબ હોવા છતાં વિદ્વતા અને ચારિત્રને કારણે આદરપાત્ર થતા. સ્ત્રીઓને માન અપાતું. તેઓ છૂટથી હરીફરી શકતી. સંસ્કારી ગણિકા લગ્ન કરેલ પત્નીની હરીફ બનતી. રાજકુટુંબોની રાજકુંવરીઓને સાહિત્ય અને લલિતકળાનું શિક્ષણ અપાતું. તેઓ રાજ્યવહીવટ અને યુદ્ધમાં પણ ભાગ લેતી. ચાલુક્ય જયસિંહ બીજાની બહેન અક્કાદેવી પ્રાંતનો વહીવટ કરતી, યુદ્ધો ખેલતી અને કિલ્લાઓને ઘેરો ઘાલવામાં સફળતા પ્રાપ્ત કરતી. હોયસલ બલ્લાલ ૧લાની રાણીઓ નૃત્યમાં પ્રવીણ હતી. કલચૂરિ સોવિદે (ઈ. સ. ૧૧૭૪)ની રાણી સોવલદેવી ઉમરાવો, વિદ્વાનો અને કલાકારોની સભામાં લલિતકલાઓનો જાહેર કાર્યક્રમ કરતી. રાજ્યાભિષેક સમયે રાજા સાથે જે જૂથ સમૂહભોજન કરતું, તે રાજાનું રક્ષણ કરવાના સોગંદ લેતું અને તેનું નામ જુદું જ રખાતું.

**કેળવણી :**—નાનાં ગ્રામોમાં ગ્રામશિક્ષકને ગામ તરફથી કંઈક અપાતું. તે ઉપરાંત વાલીઓ શિક્ષકને ઉત્સવોને દિવસે કંઈક આપતા. બાપ દીકરાને ઉદ્યોગ શીખવાડતા. કલાધરો મંદિર બનાવવામાં કલાનો ઉપયોગ કરતા. તામ્રપત્રો તથા લેખોમાં ઉચ્ચ સાહિત્ય નજરે પડે છે. મંદિરોમાં મહાકાવ્યો દ્વારા જ્ઞાન અપાતું. મંદિરોમાં ભક્તિનાં સ્તોત્રો ગવાતાં, જેનાથી ઘરમાં પણ વાતાવરણ પવિત્ર તથા સંગીતમય થતું. મઠ, પલ્લી તથા વિહારમાં પણ શિક્ષણ અપાતું. સંસ્કૃતનું મૂલ્ય વધારે હતું. કર્ણાટકના સલતગી શહેરમાં એક મહાવિદ્યાલય કૃષ્ણ ત્રીજાના સમયમાં ચાલતું. તેમાં અનેક રાજ્યોના શિષ્યો આવતા.

**મંદિર :**—મંદિરને કારણે આર્થિક તથા સાંસ્કૃતિક વિકાસ થયો

છે. તેમાંની અનેક મૂર્તિઓ અને શિલ્પોના ઘડતરથી અનેક પોષાયા છે. રોજિંદા કામ માટે પુરોહિતો, કીર્તનિયાઓ, નૃતબાલિકાઓ, રસોઈયાઓ, સંગીતકારો અને માળીઓ પોષાયા છે. ઉત્સવોના પ્રસંગે વિદ્વાનોનાં ભાષણોનો પણ લાભ મળતો. મંદિર એક શાળા, દવાખાનું, રક્ષણસ્થાન, ખજાનો વગેરે હતું. રાજાઓની લૂંટ મંદિરમાં આવતી. અનેક લેખો પરથી જણાય છે કે મંદિરોને ઘણાં દાન મળતાં.

રમતો:—રાજાઓનો મનપસંદ ખેલ શિકાર હતો. ઈ. સ. ૮૦૪માં ગોવિંદ ત્રીજો તુંગભદ્રાને કિનારે રીંછના શિકાર માટે કાંચીના વિજય બાદ ફરતો હતો. ઈન્દ્ર ચોથાને પોલોને મળતી ઘોડાપીઠ પરની દડાની રમત અતિપ્રિય હતી.

ઉદ્યોગ અને વેપાર:—દેશની અંદરનો વેપાર વ્યકિતગત તથા મહાજનોદ્વારા થતો. વરંગલ શેત્રંજી માટે અને પલતડ લોખંડી ચીજો (આયુધો પણ) માટે પ્રસિદ્ધ હતું. રસ્તાઓ સ્થાનિક વહીવટ કરનાર સંસ્થાઓ બનાવતી. નદી અને કિનારાનો વાહનવ્યવહાર હોડીઓથી થતો. પરદેશી વેપારીઓ પણ આવ્યા હતા. ફુપુરના બેંજામીન યહૂદી વેપારીએ ઈ. સ. ૧૧૭૦માં કવીલોનના વેપારીઓનું અને ચોલ સરકારનું વિશ્વાસ માટે પ્રમાણપત્ર મેળવ્યું હતું.

ધર્મ:—દક્ષિણના સંતો ભક્તિ માટે જાણીતા છે. ઈ. સ.ની ૭મી સદીમાં શૈવ અને વૈષ્ણવભક્તિનો સંતોદ્વારા વિકાસ થયો. શૈવ સંતો નાયનાર નામે ઓળખાતા. વૈષ્ણવ સંતો આલ્વાર કહેવાતા. બૌદ્ધ અને જૈન ધર્મ નાબૂદ થવા લાગ્યો હતો. ઈ. સ. ૬૪૨માં હ્યુએન-સંગ આવ્યો. તેણે બૌદ્ધ ધર્મની પડતી માટે ખેદ વ્યક્ત કર્યો હતો. શંકરાચાર્ય (ઈ. સ. ૭૮૮–૮૨૦) મહાન ચિંતક હતા. તે ઉત્તરે ત્રાવણકોરના કાલડી ગામના નમ્બુદિરિ બ્રાહ્મણ હતા. તેમણે અદ્વૈત સિદ્ધાંતનો પ્રચાર કર્યો. તેમના પૌત્ર યમુનાચાર્યના લખાણના રામાનુજ પણ ઉત્સાહી

કરે છે. આચાર્ય નિમ્બાર્ક વૈષ્ણવ દ્વૈત શાખાંના સ્થાપક હતા. માધવાચાર્ય દક્ષિણ કેનરામાં જન્મ્યા હતા. તેમણે પણ દ્વૈત મતનો પ્રચાર કર્યો હતો. પાશુપત, કાલમુખ, કાપાલિકો વગેરે શૈવધર્મીઓ કાંચી, તિરુવોરૂરીયૂર, મેલપાદી (ઉત્તર આરકોટમાં) અને કોડુંબાલૂરમાં હતા તેવું સાતમી સદીના લેખોમાં છે.[32] પૂર્વકાલીન ચાલુક્યો અને રાષ્ટ્રકૂટોના સમયમાં શૈવ અને વૈષ્ણવ ધર્મો આબાદ થયા હતા. દક્ષિણે અમરાવતીનો સ્તૂપ પ્રચલિત છે. તાંજોરના મંદિરમાં બુદ્ધના જીવનનાં દશ્યો છે. કનેરી (કૃષ્ણગિરિ) બૌદ્ધ ધર્મનું કેન્દ્ર હતું. જૈન ધર્મનાં કર્ણાટક અને તામિલ પ્રદેશમાં ઈ. સ. ૬૩૪ માં મંદિરો બંધાયાં હતાં. ગંગ શાસકો જૈન હતા. પશ્ચિમના ચાલુક્ય રાજારાજ બીજાએ દસમી સદીના મધ્ય ભાગમાં એ જીનાલય બંધાવ્યાં અને તેને ઉપાશ્રયો જોડયા, કે જ્યાં સાધુઓ રહેતા. ઈ. સ. ૬૩૬ માં મુસ્લિમ વેપારીઓ અહીં સમુદ્ર મારફતે આવ્યા અને આ દેશની સ્ત્રીઓ પરણવા લાગ્યા. તે કારણે મલબારની માસ્તિલ્લ જાતિ થઈ અને મસ્જીદો પણ બંધાઈ. હોયસલ બલ્લાલ ત્રીજાના લશ્કરમાં ૨૦૦૦૦ મુસ્લિમો હતા. ઈ. સ. ૫૨૨માં અલેક્ઝાન્ડરના કોસમસના દક્ષિણ ભારતમાં આગમન થયા પછી ખ્રિસ્તિ ધર્મ શરૂ થયો એવું મનાય છે. તેણે ક્વીલોનમાં અને સિલોનમાં દેવળ સ્થાપ્યું. મલબારના ખ્રિસ્તિઓ હિંદુઓના ધર્મપરિવર્તનને કારણે થયા તેવું તામ્રપત્રો પરથી જણાય છે.

સાહિત્ય :—વેંકટમાધવે 'ઋગર્થદિમિકા' નામની ઋગ્વેદ પર ટીકા રચી. બ્રાહ્મણો, સૂત્રો તથા બીજા વેદસાહિત્ય પર ટીકાઓ લખાઈ. સુંદરપાંડયે 'નીતિવિંશષ્ટિકા' નીતિના ઉપદેશ માટે રચી. કુમારદાસનું 'જાનકીહરણ' રામકથાને લગતું છે. પલ્લવ રાજા મહેન્દ્રવર્મા ૧લાએ

32. K. A. Nilkanth Sastri—History of India. Part I. Page 270.

'માલતીવિલાસ' તથા 'ભગવજ્જુક' નામનાં નાટકો રચ્યાં. દંડિને 'કાવ્યાદર્શ' અને 'દશકુમારચરિત્ર'ની રચના કરી. ઉદયસુંદરી કથાસોઢ્ઢલ (ઈ. સ. ૧૦૦૦ આશરે)નું રોમાંચકવાળું ગદ્ય છે, બિલ્હણનું 'વિક્રમાંકદેવચરિત' આ સમયનું છે. હેમસંદેશ, પાદુકાસહસ્ર, સંકલ્પસૂર્યોદય વગેરે કૃતિઓ દેશીકની છે. કુમારિલે (૮મી સદીના) ત્રણ ગ્રંથો 'શ્લોકવાર્તિક', 'તંત્રવાર્તિક' અને 'તુપ્તિકા' લખ્યા હતા. તેના શિષ્ય પ્રભાકરે હરીફ શાખા શરૂ કરી હતી. શંકરાચાર્યનાં બ્રહ્મસૂત્રોનાં ભાષ્યો પ્રસિદ્ધ છે. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ (કાયદા માટે) ના ત્રણ વિવેચન ગ્રંથો (બાલક્રીડા, મિતાક્ષર, ચતુર્વર્ગચિંતામણિ) આ સમયે લખાયા. ધનંજયનો 'નામમાળા ગ્રંથ', યાદવ પ્રકાશનો 'વૈજયન્તિ અમરકોષ' (બૃહદ્‌વૃત્તિ તરીકે જાણીતો) શબ્દસંગ્રહ માટે પ્રસિદ્ધ છે. તામિલ ભાષામાં 'વનકેલ્કણ' ઉપદેશાત્મક ગ્રંથ છે. 'ચિલપ્પદીકારમ્' અને 'માણિમેકલાઈ' બે તામિલ મહાકાવ્યો છે. તિરુપુતિરનો 'તિરુમંદિરમ્' નામનો શૈવ ધર્મનો ગ્રંથ આ સમયનો છે, 'અરૈયનાર અહપ્પોરુલ ગ્રંથ' નક્કિરરનો ગણાતો. આ ૮મી કે ૯મી સદીનો વિવેચન ગ્રંથ છે. 'નંદિકાલંબકમ્' પલ્લવ નંદિવર્મા ત્રીજા પર લખાયેલું કાવ્ય છે. કુટ્ટન અથવા મોટ્ટકુટ્ટન ચોલ રાજાઓના (વિક્રમ ચોલ, કુલોત્તુંગીર અને રાજરાજ બીજો) ઉલ્લાસ (રાજધાનીમાં વીરો કેવા હતા તેનું વર્ણન) ગાતો હતો. કમ્બન કવિએ તામિલમાં 'રામાવતારમ્' રચ્યું હતું. શેક્કિલારનું 'તિરુતોન્દર પુરાણમ્' મેરિયપુરાણમ્ તરીકે જાણીતું હતું. તેની રચના કુલોત્તુંગ બીજાના સમયમાં થઈ હતી. દેવેન્દ્ર મુનિવરનો 'જીવ સંબોદને' જૈન ગ્રંથ છે. 'યાપ્પ રુન્ગલ' અને 'યાપ્પ રુણ ગલક' અમિતસાગરના વ્યાકરણ ગ્રંથો છે. 'દંડિયલંગારમ્' અલંકારોનો ગ્રંથ છે. અંગરના (૮મી સદીમાં) 'દિવાકરમ્' અને 'બૃહન્નિંગલમ્' નામના ગ્રંથો છંદના ગ્રંથો છે. કન્નડમાં નૃપતુંગ અમોઘવર્ષ ૧લા અંગેનો ગ્રંથ 'કવિરાજમાર્ગ' દંડિનના 'કાવ્યાદર્શ' જેવો ગ્રંથ છે. પંપના આદિપુરાણ (ઈ. સ. ૯૪૧)માં પહેલા તીર્થંકરની દંતકથા છે. 'વસ્તુકોષ'

કન્નડનો શબ્દકોશ છે. બંદુવર્મના 'હરિવંશભ્યુદય' અને 'જીવસંબોધન' નામના કન્નડ જૈન ગ્રંથો ઉપદેશાર્થે રચાયેલા છે. સંસ્કૃતના 'જનાશ્રય છંદ' (ઈ. સ. ૬૦૦)માં તેલુગુ છંદો છે. 'આંધ્રશબ્દચિંતામણિ' તેલુગુ વ્યાકરણનો ગ્રંથ છે. તેલુગુના પ્રસિદ્ધ કવિ ટિક્કને (ઈ. સ. ૧૨૨૦-૧૩૦૦) મહાભારતનો અનુવાદ કર્યો છે. 'હરિવંશ રામાયણ' અને 'લક્ષ્મીનૃસિંહપુરાણ' અથવા 'અહોબલ માહાત્મ્ય' તેમના બીજા ગ્રંથો છે. કેતને 'આંધ્રભાષાભૂષણ' નામનું બિરુદ 'દશકુમાર ચરિત' તથા 'મિતાક્ષર'ના અનુવાદથી મેળવ્યું. મલયાલમ્ ભાષાનું સાહિત્ય ૧૩મી સદી સુધી નહોતું.

કલા—ખડક સ્થાપત્યઃ—આ કાળમાં સ્થાપત્ય શિખરની ટોચે પહોંચ્યું હતું. ઇલોરાના વિહારો ત્રણ માળના છે. ઔરંગાબાદમાં બૌદ્ધ સ્થાપત્ય છઠ્ઠી અને સાતમી સદીમાં વધ્યું હતું. ઐલહોલમાં (ઈ. સ. ૪૫૦) લાઢખાન મંદિર સપાટ છતવાળા મંડપનું બનેલું છે. બૌદ્ધ ચૈત્યનું બનેલું દુર્ગા મંદિર છઠ્ઠી સદીનો નમૂનો છે. તેનું નીચું શિખર, ગર્ભગૃહ, પ્રદક્ષિણા માર્ગ વગેરે બ્રાહ્મણકલાથી સમૃદ્ધ છે. મેગુતિનું જૈન મંદિર (ઈ. સ. ૬૩૪) સ્થાપત્યનો વિકાસ બતાવે છે. બદામીની ખડકસ્થાપત્યવાળી વૈષ્ણવ ગુફામાં વિષ્ણુને ઉપસેલી આકૃતિઓ દ્વારા અનંત પર શયન કરતા બતાવ્યા છે. કાંચીનાં મંદિરોમાં શિલ્પના અનેક નમૂનાઓ છે. પલ્લવોના મામલ્લપુરમ્માં સ્મરણસ્તંભો છે તે પલ્લવોની યાદ આપે છે. શ્રીરંગમ્નાં ગોપુરમો (૧૨મી સદી) પાંડ્ય કલાના નમૂના છે. ગોમટેશ્વરનો એક ૫૬ ફૂટનો ઊંચો જૈન સ્મરણસ્તંભ હજી હયાત છે કે જે ઈ. સ. ૯૮૩નો છે. ઉત્તરકાલીન ચાલુક્યોના મંદિરનું શિખર વિમાન કહેવાય છે. તે પૂર્વકાલીન ચાલુક્ય (સાદાં પગથિયાંવાળા માળનું) શૈલી અને હોયસલની શૈલીનું મિશ્રણ છે. કલિંગમાં ભુવનેશ્વરમાં ત્રીસ મંદિરો, પુરીનું જગન્નાથપુરીનું મંદિર અને કોણાર્કનું સૂર્ય મંદિર પ્રસિદ્ધ છે. દક્ખણનાં દક્ખણ શૈલીનાં શિખરોને ખૂણાઓમાં વાંકો વળ હોય છે.

શિખરના નાના નમૂનાઓની હારો હોય છે અને તેને નાના સ્તંભો હોય છે. થાણા જીલ્લામાં અંબરનાથ મંદિર આ શૈલીનું ઉદાહરણ છે. આવાં મંદિરો ખાનદેશમાં બલ્સનેમાં છે.

આમ ભારતમાં મુસ્લિમ સત્તા સ્થપાઈ તે પહેલાંના પ્રાચીન યુગમાં અહીં અનેક પ્રતાપશાળી રાજકુલોએ મોટાં રાજ્યો અને સામ્રાજ્યોનો વહીવટ કર્યો હતો. એ દરમિયાન ભારતમાં ધર્મ, સાહિત્ય, વેપાર, કલા ઇત્યાદિ વિવિધ ક્ષેત્રોમાં ઘણી ગણનાપાત્ર પ્રગતિ સધાઈ હતી.

# ૬. ભારતની પ્રાચીન રાજ્યવ્યવસ્થા

રાજ્યનું મૂળ માનવજીવનમાં છે. માનવજીવનમાં અનેક મુશ્કેલીઓ આવે છે. તે મુશ્કેલીઓ ઊભી કરનારને શિક્ષા કરવી તે દંડ છે અને તે ગુણ રાજામાં હોવાથી તેને દંડ કહેવામાં આવ્યો છે. દંડ દેવાની નીતિ (એટલે કે વ્યવસ્થા) દંડનીતિ કહેવાય છે. લોકોને સદ્‌માર્ગે લઈ જવા માટે તે ઉપયોગી છે. અમુક પ્રદેશમાં વ્યવસ્થા ચલાવનાર રાજા કહેવાતો અને તે પ્રદેશ રાજ્ય કહેવાતો. સમાજવ્યવસ્થા માટે કાયદો એ સમાજની રૂઢિ બને છે. પ્રોગિલ કાર્પસિરે બે વ્યવસ્થાના વ્યક્તિગત સિદ્ધાંતનાં છ કર્તવ્યો માન્યાં છેઃ—(૧) રાજ્ય અને વ્યક્તિઓને પરદેશીઓના હુમલાઓથી બચાવવા, (૨) એક બીજાને ઈજા, નિંદા વગેરેમાંથી રક્ષવા, (૩) મિલકતને લૂંટ અને નુકશાનીમાંથી બચાવવી, (૪) એકબીજાને અસત્ય કરાર કે કરારના ભંગમાંથી બચાવવા, (૫) નિર્બળનું રક્ષણ કરવું, (૬) વ્યક્તિઓને પ્લેગ, મેલેરિયા વગેરે અનિષ્ટોમાંથી બચાવવી.[1]

**૧. દંડનીતિ**

સમાજ અને રાજ્ય હિંદુઓની વ્યવસ્થા માટેની સંસ્થાઓ છે. રાજ્યના શરીર અંગેના સાત મુખ્ય વિભાગ પાડવામાં આવ્યા છેઃ— ૧. સ્વામી (રાજા), ૨. અમાત્ય, ૩. જનપદ (પ્રદેશ), ૪. દુર્ગ, ૫. કોશ, ૬. દંડ, ૭. મિત્ર. કૌટિલ્ય આને પ્રકૃતિઓ કહે છે.

**૨. રાજ્ય અને રાજા**

---

1. V. R. R. Dikshitar—Hindu Administrative Institutions. Page 21.

શુક્રાચાર્યે રાજ્યને વૃક્ષ સાથે સરખાવ્યું છે. રાજાને મૂળ, પ્રધાનમંડળને થડ, યુદ્ધકચેરીઓને ડાળીઓ, લશ્કરને પાન અને ફૂલ, તેમજ પ્રજા અને પ્રદેશને ફળ તથા બીજ ગણ્યાં છે.

રાજા રાજન્ એટલે કે રંજન કરનાર. નૃપ એટલે કે પ્રજાનો રક્ષક કહેવાતો. રાજાનું મૂળ ભારતમાં ભેદમય છે. તેના મૂળ વિષે ઘણા સિદ્ધાંતો છે.

૧. દૈવી મૂળ :—આ સિદ્ધાંત કાયદાગ્રંથોમાં દેખાય છે. બ્રહ્માએ ભયથી બધા જીવોને રક્ષવા રાજાનું સર્જન કર્યું. રાજાને દેવ માનવામાં આવતો. તેના કાયદાનું ઉલ્લંઘન ન કરવું જોઈએ, નહિતો તેનો ક્રોધ ભસ્મિભૂત કરી નાખે. રાજા વગરના રાજ્યમાં ધર્મ ન રહે તથા કોઈની મિલકત કે કુટુંબ સહીસલામત ન રહે એટલે દેવોએ રાજા નિયુક્ત કર્યો. અંધાધુંધીના સમયમાં લોકોએ અંદરોઅંદર કરાર કર્યો. જે ક્રૂર હોય, બીજાની મિલકત હડપી લેતો હોય, તેને કાઢી મુકવો. થોડા સમય પછી તેઓએ બ્રહ્મા પાસે રાજાની માગણી કરી. બ્રહ્માએ મનુને રાજા થવા કહ્યું. મનુએ જવાબદારી લેવાની ના પાડી એટલે લોકોએ મનુને સોનાનો ૧/૫૦મો ભાગ, ગાયોનો ૧/૫૦મો ભાગ, અનાજનો ૧/૧૦મો ભાગ અને સુંદર કુંવારિકા રાણી થવા માટે આપવાનો કરાર કર્યો. બદલામાં દુશ્મનોના નાશની માગણી કરી. ડરને લીધે લોકો સ્વધર્મને અનુસરતા થયા.

૨. લડાઈનું મૂળ :—બીજો સિદ્ધાંત યુદ્ધનો છે. આ સિદ્ધાંત જ્યારે મનુષ્યો ટોળીઓમાં ફરતા અને કોઈ જાતની વ્યવસ્થા નહોતી તે સમયનો છે. ઐતરેય બ્રાહ્મણમાં રાજાનું મૂળ યુદ્ધમાં હતું એવું આપ્યું છે. રાજા વગર હાર પામવાને કારણે ટોળીમાંના વડાને જીત મેળવવા રાજા બનાવવામાં આવ્યો.

૩. કરારનો સિદ્ધાંત :—રાજકર્તા અને પ્રજા વચ્ચેના કરારનો

આ સિદ્ધાંત છે. પહેલાં કુદરતી રીતે બધું સરસ હતું અને લોકો સુખેથી રહેતા. જ્યારે આ પૂર્ણાવસ્થાની પડતી થઈ ત્યારે લોકો રાજા ચૂંટવા એકઠા થતા. જે વધુ બળવાન હતો તે ચૂંટાતો અને મહાસામંત કહેવાતો. આવો વિચાર 'મહાવસ્તુઅવદાન'માં પણ છે. આમાં કર અને રક્ષણનાં તત્ત્વો તો હતાં જ. બૌધાયાન કહે છે કે રાજા કરના રૂપમાં ઉત્પન્નનો ⅙ ભાગ રક્ષણ માટે લે. ચૂંટણીનો સિદ્ધાંત આમાં મુખ્ય છે. વેદકાળના સમયની સમિતિ (લોકો એકત્ર થાય તે સભા) જાણીતી છે. તે રાજાની ચૂંટણી માટે હતી. રાજગાદી વારસાગત પણ મળતી એટલે કે રાજાઓના વારસદારોને રાજાના મૃત્યુ પછી ગાદીએ બેસવાનો હક હતો. આ રીતે ભારતની રાજસત્તા વારસાગત અને ચૂંટણીની પદ્ધતિવાળી હતી. જે રાજા ચૂંટાતો તે 'વિશ' અને 'સમિતિ' પછી સત્યાસત્યતાને પારખતો એટલે કે પ્રજાકીય રાજસત્તા હતી. રાજા બરાબર રાજ્ય કરે ત્યાંસુધી તેને માન અપાતું. એવો નિયમ હતો કે જો રાજા આપખુદી સાબિત થાય અને રક્ષણના સિદ્ધાંતનું ઉલ્લંઘન કરે તો પ્રજાએ તેનો ભારે વિરોધ કરવો અને તેમનાં દુઃખ દૂર કરવાં. આમ કરતાં દુઃખ દૂર ન થાય તો બળવો કરવો અને તેને બળાત્કારે કાઢી મૂકવો.²

અર્થશાસ્ત્રમાં રાજાનો રાતદિવસનો કાર્યક્રમ નીચે પ્રમાણે આપ્યો છે.

૩. રાજાનો કાર્યક્રમ

દિવસ :—૬થી ૭–૩૦ સવારના—આવકખર્ચ તપાસવું, ૭–૩૦થી ૯ સવારના—લોકો તથા નાગરિકોનાં કામ જોવાં. ૯થી ૧૦–૩૦ સવારના—સ્નાન, વેદમંત્ર ઉચ્ચારણ તથા ભોજન,૧૦–૩૦થી ૧૨ બપોરના—રાજકારભારીઓનાં કામ જોવાં. ૧૨થી ૧–૩૦ બપોરના—પ્રધાનો અને ખાનગી પ્રતિનિધિઓની સભા, ૧–૩૦થી ૩

2. V. R. R. Dikshitar—Hindu Administrative Institutions. Page 71–72.

અપોરના—આરામ અને આનંદ મેળવવો, ૩ થી ૪–૩૦–સૈન્યની તપાસ, ૪–૩૦થી ૬–શત્રુ અને યુદ્ધનાં કામો.

રાતઃ—૬ થી ૭–૩૦ સાંજના–બુદ્ધિશાળી અધિકારીઓ અને બીજાઓનો મેળાપ, ૭–૩૦થી ૯ રાતના–સ્નાન, ભોજન અને પ્રાર્થના, ૯ થી ૧–૩૦ રાતના–સંગીત અને નિંદ્રા, ૧–૩૦ થી ૩ રાતના–સંગીત અને બીજા દિવસ માટે વિચારણા, ૩ થી ૪–૩૦ સવારના–રાજ્યની બાબતો પર વિચારણા, ૪–૩૦ થી ૬ સવારના–આચાર્ય અને પુરોહિતોના આશીષ.

આ કાર્યક્રમ કડક નહોતો. તેમાં જરૂર પડતાં યોગ્ય ફેરફારો થતા. રાજા લડાઈમાં જતો ત્યારે તેની સહાય માટે લશ્કર તેની સાથે જતું. યુદ્ધ ત્રણ જાતનાં હતાં:—(૧) પ્રકાશયુદ્ધ, (૨) કુટયુદ્ધ (છુપું યુદ્ધ), (૩) તુષ્ણી યુદ્ધ (શાંત યુદ્ધ).

### ૪. યુદ્ધ અને સ્થાનિક સ્વાતંત્ર્ય

ગામડાઓમાં પ્રાચીન સમયથી સ્થાનિક સ્વરાજ આપવામાં આવ્યું છે. પંચાયત તથા ન્યાયાલયો પ્રાચીનકાળથી છે. કુલસંઘ (કુટુંબના નિયમો માટેની સંસ્થા), શ્રેણી (મહાજન), ગણ (કુલનું વિકસિત રૂપ), પુગ (ગણ) વગેરે હિંદુ રાજ્યવહીવટની સંસ્થાઓ પ્રાચીનકાળમાં હતી.

વેદસાહિત્યની ઋગ્વેદ સંહિતા સૌથી વધુ પ્રાચીન છે. ઋગ્વેદના મુખ્ય દેવો લડાયક વૃત્તિના છે. ઇન્દ્ર સૌથી મહાન દેવ હતો તે હજારોને મારતો અને નાશ કરતો. તે મહાન યોદ્ધો હતો. કુદરતી બનાવો પણ લડાયક વૃત્તિના વચનો રૂપે વેદમાં ઉચ્ચારાયા છે.

### ૫. વેદસાહિત્યમાં રાજ્યને લગતા ઉચ્ચારણો

આર્યો આવ્યા ત્યારથી તેમનું યુદ્ધ આર્યઅનાર્યનું યુદ્ધ હતું. 'દાશરાજ્ઞ યુદ્ધ'—દસ રાજાઓ સાથે સુદાસનું યુદ્ધ પ્રવર્તમાન સ્થિતિનું સુંદર ઉદાહરણ છે.[3] એટલે કે સમાજ યુદ્ધની વ્યવસ્થા કરતો હશે. બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ણ (પુરોહિતો અને યોદ્ધાઓ) યુદ્ધવ્યવસ્થાને કારણે થઈ હશે. શૂદ્રો એટલે કે ગુલામોની પ્રથા ઋગ્વેદના ર થી ૭મા મંડળમાં જણાઈ આવે છે. આ ઉપરાંત ખેતી અને વેપાર કરનાર જાતિ વૈશ્ય છે. વેદકાલીન ચારેય જાતિઓના ઉલ્લેખો વેદોમાં છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આર્યો ગણાતા અને શૂદ્રો અનાર્યો ગણાતા. આર્યોની ઋગ્વેદમાં ઘણી જાતિઓ ગણાવી છે. મુખ્ય પાંચ છેઃ—પુરૂ, તુર્વશ, યદુ, સાનુ અને દ્રુહ્યુ. તે ઉપરાંત ભરત, ગંધારી, ઉશિનર વગેરે પણ છે. આમ એક કુળના ઘણાં કુટુંબોનું બનેલું હશે. આવાં અસંખ્ય ગ્રામોનો વિશ્ (જીલ્લો) બનતો હશે અને ઘણા જીલ્લાઓનો જનવિભાગ બનતો હશે. કીથે કહ્યું છે કે ઋગ્વેદમાં આ શબ્દોનો કોઈ નિશ્ચિત અર્થ નથી. દા. ત. ભરત એક વખત જન કહેવાય છે. બીજી વખત ગ્રામ કહેવાય છે. વિશ્નો અર્થ કેટલીકવાર નિવાસસ્થાન થાય છે. જન (લોકો) એક જગ્યાએ વસ્યા હોય તેઓના પ્રદેશના ગામોનું એક નાનું રાજ્ય થતું અને તેનો ઉપરી રાજન્ કહેવાતો અને તે વંશપરંપરા ચાલુ રહેતો. ઐતરેય બ્રાહ્મણમાં રાજત્વનું કારણ આપ્યું છે, "દેવો અને અસુરો લડતા હતા. અસુરોએ દેવોને હરાવ્યા એટલે દેવોએ બ્રહ્માને કહ્યું 'અમારો કોઈ સેનાપતિ નહોતો એટલે અસુરોએ અમને હરાવ્યા. અમને રાજન્ સ્થાપો.' બ્રહ્માએ સંમત થવાનું કહ્યું". તૈતરિય બ્રાહ્મણમાં કહ્યું છે,—'દેવ અને અસુરોએ યુદ્ધ કર્યું'. પ્રજાપતિએ તેના મોટા પુત્ર ઇન્દ્રને છુપાવ્યો કે જેથી બળવાન અસુરો તેને ન મારે. કશ્યપના પુત્ર પ્રહ્લાદે તેના પુત્ર વીરોસનને છુપાવ્યો કે જેથી દેવો તેને ન મારે. દેવો પ્રજાપતિ

3. Beni Prasad—The State in Ancient India. Page 22.

પાસે ગયા અને કહેવા લાગ્યા 'રાજા ન હોવાને કારણે યુદ્ધ થઈ શકે તેમ નથી.' પછી તેમણે બલિદાનોથી ઈન્દ્રને ખુશ કર્યો અને ઈન્દ્રને રાજા બનાવ્યા."

ઋગ્વેદમાં રાજનનાં લક્ષણો બતાવ્યાં છે. રાજન્ લોકોનો રક્ષક તથા રાજ્યકર્તા હતો. મિત્ર અને વરુણની પૂજા તેમના રાજ્યની કીર્તિ વધારવા થતી હતી. રાજાની સત્તા બંધનકર્તા હતી. ઋગ્વેદનાં આરંભનાં સ્તોત્રોમાં રાજાને ભપકાદાર અને પ્રતિભાવાન વર્ણવ્યો છે. રાજાઓ સેના જેવા દેખાવના તથા ચકચકિત વસ્ત્રોમાં સજ્જિત બતાવવામાં આવ્યા છે. રાજાઓ સત્ય અને કાયદાઓમાં અચલિત હતા. તેમના સહાયકો અને જાસૂસોનો ઋગ્વેદનાં સ્તોત્રોમાં ઉલ્લેખ છે. સેનાની સૈન્ય આગેવાન અને ગ્રામણિ ગામનો આગેવાન અને નાગરિક અને લડાયક કામો કરનાર હતા. કેટલીકવાર પુરોહિતો રાજાઓ સાથે યુદ્ધનાં મેદાનોમાં જઈ યુદ્ધમાં ભાગ લેતા. પુરોહિતો રાજાના સલાહકાર મનાતા. ઉમરાવ ખંડિયા રાજા તરીકે અને સમ્રાટ મહાન રાજા તરીકે વપરાતો હોય તેમ લાગે છે. સંધિ પણ ટોળીઓમાં થતી હતી. સામવેદમાં મધુર સંગીત છે. યજુર્વેદમા પ્રાર્થનાઓ અને બલિદાનોની વિગતો છે. અથર્વવેદમાં ભૂતો અને મેલી વિદ્યા વિશેના મંત્રો છે. તે ઉપરાંત આર્યઅનાર્યના વહેમો પણ છે. આ વેદમાં રાજાની મહેચ્છા બીજાઓને જીતવાની બતાવી છે. વેદસાહિત્યમાં યુદ્ધમાં સહાય કરવા માટે લાંબી પ્રાર્થના કરવામા આવી છે.

રાજાસત્તાક રાજ્ય સામાન્ય પ્રકારની રાજ્યવ્યવસ્થા હતી. કેટલાક ફકરાઓ અલ્પજનસત્તાક રાજ્યનું દર્શન કરાવે છે. ઋગ્વેદના ૧૦મા મંડળમાં કહેવામા આવ્યું છે કે રાજાઓ સમિતિમાં ભેગા થાય અને જે રોગનિવારક મુશ્કેલી દૂર કરનાર હોય તેને તે મુશ્કેલીઓ જણાવવી રાજાની ચૂંટણી થતી એવું કેટલાક વિદ્વાનોનું કહેવું છે પણ કોઈ જગ્યાએથી આવો ઉલ્લેખ મળ્યો નથી. કોઈક જગ્યાએ પસંદગી થયાનો ઉલ્લેખ

આવે છે. તેનું કારણ સ્વીકાર માટે આશીર્વાદ અને પ્રાર્થના છે. રાજાની ગેરવર્તણુક અથવા મુશ્કેલીમાં સભાનો ઉપયોગ થાય છે. ઋગ્વેદના ૧૦મા મંડળમાં સભાનો ઉલ્લેખ છે. અથર્વવેદમાં સભા અને સમિતિ બન્નેને પ્રજાપતિની દિકરીઓ ગણવામાં આવી છે. અથર્વવેદમાં છટાદાર ભાષણ માટે પ્રાર્થના કરવામાં આવી છે કારણ કે છટાદાર વકતૃત્વ સભા પર સારી અસર કરી શકે. ઋગ્વેદમાં સભાને ન્યાયાલય ગણવામાં આવી છે. સભાસદ અથવા સભાચર સભાનો સભ્ય હશે. દેવાની વસુલાત, વારસો, ચોરી, હુમલો, ખૂન વગેરેનો નિર્ણય લેવાનું કામ સભાનું હશે. યુદ્ધ, શાંતિ, નાણું અને લોકહિત વિષે પણ ચર્ચા થતી. રાજા ખરી સત્તા ધારણ કરતો હતો. રાજાની આસપાસ સગાં, મિત્રો અને મુખ્ય અમલદારોમાંથી કેટલાકને રાજાનાં રત્નો કહેવામાં આવતા. તૈતરિય સંહિતા અને તૈતરિય બ્રાહ્મણ રત્નોની સૂચિ આપે છે—બ્રાહ્મણ, રાજન્ય, મહિષી (પટરાણી), વાવાટ (માનીતી રાણી), પરિવૃત્તિ, તજેલી રાણી, સેનાની, સૂત, ગ્રામણી, ક્ષત્ર, સંગ્રહિણી (ખજાનચી), ભાગદુઘ (ટેક્ષ ઉઘરાવનાર), અક્ષવાપ (પાસાનો નિરીક્ષક). રાજ્યની જવાબદારી રસ્તાઓ સુધારવાની અને લોકોને શાંતિ જાળવવાની હતી. ઉત્તરકાલીન વેદ સાહિત્યમાં મોટા રાજ્યના આદર્શના ઉલ્લેખો છે. ઐતરેય બ્રાહ્મણના ૮મા મંડળમાં રાજ્ય માટે સામ્રાજ્ય, ભોજ્ય, સ્વારાજ્ય, વૈરાજ્ય, પારમસ્થ્ય, મહારાજ્ય, આધિપત્ય સ્વાવસ્ય વગેરે શબ્દો વપરાયા છે. રાજાનાં બિરુદો પણ જુદાં જુદાં હતાં. પાંચાલ અને ઉશિનર માટે રાજન્ અને પૂર્વના રાજાઓ માટે સમ્રાટ શબ્દ વપરાયો છે. વિદેહના રાજા જનકને સતપથ બ્રાહ્મણમાં સમ્રાટ કહ્યા છે. રાજા યજ્ઞ કરતો હતો. ચાર રાજયજ્ઞો (રાજસૂય, વાજપેય, અશ્વમેધ અને ઐન્દ્ર મહાભિષેક) સતપથ બ્રાહ્મણમાં ગણાવ્યા છે. દિગ્વિજય કરનાર રાજાઓ અશ્વમેધ યજ્ઞ કરતા. સાત્વતોએ અશ્વમેધ યજ્ઞ માટે ઘોડો તૈયાર કર્યો અને ભરતોએ તેમને હરાવ્યા એટલે ઘોડો ગુમાવ્યો. ઐન્દ્ર યજ્ઞ મહત્તા માટે હતો. રાજસૂય (રાજાનો) અને વાજપેય (સમ્રાટનો)

યજ્ઞોમાં બલિદાન આપનારને બૃહસ્પતિ સાથે સરખાવવામાં આવે છે. બીજા યજ્ઞોનો બરાબર ઉલ્લેખ નથી. પુનર્ભિષેક તથા સ્વરમેધ બીજા યજ્ઞો હતા.

અભિષેક સમયે રાજા જુલમ ન કરવાના સોગંદ લેતો. વારસાગત રાજગાદી મળતી. રાજાઓ સામાન્ય રીતે ક્ષત્રિયો હોતા. શતપથ બ્રાહ્મણમાં બ્રાહ્મણોને રાજા થવાની મનાઈ કરી છે. બ્રાહ્મણોને માન અપાતું અને તેમના કર માફ કરવામાં આવતા એવો ઉલ્લેખ શતપથ બ્રાહ્મણમાં છે. પુરોહિત, સૂત, ગ્રામણીઓ તથા રાજા નીમનારાઓ રાજાના રસાલા તરીકે ઓળખાતા. કરવેરા ઉત્તરકાલીન વેદસાહિત્યના સમયમાં વધ્યા લાગ્યા છે. શતપથ બ્રાહ્મણમાં રાજા પ્રજાને લૂંટતો એવું ઘણી વાર કહેવામાં આવ્યું છે. બલિ (કર) અને કૃષ્ણલ કે નિષ્ક (સિક્કાઓ) ના ઉલ્લેખો પણ આવે છે.

**૬. સૂત્ર સાહિત્યમાં રાજ્યને લગતાં ઉચ્ચારણો**

સૂત્રકાળ (ઈ. સ. પૂ. ૫૦૦ થી ૧૦૦)માં જુદા જુદા મતોને કારણે કર્મની ઘણી શાખાઓ વધી. સૂત્રોના ત્રણ વર્ગો (શ્રૌત, ગૃહ્ય અને ધર્મ) પડયા. કલ્પસૂત્રમાં ત્રણેનો સમાવેશ થાય છે. આ સૂત્રોનો હેતુ માનવજીવનને નિયમિત બનાવવાનો છે. ગૌતમ, બૌધાયન, વસિષ્ઠ અને આપસ્તંબનાં સૂત્રો પ્રસિદ્ધ છે. પારસ્કર ગૃહ્યસૂત્રમાં કૌટુંબિક અને ખાનગી બાબતોમાં ગ્રામોને સ્વતંત્રતા આપ્યાનું કહ્યું છે. ધર્મસૂત્રોમાં ચારે વર્ણોની ફરજો ગણાવી છે. બધાં ધર્મસૂત્રો બે પ્રકારની શિક્ષા (રાજ્ય તરફથી આપવામાં આવતી શિક્ષા અને સાધારણ શિક્ષા) કરતાં તપ કરી પાપની પ્રાયશ્ચિત્તરૂપી શિક્ષામાં માને છે. ગૌતમે રાજાની ફરજો ગણાવી છે. રાજાએ યુદ્ધ માટે ધનુર્વિદ્યા શીખવી જોઈએ. રાજા ન્યાયની

વ્યવસ્થા જાતે કરે. ગૌતમ કહે છે કે દેશો, વર્ણો તથા કુળોના સાક્ષીઓને બોલાવવામાં આવતા અને પુરાવાનો નિર્ણય કરવા માટે પણ નિયમો હતા. નાગરિક અને ફોજદારી કાયદાઓ ગૌતમે આપ્યા છે. ગૌતમે જમીનના કરો (૧/૬, ૧/૮ કે ૧/૧૦ ઉત્પન્ન પ્રમાણે) પેરે ફળો, ફૂલો, દવાના છોડ, મધ, માંસ, ઘાસ, લાકડાં, વગેરે વ્યાપારની ચીજો લેવામાં આવતી એવું કહ્યું છે. દરેક મહિને બજારભાવ કરતાં ઓછા ભાવે રાજાને એક ચીજ આપવી પડતી. કારીગર એક દિવસની મજુરી મફત કરતો.

રાજા રક્ષણ ઉપરાંત મદદની જરૂરિઆતવાળા વિદ્યાર્થીઓ, બ્રાહ્મણો અને ક્ષત્રિયોને પોષતો. બૌધાયન ધર્મસૂત્રમાં દરિયાઈ વેપારનું સૂચન છે. તે કાયદાનાં ત્રણ પ્રસ્થાન ગણાવે છે:— વેદ, સ્મૃતિ, પવિત્ર રીતરિવાજ. કાયદામાં શંચ ઊભી થતાં પાંચ, ત્રણ કે કોઈ એક નિષ્કલંક વ્યક્તિનો મત પૂછાતો. બૌધાયન માને છે કે રાજાએ અણીદાર કે ઝેરી હથિયાર વાપરવાં નહિ. તેણે સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, બ્રાહ્મણો, ગાંડા, ઘેનવાળા, બીકણ અને નિઃશસ્ત્રોઓને મારવા ન જોઈએ. આપસ્તંબ કહે છે કે કાયદો કાયમી રહી શકતો નથી. સમય જતાં અને સ્થળ બદલાતાં કાયદો બદલાય છે. સ્થાનિક સ્વરાજ્ય આપસ્તંબના સમયમાં આવ્યું હોય તેવા ઉલ્લેખો છે. તે ગામ અને શહેરના વહીવટદારોનાં નામો કહે છે. શહેરના અમલદારનો અધિકાર શહેરની આસપાસ ૮ ગાઉ સુધી અને ગામના અમલદારનો અધિકાર ગામની આસપાસ બે ગાઉ સુધીનો છે. અમલદાર વ્યવસ્થા અને ચોરી માટે જવાબદાર મનાય છે.

વસિષ્ઠ ધર્મસૂત્રમાં ગૌતમસૂત્ર અનુસાર જ્ઞાતિઓના તથા કુળોના નિયમોને માન આપવાનું કહ્યું છે. જમીન મહેસુલ અને વેપારી કરો ઉપરાંત કારીગરો પાસેથી કરો લેવાતા. નપુંસક તથા દિવાના માણસોની

મિલકત લઈ રાજા તેમનું ભરણપોષણ કરતો. વારસદાર વગરની વ્યક્તિઓની મિલકત ગુરુ પાસે જતી. ગુરુ ન હોય તો રાજા પાસે જતી. બ્રાહ્મણો પવિત્ર ફરજો અદા ન કરે તો રાજા શિક્ષા કરતો. વસિષ્ઠે ગૌતમની સૂચિ પ્રમાણેની વ્યક્તિઓ ઉપરાંત રાજદ્વારી નોકરો, વિદ્યાર્થીઓ, વૃદ્ધો, કુંવારિકાઓ અને માબાપને ઘેર રહેતી વિધવાઓને કરમાંથી મુક્ત હોવાનું જણાવ્યું છે.

**૭. બૃહદ્ દેવતામાં રાજ્ય સંબંધી ઉચ્ચારણો**

'બૃહદ્દેવતા' આશરે ઈ. સ. પૂર્વે પાંચમી સદીનો સૌનકનો ગ્રંથ મનાય છે. તેનું રૂપ મહાકાવ્ય જેવું છે. તેમાં રાજગાદી વારસાગત મળતી તેવો ઉલ્લેખ છે. મહાભારતમાં રાજધર્માનુશાસન પર્વ ભારતના રાષ્ટ્રીય વિચારોને લગતું છે. ક્ષત્રિય વગરનું રાજ્ય તે સમયે નહોતું. સભાપર્વમાં પશ્ચિમ કિનારે શુદ્ર રાજાઓ હોવાનું સૂચવાય છે. કિનારા પર યવનો, કિરાતો, બર્બરો વગેરે વૈદક્રિયાઓ કરાવવાને તથા બ્રાહ્મણોને દાન આપવાને અધિકારી હતા તે સમયે ઘણા રાજ્યો હતાં. કેટલાક ખંડિયાઓ અમલદારો બનતા. દુર્યોધન કર્ણને (રાજ્ય મેળવવા અંગનો રાજા બનાવે છે. સમ્રાટ અને ખંડિયા પાસે યોદ્ધાઓ રહેતા. મહાભારતમાં સંકટ કાયદો મનાયો હતો. રાજાઓ દ્યુત અને શિકારની લતવાળા હતા. કૌરવોએ દ્યુતમાં પાંડવોને હરાવ્યા હતા. ઉદ્યોગપર્વમાં ઉલ્લેખ છે કે દેવો ખોડવાળા રાજાને માનતા નથી. બૃહદ્દેવતામાં કહ્યું કે કોઢને લીધે રાજગાદી લેવાની ના પાડવાનો ઉલ્લેખ છે. અંધ ધૃતરાષ્ટ્ર તેના ભાઈ પાંડુને રાજગાદી આપે છે. મહાભારતમાં રાજાઓના અભિષેકના ઉલ્લેખો છે. રાજા મન, વાણી તથા કર્મથી રક્ષણ ધર્મ અને નીતિના પાલન માટે વચન આપે છે. તેને નીતિશાસ્ત્ર, કાયદાશાસ્ત્ર અને રાજનીતિના નિયમો પાળવાના હોય છે. મહેલો તથા રાજધાનીનાં વર્ણનો મહાભારતમાં છે. રાજધાની પાસે શહેરો, ગામો અને ગામડાં

(ઘોષ અથવા પલ્લી) હોતાં. રાજાને સહાય કરનાર સેનાપતિ, મંદિર સંચાલક, પુરોહિત, ન્યાયાધીશ, વૈદ્ય અને જ્યોતિષી હોતા. બીજા અમલદારો કેદખાનાં, જંગલ અને સરહદ સાચવવા માટે રાખવામાં આવતા. સભાપર્વમાં રાજા પ્રધાનો પાસેથી સૂચના માગે છે તેની નારદ માહિતી આપે છે. ગામડાંઓમાં ગ્રામધિપતિ ગામનો વહીવટ કરતો. રક્ષણ અને મહેસુલના અમલદારો અલગ હોતા. જાસુસો પણ રાખવામાં આવતા. જમીનમહેસુલ તરીકે પાકનો ⅙ ભાગ લેવામાં આવતો. બ્રાહ્મણોને કરમાંથી મુક્ત રાખવામાં આવતા. સંકટ સમયે બ્રાહ્મણોની મૂડી વપરાતી. દુશ્મનોને હરાવવા માટે ઢોંગ કરવો, ભાગલા પાડવા, લશ્કરને રૂશ્વત, સોનાચાંદી કે ઝેર આપવું, પ્રજાનો નાશ કરવો વગેરે શસ્રો હોતાં. મહાભારતમાં નીતિશાસ્ત્રના નિયમોનો યુદ્ધના મેદાન પર કૃષ્ણે અર્જુનને ઉપદેશ આપ્યો છે. યોગ્ય સૈનિકને બેવડો પગાર, સર્વોત્તમ ખોરાક અને ઉચ્ચ પદવીની મહાભારત ભલામણ કરે છે. ગણરાજ્યોની હયાતીના ઉલ્લેખો પણ છે. યુધિષ્ઠિર ભીષ્મ સાથે ગણ કેવી રીતે વૃદ્ધિ પામે તેની ચર્ચા કરે છે. કારીગરો, વેપારી અને યોદ્ધાનાં મહાજનો હતાં. હરિવંશમાં કૃષ્ણ અને તેમના પૂર્વજોનાં પરાક્રમો વર્ણવવામાં આવ્યાં છે.

### ૮. રામાયણમાં રાજકીય પરિસ્થિતિના ઉલ્લેખો

રામાયણ મધ્ય પ્રદેશના પશ્ચિમ ભાગની રાજકીય પરિસ્થિતિઓ સૂચવે છે. વિશ્વામિત્ર દશરથના માર્ગદર્શક હતા. દશરથને સમ્રાટ કહેવામાં આવ્યા છે. દશરથના દરબારમાં પડોશી રાજાઓ ખંડણી આપવા આવતા. દશરથના અશ્વમેધ યજ્ઞમાં રાજાઓ તરેહતરેહના મણિઓ દશરથ રાજાને ભેટ આપવા આવતા. લગ્નથી ખંડિયા રાજાઓ સાથે સંધિ થતી. વૃદ્ધત્વ પામતાં દશરથ સંન્યાસ લેવાનો વિચાર કરે છે. રાજા સત્તા ચલાવનાર મુખ્ય ન્યાયાધીશ તથા મુખ્ય સેનાપતિ હતો. તે ભપકા

અને મોજશોખમાં જીવન ગુજારતો. મોટા પુત્રને રાજકારભારનું કામ સોંપવામાં આવતું. યુદ્ધમાં જવા માટે રાજકુંવર ૧૬ વર્ષની ઉંમરે યોગ્ય ગણાતો. અનેક પત્નીઓમાં તથા ઉમરાવોમાં રાજા રોકાયેલો રહેતો. રાજા રાજકીય ગુંચવણોમાં પણ પડી જતો તેનું ઉદાહરણ દશરથ રાજા હતા. પુરોહિતો અને મંત્રીઓ રાજાના સલાહકાર બનતા. મહાજનોના ઉલ્લેખો રામાયણમાં પણ છે. તેમા રાજ્યવ્યવસ્થાની જરૂરિયાત પર ભાર મુકવામાં આવ્યો છે. રામાયણમાં કવિ અંધાધુંધીનું ચિત્ર રજુ કરે છે. અને કહે છે કે રાજા વગરનુ રાજ્ય પાણી વગરની નદી જેવું, ઘાસ વગરના જંગલ જેવું તથા ગાયો વિનાના ગોવાળ જેવું છે. અંધાધુંધીમાં વરસાદ, ખેતી કે વેપાર કંઈ હોતું નથી. રાજા દુઃખનું નિવારણ કરનાર છે.

બૌદ્ધસાહિત્યમાં જૂનાં રાજ્યોને લગતા ઉલ્લેખ છે. જાતક પૂર્વ મૌર્યકાલીન અને ઉત્તર મૌર્યકાલીન કથાઓનો સગ્રહ છે. બૌદ્ધ સાહિત્યમાં ક્ષત્રિયોને બ્રાહ્મણો કરતા ઉચ્ચ કહ્યા છે. રાજ્ય કરવા માટે ક્ષત્રિયોને જાતકોમા શ્રેષ્ઠ ગણ્યા છે. એક જાતકકથામા ક્ષત્રિય બ્રાહ્મણ થયો હોવાનું કહ્યું છે. ઉમરાવોના પુત્રોને બ્રાહ્મણો સાથે તક્ષશિલામાં અભ્યાસ માટે મોકલવામા આવતા. તેમને ઘેર થોડુંક અક્ષરજ્ઞાન તથા યુદ્ધનું શિક્ષણ આપવામાં આવતું. જાતકોમા આપખુદી રાજાનાં ઉદાહરણો છે. 'દસરાજધમ્મ' એટલે કે રાજાના દસ ધર્મો છેઃ—દાન, પ્રમાણિકપણું, બલિદાન, સત્યપ્રિયતા, નમ્રતા, આત્મર્દિનકાર, ક્ષમા, અહિંસા, ધીરજ, નિરહંકર. રાજા જુલમી હોય અને તે પ્રજાને શિક્ષા, કરપીડા અને લૂંટથી હેરાન પણ કરતો હોય. 'પદકુસલમાણવ' જાતકમાં એક બ્રાહ્મણ કે જે રાજા અને પુરોહિતને રાજ્યતિજોરી સંતાડતા જાણે છે, તે પ્રજાને ભેગા થઈ બળવો કરવાનું કહે છે. જાતકોમાં વારસાગત રાજગાદીના ઉલ્લેખો છે. વારસ વગરના રાજાના

**૯. બૌદ્ધ સાહિત્યમાં રાજ્યને લગતા ઉલ્લેખો**

મૃત્યુ બાદ સાત દિવસ વીતતાં પુરોહિત શુભ રથ છોડી મુકે અને તે જેની પાસે આવે તે રાજા થાય. રાજાઓ રાજકુંવરો રાજાની વિરૂદ્ધ કાવતરાં પણ કરતા. રાજાનો ભપકો અને રાણીવાસ મોજમજાહ માટે હતાં. રાજ્ય તરફથી સખાવતો પણ થતી અને તેનું અનુકરણ ધનિકો પણ કરતા. બનારસના એક વેપારીએ ૭ દાનશાળાઓ સ્થાપી હતી અને તેમાં ૬૦૦,૦૦૦ ભિખારીઓને રોજ દાન આપવામાં આવતું. રાજાની પાસે ઉપરાજા (રાજાનો ભાઈ, પુત્ર કે સગો) રહેતો. પુરોહિત અને મંત્રીઓ રાજકારભારમાં મદદ કરતા. સેનાપતિ મંત્રીઓનો ઉપરી હતો. ભંડાગારિક રાજાની તિજોરી સાચવતો. રાજુક જમીનમાપણીનો મંત્રી હોય તેમ લાગે છે. હેરણિક રાજાની થેલી સંભાળનાર હશે. સારથિ રથ હાંકનાર હતો. રાજ્યના વિભાગો પાડી કુંવરોને વહીવટ માટે મોકલવામાં આવતા. બ્રાહ્મણોનાં ગામડાં, લુહારોનાં ગામડાં, શિકારીઓનાં ગામડાં, કુંભારોનાં ગામડાં એમ જુદી જુદી જ્ઞાતિઓનાં ગામડાં હોતાં. જાતકોમાં લશ્કરી ભરતી કેવી રીતે થતી તેના ઉલ્લેખો છે. રાજ્યના જુદા જુદા ભાગોમાંથી લોકોને સૈનિકો બનાવાતા. બળવા માટે રાજા રાજ્યની હદ સુધી જતો.

બૌદ્ધ અને જૈન ધર્મના ફેલાવાને કારણે નવ ગણરાજ્યો ઊભાં થયાં હતા. બૌદ્ધ સાહિત્યમાં ૧૬ રાજ્યો ગણાવ્યાં છેઃ—(૧) અંગ, (૨) મગધ, (૩) કાશી, (૪) કોશલ, (૫) વાજ્જ, (૬) મલ્લ, (૭) ચેદિ, (૮) વંશ, (૯) કુરૂ, (૧૦) પંચાલ, (૧૧) મત્સ્ય, (૧૨) સૂરસેન, (૧૩) અસ્સકા, (૧૪) અવંતી, (૧૫) ગાંધાર, (૧૬) કમ્બોજ. ઈ. સ. પૂર્વેની છઠ્ઠી સદીમાં ઉત્તરભારતમાં આ ૧૬ રાજ્યો થયાં લાગે છે. તે ઉપરાંત ટોળીઓનાં રાજ્યો હતાં—(૧) શાક્ય (કપિલવસ્તુ રાજધાની), (૨) બુલિસ, (૩) ભગ્ગ, (૪) કોલિય, (૫) કાલામસ, (૬) પવ્વ, (૭) મલ્લ, (૮) મોરિય, (૯) વિદેહ, (૧૦) લિચ્છવી. આ ગણરાજ્યોમાં સભા મુખ્ય સંસ્થા હતી. તે વેદકાળની સભા કે સમિતિ હતી. સંથાગાર

સભાગૃહ હશે તેનો અધ્યક્ષ રાજન્ કહેવાતો. અટ્ટકથામાં ન્યાયાલયોમાં આરોપીને ગુનેગાર ઠરાવીને સેવા કરવા માટે રખાતા. ત્રણ રાજ્યોનું ફેડરેશન હોતું.

ગણરાજ્યોના સમયમાં ઈરાનીઓએ દારિયસના સેનાધિપત્વ નીચે ઉત્તર ભારતના પંજાબ પ્રદેશનો કેટલોક ભાગ જીત્યો હતો. ઈ. સ. પૂર્વેની ચોથી સદીમાં ગ્રીકો આવ્યા લાગે છે. તક્ષશિલાના આંભિ રાજાએ અલેકઝાંડર સાથે સંધિ કરી હતી. પુરુ અથવા પોરસે અલેકઝાન્ડરનો સામનો કર્યો હતો, અલેકઝાંડરના જીતેલા રાજ્યમાં નાગરિક વ્યવસ્થા હિંદી અમલદારોના હાથમાં હતી. જ્યારે યુદ્ધ સંબંધી વ્યવસ્થા મેસેડોનિયન અમલદારોના હાથમાં હતી, મેસેડોનિયન અસર હિંદુ રાજકીય સંસ્થાઓ પર બહુ ઓછી પડી.[4]

શૈશુનાગ પછી નંદ રાજાઓ આવ્યા. અલેકઝાંડરના સમય દરમિયાન મગધમાં ચંદ્રગુપ્તે ઈ. સ. પૂર્વે ૩૨૦માં નંદને હરાવી રાજ્ય લીધું. મેગેસ્થિનિસે તે સમયની જ્ઞાતિઓ બતાવી છે.—(૧) તત્વજ્ઞાનીઓ (૨) ખેડૂતો (૩) ભરવાડો (૪) કારીગરો (૫) યોદ્ધા (૬) નિરીક્ષકો (૭) સભાસદો તથા આકારણીકારો.

**૧૦. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં વર્ણવેલી રાજ્યવ્યવસ્થા**

કૌટિલ્ય રાજ્યને જરૂરિયાતની સંસ્થા ગણે છે. રાજાની ફરજો પ્રજાને સુખી કરવા માટે છે. રાજાની આબાદી પ્રજાની આબાદીને લીધે જ રહે છે. રાજધર્મ પ્રજાનું રક્ષણ કરવાનો છે. રાજા રૂઢિગત કાયદા દાખલ કરી શકે. ફરમાનોથી કાયદો અમલમાં લાવી શકે. કૌટિલ્ય દંડનીતિ પ્રજાના હિત માટે જરૂરી માને છે. તે લોકયાત્રા છે. ગુનેગારને દંડ કરવાથી શાંતિ અને આબાદી વધે છે રાજ્યવહીવટ માટે કૌટિલ્ય નીચે જણાવેલ અધિકારીઓની સૂચિ આપે છે. મંત્રી-

4. Beni Prasad—The State in Ancient India. Page 175.

પરિષદ કામ કરવાની રીતો, માનવ અને દ્રવ્ય પ્રાપ્તિનાં સાધનો, દેશકાલ વિભાગ, ભય સામે રક્ષણ, કાર્યસિદ્ધિ વગેરે અંગેનાં રાજ્યનાં કામો કરતી એવો પણ કૌટિલ્ય ઉલ્લેખ કરે છે.

અધિકારીઓ :—(૧) મંત્રી–રાજાનો વિદ્વાન સલાહકાર, (૨) યુવરાજ–રાજ્યનો વારસદાર, (૩) સેનાપતિ–યુદ્ધમાં સૈન્યનો વડો, (૪) પુરોહિત–રાજાની ધાર્મિક ક્રિયાઓનો સહાયક, (૫) દૌવારિક–દ્વારપાલ, (૬) અંતર્વંશિક–રાણીવાસનો આગેવાન, (૭) પ્રશાસ્તા–નિયામક અને નિરીક્ષક, (૮) સંહર્ત–મહેસુલ ઉઘરાવનાર, (૯) સંનિધન–કોશાધ્યક્ષ, (૧૦) પ્રદેષ્ટા–વેપારનું ધ્યાન રાખનાર, (૧૧) નાયક–આગેવાન, (૧૨) પૌર–રાજધાનીનો નિરીક્ષક, (૧૩) વ્યવહારિક–નોંધો રાખનાર, (૧૪) કર્માન્તિક–ઉત્પાદનનો નિરીક્ષક, (૧૫) મંત્રી પરિષદાધ્યક્ષ–મંત્રી–પરિષદનો પ્રમુખ, (૧૬) ધનપાલ–શિક્ષા કરનાર, (૧૭) દુર્ગપાલ–દુર્ગોનો વહીવટ કરનાર, (૧૮) અંતર્પાલ–હદોનો વહીવટ કરનાર, (૧૯) આટવિક–જંગલોનો વહીવટ કરનાર.

મહેસુલી ખાતાના અધિકારી સમાહર્તા, સન્નિધાતા, અક્ષપટલ, કોશાધ્યક્ષ હતા. બીજાં ખાતાંઓ માટે જુદા જુદા અધિકારીઓ હતા, પાસપોર્ટ માટે મુદ્રાધ્યક્ષ, ગણિકાઓ માટે ગણિકાધ્યક્ષ, દારૂખાના માટે સુરાધ્યક્ષ, ટોલનાકાના દરો માટે શુલ્કાધ્યક્ષ, વિક્રેય વસ્તુઓના ખાતા માટે પણ્યાધ્યક્ષ, વહાણવટા માટેના વધ્યક્ષ, કાપડ માટે સૂત્રાધ્યક્ષ, ખેતી અને જંગલ માટે કોષ્ઠાગારાધ્યક્ષ, સોના માટે સુવર્ણાધ્યાક્ષ, મહાજનો માટે કંટકશોધન અને દુકાનો માટે સંસ્થાધ્યક્ષ હતા.

સ્થાનિક અને ગોપ મહેસુલી ખાતાના વડા સમાહર્તાના હાથ નીચે મહેસૂલી અધિકારીઓ હતા. રાજ્યની જમીનના ઉત્પન્નમાંથી ... ૧/૬ અને જંગલના ઉત્પન્નનો છઠ્ઠો ભાગ આપવાનો હતો. ... ફૂલો, અનાજ, માંસ, મત્સ્ય વગેરેની આવકનો ૧/૬ ભાગ રાજ્યને આપવો પડતો. રૂ, સુતર અને ફળોની આવકનો ૧/૫ કે

૧/૬ ભાગ આપવો પડતો. સુતર, પશુઓ, દવાઓ, ચોખા વગેરેનો ૧/૮ કે ૧/૬ મો ભાગ આપવો પડતો. મહેસૂલનો જાહેર કામો માટે ઉપયોગ થતો :—(૧) ધાર્મિક સંસ્થાઓમાં, (૨) સૈન્યના પોષણ માટે, (૩) કારખાનાઓમાં, (૪) મજૂરોની મજૂરી, (૫) ખેડુતોને લોન, (૬) વિધવાઓના પોષણ માટે, (૭) અભ્યાસ માટે શિષ્યવૃત્તિઓ, (૮) પેન્શનો, (૯) જાહેર બાંધકામો (નહેર, કુવા, રસ્તા વગેરે).

સ્થાનિય (ગામ માટે), દ્રોણમુખ (૪૦૦ ગામો માટે), ખર્વટ (૨૦૦ ગામો માટે), સંગ્રહણ (૧૦ ગામો માટે) વગેરે શબ્દો સ્થાનના વિભાગ માટે વપરાતા. મોટાં ગામોમાં મુખ્ય અધિકારી નાગરક (પોલીસ અધિકારી) અને ગામ માટે ગ્રામિક અથવા ગ્રામાધ્યક્ષ મુખ્ય અધિકારી હતો. વિવિતાધ્યક્ષ, ચંડાલ, શબર, મુલિંગ વગેરે પોલીસ ફરજો માટે હતા. જાસુસો રસ્તાઓ પર રાખવામાં આવતા.

પાયદળ, અશ્વદળ, રથદળ વગેરે દળો રક્ષણ માટે રાખવામાં આવતાં. સેનાપતિના હાથ નીચે નાયક રાખવામા આવતા. વારસાગત સૈનિકો, ભૃતક, શ્રેણીબલ, મિત્રબલ, અટવિબલ[5] (જંગલી જાતિઓ) વગેરે રાજાને મદદ કરનાર બળો હતા. ન્યાયાલયો અગત્યના કેન્દ્રો (સંગ્રહક, દ્રોણમુખ, સ્થાનિય) હતાં. ન્યાયાલયોમા ધર્મસ્થની સાથે અમાત્યો બેસતા. કાયદાના ૧૮ વિભાગો પાડવામા આવ્યા હતાઃ—(૧) વ્યવહાર (૨) લગ્ન (૩) છૂટાછેડા (૪) વારસો (૫) મિલકત (૬) મિલકત-વેચાણ (૭) કરારનો ભંગ (૮) ઋણ (૯) અનામત રકમ (૧૦) પેઢીઓ, કંપનીઓ (૧૧) ગુલામી (૧૨) વેચાણનો પ્રતિકાર (૧૩) માલિકી વગરનું વેચાણ (૧૪) હિંસા (૧૫) હુમલો (૧૬) મરણ (૧૭) દ્યૂત (૧૮) પરચુરણ (નામ, સરનામું, વગેરે).

---

5. V. R. R. Dikshiter—Hindu Administractive Institution Page 292.

શકમંદ વ્યક્તિને પકડવામાં આવતી. અન્યાય ન થાય તેનું ધ્યાન રખાતું. સ્થાનિક અને ગોપ સ્થાનિક વહીવટદારો હતા. ગામડાનો વહીવટ ગ્રામણી કરતો. પ્રજાના આરોગ્ય માટે કેન્દ્રોમાં વૈદ્ય રાખવામાં આવતા. મરેલ પ્રાણીઓ તરફ ધ્યાન અપાતું. ગામના રસ્તાઓની સાફસૂફી થતી. સશક્ત ભિખારીઓને લોખંડના સળીયાથી મારવામાં આવતા. વિધવા તથા માબાપ વગરનાં બાળકોને પોષવામાં આવતાં.

અનિષ્ટોને દૂર કરવા માટે સામ, દામ, ભેદ અને દંડનો ઉપયોગ થતો.

### ૧૧. મૌર્યકાલ બાદની રાજ્યવ્યવસ્થા

મૌર્યકાલ પછીના પાંચ સૈકાનો ઇતિહાસ અજ્ઞાત છે. મૌર્ય રાજ્યના અંત પછી તે રાજ્યના ઘણા ભાગલા પડયા. આનો ખ્યાલ જુદા જુદા શિલાલેખો, સિક્કાઓ અને સાહિત્યક લખાણો પરથી આવે છે. ઉત્તરમાં ગ્રીક અને સિથિયન ચડાઈઓનો ખરો ઈતિહાસ જાણવામાં આવ્યો નથી. મૌર્યની રાજકીય સંસ્થાઓ વિકસિત રૂપે ગુપ્તોના સમયમાં દેખાઈ. અશોક પછી સાંપ્રતિના સમયમાં રાજ્યના ભાગલા પડી ગયા લાગે છે. પાટલિપુત્ર ઈ. સ. પૂર્વે ૧૮૪ સુધી રાજધાનીની નગરી તરીકે રહ્યું. ઈ. સ. પૂર્વે ૧૮૪માં બૃહદ્રથ—છેલ્લા મૌર્ય રાજાને મારી તેનો સેનાપતિ પુષ્યમિત્ર શુંગ ગાદીએ આવ્યો. શુંગ સમયમાં ઘણાં નાનાં રાજ્યો હતાં. સિક્કાઓમાં અને શિલાલેખોમાં શુંગ અને તેની સાથેનું બીજું નામ બતાવી આપે છે કે ખંડિયા રાજાની પદ્ધતિ ચાલુ હતી. ભારહૂત (મધ્યભારતમાં) કૌશામ્બી, પાંચાલ અને મથુરા ખંડિયા રાજ્યો હતાં. હાથીગુફાનો લેખ ઉત્તરાપથના જીતેલ રાજાઓનો ઉલ્લેખ કરે છે. જાગીરદારોની સત્તાવાળાં રાજા વગરનાં રાજ્યો યૌધેય, અર્જુનાયન, ઉદુમ્બર વગેરે હતાં. પુષ્પમિત્રના સમયમાં શુંગોના સામ્રાજ્યનાં વિરોધી રાજ્યો હતાં. મેગેસ્થિનિસે કહ્યું છે કે કલિંગ રાજ્યની પાસે

૬૦,૦૦૦ પાયદળ, ૧૦૦૦ ઘોડેસ્વાર અને ૭૦૦નું હાથીદળ હતું. અશોકની નોંધ પ્રમાણે કલિંગના યુદ્ધમાં તેણે ૧,૦૦,૦૦૦ માણસો માર્યા હતા અને ૧,૫૦,૦૦૦ને ગુલામો બનાવ્યા હતા. કલિંગની કીર્તિ જૈન રાજા ખારવેલના સમયમાં વધી. કલિંગ જેવું આંધ્ર રાજ્ય પણ મોટું હતું. આંધ્ર સત્તા અશોકના ખડકના ધર્મફરમાન અનુસાર દક્ષિણની એક મોટી સત્તા હતી. આંધ્રમાં સાતવાહન વંશે સત્તા વધારી. તે સમયના સિક્કાઓ પરથી જણાય છે કે જુદા જુદા વિભાગોમાં સિક્કા પાડવાની જુદી જુદી પદ્ધતિઓ હતી. ઉમરાવો મહારઠી, મહાભોજ અને મહાસેનાપતિનું બિરુદ ધારણ કરતા. તેઓ મોટા અમલદાર કે જીલ્લાના વહીવટદાર હતા. અનેકપત્નીત્વ ઉમરાવોમાં સામાન્ય હતું. નાસીક અને જુન્નરના શિલાલેખો બતાવે છે. કે કુંભારો, વણકરો, વાંસનું કામ કરનાર, કારીગરો, અનાજના વેપારીઓ વગેરેનાં મહાજન હતાં. ઈ. સ. પૂર્વેની ત્રીજી સદીથી પહેલી સદી સુધીમાં ભારતીય-ગ્રીક તથા ભારતીય પ્રહ્લવ વંશોએ પશ્ચિમમાં રાજ્ય કર્યું. ઈ. સ. પૂર્વેની બીજી સદીમાં મિનેન્ડરે અફગાનિસ્તાન અને પંજાબ જીત્યું હતું. ઈ. સ. પૂર્વે ૧૫૫-૫૩ સુધીમાં તેણે સૌરાષ્ટ્ર, સિંધુપ્રદેશ અને મથુરા જમનાનો પ્રદેશ જીતી લીધો. ઈ સ ની પહેલી સદીમાં ક્ષત્રપોએ સૌરાષ્ટ્ર અને રજપુતાનામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ક્ષત્રપોના ઉચ્ચ અમલદારો મતિસચિવ, કર્મસચિવ, અમાત્ય વગેરે હતા. કુશાન વંશના કડફીસ ૧લા (ઈ. સ ૪૯૭-૮) એ ઈરાન અને સિંધુ તથા જેલમના પ્રદેશમાં રાજ્ય કર્યું હતું. તેના વંશજોએ રાજ્ય વધારી મોટાં બિરુદો ધારણ કર્યાં. કનિષ્કે મહારાજા અને મહારાજાધિરાજનાં બિરુદો ધારણ કર્યાં. કુશાન સમયમા અશ્વઘોષના કથનાનુસાર રાજકુંવરોને સાહિત્યિક, યુદ્ધ સંબંધી તથા રીતરિવાજોનું શિક્ષણ અપાતું. દક્ષિણમાં આ સમયે વારસાગત રાજગાદી મળતી અને પાંચ સત્તાઓ (લોકોની, પુરોહિતોની, વૈદ્યોની, જ્યોતિષીઓની તથા મંત્રીઓની) રાજા સાથે સંબંધ ધરાવતી.

મૌર્ય અને ગુપ્ત સમયની વચ્ચે સ્મૃતિઓ તથા અર્થશાસ્ત્રની રચના થઈ. સ્મૃતિકાર મનુ ઈ. સ.ની શરૂઆતમાં, વિષ્ણુ ઈ. સ. ના ત્રીજા સૈકામાં, યાજ્ઞવલ્ક્ય ઈ. સ. ના ચોથા સૈકામાં, નારદ ઈ. સ.ના પાંચમા સૈકામાં, તથા બૃહસ્પતિ અને કાત્યાયન ઈ. સ.ના છઠ્ઠા કે સાતમા સૈકામાં થઈ ગયા લાગે છે. સ્મૃતિઓમાં વેદકાલીન રૂઢિઓ અને ધર્મના નીતિનિયમો આપેલા છે. આ સમય દરમિયાન વેદમાં માનનાર છ તત્ત્વજ્ઞાનની શાખાઓ વિકસી. મનુ રાજાને ઉદ્દેશીને જીવનમાં અર્થ, ધર્મ અને કામનું જીવનમાં મહત્ત્વ સમજાવવામાં આવ્યું છે. રાજ્યમાં સામાજિક અને જ્ઞાતિની રૂઢિઓને જાળવી રાખવા તથા વ્યવસ્થા જાળવવા રાજા છે. સ્થાનિક વ્યવસ્થા માટે ગામમાં વડો હોવો જોઈએ. આવાં ગામો માટે નિરીક્ષક અને મંત્રી હોવો જોઈએ. મનુ જમીન મહેસુલ તરીકે પાકનો ૧/૪, ૧/૬ કે ૧/૮ ભાગ આપવાનું જણાવે છે. વૃક્ષો માંસ, મધ, માખણ, દવાના છોડ, ફૂલો, ફળો, માટીનાં તથા પત્થરનાં વાસણોનો છઠ્ઠો ભાગ રાજાને આપવાનું જણાવે છે. વેપારની ચીજોની કિંમતનો ૧/૨૦ ભાગ રાજાને આપવાનું જણાવ્યું છે. મનુ નાગરિક અને ફોજદારી કાયદાઓ મનુસ્મૃતિમાં આપે છે. જાસુસો તથા ન્યાયાલયોની હયાતી પણ સૂચવે છે. વિષ્ણુ યાજ્ઞવલ્ક્ય વગેરેએ પણ આવી માહિતી આપી છે.

### ૧૨. સ્મૃતિઓ તથા અર્થશાસ્ત્રોમાં રાજ્યને લગતા ઉલ્લેખો

સમુદ્રગુપ્તનો અલાહાબાદનો શિલાલેખ ગુપ્ત નામના રાજાનો ઉલ્લેખ કરે છે. તેનો પુત્ર ઘટોત્કચ હતો. તેનો પુત્ર ચંદ્રગુપ્ત ૧લો લિચ્છવી રાજકુંવરી કુમારદેવીને આશરે ઈ. સ. ૩૦૬માં પરણ્યો હતો અને કદાચ તે કારણે જ લિચ્છવીઓનું રાજ્ય પણ તેણે

### ૧૩. અલાહાબાદનો શિલાલેખ તથા ગુપ્તોના સિક્કા

મેળવ્યું હતું. ચંદ્રગુપ્તના સિક્કાઓની એક બાજુ ચંદ્રગુપ્ત તથા લિચ્છવીરાણી અને ઉલટી બાજુએ 'લિચ્છવયઃ' લખાણ છે. લિચ્છવીઓ પૂર્વભારતના રાજા હશે અને પાટલિપુત્ર તેમની રાજધાની હશે. ચંદ્રગુપ્ત ૧લાએ રાજગાદીએ આવ્યા પછી અવધ, તિરહુત, દક્ષિણ બિહાર વગેરે પ્રદેશો જીત્યા હશે અને મહારાજાધિરાજનું બિરુદ ધારણ કર્યું હશે. તેના સમયથી ગુપ્ત સંવત ચાલુ થયો. ઈ. સ. ૩૩૦ કે ૩૩૫માં સમુદ્રગુપ્તે ઉત્તરનાં ઘણાં રાજ્યો જીત્યાં. તેમાંના નવનો અલાહાબાદના લેખમાં ઉલ્લેખ છે. અલાહાબાદ સ્તંભની પ્રશસ્તિનો લેખક હરીસેન બડાઈ મારે છે કે તેના સ્વામીએ આખી દુનિયા જીતી હતી. અશ્વમેધયજ્ઞ કરી સમુદ્રગુપ્તે સમ્રાટ હોવાનું જણાવ્યું હતું. ઈ. સ. ૩૭૫માં ચંદ્રગુપ્ત બીજો વિક્રમાદિત્ય નામ ધારણ કરી ગાદીએ આવ્યો અને માલવ, ગુજરાત અને સૌરાષ્ટ્ર જીતી રાજ્યમાં ઉમેરો કર્યો. તેણે આશરે ઈ. સ. ૪૧૩ સુધી રાજ્ય કર્યું. કુમારગુપ્ત ૧લો તેના પછી ગાદીએ આવ્યો. તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો અને ઈ. સ. ૪૫૫ સુધી રાજ્ય કર્યું. તેના વારસદાર સ્કંદગુપ્તના સમયમાં બળવો થયો અને સામ્રાજ્ય તૂટી પડયું. ગુપ્ત સમયના રાજ્યકારભાર વિશે ચીની મુસાફર ફાહ્યાને કહ્યું છે કે દેશમાં વ્યવસ્થા સારી હતી, હુકમો માન્ય રખાતા. જીવન તેમજ મિલકતની સલામતી જળવાતી. રસ્તાઓ પર લૂંટારા નહોતા રહેતા, પાસપોર્ટ નહોતા, ઘરની નોંધણી નહોતી તેમજ પશુહિંસા તથા દારૂની લત નહોતી. બધા સંપ્રદાયોને માન અપાતું. બૌદ્ધ મઠોને રાજ્ય તરફથી જમીનનું દાન મળતું. ફોજદારી કાયદાઓ ઢીલા હતા. સામાન્ય શિક્ષા દંડની હતી. બળવા માટે સખત સજા હતી. પાટલિપુત્રમાં નિરાશ્રિત, લૂલા, લંગડાં અને રોગીને આશ્રય આપવામાં આવતો. તેમને દવા, ખોરાક તથા દૂધપાણી મફત મળતાં. આધારના રાજ્યો પ્રાંતસ્થો હતા તે સૂચન અગત્યનું છે. ગુપ્તોના શિલાલેખો પરથી જણાય છે કે ખંડિયા પદ્ધતિ આ સમયે હતી. રાજા મહારાજા, સામંત અને મહાસામંતો, ખંડિયા વગેરે બિરુદો ધારણ કરતા. મહારાજાધિરાજ

સમ્રાટનું બિરુદ હતું. સમ્રાટો ચક્રવર્તી, પરમદૈવત, પરમેશ્વર, પરમભટ્ટારક વગેરે બિરુદો ધારણ કરતા. કહૌમના ઈ. સ. ૪૬૦-૬૬ના સ્તંભલેખમાં જણાવ્યું છે કે સ્કંદગુપ્તના રાજ્યમાં ઉપસ્થાનભૂમિ (સભાગૃહ) હજારો નૃપતિઓ સાથે સ્કંદગુપ્તની સત્તાને કારણે ઝુલતી હતી. રાજા પોતે રાજ્ય ચલાવતો અને પિતા જેવું વર્તન પ્રજા તરફ રાખતો. કેટલાય લેખોમાં બ્રાહ્મણો, વિદ્વાનો, વિદ્યાર્થીઓ તથા ધાર્મિક અને દાનની સંસ્થાઓને બક્ષીસ આપવામાં આવતી. પ્રાંતીય વહીવટ ચલાવનારને અસંખ્ય તન્નિયુક્તક નામના સહાયકો આપવામાં આવતા. બસાધની મુદ્રાઓ નિરઘુક્તિના મુખ્ય ઉપરિકાનો ઉલ્લેખ કરે છે. દામોદરપુર તામ્રપત્રો પરથી જણાય છે કે પ્રાંતીય વહીવટદારોની રાજા નિમણુંક કરતો. વિષયપતિ અને જીલ્લાના ઉપરીઓની પ્રાંતીય વહીવટદાર નિમણુંક કરતો. જીલ્લાના વહીવટદારનું ગામમાં નિવાસસ્થાન રહેતું ત્યાં અધિકારણ કચેરી રહેતી જે ઘણું કરીને ન્યાયાલય કહેવાતી. તેના કારભારીઓને કાયસ્થ કહેવામાં આવતા. નાનામાં નાનું વહીવટનું એકમ ગામડું હતું. તેનો ઉપરી ગ્રામિક કહેવાતો. ગ્રામિક એટલે મુખી જે વંશપરંપરાના હોતા. ગામનો અધિકારી દ્રાંગિક કહેવાતો જે ગામનું રક્ષણ કરતો. આ ઉપરાંત શાંતિ જાળવવા પોલીસ અમલદારો હતા. દંડપાશિક, દંડિક, ચૌરોધરણિક, ચાટ, ભટ વગેરે ચોરોને શોધી સજા કરનાર હતા. ગુપ્તલેખોમાં પ્રાચીન ભારતના ઘણા કરોના ઉલ્લેખો છે. ઉદ્રંગ અને ઉપરિકરના અર્થ બરાબર સમજાતા નથી. ધાન્ય અને હિરણ્ય રાજ્યના કરો ઉઘરાવનાર અમલદારો હતા. વાકાટક રાણી પ્રભાવતી ગુપ્તાની પુનાની તકતીઓ પર ચારકોલ, ખાણો, ચામડાં, દવા, દૂધ, ફૂલ વગેરે પરના કરોના ઉલ્લેખ છે. કોઈ કોઈ વાર રાજ્ય-સૈન્ય માટે કર ઉઘરાવવામાં આવતો 'દેશાપરાધ'માં દસ ગુનાઓ ગણવામાં આવ્યા છે :—ત્રણ શારીરિક (ચોરી, ખૂન, છિનાળું), ચાર વાણીના (સખત, અસત્ય, અદનક્ષીવાળી, બીનમુદ્દાવાળી) અને ત્રણ માનસિક (બીજાની મિલકતનો લોભ કરવો, ખોટું વિચારવું, અસત્યની ભક્તિ).

આમાંના માનસિક ગુનાઓ દંડ ન કરાય તેવા લાગે છે. ખંડિયાઓ ખંડણી આપી સમ્રાટની તિજોરી ભરતા. કાલિદાસના ગ્રંથો (માલવિકાગ્નિમિત્ર, શાકુંતલ, કુમારસંભવ વગેરે) રાજકીય વિચારોનું દર્શન કરાવે છે. તે જ સમયના શૂદ્રક રાજાના મૃચ્છકટિકમાં રાજ્યવ્યવસ્થાની ઘણી વિગતો છે. ભાસનાં નાટકોમાંથી પણ રાજકીય બાબતો જાણવા મળે છે.

ગુપ્ત રાજ્ય અને વર્ધન રાજ્ય વચ્ચેનો ગાળો (૫મી સદીના અંતથી ૭મી સદીના આરંભ સુધી) અંધકારમય છે. સિક્કાઓ અને લેખો કેટલાક રાજાઓનાં નામો સૂચવે છે. હૂણોના હૂમલા રાજકીય સંસ્થાઓનું સૂચન કરે છે. આ સમયના સાહિત્યમાં રાજકીય વિચારો ઘણા છે. નારદ અને બૃહસ્પતિનાં ધર્મસૂત્રોમાં કાયદા અને રાજ-

**૨૪. ધર્મસૂત્રોમાં રાજ્ય-સંબંધી ઉલ્લેખો**

વહીવટની વિગતો આપવામાં આવી છે. નારદ રાજાને અને બ્રાહ્મણને પવિત્ર ગણે છે. નારદ માનવજીવનને લગતા કાયદાનાં સૂચન કરે છે. દા. ત. પુરુષ તેની ગુણવાન આજ્ઞાંકિત પુત્રવાળી પત્નીને તજે તો તેને સખત સજા થવી જોઈએ. બૃહસ્પતિ ન્યાયાલયોનો સમય સવારથી બપોર સુધીનો (રજા વગર) કહે છે. ન્યાયાલયોના ચાર વિભાગ હતાઃ—(૧) સ્થિર ન્યાયાલય, (૨) અસ્થિર ન્યાયાલય (એક જગ્યાએથી બીજે જગ્યાએ જતું), (૩) મુખ્ય ન્યાયાધીશનું ન્યાયાલય, (૪) રાજાના સૂચનને લીધે ચાલતું ન્યાયાલય. મનુના કથનાનુસાર રાજા સાથે ત્રણ કર નાખનાર સદાયકો રહેતા. પણ ન્યાયના વહીવટમાં પ્રચલિત તત્ત્વ જાદુ હતું. ખેડૂતો, કારીગરો, ધંધાધારીઓ, નાણા ધીરનાર, નટો, ધાર્મિક સંતો અને લૂંટારાઓને તેમની રૂઢિઓ પ્રમાણે ઝગડાઓ પતાવવાનું કહેવામાં આવતું. ચુકાદાની અપીલો સભામાં અને છેવટની રાષ્ટ્રીય ન્યાયાલયોમાં જતી. રાષ્ટ્રીય ન્યાયાલયોમાં શાસ્ત્રીય હુકમો, રૂઢિઓ અને સાક્ષ્યને ધ્યાનમાં લઈ ન્યાય અપાતો. મનુ અને નારદ માફક

બૃહસ્પતિ પુરાવાને મહત્ત્વ આપે છે અને સાક્ષીઓના વર્ગ પાડે છે. આ પુરાણોની વસ્તુ જોતાં અગ્નિપુરાણમાં રાજકીય ઘણી બાબતો નજરે ચઢે છે. રાજ્યને નીતિનું મંડળ ગણવામાં આવ્યું છે. રાજા પ્રજાના કલ્યાણ માટે પ્રયત્ન કરતો હોય છે. તેમાં રાજાના ગુણો અને ફરજોનું વર્ણન છે. રોજ રાજાએ તેના મંત્રીઓ સાથે અગત્યની બાબતોની ચર્ચા કરવી જોઈએ અને ન્યાયાલયમાં પ્રમુખપદ લેવું જોઈએ. રાજકુંવરોને નીતિશાસ્ત્ર તથા યુદ્ધની તાલીમ આપવી જોઈએ. તેમાં મંત્રી, કોશાધ્યક્ષ, દૂત, હસ્તિન્ પાલક, કિલ્લા તથા દુર્ગોના અધિપતિ, રાજવૈદ્ય, કાયસ્થ વગેરેની સૂચિ આપવામાં આવી છે. જમીન મહેસુલ, આયાત નિકાસ વેરો, ખરીદવેચાણ વેરો વગેરેના નિયમો પણ આપવામાં આવ્યા છે. પરદેશી બાબતોને લગતા દૂતોના ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા હતાઃ—(૧) શાસનાહર્ક–સંદેશાઓ માટેના, (૨) મિત્રાર્થ–સૂચના પ્રમાણે કામ કરવા માટેના, (૩) મિહષ્ટાર્થ–પોતાની બુદ્ધિ પ્રમાણે કામ કરવા માટેના. માર્કંડેયપુરાણમાં કહ્યું છે કે પ્રજાહિતમાં આડે આવનાર પિતા, ધર્મપ્રચારક, સગો કે મિત્ર હોય તો પણ તેને રાજાએ મારી નાંખવો. વાયુપુરાણ, મત્સ્યપુરાણ અને વિષ્ણુપુરાણ પણ રાજકીય બાબતોના થોડાક ઉલ્લેખો કરે છે. છઠ્ઠી સદીના ભારવિ, દંડિન, ભર્તૃહરિ, સુબંધુ વગેરેના ગ્રંથોમાં પણ થોડીક રાજકીય વિગતો છે. પંચતંત્ર અને પ્રબોધચંદ્રોદયમાં પણ થોડીક રાજકીય વિગતો છે.

### ૧૫. નોંધોમાં રાજ્યસંબંધી ઉલ્લેખો

સાતમી સદીની રાજકીય વિગતો બાણના હર્ષચરિત અને યવનચાંગની નોંધમાંથી મળે છે. હર્ષના જે પૂર્વજો નરવર્ધન, રાજ્યવર્ધન, સાહિત્યવર્ધન વગેરે મહારાજા કહેવાતા, તેઓ કદાચ ખંડિયા પણ હોય. સ્વતંત્ર રાજવંશ પ્રભાકરવર્ધનથી ચાલુ થયો હોય તેવું લાગે છે. તેનું

બિરુદ મહારાજાધિરાજ હતું. તેનો ભાઈ રાજ્યવર્ધન ગાદીએ આવ્યો, પરંતુ તેના આકસ્મિક મૃત્યુને કારણે હર્ષવર્ધન તેની વિધવા બહેન રાજ્યશ્રી સાથે રાજ્ય કરવા લાગ્યો અને પ્રદેશો જીતવા લાગ્યો. તે ઈ. સ. ૬૪૮ માં મૃત્યુ પામ્યો. યવનચંગના કથનાનુસાર હર્ષના રાજ્યના ૭૦ વિભાગો હતા. બધા વિભાગો સ્વતંત્ર હતા. તે ખંડિયા રાજ્ય જેવા હતા. હર્ષે દિગ્વિજય કર્યો હતો. અશ્વમેધ યજ્ઞનો ઉલ્લેખ કોઈ જગ્યાએ નથી. બાણે હર્ષચરિતમાં અનેક ખંડિયાઓને સમ્રાટ હર્ષની પ્રતિક્ષા કરતા જણાવ્યા છે. હૂણોની ચડાઈ વખતે કેટલાય ખંડિયાઓ રાજ્યવર્ધન સાથે રહેતા. આંધ્ર અને દ્રાવિડ પ્રદેશના દૂતો ન્યાયાલયમાં આવતા તેનો બાણ ઉલ્લેખ કરે છે. વર્ધન-સામ્રાજ્યનો પુરાવો કાદંબરીમાંથી મળે છે. શિલાલેખોમાં હર્ષવર્ધન વડવાઓ માફક પરમભટ્ટાર્ક તથા મહારાજાધિરાજ કહેવાતો. વહીવટ માટે હર્ષ જાતે એક જગ્યાએથી બીજી જગ્યાએ મુસાફરી કરતો. સમ્રાટે દિવસના ત્રણ વિભાગ પાડયા હતા. એક વિભાગ વહીવટનાં કાર્યો માટે અને બે વિભાગ ધાર્મિક કાર્યો માટે. હર્ષે જાહોજલાલી તથા સામ્રાજ્યની કીર્તિને જાળવી રાખ્યાં હતાં. બાણે હર્ષના ન્યાયાલયનું વર્ણન કર્યું છે. કનોજ પાટનગર માટે યવનચાંગે કહ્યું છે કે કનોજમાં ઊંચી ઈમારતો તથો સુંદર બગીચાઓ અને સ્વચ્છ પાણીનાં તળાવો અનેક હતાં. કનોજની ભૂમિ રળિયામણી હતી. રાજમહેલમાં નોકરચાકરો, પુરોહિતો, પંડિતો તથા રાજવૈદો ઘણા હતા. બૌદ્ધ બ્રાહ્મણો તથા ગરીબોને દાન અપાતું. ઉત્પન્નનો ૧/૬ ભાગ મહેસુલ તરીકે લેવાતો અને રક્ષણ માટે લશ્કર રખાતું.

હર્ષ સંતાન વગર મૃત્યુ પામ્યો. તેના લગ્ન વિષે બાણ ભટ્ટે અથવા યવનચાંગે કંઈ ઉલ્લેખ કર્યો નથી. આશરે ઈ. સ. ૬૪૮ પછી એટલે કે હર્ષના મૃત્યુ પછી રાજ્યના ઘણા ભાગલાઓ પડયા. જેથી

૧૧મી સદી સુધીનો ઉત્તર ભારતનો ઈતિહાસ ઉજ્જ્વળ નથી. કેમકે સદીમાં ગુર્જરો અને પ્રતિહારો મોટા સમ્રાટ થયા નહોતા. મહમદ ગિઝનીની ચડાઈ પહેલાંના ચાર સૈકાનો સમય નાનાં રાજ્યોનો છે. તે સમયે કનોજ, કાશ્મીર, સિંધ, મગધ, કલિંગ અથવા ઓરિસ્સા, બંગાળ, કામરૂપ અથવા આસામ, માલવા, અજમેર, દિલ્હી, ગ્વાલિયર, જેકાકભુક્તિ અને ચેદી રાજ્યો હતાં. આ બધાં રાજ્યોના વહીવટના મૂળભૂત સિદ્ધાંતો સરખા હતા. આશરે ઈ. સ. ૭૦૦માં ભવભૂતિએ સંસ્કૃત ભાષામાં માલતીમાધવ, મહાવીરચરિત, અને ઉત્તરરામચરિત નાટકો લખ્યાં હતાં. ઉત્તરરામચરિત દ્વારા રાજાના ઉદારતત્ત્વ (જનમતાનુસાર રાજા પત્નીનો ત્યાગ કરે છે.)નું દર્શન થાય છે. રાજાના ભાઈઓ રાજ-વહીવટનું કામ કરે છે. માઘના મુદ્રારાક્ષસ નાટકમાં રાજકીય વિગતો આપવામાં આવી છે. રાજાએ જનતાના કલ્યાણ માટે પોતાના સુખનો ભોગ આપવો જોઈએ. જૈન આદિપુરાણમાં કહેવામાં આવ્યું છે કે જૈન રાજાઓએ બ્રાહ્મણોના આશીર્વાદનો સ્વીકાર ન કરવો જોઈએ. રાજ્યવહીવટની બીજી વિગતો પણ આપવામાં આવી છે.

લેખો પરથી રાજવહીવટી તંત્રનો ખ્યાલ આવે છે. ધર્મપાલ દેવની ખલીજપુરની તકતીમાં 'રાજન્' અને 'રાજાનક' સૂચિને મથાળે છે; એટલે કે ખંડિયાઓ (રાજન્) સમ્રાટના રાજવહીવટમાં નોકરી કરતા હશે. 'રાજાનક' કાશ્મીર અને ચંબામાં મંત્રી માટે વપરાતો હતો. 'મહાસામંતાધિપતિ' શબ્દ સામંતોમાં મુખ્ય સામંત માટે વપરાતો હશે. 'દૂતક' કોઈ અમલદાર હોવો જોઈએ. 'યુવરાજ' મોટી પદવી લાગે છે. 'સેનાપતિ' સૈન્યોના વડા માટે વપરાતો લાગે છે. 'ચૌરોદ્ધારણિક' ચોરોને શિક્ષા આપનાર અમલદાર હશે. 'દંડશક્તિ' અને 'દંડપારસિક' પણ પોલીસ અમલદારો હશે. 'શૌલ્કિક' અને 'ગૌલ્મિક' કર તથા ...ગલોના નિરીક્ષકો માટે હશે. 'કાયસ્થ' કારકુનો (લખનારા) માટે હશે. ...કાયસ્થ' મુખ્ય કારકુન માટે વપરાયો લાગે છે. 'વિષયપતિ',

'ભોગપતિ' વગેરે અમલદારોનાં નામો છે. સ્થાનિક વિભાગોનાં નામ ભુક્તિ (પ્રાંત), વિષય (જીલ્લો), મંડલ વગેરે છે.

કલ્હણ કવિએ કાશ્મીર અને ચંબાની રાજકીય વિગતો રાજતરંગિણીમાં આપી છે. બ્રાહ્મણ અને શૂદ્રો ત્યાં વધારે હતા. ક્ષત્રિયો અને વૈશ્યો ઓછા હતા. રજપૂતો (યોદ્ધાઓ)ની કેટલીક જાતિઓ ત્યાં હતી. બ્રાહ્મણો રાજ્યની નોકરીઓ કરતા. તેઓ કાયસ્થ એટલે કે કારકુનની નોકરી પણ કરતા. બધા બ્રાહ્મણો દેશનિકાલની સજામાંથી બાકાત હતા. ખંડિયા પદ્ધતિ ત્યાં હતી. એવું મનાય છે કે મેઘવાહન રાજાએ ઘણા રાજાઓને હરાવ્યા હતા અને પશુઓની હિંસા ન કરવાનું વચન લીધું હતું. શંકરવર્માન નામના રાજાએ (ઈ. સ. ૮૮૩–૯૦૨) ૬૪ મંદિરો લૂંટયાં હતાં. હર્ષે પ્રજા પાસેથી ભારે દંડ લીધા હતા અને કેટલીય બળવાન જાતિઓને મારી નાખવાનો હુકમ કર્યો હતો. કાશ્મીરની પ્રજાએ જુલમના વિરોધના પ્રતીકરૂપે ભૂખ હડતાળ પાડી હતી. જેનાથી તેમનો ઉદ્દેશ સધાયો હતો.[6]

રાજાને મૈત્રી માટે કિંમતી ચીજો આપવામાં આવતી. ગરીબો પણ ન્યાયી રાજાને મળી શકતા. કાશ્મીરનો દરબાર ત્યાંના રાજા હર્ષના સમયમાં ભવ્યતાના શિખરે પહોંચ્યો. ઉત્સવોના સમયે સંગીત નૃત્યથી અત્યંત ભપકાદાર દશ્યો રજૂ કરાતાં. રાજાનો રાણીવાસ મોટો હતો. ઘરકામ માટે 'ગૃહકૃત્ય' નામનો નિરીક્ષક રાખવામાં આવતો. રાજ્યમાં સાત મોટા અમલદારો—ન્યાયાધીશ, મહેસૂલી, નિરીક્ષક, કોશાધ્યક્ષ, સેનાપતિ, એલચી અને જ્યોતિષી હતા. સ્થાનિક વહીવટ ઉત્તર ભારતના સ્થાનિક રાજવહીવટ જેવો હતો. ચંબામાં કાશ્મીર જેવી રાજ્યવ્યવસ્થા હતી. ઈ. સ. ૭૦૦માં મેરુવર્માએ 'રાજાધિરાજ' બિરુદ ધારણ કર્યું હતું.

---

6. Beni Prasad—The State In Ancient India. Page 423.

સિંધમાં ૮મી સદીથી આરબો આવી ગયા હતા. મહમૂદ ગિઝનીની ચડાઈઓનો સામનો ગુર્જર પ્રતિહારોએ દસની સદીના અંત સુધી કર્યો. ૧૧મી સદીમાં ગુર્જર પ્રતિહારોના અંતને લીધે મહમૂદ ગિઝની ફાવી ગયો. અલ્બેરૂનીએ તેની નોંધમાં રાજનીતિ કરતાં સંસ્કૃતિ તરફ વધારે ધ્યાન આપ્યું છે. અલ્બેરૂનીએ કહ્યું છે કે હિંદુઓ ધાર્મિક કાયદાઓમા માનતા. સાક્ષીઓ ચારથી વધારે હોવાની જરૂર હતી. દાવો કરનારને તેના હક માટે કોઈ દસ્તાવેજી પુરાવો લાવવો પડતો. સોગંદ હકની ચીજની કિંમતના પ્રમાણમાં ખવડાવવામાં આવતા. બ્રાહ્મણનું ખૂન, ગૌહત્યા, મદ્યપાન, છિનાળું વગેરે ગંભીર ગુનાઓ ગણાતા. શિક્ષા ગુનાઓ પ્રમાણે કરવામાં આવતી. છિનાળું કરવા માટે સ્ત્રીને ઘરમાંથી કાઢી કેદખાનામાં ધકેલી દેવાતી. ધારવાડ નજીકના સિદ્ધપુરમાં કદંબ વંશના ૧૨મી સદીના લેખમા મહેસલ સંબંધી ઉલ્લેખો છે. દક્ષિણના કેટલાક લેખોમાં કટકાધીશ, કટકેશ, કટકરાજ વગેરે અધિકારીઓનાં નામો છે.[7]

7. Beni Prasad—The State in Ancient India. Page 467.

# ૭. સંસ્કૃત સાહિત્ય

ભારતીય સાહિત્યનો ઇતિહાસ ઓછામાં ઓછા ત્રણ હજાર વર્ષનો ઇતિહાસ છે[1] આ સાહિત્યની અસર પ્રાચીન યુગમાં તિબેટ, ચીન, જાપાન, કોરિયા, સિલોન, મલાયા અને બીજા ઘણા ટાપુઓ સુધી પહોંચી હતી. આ સાહિત્યમાં ધાર્મિક કાવ્યો, દુનિયાદારીનાં કાવ્યો, મહાકાવ્યો, ઊર્મિકાવ્યો, નાટકીય સંવાદો તથા નીતિબોધક કાવ્યોનો સમાવેશ થાય છે. ધાર્મિક સાહિત્ય (યજ્ઞક્રિયાનાં ગીતો, સ્તોત્રો, મંત્રો, કલ્પિત કથાનકો, દંતકથાઓ, ઉપદેશાત્મક વચનો, દૈવી કથાનકો, ધાર્મિક ક્રિયા તથા નીતિનાં વચનો) મોખરે છે. વ્યાકરણ અને શબ્દકોશો છંદમાં લખાયેલા છે. તત્ત્વજ્ઞાન સાહિત્યક પ્રવૃત્તિનો પ્રથમ વિષય હતો. રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, આયુર્વેદ, જ્યોતિષ, ખગોળશાસ્ત્ર, ગણિત, વ્યાકરણ તથા કાયદા સંબંધી ગ્રંથો અને સંગીત, ગાન, નૃત્ય, નાટકીય કલા, મંત્રતંત્ર તથા પ્રેમસંબંધી ગ્રંથો પણ રચાયા છે. વેદકાલીન તથા બૌદ્ધ સાહિત્ય મૌખિક હતું. જેને જાણવાની ઇચ્છા થતી તે ગુરુ પાસે જતો. ભારતવાસીઓ પ્રાચીનકાળમાં તાડપત્રો પર લખતા. ૧૧મી સદીમાં ધારના રાજા ભોજ પાસે એક પ્રસિદ્ધ પુસ્તકાલય હતું. કાગળ પરનાં હસ્તલિખિત પુસ્તકો ૧૧–૧૨મી સદીનાં છે. બૌદ્ધોના સમયમાં લાકડું લખાણ માટે વપરાતું હતું. પત્થર ધાતુ તથા કાગળની વપરાશ પછીથી થઈ. પ્રાચીન સાહિત્યનું જ્ઞાન (એટલે કે સરસ્વતીભંડાગાર) મંદિરો, મઠો તથા રાજપુત્રોના મહેલો કે ધનિકના ગૃહોમાં રહેતું. ગુરુ પાસે બેસી સાંભળવું તે શ્રુતિ. તે શબ્દ પાછળથી શાસ્ત્રો માટે વપરાયો.

---

1. Winternitz—Indian Literature. Vol. I. Page 1.

### અ. વેદસાહિત્ય

વેદકાલીન સાહિત્યમાં ચારવેદ (ઋગ્વેદ, અથર્વવેદ, સામવેદ, યજુર્વેદ) મુખ્ય છે. વેદ એટલે જ્ઞાન–પવિત્ર ધાર્મિક જ્ઞાન. વેદસાહિત્યના ત્રણ વિભાગ પડે છે:—(૧) સંહિતાઓ (સંગ્રહો)—આમાં સૂક્તો, પ્રાર્થનાઓ, મંત્રો, આશીર્વચન, યજ્ઞસૂત્રો, સ્તોત્રો વગેરે છે. (૨) બ્રાહ્મણો–આ ગદ્ય પુસ્તકોમાં દેવદેવી સંબંધી ખાસ કરીને યજ્ઞક્રિયાઓ અને અદ્દભૂત તથા વાસ્તવિક મર્મનું દર્શન થાય છે. વેદોને લગતાં બ્રાહ્મણો હોય છે. દા ત. ઐતરેય બ્રાહ્મણ ઋગ્વેદને લગતું છે. શતપથ બ્રાહ્મણ શુક્લ યજુર્વેદને લગતું છે. (૩) આરણ્યક અને ઉપનિષદ—ગ્રંથોમાં તપ, દેવ, જગત, માનવજાતિ તથા તત્ત્વજ્ઞાન વિશે ઋષિઓએ લખ્યું છે. વેદોને લગતાં ઉપનિષદો છે. દા. ત. છાંદોગ્ય ઉપનિષદ સામવેદને લગતું છે.

**૧. સંહિતાઓ**

સંહિતાઓ ચાર છે. (૧) ઋગ્વેદ સંહિતા–આ સ્તુતિનાં ગીતોનો સંગ્રહ છે. આમાં ૧૦૨૮ સૂક્તો છે; દસ મંડળ છે. ૨ થી ૭ નંબરનાં મંડળો 'કુલ–મંડળ' કહેવાય છે, કારણ કે મંડળના રચયિતા અમુક કુળના ઋષિ છે. ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, ભારદ્વાજ અને વસિષ્ઠ ૨ થી ૭ મંડળના દર્શક તથા ગાયક છે. ૮ મું મંડળ કણ્વ ઋષિ તથા અંગીરસના નામે છે. ૧, ૯ અને ૧૦ મા મંડળનાં દરેક સ્તોત્ર રચયિતાનું નામ સૂચવે છે. ૯મા મંડળમાં સોમરસપાન તથા સોમદેવની ગૌરવગાથા છે. આના પૂરવણીગ્રંથોને 'ખિલ' કહે છે. ૮મા મંડળને અંતે વાલ્ખિલ્ય સ્તોત્રો આ પ્રકારનાં છે. સુવર્ણસૂક્તો, પ્રૈષાસૂક્તો તથા નિવિદાયજ્ઞને લગતાં છે. સૂક્તો છંદમાં રચાયેલાં છે અને ઋચાઓનાં બનેલાં છે. ઋચાના ચરણને પાદ કહે છે. ત્રણ પાદોને ગાયત્રી અને ચારને અનુષ્ટુભ કહે છે. બાર શ્રુતિવાળાં ચાર પદોને જગતિ કહે છે. આમાં આર્યોના યુદ્ધનાં ગીતો, જવ મુખ્ય ખોરાક હોવાનું સૂચન, પશુપાલનનો નિર્દેશ, અશ્વનું મહત્ત્વ વગેરેનો

સમાવેશ થાય છે. એક સૂકતમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રનો ઉલ્લેખ છે. યજ્ઞક્રિયામાં સ્ત્રીઓ ભાગ લઈ શકતી નહોતી. ઋગ્વેદના વિવેચન માટે નિઘંટુની રચના થઈ હતી. યાસ્કનું ઋગ્વેદ પરનું વિવેચન નિરૂકત કહેવાય છે. તે વ્યુત્પત્તિશાસ્ત્ર છે. ઋગ્વેદનાં ગીતો વિશે કહેવાય છે કે મંદિર વગરનાં યજ્ઞસ્થાનોમાં યજ્ઞક્રિયાથી દેવોની પ્રાર્થના થતી અને યજ્ઞને અર્પેલી રોટલીઓ, દહીં, માંસ, સોમરસ તથા મદ્ય વગેરે લેવા દેવોનું આવાહન કરવામાં આવતું. સૂર્યનાં સૂકતો ઘણાં છે. કુદરતી ચમત્કારને કારણે સૂર્ય, સોમ, અગ્નિ, દ્યૌસ્ (આકાશ), મરુતો (તોફાન) વાયુ (પવન) અસસ્ (જલ), ઉષસ્ (પરોઢ) અને પૃથ્વીને દેવદેવી બનાવ્યાં. તેમનાં સ્તુતિસૂત્રો પણ બનાવવામાં આવ્યાં. વિશ્વકર્મા તથા પ્રજાપતિ કલ્પિત દેવ હોવાનો ૧૦મા મંડળમાં ઉલ્લેખ છે. સૂકતો તથા ખંડકાવ્યો (પુરુરવા, ઉર્વશી, યમયમી વગેરે) પણ છે. પુરુરવા, ઉર્વશી તથા યમયમીના સંવાદો પ્રખ્યાત છે. સૂર્યા-સૂક્તમાં સૂર્યની પુત્રી સૂર્યાનાં સોમ (ચંદ્ર) સાથેના લગ્નનું વર્ણન છે લગ્નક્રિયામાં આવતા લગ્નના આશીષ વચનોનો ઉલ્લેખ છે.

(૨) અથર્વવેદ સંહિતા :—આમાં મંત્રતંત્રની રીતો બતાવી છે. અથર્વનો મૂળ અર્થ અગ્નિપુરોહિત થતો હતો. અવેસ્તાના પુરોહિત જેવા અગ્નિપુરોહિત છે. ઈરાની અગ્નિપૂજકો જેવા આર્યો પણ અગ્નિપૂજકો છે. મેડિયામાં અથર્વવેદીઓ મંત્રતંત્રના પુરોહિતો કહેવાતા. આને કારણે આ વેદને અથર્વાંગીરસ કહેવામાં આવે છે. અંગીરસો અગ્નિપૂજકો અને અથર્વો મંત્રતંત્રવાળાઓ ગણાય છે. અથર્વમાં રોગ મટાડવાનાં સૂકતો આવે છે અને અંગીરસમાં પ્રતિસ્પર્ધીઓ, રિપુઓ અને મંત્રસાધકોને શાપ આપવા માટેનાં સૂકતો છે. અથર્વવેદમાં ૭૩૧ સૂકતો છે. ૨૦ મંડળોમાં તેનું વિભાજન થયું છે. ૨૦મું મંડળ પાછળથી ઉમેરાયું છે. તેનાં સૂકતો ઋગ્વેદમાંથી લેવાએલાં છે. અથર્વવેદનો સાતમો ભાગ ઋગ્વેદમાંથી લેવાએલો છે. ૧૭ મંડળોના બનેલા પહેલા ભાગમાં પરચુરણ વિગતોનાં ટૂંકાં સૂકતો

છે. ૮થી ૧૦ના બનેલા બીજા વિભાગમાં પરચુરણ વિગતોનાં લાંબાં સૂક્તો છે. ૧૩ થી ૧૮માં એકધારું જુદું જ વસ્તુ છે. ૧૪મા મંડળમાં લગ્નવિષયક સૂક્તો અને ૧૮મા મંડળમાં મરણવિષયક સૂક્તો છે. ઋગ્વેદના છંદ જેવા છંદ આમાં છે અને રચના ઋગ્વેદ પછીની છે. તેમાં ભૌગોલિક તથા સાંસ્કૃતિક પરિસ્થિતિઓ ઋગ્વેદ પછીના સમયની છે. ચાર વર્ણો ઉપરાંત દરેકના અધિકાર બતાવ્યા છે. ઈશ્વરજ્ઞાન તથા જગતજ્ઞાનની માહિતી ઋગ્વેદ સમય પછીની છે. તત્ત્વજ્ઞાનનાં સ્તોત્રો મંત્રવિદ્યા માટે વપરાયાં છે. અસત્‌ના સિદ્ધાંતને લીધે રાક્ષસો, રિપુઓ તથા મંત્રસાધકોનાં નાશ માટેનાં શાપસૂક્તો છે. આ સંહિતામાંથી અનેક જાતનાં ભૂત, આત્મા, રાક્ષસ, પૈશાચ તથા સેતાન વિશેનું જ્ઞાન મળે છે. જાદુવિદ્યાનું મહત્ત્વ આમાં અત્યંત છે. સેતાનો માનવજાતિને રોગો આપે છે. તેઓ રાત્રે નાશવંત સ્ત્રીપુરુષોની મુલાકાત લે છે. તેમને અપ્સરા તથા ગંધર્વો કહે છે. તેઓ જાતીય આકર્ષણથી મરણાધીન સ્ત્રીપુરુષોને લલચાવે છે અને અસ્વાભાવિક સહવાસથી હાનિ પહોંચાડે છે. આમને કાઢી મૂકવાનાં સૂક્તો અથર્વવેદમાં છે. દીર્ઘજીવન તથા આયુષ્યનાં સ્તુતિસૂક્તો પણ છે. રોગ મટાડનાર છોડ, માદળિયાં તથા તાવીજનાં સૂક્તો પણ છે. પ્રજાપતિ, બ્રહ્મ, તપ, પ્રાણ વગેરેની ચર્ચા આપી છે.

ઉપરની બે સંહિતાઓ સ્તુતિના ગ્રંથો છે. તે મૂળભૂત ગ્રંથો છે. યજ્ઞોના ચાર મુખ્ય પુરોહિતો હોય છેઃ—(૧) હોતા એટલે કે સ્તોત્રો ઉચ્ચારનાર, (૨) ઉદ્‌ગાતા—સહગાયક, પુરોહિત યજ્ઞની તૈયારી કરવામાં સહાય કરે તે, (૩) અધ્વર્યુ—જે સ્તુતિસૂક્તો બોલે તથા યજ્ઞક્રિયા કરે તે, (૪) બ્રહ્મા—મુખ્ય પુરોહિત કે જે ભયથી યજ્ઞનું રક્ષણ કરે તે. મહાનપુરુષ અથવા રાજપુત્ર કે જે યજ્ઞક્રિયાનું તથા દક્ષિણા આપે તે યજમાન.

(૩) સામવેદ સંહિતાઃ—પુરાણો સામવેદની હજારો સંહિતાઓ

અણાવે છે. આમાં સૌથી વધુ પ્રસિદ્ધ કૌથુમીની સામવેદ સંહિતા છે. આના આર્ચિક તથા ઉત્તરાર્ચિક નામના બે વિભાગ છે. બંને ભાગની ઋચાઓમાંની ઘણીખરી ઋગ્વેદમાં આવે છે. ઘણી ઋચાઓ ગાયત્રી છંદમાં છે આમાં મુખ્ય તત્ત્વ મધુર સંગીત છે એટલે કે આ વેદ સામ (મધુર સંગીત) ને કારણે સામવેદ કહેવાય છે. આર્ચિકામાં ૫૮૫ ઋચાઓ છે. તેમાં જુદા જુદા મધુર સ્વરો છે. ઉત્તરાર્ચિકામાં ૪૦૦ સ્તોત્રો છે. ઘણાં ખરાં ત્રણ ત્રણ ઋચાઓનાં છે. ગીતનું મહત્ત્વ આ સંહિતામાં વધારે છે.

(૪) યજુર્વેદ સંહિતા :—આ યજ્ઞક્રિયાની રીતોનો સંગ્રહ છે. આ અધ્વર્યુ પુરોહિતનો સ્તુતિગ્રંથ છે. અધ્વર્યુની ૧૦૧ શાખાઓ ગણાય છે.[2] આ સંહિતાના બે પેટા વિભાગ છે—કૃષ્ણ યજુર્વેદ અને શુક્લ યજુર્વેદ. કૃષ્ણ યજુર્વેદ સંહિતાના પુનઃ શોધિત પાઠોના કેટલાક ગ્રંથ છે. તેમાં તૈતરિયસંહિતા અને મૈત્રયાની સંહિતા મહત્ત્વના ગ્રંથો છે. યજુર્વેદની નીચે જણાવેલી પાંચ સંહિતાઓમાં છેલ્લી શુક્લ યજુર્વેદની છે. પહેલી ચાર કૃષ્ણ યજુર્વેદની છે.

૧. કઠ :—કઠ શાખાની પુનઃ શોધિત પાઠની સંહિતા છે.

૨. કપિષ્ઠલ કઠસંહિતા :—આ હસ્તલિખિત સંહિતાના થોડા અવશેષો જળવાઈ રહ્યા છે.

૩. મૈત્રાયની સંહિતા :—મૈત્રાયની શાખાની પુનઃ સંશોધિત પાઠની સંહિતા.

૪. તૈતરિય સંહિતા :—તૈતરિય શાખાની પુનઃ સંશોધિત સંહિતા.

---

2. Winternitz—Indian Literature. Vol. I. Page 169.

આ આપસ્તંબ સંહિતા પણ કહેવાય છે. આ સંહિતાઓમાં યજ્ઞક્રિયા તથા વિવાદનાં સૂક્તો છે.

**૫. વાજસનેયી સંહિતા** :—શુક્લ યજુર્વેદની આ સંહિતા છે. આ વેદના ગુરુ વાજસનેય પરથી વાજસનેયી (યાજ્ઞવાલ્કય) સંહિતા કહેવાય છે.

મધ્યન્દીનશાખા તથા કણ્વશાખાની પુનઃ સંશોધિત પાઠની સંહિતાઓ છે. આમાં ફક્ત મંત્રો છે. તેમાં સ્તુતિ તથા યજ્ઞક્રિયાઓનાં પુરાણોને મળતાં સૂક્તો છે. તેના ૪૦ વિભાગો છે જેમાં જુદા જુદા મંત્રોનાં સૂક્તો છે. પહેલા બે વિભાગોમાં દર્શપૂર્ણમાસ એટલે કે અમાસ પૂર્ણિમાના યજ્ઞનાં સૂક્તો છે અને તેમાં પિંડપિતૃ યજ્ઞનાં સ્તોત્રો પણ છે. ત્રીજા વિભાગમાં રોજની અગ્નિપૂજાની સ્તુતિઓ અને અગ્નિહોત્ર વિશે છે. ચાતુર્માસનાં સૂક્તો પણ છે. સોમયજ્ઞ તથા પશુયજ્ઞનાં સૂક્તો ૪ થી ૮ વિભાગમાં છે. રાજસૂયયજ્ઞ તથા સોમયજ્ઞનાં સૂક્તો ૯ અને ૧૦મા વિભાગમાં છે. ૧૧ થી ૧૮ માં અગ્નિચયન અથવા યજ્ઞકુંડની રચના માટેના મંત્રો અને સૂત્રો આપ્યાં છે. ૧૯ થી ૨૧ વિભાગમાં સૌત્રામણી ઉત્સવનાં સ્તુતિ સૂક્તો આપેલાં છે. ૨૨ થી ૨૫માં અશ્વમેધયજ્ઞનું વર્ણન છે. ૨૬ થી ૩૫ ને ખિલ અથવા પરિશિષ્ટ કહે છે. આગળના વિભાગોની આ પૂરવણીઓ છે. ૩૦ મો વિભાગ પુરુષમેધયજ્ઞ વિશે છે. કયા પુરુષોનો ભોગ આપવો તે તેમાં જણાવ્યું છે. ૩૧ મા ભાગમાં પુરુષસૂક્તનું રૂપાંતર છે. ૩૨ મો વિભાગ ઉપનિષદ જેવો છે. પ્રજાપતિને પુરુષ તથા બ્રહ્મ તરીકે ઓળખાવ્યા છે. ૩૨ થી ૩૪ માં સર્વમેધયજ્ઞનું વર્ણન છે. ૩૫મા ભાગમાં મરણક્રિયાના શ્લોકો છે. ૩૬ થી ૩૯માં પ્રવર્ગ્ય નામની ક્રિયાનું વર્ણન છે. ૪૦મામાં ઈર્શા ઉપનિષદ છે. યજુર્વેદમાં પદ્યબદ્ધ ઋચાઓ અને ગદ્યબદ્ધ યજુસો છે. બીજા વિભાગ પરથી વેદનું નામ યજુર્વેદ પડયું છે. યજુર્વેદમાં કેટલીક આર્થનાઓ ગદ્યમાં છે. જાદુના મંત્રો પણ છે. આમાંથી ધર્મનું વિજ્ઞાન જાણી શકાય છે.

વેદને લગતાં બ્રાહ્મણો યજ્ઞો તથા પુરોહિતોનો ઇતિહાસ છે. બ્રાહ્મણ એટલે (૧) સમજુતી અથવા વિદ્વાન પુરોહિતનું ધાર્મિક મુદ્દા પરનું ઉચ્ચારણ, (૨) યજ્ઞ વિશેના પુરોહિતોના વિવાદો તથા ઉચ્ચારણો (જગત સંબંધી કલ્પનાઓ, કલ્પિત વાતો, પ્રાચીન દંતકથાઓ, યજ્ઞના લાભ (દક્ષિણા વગેરે ઋગ્વેદને લગતાં છે). ઐતરેય બ્રાહ્મણમાં ૪૦ અધ્યાય છે, જેના ૮ પચકો છે. તેમા સોમયજ્ઞની વિગતો આપી છે. કૌશિતકિ અથવા સાંખ્યાયન બ્રાહ્મણમાં ૩૦ અધ્યાય છે. પહેલા સાત ભોજન યજ્ઞને લગતા છે. ૭ થી ૩૦ ઐતરેય બ્રાહ્મણ માફક સોમયજ્ઞને લગતા છે. તાંડ્ય મહાબ્રાહ્મણ પંચવિંશ (૨૫) અધ્યાયોનું છે. વ્રાત્યોથી યજ્ઞક્રિયા થાય તેનું વર્ણન છે. સદ્વિંશબ્રાહ્મણના ૨૬ વિભાગો છે. તેના છેલ્લા વિભાગને અદ્‌ભૂત બ્રાહ્મણ (શુકનિયાળ તથા ચમત્કારવાળુ) કહેવામાં આવે છે. જૈમિનિય બ્રાહ્મણ ધર્મ તથા દંતકથાનો ગ્રંથ છે. શતપથ બ્રાહ્મણ શુક્લ યજુર્વેદનું છે તૈતરિય બ્રાહ્મણ કૃષ્ણયજુર્વેદનું છે. શતપથ બ્રાહ્મણમાં સો અધ્યાય છે. ૧૪ કાંડોમા તેનું વિભાજન થયું છે. ઘણા માર્ગોનું આ બ્રાહ્મણ છે. આમાં ઉપનયન, ચરકુંડ, મરણક્રિયાઓ, અશ્વમેધયજ્ઞ વગેરેની ચર્ચા થઈ છે. બ્રાહ્મણનાં ચાર કર્તવ્યો છે :—૧. બ્રાહ્મણ કુળમાં જન્મ. ૨. બ્રાહ્મણ ઉચિત ચરિત્ર, ૩. કીર્તિ, ૪. લોકોને પૂર્ણ બનાવવા. બ્રાહ્મણોમાં વ્યુત્પત્તિ-શાસ્ત્ર આવે છે. ઉપવસથમાં વ્યુત્પત્તિ છે. ઇન્દ્ર શબ્દ ઇન્દ્ધ પરથી બનેલો છે. બ્રાહ્મણોમા યજ્ઞને વિષ્ણુ અથવા પ્રજાપતિ તરીકે ઓળખાવવામાં આવ્યો છે. બ્રાહ્મણોમાં તે સમયની નીતિ તથા સમાજની પરિસ્થિતિનું વર્ણન છે. તે પરથી માલુમ પડે છે કે પ્રજાપતિએ મુખમાંથી બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રિય, વક્ષસ્થલમાંથી વૈશ્ય અને શૂદ્ર પગમાંથી પેદા કર્યા છે જગત ઉત્પત્તિની ઘણી દંતકથાઓ બ્રાહ્મણોમાં છે. બ્રાહ્મણોમાં અર્થવિચારોનો ઇતિહાસ છે. તેનો વિકાસ આરણ્યક અને ઉપનિષદોમાં થયો.

### ૩. આરણ્યક અને ઉપનિષદ

રાજાઓ નહિ, પરંતુ સ્ત્રીઓ અને નિમ્ન વર્ગના લોકો પણ સાહિત્ય અને તત્ત્વજ્ઞાનમાં ભાગ લેતા, તેવો ઉપનિષદોમાં ઉલ્લેખ છે. બૃહદારણ્યક ઉપનિષદમાં ગાર્ગી યાજ્ઞવાલ્કયને પ્રશ્નો પૂછે છે. એક આત્માનું બીજા શરીરમાં ગમન, અદ્વૈત આત્માનો સિદ્ધાંત અને જીવનના ચાર આશ્રમો (બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી)નો નિર્દેશ ઉપનિષદોમાં છે. બ્રાહ્મણોમાં તેમ જ તેમના પરિશિષ્ટ તરીકે જે પુસ્તકો આવે છે, તેમને આરણ્યક (વન પુસ્તક) કહે છે. આમાં ગુપ્તજ્ઞાન કે જે ગામમાં ન શીખવાડી શકાય તે જંગલમાં શીખવાડાતું. આરણ્યકોમાં યજ્ઞોની ગહનતા, પ્રતીકાત્મકતા તથા વિદ્વતાપૂર્ણ તત્ત્વજ્ઞાનની ચર્ચા કરાઈ છે. પ્રાચીન ઉપનિષદોનો આરણ્યકોમાં સમાવેશ થયેલો છે. આરણ્યક અને ઉપનિષદમાં ભેદ પાડવો મુશ્કેલ છે.[3] આ ગ્રંથો વેદાન્ત કહેવાય છે, કારણ કે વેદકાળને અંતે આની રચના થઈ છે અને વેદોના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોને સમજવા માટેના આ વિવેચન ગ્રંથો છે. ઐતરેય આરણ્યકમાં ઐતરેય ઉપનિષદનો સમાવેશ થાય છે. ઋગ્વેદના ઐતરેય બ્રાહ્મણ સાથે આ જોડાએલ છે. તૈતરિય આરણ્યક તૈતરિય બ્રાહ્મણનું અનુસંધાન છે. આરણ્યકનો અંત તૈતરિય તથા મહાનારાયણ ઉપનિષદથી આવેલો છે. શુકલ યજુર્વેદનો પ્રથમ ત્રીજો ભાગ આરણ્યક છે. અંત મહત્ત્વનું ઉપનિષદ (બૃહદારણ્યક) છે. છાંદોગ્ય ઉપનિષદનો પ્રથમ વિભાગ આરણ્યક છે. ઘણે ભાગે આ સામવેદના તાંડ્ય મહાબ્રાહ્મણને લગતું છે. જૈમિનિ ઉપનિષદ બ્રાહ્મણ એ સામવેદની જૈમિનિ શાખાનું આરણ્યક છે. કેન ઉપનિષદ પણ તેનો એક ભાગ

• ૭ ઉપ[illegible]પદ્યનું, બૃહદારણ્યક, છાંદોગ્ય, તૈતરિય, કૌશિતકી
બ્રા ગદ્યમાં છે. જા[illegible]

3. [illegible] શકાય છે. [illegible]an Literature. Vol. I. Page 234.

તથા કેન ઉપનિષદોના સાહિત્યના વિકાસનું પહેલું વિકાસપદ છે. કૃષ્ણ યજુર્વેદનું મૈત્રાયનીય તથા અથર્વવેદનું ઉપનિષદ પાછળના સમયનું છે. આશરે ઈ. સ. ૮૦૦ માં તત્ત્વજ્ઞાની શંકરે ૧૨ ઉપનિષદોનો તેની બ્રહ્મસૂત્રોની ટીકામાં ઉલ્લેખ કર્યો છે. તેમાં મૈત્રાયની માંડુક્ય ઉપનિષદોને ગણાવ્યાં નથી. પાછળના સમયનાં ઉપનિષદોના વિભાગ નીચે પ્રમાણે પાડી શકાય.

(૧) વેદ સિદ્ધાંતનાં ઉપનિષદ, (૨) યોગ સંબંધી ઉપનિષદ, (૩) સન્યાસ સંબંધી ઉપનિષદ, (૪) વિષ્ણુની ગૌરવગાથાનાં ઉપનિષદ, (૫) શિવની ગૌરવગાથાનાં ઉપનિષદ, (૬) શાક્ત તથા બીજાં નજીવાં ઉપનિષદો.

આ ઉપનિષદો વેદને લગતાં નથી. તત્ત્વજ્ઞાની શંકરે જણાવેલ જાબાલ ઉપનિષદમાં પરમહંસનું વર્ણન છે. પરમહંસ ઉપનિષદમાં પરમહંસનું વિવેચન છે. સુબાલ ઉપનિષદ જગતઉત્પત્તિ, પ્રાણીધર્મ-શાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રને લગતું છે. ગર્ભઉપનિષદમાં પુનર્જન્મ ન થાય તે માટે ગર્ભ પરના તપની ચર્ચા છે. શૈવ અથર્વશિરસ ઉપનિષદ્ પાપનિવારણને લગતું છે. વજ્રસુચિકા ઉપનિષદમાં અદ્વૈત બ્રહ્મને જાણનારને જ બ્રાહ્મણ ગણવો એ વિશેની ચર્ચા છે. મુક્તિકા ઉપનિષદમાં મુક્તિની માહિતી છે.

ઉપનિષદનો અર્થ કોઈની પાસે નીચે બેસવું તે; એટલે કે વિદ્યાર્થીનું ઉપદેશ લેવા ગુરુ પાસે નીચે બેસવું તે. ઉપનિષદમાં રહસ્યનો ઉલ્લેખ હોય છે. ઉપનિષદોમાં તત્ત્વજ્ઞાન છે. તેનો મૂળભૂત સિદ્ધાંત એક વાક્યમાં આપી શકાય. "જગત બ્રહ્મ છે પરંતુ બ્રહ્મ આત્મા છે" બ્રહ્મ અને આત્માની ચર્ચા ઉપનિષદોમાં ઘણી થઈ છે. અગ્નિથી આત્માની પૂર્ણતા માટે આતુરતાપૂર્વક બ્રહ્મ પાસે માગણી

4. Winternitz—Indian Literature. Vol. I. Page 247.

કરાય છે અને બ્રહ્મમાં ભળી જવા અદ્વૈત થવાનું તત્ત્વજ્ઞાન ઉપનિષદોમાં છે. સાંડિલ્યના સિદ્ધાંતાનુસાર સર્વ બ્રહ્મ છે. એમ કહેવામાં આવે છે. કે બ્રહ્મ જગતની સર્વ વસ્તુઓમાં છે. યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીના સંવાદમાં ખરા આત્માનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે. તે કર્મ તથા નીતિના સિદ્ધાંત છે. કઠ ઉપનિષદના નચિકેતસ નામના કાવ્યમાં ખરા આત્મા અથવા બ્રહ્મનું હૃદયદ્રાવક વર્ણન છે. પૃથ્વી પરનાં સુખો તરફ અણગમો તથા જગત તરફ તિરસ્કારનો ઉલ્લેખ છે. બાદરાયણનાં વેદાંતસૂત્રો પરથી શંકર તથા રામાનંદનાં દર્શનો રચાયાં છે. ધર્મસૂત્રો ઉપનિષદોના દરેક શબ્દને દૈવી સત્ય માને છે. અદ્વૈતફિલસૂફી સમજવા અર્વાચીન યુગમાં પણ વિવેચનો લખાય છે.

ઉપનિષદોમાં બે જાતના જ્ઞાનનો ઉલ્લેખ છે. ઉચ્ચતર–અવિનાશી બ્રહ્મ સંબંધી, નિમ્નસ્તર–ઋગ્વેદ, અથર્વવેદ, સામવેદ, યજુર્વેદ,

**૪. વેદાંગ**

ધ્વનિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, વ્યાકરણ, વ્યુત્પત્તિશાસ્ત્ર છંદશાસ્ત્ર અને ખગોળશાસ્ત્ર (છેલ્લા છને વેદાંગ કહે છે). વેદાંગનાં મૂળ બ્રાહ્મણ અને આરણ્યકોમાં હતાં. આ વિષયો પરના ગ્રંથો સૂત્રો કહેવાતા. આપસ્તંભનીય ધર્મસૂત્રમાં ચાર વર્ણોની ચર્ચા છે. વેદ સાથે સંબંધ ન રાખતા ગ્રંથો સૂત્રો અને કલ્પસૂત્રો કહેવાય છે. આ પદ્યમાં લખાયેલ ધાર્મિક ક્રિયાઓના ગ્રંથો છે. ૧. શ્રૌતસૂત્રો–આમાં મોટા યજ્ઞોના તથા પુરોહિતના નિયમો છે. ૨. ગૃહ્યસૂત્રો–રોજંદા જીવનની સાદી યજ્ઞક્રિયાઓ કેવી રીતે કરવી તેની સૂચનો છે. ૩. ધર્મસૂત્રો–આમાં આધ્યાત્મિક જ્ઞાન અને દુનિયાદારીના નિયમો છે. આ હિંદુઓના જૂના કાયદાગ્રંથો છે. સૂત્રો વેદને લગતાં નથી, પરંતુ વેદાંગને છે એટલે કે પરિશિષ્ઠ રૂપે છે. વેદાંગમાં ધ્વનિશાસ્ત્ર, વ્યાકરણ, દશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર તથા વ્યુત્પત્તિશાસ્ત્રનો સમાવેશ થાય છે. પદ્ધતિસરનું હાથથી લખાયેલું પહેલું વેદાંગ છે. આ યજ્ઞક્રિયાના

નિયમોનો સંગ્રહ છે. કલ્પસૂત્રના શ્રૌત યજ્ઞ સંબંધી સૂત્રોને શ્રૌત–સૂત્રો કહે છે. તેમાં ઋતુઓ, પશુ તથા સોમયજ્ઞને લગતી સૂચનાઓ આપવામાં આવી છે. ગૃહને લગતાં (ગર્ભાધાનથી માંડી અંત્યેષ્ટિ સુધીના સંસ્કાર) સૂત્રોને ગૃહ્યસૂત્રો કહે છે. ધાર્મિક ક્રિયાનાં સૂત્રો બ્રાહ્મણો તથા આરણ્યકો સાથે સીધો સંબંધ રાખે છે. શુલ્વસૂત્રમાં યજ્ઞકુંડ બાંધવાના એટલે કે માપણીના નિયમો આપ્યા છે. બૌધાયન અને આપસ્તંબની યજુર્વેદની શાખાઓમાં ચાર પ્રકારનાં સૂત્રો (શ્રૌત, ગૃહ્ય, ધર્મ અને શુલ્વ સૂત્રો) છે. ગૃહ્યસૂત્રો પછી શ્રાદ્ધ કલ્પ અને પિતૃમેધસૂત્રોની રચના થઈ. તેમાં શ્રાદ્ધ તથા પૂર્વજોના યજ્ઞો વિશે નિયમો છે. તેના પછી પરિશિષ્ટોની રચના થઈ. ગોભિલ સૂત્રના અંતનો ભાગ ગૃહ્યસંગ્રહ પરિશિષ્ટને નામે ઓળખાય છે. પાછળના ધાર્મિક ગ્રન્થો 'પ્રયોગો' 'પદ્ધતિઓ' અને 'કારિકા'ને નામે ઓળખાય છે. આ કોઈકને કોઈક ધાર્મિક ક્રિયા માટે લખાયેલ છે. શિક્ષા અને ધ્વનિશાસ્ત્રનાં સૂત્ર-પુસ્તકો કલ્પસૂત્રો જેટલાં પ્રાચીન છે. શિક્ષાનો અર્થ સૂચના છે. અહીં તેનો અર્થ ઉચ્ચારણની સૂચના છે. સંહિતાપાઠ અને પદપાઠમાં ઉચ્ચારણની સૂચના છે. પ્રાતિસાખ્યોમાં પદપાઠ રચવાના નિયમો છે. ઋગ્વેદ, પ્રાતિસાખ્યો, તૈતરિય પ્રાતિસાખ્ય સૂત્ર, વાજસનેયી પ્રાતિસાખ્ય વગેરે પ્રાતિસાખ્યોમા વ્યાકરણને લગતા વિષયો છે. શિક્ષા પ્રાતિસાખ્ય સાથે સંબંધ રાખે છે. વ્યાસશિક્ષા, તૈતરિય પ્રાતિસાખ્ય સાથે સંકળાયેલું છે. અનુક્રમણિકાઓમાં વેદસંહિતાઓની જુદી જુદી માહિતીઓનો અનુક્રમ આપે છે. શૌનકની અનુક્રમણિકામાં ઋગ્વેદના સ્તોત્રોના ઋષિઓની સૂચિ આપી છે. કાત્યાયનની સર્વાનુ-ક્રમણિકા જૂની છે. તે ઋગ્વેદની સર્વ માહિતીઓની અનુક્રમણિકા છે. નિઘંટુ વેદના કઠિન શબ્દોની યાદી છે. તેના પર વિવેચનરૂપે લખેલી યાસ્કની કૃતિ છે. નિદાનસૂત્રમાં સામવેદના છંદ તથા વ્યાકરણની ચર્ચા છે. જ્યોતિષ વેદાંગનું એક અંગ છે જેમાં જ્યોતિષની ચર્ચા છે.

**૫. વેદનો રચનાકાળ**

વેદનો સમય અનિશ્ચિત છે. ઋગ્વેદના સ્તોત્રોનો સમય કેટલાક ઈ. સ. પૂર્વે ૧૦૦૦નો ગણે છે. અને કેટલાક ઈ. સ. પૂર્વે ૩૦૦૦થી ૨૦૦૦ ગણે છે. હૂનો વિન્કલર એશિયા માઈનોરની બોઘાઝકોઈમાં ઈ. સ. ૧૯૦૭માં કરેલ શોધખોળ પ્રમાણે હિત્તાઈત અને મિટાની રાજાઓની સંધિ નોંધ પ્રમાણે ઈ. સ. પૂર્વે ૧૪મી સદીમાં ગણી વેદ રચનાનો સમય તે અરસાનો માને છે. સંધિના સમયે બંનેના દેવોની પ્રાર્થના કરવામાં આવી હતી. હિત્તાઈતના દેવોનાં નામ મિત્ર, વરુણ, ઈન્દ્ર, નાસત્યું વગેરે ભારતીય દેવો જેવાં હતાં. એટલે તે સમયે વેદના સ્તોત્રોનું અસ્તિત્વ હોવું જોઈએ. વેદ અને અવેસ્તાની ભાષાને લીધે કોઈ સમય નિશ્ચિત કરી શકાય તેમ નથી. મહાવીર તથા બુદ્ધ વેદનો ઉલ્લેખ કરે છે. તેમની પૂર્વે આશરે ઈ. સ. પુર્વે ૧૨૦૦થી ૧૫૦૦ દરમિયાન છંદોની રચના થઈ હશે.

## આ. વિરાટકાવ્યો

મહાકાવ્યનાં તત્વો વેદકાલીન સાહિત્ય ઋગ્વેદનાં સંવાદ-સ્તોત્રોમાં, બ્રાહ્મણોનાં આખ્યાનોમાં, ઇતિહાસોમાં તથા પુરાણોમાં નજરે પડે છે. બ્રાહ્મણો તથા ધાર્મિકક્રિયાના સાહિત્ય પરથી જણાય છે કે વર્ણનાત્મક કાવ્યોનું ગાન ધાર્મિક ક્રિયાઓનો એક ભાગ હતો. દેવો તથા વીરોની કથાઓનું રોજિંદુ ગાન અશ્વમેધયજ્ઞના આરંભની ક્રિયા હતી. દર દસ દિવસે કેટલાક દેવોની ગાથા વીણા બજાવનાર બ્રાહ્મણ અને યોદ્ધાઓ પદ્યમાં ગાતા. સુપર્ણાખ્યાનમાં કદ્રૂ (નાગમાતા) અને વીનતા (પક્ષીમાતા)ની દંતકથા છે કે જે મહાભારતના આરતીકપર્વમાં આવે છે. વેદસાહિત્યમાં ઇતિહાસને પુરાણ ગણવામાં આવે છે અને તેને પાંચમો વેદ કહેવામાં આવે છે. ઇતિહાસ અને પુરાણમાં દેવોની કલ્પિત કથાઓ, દંતકથાઓ, રાક્ષસની કથાઓ, નાગદેવની કથાઓ, ઋષિઓની કથાઓ તથા

રાજાઓની કથાઓ મળે છે. પૌરાણિક આખ્યાનો કહેનારાઓનો વર્ગ હતો. મહાભારત અને રામાયણ ભૂતકાળના મહાકાવ્યોના અવશેષો છે. વીરકાવ્યો ગાનાર સુત કહેવાતા. મહાભારતમાં સુત ધૃતરાષ્ટ્ર રાજા આગળ કુરુક્ષેત્રના બનાવોનું વર્ણન કરે છે. મહાભારત અને રામાયણનાં વીરગીતોમાં રાજદરબારમાં રહેતા ભાટો ફેરફારો તથા વધારાનાં કાવ્યો ઘુસાડી દેતા.

**૧. મહાભારત**

મહાભારત એક મહાકાવ્ય નથી, પરંતુ તે સાહિત્યનો ભંડાર છે. મહાભારત એટલે ભારતનાં યુદ્ધની વર્ણનકથા.[5] ભારતોને ઋગ્વેદમાં લડાયક જાતિ કહી છે. ભરત અથવા ભારતોનું નિવાસસ્થાન ગંગાજમુનાનો ઉત્તરભાગ હતો. ભરતના વંશજોમાં કુરુ નામે રાજા હતો, જેના વંશજો કૌરવો કહેવાતા અને તેમનો પ્રદેશ કુરુક્ષેત્રના નામે ઓળખાતો. કૌરવોના કુરુક્ષેત્રના મહાયુદ્ધની કરુણકથા વીરકાવ્યદ્વારા કહેવાઈ. આને લગતી દંતકથાઓ તથા ઘણાં કાવ્યો ઉમેરાયાં. પ્રસિદ્ધ રાજાઓ તથા વીરોની કથાઓ જે કુરુક્ષેત્રના યુદ્ધને લગતી નહોતી, તે પણ ઉપકથાઓ રૂપે આવી. મહાભારતમાં કાવ્યત્વ ઉપરાંત નીતિ, કાયદો તથા તત્ત્વજ્ઞાન છે. મહાભારતનાં ૧૮ પર્વોમાં હરિવંશ નામનું પરિશિષ્ટ ઉમેરાયું. મહાભારતના લેખક શ્રીકૃષ્ણ દ્વૈપાયન અથવા વ્યાસ છે. વેદોના સંહિતાકાર તથા પુરાણોના કર્તા પણ તે મનાય છે. ભારતોના પ્રદેશમાં કુરુવંશના શાંતનુ નામના રાજાને ભીષ્મ નામનો પુત્ર હતો. સત્યવતીના અનૌરસ પુત્ર વ્યાસના સંબંધથી શાંતનુ રાજાના બીજા પુત્ર વિચિત્રવીર્યની પત્નીઓએ ત્રણ પુત્રો (ધૃતરાષ્ટ્ર, પાંડુ, વિદુર) ને જન્મ આપ્યો. અંધ ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવો કહેવાયા અને પાંડુના

5. Winternitz—Indian Literature. Vol. I. Page 317.

પાંચ પુત્રો. (કુંતીની કુખે યુધિષ્ઠિર, અર્જુન તથા ભીમ અને માદ્રીની કુખે નકુલ તથા સહદેવ જન્મ્યા.) પાંડવો કહેવાયા. રાજ્ય લઈ લેવા કૌરવોમાંના જ્યેષ્ઠ દુર્યોધને, તેના ભાઈ દુઃશાસને, મિત્ર કર્ણે અને મામા શકુનિએ કાવતરું રચ્યું. પાંડવોની પત્ની દ્રૌપદીની લાજ લેવાનો પણ ભરી સભામાં પ્રયત્ન થયો હતો. પાંડવોને દ્યુતમાં હરાવી કૌરવોએ રાજ્ય લઈ લીધું અને પાંડવોને બાર વર્ષ માટે વનમાં કાઢયા. પાંડવોએ તેમનું અર્ધું રાજ્ય પાછું આપવા કૌરવોને કહેવડાવ્યું. તેમણે ન માન્યું એટલે ૧૮ દિવસનું જબરું યુદ્ધ કુરુક્ષેત્રમાં થયું. તેમાં કૃષ્ણની સહાયથી પાંડવોને વિજય મળ્યો. યુધિષ્ઠિર બધાની મરણક્રિયા કરવાનો આદેશ આપે છે. પાંડવોએ ગંગાકિનારે જઈ પૂર્વજોને અર્ઘ્ય અર્પણ કર્યું. અશ્વમેધયજ્ઞ, ધૃતરાષ્ટ્રનો અંત, કૃષ્ણની યાદવજાતિનો નાશ તથા પરીક્ષિતને રાજા તરીકે નીમી પાંચ પાંડવોનું દ્રૌપદી સાથે હિમાલય તરફનું ગમન વગેરે કથાનકો મહાભારતમાં પાછળથી ઉમેરાયાં છે.

મહાભારતના 'સભાપર્વ' પરથી સંસ્કૃત કવિ કાલિદાસે શાકુંતલ નાટક લખ્યું. 'સભાપર્વ'માં વંશોનું વર્ણન છે. શકુંતલા ઉપાખ્યાન, નળાખ્યાન, પુરુરવા ઉર્વશી આખ્યાનથી પ્રાચીન સમયની પ્રેમપદ્ધતિનું દર્શન થાય છે. મહાભારતમાં નાગમેધયજ્ઞની કલ્પિતકથા, ઈન્દ્રની કથા, વેદના દેવોની દંતકથા, મનુ તથા મત્સ્યની પ્રલયકથા, સાવિત્રીકથા, અગસ્ત્યની દંતકથાઓ અને વસિષ્ઠ તથા વિશ્વામિત્રની કથાઓ છે. તેમાં ઉપદેશાત્મક ખંડો પણ ઘણા છે. નીતિ, ધર્મ, મોક્ષ તથા તત્ત્વજ્ઞાન સંબંધી કથાનકો છે. ૧૨મું તથા ૧૩મું પર્વ તત્ત્વજ્ઞાન પર છે. ૧૨મામાં રાજાની ફરજો વર્ણવાઈ છે. ૧૩મા (અનુશાસન પર્વ)માં મંત્રણા છે. ૩જા પર્વમાં દ્રૌપદી, યુધિષ્ઠિર અને ભીમની નીતિવિષયક પ્રશ્નોત્તરી છે. ૫મા પર્વમાં વિદુરની નીતિ તથા સાંસારિક જ્ઞાન પરનાં ભાષણો છે. ૬ઠ્ઠા પર્વમાં પ્રસિદ્ધ ભગવદ્ગીતા છે. તેનું

અનુસંધાન ૧૫માં પર્વમાં છે. ૧૧મા પર્વમાં વિદુરનાં દિલાસા માટેનાં નીતિપૂર્ણ ભાષણો છે.

મહાભારતની રચના ક્યારે થઈ તે તેની ભાષા, છંદ તથા શૈલી પરથી કહી શકાય તેમ નથી, કારણ કે બધા જ ભાગોમાં છંદ, ભાષા તથા શૈલી એકધારી નથી. તત્ત્વજ્ઞાની કુમારિલ આશરે ઈ. સ. ૭૦૦માં મહાભારતના ઘણા ફકરાઓ ટાંકે છે. આશરે ઈ. સ. ૬૦૦–૬૫૦માં બાણ અને સુબંધુ મહાભારત જાણતા હતા. આશરે ઈ. સ. ૬૦૦ના કમ્બોડીઆના શિલાલેખ પરથી માલૂમ પડે છે કે ભારતનાં અને ભારત બહારનાં સંસ્થાનો પણ મહાભારત વિશે જાણતાં હતાં. અલેકઝાંડરની લડાઈના ઉલ્લેખોને કારણે કહી શકાય કે ઈ. સ. પૂર્વે તેની રચના નહિ થઈ હોય. વેદસાહિત્યમાં મહાભારતનો ઉલ્લેખ ન હોવાને કારણે તેની રચના વેદસાહિત્ય પછી થઈ હશે. જાતક કથાઓમાં પાંડવ, ધનંજય, વિદુર, યુધિષ્ઠિર વગેરેનો ઉલ્લેખ છે, મહાભારતના રૂપાંતરને કારણે તેની રચનાનો એક સમય નહોઈ શકે, પરંતુ હાલના ગ્રંથની રચના ઈ. સ. પૂર્વે ૪થી સદી પછી અને ઈ. સ.ની ૪થી સદી સુધીમાં થઈ હોય એમ મનાય છે.

**૨. રામાયણ**

રામાયણ એક પ્રસિદ્ધ આદિકાવ્ય છે. તેના રચયિતા આદિ કવિ વાલ્મિકી છે. આ ધાર્મિક ગ્રંથમાં રામનાં વીરકૃત્યો અને સીતાનો આદર્શ પ્રેમ અનુકરણીય છે. વાલ્મિકીએ સંગીતથી આનંદ કરતા પક્ષીના જોડામાંના એકને મરતું જોયું. બીજું પક્ષી કલ્પાંત કરતું હતું. બ્રહ્માએ વાલ્મિકીને રામકથા ગાવા કહ્યું. કોશલ દેશના અયોધ્યા શહેરમાં દશરથ રાજાને રામ, ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન નામે ચાર પુત્રો હતા. રામ જનક રાજાની પુત્રી સીતાને સ્વયંવરમાં વર્યા. વૃદ્ધાવસ્થાએ પહોંચતા દશરથે રામનો રાજ્યાભિષેક કરવા નક્કી કર્યું. કૈકેયીએ આ જાણતાં તેનાં બે વચનો (ભરતને ગાદી આપવી અને રામને ચૌદ વર્ષ વનમાં

મોકલવા) માગ્યાં. દશરથે આ સાંભળતાં પ્રાણ છોડ્યા. રામ વનવાસ ગયા. ભરતે રામની પાદુકા રાખી રાજ્ય કર્યું. વનવાસને અંતે લંકાના રાજા રાવણે સીતાનું હરણ કર્યું. રામે હનુમાનની મદદથી સીતાની શોધ કરી અને રાવણને મારી નાખ્યો. રામ અયોધ્યા પાછા ફર્યા અને રાજ્ય કરવા લાગ્યા. આની વિગતો ૧ થી ૬ કાંડમાં આવે છે. ૭મું ઉત્તરકાંડ પાછળથી ઉમેરવામાં આવ્યું છે. તેમાં ઇન્દ્ર, રાવણ તથા હનુમાનની કથા છે. રામ અને સીતાની પણ થોડી કથા છે. તેમાં સીતાના સ્વીકારનો લોકવિરોધ વર્ણવાયો છે. રામે લોકવિરોધને કારણે લક્ષ્મણને સીતાને વનમાં મૂકી આવવા કહ્યું. લક્ષ્મણે સીતાને રથમાં લઈ જઈ વનમાં છોડી દીધાં. સીતાને વાલ્મિકીના આશ્રમમાં લઈ જવામાં આવ્યાં, જ્યાં તેમણે કુશ તથા લવને જન્મ આપ્યો. થોડાં વર્ષો પછી રામ અશ્વમેધ યજ્ઞ કરે છે ત્યાં વાલ્મિકી સાથે કુશ અને લવ આવે છે અને રામકાવ્ય ગાય છે. બીજે દિવસે વાલ્મિકી સીતાને લાવે છે. રામ સીતાને પવિત્રતા માટે સોગંદ ખાવા કહે છે. સીતાએ પૃથ્વીદેવીને તેનામાં સમાવવા પ્રાર્થના કરી. પૃથ્વીદેવીએ તેમને સમાવી દીધાં. રામ લવકુશને રાજ્ય સોંપી સ્વર્ગમાં જાય છે; જ્યાં તે વિષ્ણુ બની જાય છે. મહાભારતના રામોપાખ્યાનનું મોટું સ્વરૂપ કદાચ રામાયણ હોય. મહાભારતમાં યુધિષ્ઠિરને દ્રૌપદીના હરણને કારણે દિલાસો આપવા રામકથા કહેવાઈ છે. ઈ. સ.ના બીજા સૈકામાં બૌદ્ધ કવિ અશ્વઘોષે 'બુદ્ધચરિત'માં રામાયણના થોડા ભાગનો નિર્દેશ કર્યો છે. ઈ. સ.ના ૧લા સૈકામાં જૈન સાધુ વિમલસૂરિએ 'પઉમચરિત્ર'માં રામકથા કહી છે. ઋગ્વેદમાં રામનો ઉલ્લેખ છે એટલે વેદકાળ પહેલાં પણ તેની રચના થઈ હોય. રામાયણમાં બૌદ્ધ ધર્મનો ઉલ્લેખ નથી. ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં ભાટઓીતો પરથી વાલ્મિકીએ રામાયણની રચના કરી હોય તેવો સંભવ છે.

## ૬. પુરાણો

પુરાણોનો ધાર્મિક સાહિત્યમાં સમાવેશ થાય છે. ઋગ્વેદનાં સૂક્તો

તથા બ્રાહ્મણોની દંતકથાઓ પુરાણોમાં છે. પુરાણનો અર્થ પુરાણાં આખ્યાન થાય છે. મહાભારતમાં પુરાણોનો ઉલ્લેખ છે એટલે મહાભારત પહેલાં પણ તેમનું અસ્તિત્વ હશે. દરેક પુરાણના પાચ લક્ષણ છે :— (૧) સર્ગ (સર્જન), (૨) પ્રતિસર્ગ (પુનર્સર્જન), (૩) વંશ, (૪) મન્વંતરાણી (દેવોના તથા ઋષિઓના વંશો, જુદા જુદા મનુઓનો સમય), (૫) રાજવંશોનું ચરિત્ર (વંશાનુચરિત). પુરાણોમાથી ઇતિહાસ-લેખકોને ઉપયોગી વિગતો મળે છે. પુરાણો ૧૮ છે. તે મહાપુરાણો છે. આ ઉપરાત ઉપપુરાણો પણ છે.

પુરાણો :—(૧) બ્રહ્મપુરાણ—આ પ્રથમ આદિપુરાણ છે. સૃષ્ટિ-સર્જક બ્રહ્માની કથા છે. કૃષ્ણ તથા વિષ્ણુ વિષે પણ થોડું છે. શ્રાદ્ધ, જ્ઞાતિ તથા આશ્રમના નિયમો છે. સૌર પુરાણ આની પૂરવણી છે. તે ઉપપુરાણ પણ કહેવાય છે. તેમા શિવની ગૌરવગાથા છે. (૨) પદ્મપુરાણ—આમાં છ ખંડ (આદિ, ભૂતિ, બ્રહ્મ, પાતાલ, સૃષ્ટિ અને ઉત્તરખંડ) છે. ઉત્તરખંડને અંતે ક્રિયાયોગસાર નામનુ પરિશિષ્ટ છે. તેમાં યોગની વિગતો આપી છે (૩) વિષ્ણુપુરાણ—આ વૈષ્ણવોનું પુરાણ છે. આ વેદાન્ત સૂત્રોનુ વિવેચન છે. સૃષ્ટિનુ નિર્માણ, દેવોની ફરજો, સાખ્ય ફિલસૂફી વગેરેની માહિતી વિષ્ણુપુરાણમાથી મળે છે. (૪) વાયુપુરાણ—આને કોઈક જગ્યાએ શિવપુરાણ પણ કહેવામાં આવ્યુ છે. શિવની ભક્તિને અર્પણ થયેલું આ પુરાણ છે. ઈ. સના ૪થા સૈકાના ગુપ્તોનું વર્ણન આ પુરાણ છે. મહાત્મ્ય, સ્તોત્ર તથા ધાર્મિક કથાનકો આમા છે. (૫) ભાગવતપુરાણ—આ ભાગવત સંપ્રદાયનું પુરાણ છે. તેના ૧૨ સ્કંધ છે. વિષ્ણુના અવતારો વિસ્તારપૂર્વક આપ્યા છે (૬) બૃહન્નારદીય પુરાણ—આ નારદનુ મોટું પુરાણ છે. વિષ્ણુ-ભક્તિ માટે નારદ દેખાય છે. નારદીય ઉપપુરાણમા રુક્માંગદની કથા છે. (૭) માર્કંડેય પુરાણ—માર્કંડેય નામના ઋષિ તેમના શિષ્ય ક્રૌષ્ટુકીને સૃષ્ટિસર્જન, જગતના યુગ તથા વંશવૃક્ષો વિશે કહે છે.

(૮) અગ્નિપુરાણ—અગ્નિએ વસિષ્ઠને આ પુરાણ આપ્યું છે. આમાં વિષ્ણુના અવતારોની કથા છે. (૮) ભવિષ્યપુરાણ—આમાં મનુનાં કાયદાશાસ્ત્રોનું, સૃષ્ટિસર્જનનું તથા ધાર્મિકક્રિયાઓનું વર્ણન છે. ભવિષ્યમાં થનાર ઘટનાઓનું કંઈ વર્ણન નથી. (૧૦) બ્રહ્મવૈવર્તપુરાણ—આમાં બ્રહ્મખંડ, પ્રકૃતિખંડ, ગણેશખંડ અને કૃષ્ણજન્મખંડ છે. કૃષ્ણની સર્વશ્રેષ્ઠતાની કથાઓ આમાં છે. (૧૧) લિંગપુરાણ—આમાં શિવપૂજાનો વિષય છે. લિંગ સંપ્રદાયના ઉદ્‌ભવની તથા શિવના ૨૮ અવતારોની કથા છે. તંત્રનો ઉલ્લેખ પણ તેમાં છે. (૧૨) વરાહપુરાણ—આમાં પૃથ્વીદેવી અને વિષ્ણુ અવતારની કથા છે. તત્ત્વજ્ઞાનની ચર્ચા પણ છે. (૧૩) સ્કંદપુરાણ—શિવના પુત્ર સ્કંદની કથા છે. આમાં ખંડો તથા ૭ સંહિતાઓ છે. કેટલાક પુરાણ ગ્રંથો સ્કંદપુરાણના ખંડો હોવાનો દાવો કરે છે, પરંતુ મૂળ સ્કંદપુરાણ ઉપલબ્ધ રહ્યું લાગતું નથી. (૧૪) વામનપુરાણ—આમાં પાંચ લક્ષણોની ચર્ચા થઈ છે. લિંગપૂજાને લગતી વિગતો છે. (૧૫) કૂર્મપુરાણ—આની ચાર સંહિતાઓ (બ્રાહ્મી, ભાગવતી, સૌરી અને વૈષ્ણવી) છે. વિષ્ણુના કૂર્માવતારનું વર્ણન આમાં છે. (૧૬) મત્સ્યપુરાણ—મનુ અને મત્સ્યની કથા આમાં છે. શિવ અને વિષ્ણુની દંતકથાઓ પણ છે. (૧૭) ગરુડપુરાણ—વૈષ્ણવની ધાર્મિક ક્રિયાઓ તથા ઉત્સવો અને પવિત્ર ધામોની ગૌરવ કથાઓ આમાં છે. (૧૮) બ્રહ્માંડપુરાણ—આમાં બ્રહ્મા તથા અંડ (પૃથ્વી)ની કથા છે. માહાત્મ્ય, સ્તોત્રો અને ઉપાખ્યાનો પણ આમાં છે.

આધ્યાત્મકરામાયણ તથા નાસિકેતોપાખ્યાન બ્રહ્માંડપુરાણના ભાગો છે. વિષ્ણુધર્મોત્તર ઉપપુરાણ છે. આમાં સૃષ્ટિની ઉત્પત્તિ, ગણિત, ખગોળદર્શન, વંશાવળી, સ્તોત્રો, નીતિ, શુદ્ધ અને વ્રતોના નિયમો છે. આમાં વ્યાકરણ, છંદ, કાવ્યશાસ્ત્ર, ગાન, સંગીત, નૃત્ય, શિલ્પકલા તથા ચિત્રકલા વિશે પણ છે. બૃહદ્ ધર્મપુરાણ ઉપપુરાણ છે. તેમાં ધર્મવિષયક કથાનક છે. એક દેવી તેની સખીઓ જેવા

અને વિજયા સાથે ચર્ચા કરે છે. બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ તેની પ્રશંસા ગાતા આવે છે અને કહે છે કે શિવ અને શક્તિમાં બધા દેવ છે. શિવપુરાણ ઉપપુરાણ છે. ગણેશપુરાણ તથા ચંડીપુરાણ પણ ઉપપુરાણો છે. કલ્કીપુરાણ તથા કાલિકાપુરાણમાં કલિયુગ તથા કાલિદેવીનાં સ્વરૂપોની કથાઓ છે. નેપાલમાહાત્મ્ય અને વાંગ્મતિમાહાત્મ્ય પશુપતિપુરાણના ભાગો છે. અશ્વમેધિકપર્વ સાંપ્રદાયિક ગ્રંથ છે. ચંદ્રહાસ અને વિષયા મહત્ત્વનું આખ્યાન છે. કેટલાક પુરાણોમાં શક્તિ સંપ્રદાયો, શિવ પાર્વતીના સંવાદો, ભેદી અક્ષરો, મંત્રો તથા યંત્રોના ઉલ્લેખો છે. વૈષ્ણવ સંહિતા ગ્રંથો, આગમો, શૈવગ્રંથો તથા તંત્રો શાક્તોના ગ્રંથો છે. તંત્ર, સંહિતા અને આગમના ચાર ભાગ—જ્ઞાન, યોગ, ક્રિયા તથા ચર્યા છે. શૈવ આગમો ૨૮ છે. તેમાં સૃષ્ટિના નિર્માણની કથાઓ છે. દરેકને ઘણાં ઉપાગમો છે. વૈષ્ણવ પાંચરાત્ર સંપ્રદાયની 'વૈષ્ણવ સંહિતા'માં થોડી માહિતી મળે છે તેમાં ૧૦૮ ની સૂચિ છે. દક્ષિણની સંહિતાનો રામાનુજના ગુરુ યામુને ઈશ્વરસંહિતામાં ઉલ્લેખ કર્યો છે. તંત્રોની સંખ્યા ૬૪ મનાય છે. તંત્ર શિવપાર્વતીના સંવાદરૂપે હોય છે. દેવી પ્રશ્ન પૂછે અને શિવ ઉત્તર આપે તો આગમ કહેવાય અને શિવ પાર્વતીને પ્રશ્ન પૂછે અને દેવી ઉત્તર આપે તો નિગમ કહેવાય. 'મહાનિર્વાણતંત્ર'માં શક્તિનું શ્રેષ્ઠ દર્શન થાય છે. 'કુલાર્ણવ તંત્ર'માં જીવનના ૭ આચારોની ચર્ચા છે. 'કુલચુડામણિ' નિગમનું ઉદાહરણ છે 'પ્રપંચ સારતંત્ર' તત્ત્વજ્ઞાની શંકરનો ગ્રંથ છે. 'તંત્ર રાજતંત્રમાં' શ્રીયંત્રની આકૃતિઓનું વર્ણન છે. 'કવિવિલાસતંત્ર' નિષેધ કરેલા તંત્રોને લગતો ગ્રંથ છે. 'જ્ઞાનાર્ણવતંત્ર' દેવની આરાધના માટે છે. 'શારદાતિલકમંત્ર' આ સૃષ્ટિસર્જન, મંત્રતંત્ર અને જાદુની માહિતી છે.

પુરાણ ધાર્મિક કથાશાસ્ત્રોનો મહત્ત્વનો ભાગ છે. ધર્મશાસ્ત્ર અને તંત્ર લોકોને સત્ચરિત તથા સદાચારને માર્ગે વાળે છે.[6]

6. Winternitz—Indian Lateraturе. Vol. I Page 601.

## ૬. શિષ્ટ સંસ્કૃત સાહિત્ય

ઋગ્વેદ સંહિતાનાં પ્રાચીન સૂક્તોમાં વપરાયેલી આર્ય સંસ્કૃત ભાષા સમય જતાં રૂપાંતર પામતી જતી હતી. તે વેદાંગોના સમયમાં પાણિનિના નિયમોથી બદ્ધ થઈ શિષ્ટ સંસ્કૃત ભાષામાં પરિણમી. રામાયણ અને પુરાણોની હાલની રચનાઓ આ શિષ્ટ સંસ્કૃતમાં રહેલી છે.

શિષ્ટ સંસ્કૃત ભાષામાં કાવ્ય, નાટક ઈત્યાદિ લલિત સાહિત્ય તેમજ જ્ઞાનવિજ્ઞાનને લગતું શાસ્ત્રીય સાહિત્ય લખાતું ગયું, જેમાં કેટલીક કૃતિઓ જગતના સાહિત્યમાં ભારતને ગૌરવ અપાવે તેવી છે.

**૧. કાવ્યો**

સંસ્કૃતમાં કાવ્યની રચનાઓ તો ઋગ્વેદનાં સૂક્તો જેટલી જૂની છે, પરંતુ કાવ્યશાસ્ત્રનું ખેડાણ અહીં ક્યારથી થયું તેની ચોક્કસ માહિતી મળતી નથી. ઉપલબ્ધ કાવ્યશાસ્ત્રમાં કાશ્યપ અને વરરુચિ મૂળભૂત લેખકો ગણાય છે. કાશ્યપનું નામ જ માલૂમ છે. મહાભારતમાં વરરુચિને કાવ્ય રચનાર કહ્યો છે. ભરત નાટ્યશાસ્ત્રમાં નાટક સાથે કાવ્યની ચર્ચા થઈ છે.

કાવ્યશાસ્ત્રમાં કાવ્યના ત્રણ પ્રકાર ગણાવામાં આવ્યા છે :—(૧) જેમાં વાક્યાર્થ કરતાં વ્યંગ્યાર્થ ચઢિયાતો હોય, તે ઉત્તમ કાવ્ય. (૨) જેમાં વ્યંગ્યાર્થ રહેતો હોય, પરંતુ વાચ્યાર્થથી ગૌણ હોય, તે મધ્યમ કાવ્ય. (૩) જેમાં વ્યંગ્યાર્થ બિલકુલ ન હોય તે ચિત્ર કાવ્ય.

સંસ્કૃત કાવ્યના મહાકાવ્યો, લલિત કાવ્યો, શતક કાવ્યો ઈત્યાદિ પ્રકારો છે. કવિકુલગુરુ ગણાતા કાલિદાસ પહેલાં અશ્વઘોષ નામે [illegible] થયા છે. 'બુદ્ધચરિત'માં તેમણે નગર, રાજા, રાણી વગેરેનાં સુંદર વર્ણન રજૂ કર્યાં છે. 'સૌંદરાનંદ'માં પ્રિયપત્ની સુંદરીની

આસક્તિ તજી નંદ દીક્ષા લે છે અને આથી સુંદરી સખત વિલાપ કરે છે.

મહાકવિ કાલિદાસનાં મહાકાવ્યો 'કુમારસંભવ' અને 'રઘુવંશ' છે. 'કુમારસંભવ'માં શિવપાર્વતીના કુમારનો જન્મ તથા તારક રાક્ષસના સંહારનું વર્ણન કરવામાં આવ્યું છે. 'રઘુવંશ'માં સૂર્યવંશની કીર્તિ ગાઈ છે જેમાં આડકતરી રીતે પૂર્વકાલીન ગુપ્ત રાજાઓની ગાથા સૂચિત હોવાનું મનાય છે. આ ઉપરાંત 'ઋતુસંહાર' તથા 'મેઘદૂત' નામનાં લલિત કાવ્યો (ખંડ કાવ્યો) કાલિદાસે રચ્યાં છે. 'ઋતુસંહાર' ઋતુકાવ્યોનો સંગ્રહ છે. 'ઋતુસંહાર'માં કાલિદાસની શૈલી સર્વોચ્ચ કક્ષાએ પહોંચી છે. તે સંસ્કૃતભાષાનો સર્વશ્રેષ્ઠ કવિ ગણાય છે. 'મેઘદૂત'માં પત્નીના વિયોગથી ઝૂરતો યક્ષ વર્ષાઋતુ બેસતાં પત્નીને મેઘ (વાદળ) દ્વારા સંદેશો મોકલે છે. મેઘદૂતના અનુકરણમાં પવનદૂત જેવાં અન્ય સંદેશકાવ્યો રચાયાં.

કાલિદાસ પછી ભારવિએ 'કિરાતાર્જુનીય'માં કિરાત વેશધારી શિવ અને અર્જુન વચ્ચેનો સંઘર્ષ વર્ણવ્યો છે. અંતે પ્રસન્ન થએલા શિવદ્વારા અર્જુન અનેક દિવ્ય શસ્ત્રો મેળવે છે. વૈયાકરણી ભટ્ટીનું 'ભટ્ટિકાવ્ય' રાવણવધ વિશેનું મહાકાવ્ય છે. આમાં કથાવસ્તુના તાણા સાથે 'શબ્દશાસ્ત્ર' અને 'કાવ્યશાસ્ત્ર'ના વાણા વણી લેવાની અજબ કરામત યોજવામાં આવી છે[૭]

માઘના 'શિશુપાલવધ' કાવ્યમાં ઉપમા, અર્થગૌરવ અને પદ-લાલિત્ય છે. નીચેનો શ્લોક તેનો પુરાવો છે.

> उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
> दन्डिनः पदलालित्य माघे सन्ति त्रयोगुणाः ।

રાજશેખરે (ઈ. સ. ૯૨૦) 'રઘુવંશ' સાથે કુમારદાસના 'જાનકી-

---

૭. હરિપ્રસાદ શાસ્ત્રી—મૈત્રકાલીન ગુજરાત પૃ. ૪૯૩થી ૪૯૭.

હરણ'ની સરખામણી કરી છે. કવિરાજના 'રાઘવપાંડવિય'માં એકી સાથે રામચરિત તથા મહાભારતની કથા આપવામાં આવી છે. ઈ. સ. ૮૫૦ના અરસામાં રાજાનક રત્નાકર નામના કાશ્મીરી કવિના 'હરવિજય'માં શિવે કરેલો અંધકવધ વર્ણવાયો છે. ૧૧મી સદીમાં કાશ્મીરના ક્ષેમેન્દ્ર કવિનાં 'ભારતમંજરી' તથા 'રામાયણમંજરી' નામનાં મહાકાવ્યો કાવ્યદષ્ટિએ મહત્ત્વનાં નથી. ઈ. સ. ૧૧૩૫–૪૫ના અરસાના મંખ નામના કવિના 'શ્રીકંઠકાવ્ય'માં શિવદ્વારા ત્રિપુરાસુરવધનું વર્ણન છે. શ્રી હર્ષના 'નૈષધિય' કાવ્યમાં નળદમયંતીની કથા છે.

શૃંગાર, નીતિ અને વૈરાગ્ય સંબંધી શતકો લખાયાં છે. કવિ અમરનું અમરશતક, ભર્તૃહરિનાં ત્રણ શતકો (શૃંગાર, નીતિ અને વૈરાગ્યશતક) મયૂરનું 'સૂર્યશતક', બાણનું 'ચંડિકાશતક' વગેરે સંસ્કૃત શતકકાવ્યો પ્રસિદ્ધ છે. જયદેવના 'ગીતગોવિંદ' કાવ્યનું સંસ્કૃત સાહિત્યમાં અનેરું સ્થાન છે.

**૨. રૂપકો** નાટકને સંસ્કૃતમાં રૂપક કહે છે. સંસ્કૃતમાં રૂપકના મુખ્ય દસ પ્રકાર છે—(૧) નાટક, (૨) પ્રકરણ, (૩) સમવકાર, (૪) ઈહામૃગ, (૫) ડિમ, (૬) વ્યાયોગ, (૭) અંક, (૮) પ્રહસન, (૯) ભાણ (૧૦) વીથી.

તે ઉપરાંત નાટિકા વગેરે ઉપરૂપકો પણ છે.

સંસ્કૃત નાટકનું મૂળ વેદનાં યમયમી જેવા સંવાદ સૂક્તોમાં છે. સંસ્કૃતમાં પહેલું રૂપક અશ્વઘોષનું 'શારિપુત્રપ્રકરણ' મળી આવ્યું, જેમાં શારિપુત્ર શ્રમણ નાયકના સ્થાને છે. પ્રકરણમાં નાયક તથા નાયિકા મધ્યમ વર્ગનાં હોય છે. કાલિદાસની પહેલાં ભાસ નામે નાટકકાર થયો છે, પરંતુ તેની કૃતિઓ છેક ઈ. સ. ૧૯૧૧માં ત. ગણપતિ શાસ્ત્રી દ્વારા પ્રકાશમાં આવી. ભાસનાં તેર નાટકો (મધ્યમ, વ્યાયોગ, [illegible], કર્ણભાર, ઊરુભંગ, પંચરાત્ર, દૂતવાક્ય, બાલચરિત,

અવિમારક, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ, પ્રતિમાનાટક, અભિષેકનાટક અને સ્વપ્નવાસવદત્તા) ત. ગણપતિશાસ્ત્રીની શોધના પરિણામે મળી આવ્યાં છે. આ કૃતિઓમાં કેટલીક ભીમને લગતી (મધ્યમ, વ્યાયોગ, દૂતઘટોત્કચ, કર્ણભાર), કેટલીક દુર્યોધનને લગતી (ઊરુભંગ, પંચરાત્ર, દૂતવાક્ય) અને કેટલીક મહાભારતને લગતી છે. કેટલીક (પ્રતિમા અને અભિષેક) રામાયણને લગતી છે. બાલચરિત કૃષ્ણને લગતી કૃતિ છે. બે કૃતિઓ— પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ તથા સ્વપ્નવાસવદત્તા વત્સરાજ અને વાસવદત્તાને લગતી છે અને અવિમારક ઈતર કથાસાહિત્યને લગતી છે.

કવિવર કાલિદાસે શુંગરાજા અગ્નિમિત્ર વિશે માલવિકાગ્નિમિત્ર, પુરુરવા વિશે વિક્રમોર્વશીય અને દુષ્યંત વિશે અભિજ્ઞાન શાકુંતલ નામની ત્રણ સુંદર નાટ્યકૃતિઓ રચી છે એમાં અભિજ્ઞાન શાકુંતલે ભારતના તેમજ પશ્ચિમના સહૃદયોને મુગ્ધ કર્યા છે. નાટકનો વિષય ઇતિહાસાદિમાંથી લીધેલો હોવો જોઈએ. તેનો નાયક રાજા, રાજર્ષિ કે મનુષ્ય રૂપમાં દેવ હોવો જોઈએ અને મુખ્ય રસ શૃંગાર હોવો જોઈએ.

શૂદ્રક કાલિદાસનો પૂર્વકાલીન કે ઉત્તરકાલીન હતો તે અનિશ્ચિત છે. તેનું મૃચ્છકટિક નામે પ્રકરણ તેના સમયની સામાજિક, રાજકીય તથા ધાર્મિક પરિસ્થિતિનો પરિચય કરાવે છે.

હર્ષે પ્રિયદર્શિકા અને રત્નાવલી નામે નાટિકા અને નાગાનંદ નામે નાટક લખ્યું કહેવાય છે. નાટિકામા ઘણાં સ્ત્રીપાત્રો હોય છે. વિષય પ્રેમનો હોય છે. અંક ચાર હોય છે તેમાં વિયોગી નાયિકાના પ્રેમવિલાપને મહત્ત્વ આપવામાં આવે છે.

ભવભૂતિનાં ત્રણ રૂપકો મહાવીરચરિત, ઉત્તર રામચરિત તથા માલતીમાધવ છે. આમાંનાં પહેલાં બે નાટકોમાંના એકમાં રામનું પૂર્વચરિત અને બીજામાં ઉત્તરચરિત આલેખાયું છે. જ્યારે ત્રીજું એક પ્રકરણ છે,

જેમાં માધવ નામે અમાત્યપુત્ર નાયક સ્થાને છે. આમાં વ્યક્ત થતી શબ્દશક્તિનો નિર્વિવાદપણે સ્વીકાર કરવો પડે છે.

વિશાખદત્તનું 'મુદ્રારાક્ષસ' નાટક સંસ્કૃત મહાન નાટકોમાંનું એક છે. રાજખટપટના આ નાટકમાં નંદોના મૂળ અમાત્ય રાક્ષસ પર ચાણક્યનો વેર લેવાનો નિશ્ચય આલેખાયો છે. ભટ્ટ નારાયણના 'વેણીસંહાર'માં સભામાં ચીર ખેંચી અપમાન કરનાર દુઃશાસન પર વેર લેવાનું વર્ણવવામાં આવ્યું છે. મુરારિનું એક જ નાટક 'અનર્ઘરાઘવ' હાથ લાગ્યું છે. રાજશેખરનાં બાલરામાયણ, બાલભારત, વિદ્દશાલભંજિકા અને કર્પૂરમંજરી નાટક નાટિકાઓમાં કાલિદાસ, હર્ષ તથા ભવભૂતિની અસર સ્પષ્ટ છે, પરંતુ ખાતરીબંધ પ્રતિપાદન કરવા પૂરતું કારણ મળ્યું નથી. ક્ષેમીશ્વરનાં 'નૈષધાનંદ' તથા 'ચણ્ડકૌશિક' નાટકોમાં અનુક્રમે નળ તથા હરિશ્ચંદ્રની કથા છે.

પ્રહસનની ઉત્પત્તિ અને પ્રચાર દરેક રીતે લૌકિક હોવાનું માલૂમ પડે છે. વિષય કવિકલ્પિત હોય છે, તેમાં દરેક જાતના અધમ માણસોના કજિયા અને પ્રપંચ નિરૂપવામાં આવે છે. બારમા શતકથી આજસુધીમાં અનેક સંસ્કૃત નાટકો રચાયાં છે. તેમનું વસ્તુ ઘણુંખરું મહાભારત અને રામાયણમાંથી લેવામાં આવ્યું છે. આ સિવાય એક અથવા વધારે અંકનાં પ્રહસનો (ફારસો) પણ છે. તે મોટે ભાગે હલકી જાતનાં છે અને તેમાં દંભ વગેરે જુદા જુદા દુર્ગુણોને ઉઘાડા પાડવામાં આવ્યા છે.

સમવકારનું વસ્તુ દેવાસુરકથામાંથી લીધેલું હોય છે. તેમાં કપટ, વિદ્રવ કે ધમાલ અને શૃંગાર એકએક અંકમાં નિરૂપવામાં આવે છે. તેનું ઉદાહરણ 'અમૃતમંથન' છે.

ઈહામૃગમાં નાયકને મૃગ સરખી દુર્લભ યુવતી મેળવવાના કોડ (ઈહા) જાગે છે. તેમાં નાયક તથા પ્રતિનાયક ધીરોદ્ધાત વર્ગના હોવા જોએ. આનો પ્રાચીન નમૂનો જાણમાં નથી.

ડિમનો વિષય પ્રસિદ્ધ એટલે કે પૌરાણિક હોવો જોઈએ. નાયકો સોળ હોય છે. દેવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો વગેરે એટલે કે બધાં જ પાત્રો ઉદ્દત વર્ગનાં હોય છે. રૌદ્રરસ પ્રધાન હોય છે. 'ત્રિપુરદાહ'ને આનો નમૂનો ગણવામાં આવે છે.

વ્યાયોગમાં વિષય ઐતિહાસિક હોય છે. તેનો એક નમૂનો ભાસનો છે.

અંક એ એકાંકી નાટકભેદ છે. વિષય ઐતિહાસિક હોય છે. તેમાં રસ કરુણ તથા વૃત્તિ ભારતી હોય છે. વિશ્વનાથ 'શર્મિષ્ઠા-યયાતિ'ને તેનું ઉદાહરણ ગણાવે છે. પણ એ ભેદનો પ્રાચીન નમૂનો કોઈ નથી.

વીથીમાં વારંવાર આકાશભાષિત આવે છે. તેમાં એક, બે કે ત્રણ નટો હોય છે. વિશ્વનાથે તેનું એક જ ઉદાહરણ 'માલવિકા' આપ્યું છે. ભાણ અથવા એકોક્તિમાં વિષયસામગ્રી કવિકલ્પિત હોય છે, એક વિટ પારકાં કે પોતાનાં પરાક્રમોનું વર્ણન કરે છે, કલ્પિત ઉત્તરો આકાશભાષિત હોય છે. વિશ્વનાથ તેના દષ્ટાંત તરીકે 'લીલા-મધુકર' આપે છે.[૮]

મુસલમાનોના આક્રમણ પછી સંસ્કૃત રૂપકોની અવનતિ થઈ. ઈ. સ. ૧૦૦૦ના અરસામાં પ્રાંતપ્રાંતની ભાષાઓ સાહિત્યોચિત સ્વરૂપ ધારણ કરતી હતી, ત્યારે સંસ્કૃતમાં ગ્રંથ રચવો એ પરિસ્થિતિને અનુકૂળ નહોતું. આ અવનતિનું સ્વરૂપ 'પ્રસન્ન રાઘવ'માં સ્પષ્ટ દેખાઈ આવે છે. ઈ. સ. ૧૨૬૬ માં રવિવર્મા નામે કેરલના રાજાએ 'પ્રદ્યુમ્નાભ્યુદય' નાટક લખ્યું. ઈ. સ. ૧૫૩૨ની આસપાસ હુસેનશાહના અમાત્યે 'વિદગ્ધમાધવ' અને 'લલિતમાધવ' નામે નાટકો રાધા-કૃષ્ણની પ્રેમકથા વિશે રચ્યાં. 'હમ્મીર મર્દન' જયસિંહસૂરિએ ઈ. સ.

---

૮. નર્મદાશંકર પુરોહિત—કીથકૃત સંસ્કૃતનાટક ભાગ ૨. પૃ. ૫૦૦થી ૫૦૬.

૧૨૧૯ થી ૧૨૨૨ના વચગાળામાં રચ્યું; ઈ. સ. ૧૮૯૨માં આર. કૃષ્ણમાચારીએ 'મીડ સમર નાઈટ્સ ડ્રીમ'ને આધારે 'વાસંતિક સ્વપ્ન' નામનું સંસ્કૃત નાટક રચ્યું.

### ૩. આખ્યાયિકાઓ અને કથાઓ

આગળ જતાં ગદ્ય કાવ્યોના બે સ્પષ્ટ વર્ગો રૂઢ થયા:—(૧) આખ્યાયિકા. (૨) કથા. આખ્યાયિકામાં કથાવસ્તુ ઐતિહાસિક હોય છે અને તેમાં કવિ પોતાનું વૃત્તાંત પણ વિગતે આલેખે છે, જ્યારે કથાનું વસ્તુ કલ્પિત હોય છે અને એમાં કવિનું ચરિત પદ્યમાં સંક્ષેપમાં આપવામાં આવે છે. આખ્યાયિકાઓનાં પ્રકરણોને 'ઉચ્છ્વાસ' કહેવામાં આવે છે. અને કથાનાં પ્રકરણોને 'લંભ' અથવા 'લંબક' કહેવામાં આવે છે. આખ્યાયિકામાં 'વક્ત્ર' અને 'અપરવક્ત્ર' છંદો હોય છે અને કથામાં 'આર્યા' છંદ હોય છે. આખ્યાયિકામાં નાયક તેમજ બીજું પાત્ર પણ વસ્તુ વર્ણવી શકે.

સંસ્કૃત સાહિત્યમાં બે પ્રકારનાં કથાસ્વરૂપ ઘડાયાં:—(૧) એકમાં પંચતંત્ર તથા હિતોપદેશ જેવી ઉપદેશાત્મક કલ્પિત કથાઓ, જેમાં બોધ મળે તેવા પશુપંખીને લગતા કથાપ્રસંગો આપવામાં આવતા. (૨) બીજામાં લોકકથાઓનો, જેનો એક સંગ્રહ કવિ ગુણાઢ્યે ઘણા પ્રાચીનકાળમાં પૈશાચી ભાષામાં કર્યો ગણાય છે. આ મૂળ સંગ્રહ હાલ ઉપલબ્ધ નથી, પરંતુ ૧૧મી સદીમાં કાશ્મીરના ક્ષેમેન્દ્રે 'બૃહત્કથામંજરી' નામે અને સોમદેવે 'કથાસરિત્સાગર' નામે સંસ્કૃતમાં કરેલ સંક્ષેપ મોજૂદ છે.

'વૈતાલપંચવિંશતિ'માં વૈતાલ (શબમાં વસનારા પ્રેત) રાજા વિક્રમને ૨૫ વાર્તાઓ કહે છે. 'સિંહાસનબત્રીસી' અથવા 'વિક્રમચરિત' વાર્તાનો સંગ્રહ છે. એ ગ્રંથમાં વિક્રમરાજાનું સિંહાસન તે જ વાર્તા કહેનાર છે. 'શુકસપ્તતિ' (સુડા સિત્તેરી)માં જેનો પતિ પરગામ ગયેલ છે તેની

સ્ત્રી અને પોપટમાં સંવાદ છે. વિલાપમાં સિત્તેરે દિવસ નીકળી જાય છે. એટલામાં તે સ્ત્રીનો પિયુ પરદેશથી પાછો પધારે છે.

દંડીનું 'દસકુમારચરિત', સુબંધુની 'વાસવદત્તા,' બાણની 'કાદંબરી' એ ત્રણ કથા સંસ્કૃતકથાની ઉત્તમ કૃતિઓ ગણાય છે. 'દસકુમારચરિત'માં દસ રાજકુમારોનું ચરિત્ર છે. ચરિત્ર સાથે સામાન્ય જીવનની વાર્તાઓ આપવામાં આવી છે. આમાં સમાજની ભ્રષ્ટ સ્થિતિનું પ્રતિબિંબ છે. 'વાસવદત્તા'માં રાજકુમાર કંદર્પકેતુ અને સ્વપ્નમાં જોયેલી વાસવદત્તાના પ્રેમ અને લગ્નનું નિરૂપણ થયું છે. 'કાદંબરી'માં મહાશ્વેતા અને પુંડરિક તથા કાદંબરી અને ચંદ્રાપીડ વચ્ચેના પ્રણયપ્રસંગ આલેખવામાં આવ્યા છે. હર્ષના દરબારમાં થયેલ બાણભટ્ટની અધુરી રહેલી કાદંબરી તેના પુત્રે પુરી કરી. કાદંબરી એ સંસ્કૃત ગદ્ય સાહિત્યની સર્વોત્તમ કૃતિ તરીકે સુપ્રસિદ્ધ છે. આ ઉપરાંત બાણભટ્ટે ચક્રવર્તી હર્ષ વિષે હર્ષચરિત નામે આખ્યાયિકા લખવી શરૂ કરેલી તે અપૂર્ણ રહી ગઈ છે.

કવિ ધનપાલે રચેલી 'તિલકમંજરી' નામે કથા એ સ્પષ્ટતઃ કાદંબરીના અનુકરણમાં છે. આગળ જતાં ગદ્યપ્રબંધોની અંદર વચ્ચે વચ્ચે પદ્ય રચનાઓ ઉમેરાઈને ચમ્પુ નામે એક નવું ગદ્યપદ્ય મિશ્ર સાહિત્ય સ્વરૂપ ઘડાયું. એમાં સોમદેવનું 'યશિતલક' ચમ્પુ સર્વોત્તમ છે.

### ૪. વૈજ્ઞાનિક સાહિત્ય

સાહિત્ય અને કલાને નિયમબદ્ધ કરવા તથા વિકસાવવા માટે શાસ્ત્રના નિયમો ઘડાયા અને વ્યાકરણ, શબ્દકોશ, છંદશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર વગેરેની રચના થઈ. ભટ્ટિકાવ્યની કૃતિ પરથી મહાકાવ્ય, શબ્દવિદ્યા, કાવ્યશાસ્ત્ર અને છંદશાસ્ત્રનો વિકાસ પ્રાચીન સમયથી થયો હોય એમ જણાય છે.

શબ્દવિદ્યા (વ્યાકરણ) :—આજસુધી જળવાઈ રહેલું જૂનામાં

જાનું વ્યાકરણ પાણિનિનું છે. તેમાં પાણિનિની આગળ થઈ ગએલા ૬૪ વૈયાકરણો ગણાવવામાં આવ્યા છે, તે ગ્રંથમાં લગભગ ૪૦૦૦ સૂત્રો છે. સૂત્રોદ્વારા વ્યાકરણના નિયમો ઉદાહરણો સહિત સમજાવવામાં આવ્યા છે. પાણિનિનાં ૧૨૪૫ સૂત્રો ઉપર કાત્યાયને વાર્તિક લખ્યાં. તેના પછી વ્યાકરણની જુદી જુદી કારિકાઓ લખાઈ. પતંજલિએ તેના 'મહાભાષ્ય'માં પાણિનિનાં ૧૭૧૩ સૂત્રો ઉપર વિવરણ કર્યું છે. ૭મા સૈકામાં ભર્તૃહરિએ મહાભાષ્ય પર ટીકા કરીને 'વાક્યપદીય' નામનો ગ્રંથ રચ્યો. ઈ. સ. ૬૫૦માં જયાદિત્ય અને વામનની 'કાશિકાવૃત્તિ' રચાઈ. ૧૭મા સૈકામાં ભટ્ટોજીની 'સિદ્ધાંત કૌમુદી' લખાઈ. ૧૨મા સૈકામાં આચાર્ય હેમચંદ્રે પ્રાકૃતનું વ્યાકરણ લખ્યું. વરરુચિનું 'પ્રાકૃત-પ્રકાશ' એ પ્રાકૃત ભાષાનું વ્યાકરણ છે.

**શબ્દકોશ** :—આ વિષયના જુદા જુદા સંસ્કૃત ગ્રંથોમાં અપરિચિત શબ્દો કવિઓના ઉપયોગને માટે અપાયા છે. એ સઘળા ગ્રંથો કંઠસ્થ કરવાની સુલભતાને ખાતર પદ્યમાં રચાયા હોય છે. વ્યાકરણમાં જેવી પાણિનિના ગ્રંથની પ્રતિષ્ઠા છે, તેવી કોશના ગ્રંથોમાં 'અમરકોશ'ની પ્રતિષ્ઠા છે. આ ગ્રંથ આશરે ઈ. સ. ૫૦૦માં રચાયો હોય એ સંભવિત છે. પુરુષોત્તમ દેવનો 'ત્રિકાણ્ડ શેષ' 'અમરકોશ'ના પરિશિષ્ટ ગ્રંથ જેવો છે. 'શાશ્વતતા' અને 'કાર્યસમુચ્ચય' મહત્વના છે. હલાયુધનો 'અભિધાનરત્નમાળા' નામનો ગ્રંથ આશરે ઈ. સ. ની ૯મી સદીનો ગણાય છે. યાદવપ્રકાશનો 'વૈજયન્તી' નામનો ગ્રંથ એ પછીના સૈકામાં લખાયેલો છે. આચાર્ય હેમચંદ્રે ચાર શબ્દકોશ (અભિધાનચિંતામણિ, અનેકાર્થસંગ્રહ, દેશીનામમાલા અને નિઘંટુશેષ) બતાવ્યા છે.

છંદશાસ્ત્રઃ—આમાં પિંગળના છંદ, સૂત્રાદિનો સમાવેશ થાય છે. 'શ્રુતબોધ', 'અંતવૃત્તરત્નાવલી' અને બૌદ્ધ નૈયાયિક રત્નાકરશાંતિના 'છન્દોરત્નાકર' જેવાં નવાં છંદશાસ્ત્રનાં પુસ્તક રચાયાં હતાં. વરાહ-

મિહિરની 'બૃહત્ સંહિતા'માં પણ સંસ્કૃત વૃત્તોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ભામહનો 'કાવ્યાલંકાર' અને દંડીનો 'કાવ્યાદર્શ' આ સમયે રચાયા હતા. ભિક્ષુ રત્નાકરશાન્તિનો 'છંદોરત્નાકર' ગ્રંથ પણ પ્રસિદ્ધ છે.

કાવ્યશાસ્ત્ર:—ભરતનું 'નાટ્યશાસ્ત્ર' એ આ વિષયને લગતો જૂનામાં જૂનો અને સૌથી વધારે અગત્યનો ગ્રંથ છે. દંડીનો 'કાવ્યાદર્શ' છઠ્ઠા સૈકાની આખરમાં રચાયો હતો. વામનનો 'કાવ્યાલંકારવૃત્તિ' ગ્રંથ ૮મા સૈકામાં રચાયેલો જણાય છે. રુદ્રભટ્ટનો ૯મા સૈકામાં 'શૃંગારતિલક' નામનો ગ્રંથ લખાયો હતો. આનંદવર્ધનનો અભિનવગુપ્તની ટીકા સાથેનો 'ધ્વન્યાલોક' ગ્રંથ મહત્ત્વનો છે. રુદ્રભટ શતાનંદનો 'કાવ્યાલંકાર' એ નવમા સૈકાનો ગ્રંથ છે. ધનંજયના 'દશરૂપ'માં રૂપના દસ પ્રકાર વર્ણવવામાં આવ્યા છે. મમ્મટ અને અલટનો રચેલો 'કાવ્યપ્રકાશ' ગ્રંથ આશરે ઈ. સ. ૧૦૦૦માં લખાયેલો છે. 'સાહિત્યદર્પણ' એ ગ્રંથ પૂર્વ બંગાળાના વતની વિશ્વનાથ કવિરાજે ઈ. સ. ૧૪૫૦માં રચ્યો હતો.[૮]

તત્ત્વજ્ઞાન—ભારતના તત્ત્વજ્ઞાનનું દર્શન ઋગ્વેદનાં મોડામાં મોડાં રચાયેલાં સૂક્તોમાં અને અથર્વવેદમાં થાય છે. ઉપનિષદોમાં વેદસમયના વિચારોને ઘણો ગાઢ સંબંધ છે. આસ્તિક દર્શનોમાં વેદાંતનો વિશ્વદેવતાવાદ અને સાંખ્યનો નિરીશ્વરવાદ એ સૌથી વધારે અગત્યના છે. સાખ્યદર્શને જગતના ઇતિહાસમાં પહેલી જ વખતે માનવબુદ્ધિનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય સ્થાપિત કર્યું છે. સાખ્યદર્શન ઉપરથી બૌદ્ધ, જૈન અને ચાર્વાકનો લોકાયતવાદ—એ ત્રણ નાસ્તિક દર્શનોની ઉત્પત્તિ થઈ. એ દર્શનોમાં વેદનું પ્રામાણ્ય સ્વીકારવામાં આવ્યું નથી.

સાંખ્યદર્શન (સ્થાપક કપિલ મુનિ)નો આજદિન સુધી સચવાઈ રહેલો જૂનામાં જૂનો ગ્રંથ ઈશ્વરકૃષ્ણ કૃત 'સાખ્યકારિકા' છે. તેના

૮. પ્રો. એ. મેકડોનલ કૃત સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ, પૃ. ૫૫૯-૬૩.

ઉપરની રચાયેલી ગૌડપાદ તથા વાચસ્પતિ મિશ્રની ટીકાઓ ઉત્તમ છે. વિજ્ઞાનભિક્ષુની 'સાંખ્યપ્રવચન ભાષ્ય' નામની ટીકા સોળમી શતાબ્દીમાં લખાયેલી છે. પતંજલિના 'યોગસૂત્ર' નામના ગ્રંથમાં ઈશ્વરના અસ્તિત્વનો સિદ્ધાંત દાખલ કરવામાં આવ્યો છે. મનુસ્મૃતિમાં આવી યોગની વિગતો જણાય છે. જૈમિનિના 'કર્મમીમાંસા સૂત્ર' ગ્રંથમાં ધર્મવિધિઓ વિશે ચર્ચા કરવામાં આવી છે. શબરસ્વામીનું 'મીમાંસાસૂત્ર' નામનું ભાષ્ય જૂનામાં જૂનું ભાષ્ય જાણવામાં આવ્યું છે. ઈ. સ. ૭૦૦ના અરસામાં કુમારિલે 'તંત્રવાર્તિક' નામનો ગ્રંથ લખ્યો હતો. ઉત્તર-મીમાંસાદર્શનને બ્રહ્મમીમાંસા પણ કહેવામાં આવે છે. વેદાન્તના સિદ્ધાંતો બાદરાયણના બ્રહ્મસૂત્રમાં આપવામાં આવ્યા છે. શંકરાચાર્યે તેમના ભાષ્યમાં બ્રહ્મસૂત્રના અર્થો સમજાવ્યા છે. ભગવદ્ગીતા તથા ભાગવતપુરાણમાં બ્રહ્મસૂત્રના વિચારો સમજાવવામાં આવ્યા છે. વૈશેષિક દર્શનના રચનાર કણાદ મનાય છે. ગૌતમનું 'ન્યાયસૂત્ર' ન્યાયદર્શનનો પ્રમાણ-ગ્રંથ છે. ન્યાયવિદ્યાને અગાઉ હેતુવિદ્યા કે તર્કવિદ્યા કહેતા. લોકાયતનું દર્શન તેના મૂળ પ્રતિપાદકના નામ ઉપરથી ચાર્વાકનું દર્શન કહેવાય છે. ૧૪મી સદીના વેદાન્તી માધ્વાચાર્યે રચેલા 'સર્વદર્શનસંગ્રહ'માં બધાં દર્શનોનાં પ્રમાણો આપવામાં આવ્યાં છે.

ઈ. સ.ની શરૂઆતની સદીઓ દરમિયાન મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્ય-સ્મૃતિ, નારદસ્મૃતિ, બૃહસ્પતિસ્મૃતિ, કાત્યાયનસ્મૃતિ વગેરે અનેક સ્મૃતિગ્રંથ તૈયાર થયા હતા. તેમાં મનુસ્મૃતિગ્રંથ અગત્યનો ગ્રંથ છે. વેદના સમય પછીના સમયમાં લખાયેલાં કેટલાંક ધર્મસૂત્રોમાં 'વિષ્ણુ-ધર્મશાસ્ત્ર' અથવા 'વિષ્ણુસ્મૃતિ' નામનો ગ્રંથ અગત્યનો છે. પદ્યમાં રચાયેલી સ્મૃતિઓમાં 'માનવધર્મશાસ્ત્ર' (મનુસ્મૃતિ) સૌથી વધુ મહત્ત્વનો અને પ્રાચીન ગ્રંથ છે. તેને મહાભારત સાથે ગાઢ સંબંધ છે. યાજ્ઞવલ્ક્યસ્મૃતિ' 'મિતાક્ષરી' નામની ટીકા લખાયા પછી વધુ લોક-[illegible] બની. 'ધર્મ' એ શબ્દમાં એકલા કાયદાનો જ સમાવેશ કરવામાં આવેલો. સૌથી પહેલો પ્રયાસ 'નારદસ્મૃતિ'માં જણાય છે. એ 'મનુ-

સ્મૃતિ' પરથી રચાયેલ હોય તેમ જણાય છે. 'પરાશરસ્મૃતિ એથી વધારે અર્વાચીન છે. ઈ. સ. ૧૦૦૦ પછી 'ધર્મનિબંધ' નામના અસંખ્ય ગ્રંથો ભારતમાં લખાયા છે. તેમાંનો સૌથી ભારે ગ્રંથ હેમાદ્રિનો 'ચતુર્વર્ગચિંતામણિ' નામનો ગ્રંથ છે. જીમૂતવાહનનો 'ધર્મરત્ન' નામનો ગ્રંથ એની અંદર આવતા 'દાય' (વારસો) ભાગને લીધે પ્રખ્યાત છે.

ઇતિહાસ :—મુસલમાનોની જીત પહેલાંનો આદ્ય ઐતિહાસિક ગ્રંથ સંસ્કૃત સાહિત્યમાં નથી. કલ્હણના રચેલા 'રાજતરંગિણી' નામના ગ્રંથમાં કાશ્મીરના રાજાઓની તવારીખ આપવામાં આવી છે. આ ગ્રંથ ઈ. સ. ૧૧૪૮માં લખાવો શરૂ થયો હતો. તેનો પ્રાકૃતિક ભાગ ઐતિહાસિક નથી, પણ તેમાં દંતકથાઓ આપવામાં આવી છે. ખરેખરો ઐતિહાસિક વિભાગ તો તેના સમયના ચિતારમાં છે. કાશ્મીરની તવારીખના સંબંધમાં આ ગ્રંથ અમૂલ્ય છે. હર્ષચરિત, વિક્રમાંક-દેવચરિત વગેરે ગ્રંથોમાં ઘણું ઐતિહાસિક તત્ત્વ રહેલું છે. આ ઉપરાંત 'પ્રબંધચિંતામણિ' જેવા જૈન પ્રબંધોમાં પણ અનેક ઐતિહાસિક પ્રબંધો નોંધાયા છે.

ગણિતશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર તથા જ્યોતિષશાસ્ત્ર—ખગોળ-શાસ્ત્રીઓના ગ્રંથોમાં, ગણિતશાસ્ત્ર વિશેના કેટલાક ખાસ અધ્યાય આપવામાં આવ્યા છે. બીજગણિતના વિષયમાં યવન લોકોએ કદી ન મેળવેલી ઉત્કૃષ્ટતા હિંદીઓએ પ્રાપ્ત કરી હતી. ભારતમાં જ્યોતિષ વિશેનો જનામા જૂનો ગ્રંથ તે વેદાંગ જ્યોતિષ છે જ્યોતિષશાસ્ત્રના પાંચ સિદ્ધાત ગ્રંથસ્થ કરવામાં આવ્યા હતા. તેમાંનો એક 'સૂર્યસિદ્ધાંત' આજસુધી ટકી રહ્યો છે. આ સિદ્ધાંતોનું સંક્ષિપ્ત અને વ્યવહારિક સ્વરૂપ આર્યભટ્ટે આપ્યું હતું. ધરી પર પૃથ્વીનું ફરવું, સૂર્યગ્રહણ વગેરેની સમજૂતી પણ આપી હતી. એના ગ્રંથનું નામ 'આર્યભટીય' છે તેના ત્રીજા અધ્યાયમાં ગણિતશાસ્ત્ર વિશે લખ્યું છે. 'સૂર્યસિદ્ધાંત' અને 'આર્યસિદ્ધાંત' ઉપરાંત બ્રહ્મગુપ્તનો

'બ્રહ્મસિદ્ધાંત' પણ ઠીક ઠીક પ્રચલિત હતો. વરાહમિહિરે ગણિતનું કામ ઈ. સ. ૫૦૫ માં કરવા માંડયું હોય એમ જાણવા મળે છે. તેના ચાર ગ્રંથો મોટે ભાગે આર્યા છંદમાં રચાયેલા છે. એમાંના ત્રણ જ્યોતિષશાસ્ત્ર વિશેના છે. 'બૃહત્સંહિતા', 'હોરાશાસ્ત્ર', 'લઘુજાતક' અને 'પંચસિદ્ધાન્તિકા' ખગોળશાસ્ત્ર વિશેના ગ્રંથ છે. બ્રહ્મગુપ્ત નામના ખગોળશાસ્ત્રીએ 'બ્રહ્મસ્ફૂટ સિદ્ધાંત' નામનો ગ્રંથ લખ્યો હતો. એમાંનો ૧૨મો તથા ૧૬મો અધ્યાય ગણિતશાસ્ત્રના છે. ભારતનો છેલ્લો પ્રખ્યાત ખગોળશાસ્ત્રી ભાસ્કરાચાર્ય (૧૨મી સદી) છે. 'સૂર્યસિદ્ધાંત' સિવાય બીજા ખગોળશાસ્ત્રના ગ્રંથો કરતાં 'સિદ્ધાંતશિરોમણિ'નું ભારતના ખગોળશાસ્ત્રમાં વિશેષ પ્રામાણ્ય ગણાયું છે.

**ચિકિત્સાવિદ્યા :**—ચિકિત્સાવિદ્યાને આયુર્વેદ કહેતા, જેની ગણના ઉપવેદ તરીકે થતી. તેનો વિકાસ ઈ. સ. ના ૧લા કે બીજા સૈકાથી થયો હોય એમ લાગે છે, કારણ કે એ શાસ્ત્રના એક પ્રમાણભૂત ગ્રંથના લખનાર ચરક તે કનિષ્ક રાજાના દરબારી વૈદ્ય મનાય છે. તેમના 'ચરકસંહિતા' નામના ગ્રંથમાં ઔષધોની વિગતવાર માહિતી આપી છે. 'સુશ્રુતસંહિતા'માં આ ઉપરાંત શસ્ત્રક્રિયાની સારી સમજૂતી આપવામાં આવી છે. આયુર્વેદમાં લયચિકિત્સા, શાલાક્ય (શસ્ત્રક્રિયા) ઇત્યાદિ આઠ અંગ પાડવામાં આવતાં. ત્રીજો સુવિખ્યાત વૈદકનો ગ્રંથ મોટાવાગ્ભટ (ઈ. સ. ૬૦૦) નો છે. તેનું નામ 'અષ્ટાંગહૃદય' છે.

**કલાઓ :**—સંઘવાસગણિના લખેલ 'વસુદેવહિંડી' નામના પ્રાકૃત કથાગ્રંથમાં પાકશાસ્ત્ર, ચિકિત્સાશાસ્ત્ર, યુદ્ધવિદ્યા ઇત્યાદિ ઉપરાંત ૭૨ કલાઓની વિદ્યાનો ઉલ્લેખ આવે છે. કાલિદાસના રઘુવંશમાં ૧૪ વિદ્યાનો ઉલ્લેખ આવે છે. જાતક કથાઓમાં ૧૮ શિલ્પોનો ઉલ્લેખ આવે છે. બૃહત્સંહિતામાં વિવિધ શિલ્પવિદ્યાઓની માહિતી મળે છે. એમાં વાસ્તુ ક્રિયા (વસતિગૃહો, જળાશયો, દેરાસરો, અને

પ્રાસાદ બનાવવાની સ્થાપત્ય ક્રિયા)ને લગતા કેટલાક અધ્યાય આવે છે. સ્વર્ણકાર, લોહકાર, વર્ધકિ (સુથાર) પટ્ટવાપ (વણાટ), સૂચિકલા (સીવણકલા) વગેરેના ઉલ્લેખો છે. ભરતમુનિના નાટ્યશાસ્ત્રમાં ગીત, વાદ્ય, નૃત્ય આદિ લલિત કલાઓનું વિસ્તૃત નિરૂપણ કરવામાં આવ્યું છે. ચિત્રકલા, નેપથ્ય (વેશ), ભૂષણ, અંગરાગ, ગંધ અને કેશવર્ધનને લગતી કલાનું તેમ જ મણિભૂમિકર્મ, માલ્યગ્રંથન અને શયનરચનાની કલાઓનું શિક્ષણ અપાતું. ઐન્દ્રજાલ (જાદુ), ઇતિતક, વદનગોપન, દ્યૂતમાં આકર્ષક્રીડા, બાલક્રીડા વગેરે કલાઓ સમાજના અમુક વર્ગોની આજીવિકાના સાધનરૂપ હતી.

# ૮. બૌદ્ધો અને જૈનોનું પ્રાકૃત–સંસ્કૃત સાહિત્ય

## અ. બૌદ્ધ સાહિત્ય

વેદસાહિત્ય પ્રાગૈતિહાસિક સમયનું દર્શન કરાવે છે. ઐતિહાસિક યુગના બૌદ્ધ સાહિત્યને લીધે વેદસાહિત્ય પર પ્રકાશ પડે છે. ભગવાન બુદ્ધે ઈ. સ. પૂર્વે ૫૩૫થી ૪૮૫ દરમિયાન

**૧. પાલી ત્રિપિટકો**

શિષ્યોને ઉપદેશમાં ચાર આર્યસત્યો (દુઃખ, દુઃખકારણ, દુઃખકારણ–નિવૃત્તિ તથા દુઃખકારણ–નિવૃત્તિ–માર્ગ) તથા અષ્ટાંગ માર્ગ (સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યગ્ વાક્, સમ્યક્ કર્મ, સમ્યક્ આજીવ, સમ્યગ્ વ્યયામ (પ્રયત્ન), સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ)નાં મૌખિક સંભાષણોને પાછળથી પાલી અને સંસ્કૃત ભાષામાં ગ્રંથસ્થ કરવામાં આવ્યાં.

બુદ્ધના મૃત્યુ બાદ થોડા સપ્તાહોમાંજ બુદ્ધના શિષ્યોએ ભિક્ષુઓની પહેલી સભા રાજગૃહ નગરમાં ઉપદેશસૂત્રો તથા નિયમોને ગ્રંથસ્થ કરવા બોલાવી. સોએક વર્ષ પછી ભિક્ષુઓની બીજી સભા વૈશાલીમાં બોલાવાઈ હતી. અને ત્રીજી ચક્રવર્તી અશોકના સમયમાં પાટલિપુત્રમાં બોલાવાઈ હતી. આ સભાઓમાંની ત્રીજી સભાના સમયમાં ત્રિપિટકો પાલી ભાષામાં તૈયાર થયાં. તે અહીંથી સિલોનમાં પ્રચલિત થયાં અને હાલ ત્યાં જળવાઈ રહ્યાં છે. સંસ્કૃત ત્રિપિટકો ઉત્તરના દેશોમાં પ્રચલિત થયાં, પરંતુ હાલ તે પુરેપુરાં જળવાઈ રહ્યાં નથી.

વિનયસૂત્ર અને અભિધમ્મને લગતા ગ્રંથોના ત્રણ સમૂહ થયા

જે ત્રિપિટક કહેવાય છે. ત્રિપિટકનો અર્થ ત્રણ ટોપલીઓ (સંગ્રહો) થાય છે. જેનાં નામ વિનયપિટક, સુત્તપિટક અને અભિધમ્મપિટક છે.

૧. વિનયપિટક :—આના ત્રણ વિભાગો છે. (અ) સુત્તવિભંગ—આના મહાવિભંગ તથા ભિખ્ખુનીવિભંગ નામના બે પેટાવિભાગ પડે છે. આમાં સાધુસાધ્વીઓને પાળવાના નિયમો છે. આનો મુખ્ય ગ્રંથ પાટીમોક્ષ છે. તેમાં બૌદ્ધસંઘના ભિક્ષુ–ભિક્ષુણીઓના વિધિઓ તથા નિષેધો છે. (આ) ખન્ધકા—આના મહાવગ્ગ (મોટા વર્ગ) તથા ચુલ્લવગ્ગ (નાનો વર્ગ) નામના બે પેટાવિભાગ છે. મહાવગ્ગમાં વર્ષાઋતુમાં પાળવાના નિયમો, કપડાં, દવા તથા વાહનની વપરાશના નિયમો છે. ચુલ્લવગ્ગમાં ઝગડા, રહેઠાણ તથા સાધુની ફરજોનું વર્ણન છે. (ઇ) પરિવાર—આમાં વેદની અનુક્રમણિકાઓ, પરિશિષ્ટો તથા વેદાંગના જેવા વિષયોની માહિતી છે. આ વિભાગ પ્રશ્નોત્તર રૂપમાં છે.

૨. સુત્તપિટક :—સુત્ત એટલે સૂત્ર અથવા ટૂંકો નિયમ, પરંતુ અહીં સુત્તનો અર્થ સંભાષણ તથા ઉપદેશ થાય છે. સંવાદના રૂપમાં ધર્મના મુદ્દાઓની ચર્ચા કરાએલી છે. સુત્તપિટકના પાંચ વિભાગો નિકાયને નામે ઓળખાય છે. (અ) દીઘનિકાય—આમાં ૩૪ સૂત્રો છે. દરેકમાં ધર્મના એક અથવા વધારે મુદ્દાઓની લાંબી ચર્ચા છે. શીલ, સમાધિ અને અવલોકનની તથા નીતિના નિયમોની ચર્ચા પણ છે. (આ) મજ્ઝિમ (મધ્યમ) નિકાયમાં ધર્મ તથા ચાર મહાન સત્યો વિષેનાં સંભાષણો, કર્મ, નિષ્કામતા, નિર્વાણ તથા શ્રમણપર્યાયના પ્રકારોની ચર્ચા છે. (ઇ) સંયુત્ત (સંયુકત) નિકાય—આમાં સંભાષણનાં ૫૬ સુત્તોના સમૂહો છે. દેવના સંયુત્તમાં દેવતાનાં કથનો છે. મારસંયુત્તમાં બુદ્ધને લલચાવનાર મારની કથાઓ છે. ભિખ્ખુણી–સંયુત્તમાં ભિક્ષુણીઓની કથાઓ છે. (ઈ) અંગુત્તર નિકાયમાં ૨૩૦૮ સૂત્રો છે. આના ૧૧ વિભાગ છે. એના દરેક વિભાગમાં પદાર્થોની સંખ્યા પ્રમાણે એનું નિરૂપણ કર્યું છે. (ઉ) ખુદ્દકનિકાય—આને કેટલાક ધમ્મપિટકનો વિભાગ પણ કહે છે. આમાં પરચુરણ વિષયો છે.

બૌદ્ધ ધર્મને ધમકી આપનાર માટે ભવિષ્યવાણી છે. આમાં કહેવતો, ગીતો, કાવ્યો, પરીકથાઓ તથા દંતકથાઓ છે. આમાં જુદાજુદા ૧૫ સમૂહો છે. ખુદ્દકપાઠ, ધમ્મપદ, ઉદાન, ઈતિવુત્તક, સુત્તનિપાત વિમાનવત્થુ, પેતવત્થુ, થેરગાથા, થેરીગાથા, જાતક, નિદ્દેશ, પટિસંભિદામગ્ગ, અવદાન, બુદ્ધવંસ તથા ચરિયાપિટક છે. ૧. ખુદ્દકપાઠ એ એક પ્રાર્થના પુસ્તક છે. ૨. ધમ્મપદમાં બૌદ્ધ ધર્મનાં નીતિસૂત્રો છે. ૩. ઉદાનમાં સાત્વિક કહેવતો છે. ૪. ઇતિવુત્તકમાં અપદ્યાગદ્ય દ્વારા ઉપદેશ અપાયો છે. ૫. સુત્તનિપાતમાં જુદીજુદી કથાઓ છે. ૬,૭ વિમાનવત્થુ, અને પેતવત્થુમાં દૈવી મહેલોની કથાઓ તથા ભૂતની કથાઓ છે. ૮,૯ થેરગાથા અને થેરીગાથામાં સ્થવીર ભિક્ષુ અને ભિક્ષુણીઓની ગાથાઓ છે. ૧૦ જાતકમાં બુદ્ધના પૂર્વજન્મની અર્થાત્ બોધિસત્ત્વોની કથાઓ અને દંતકથાઓ આવે છે. ૧૧. નિદ્દેશમાં વિવેચન છે. ૧૨ પટિસંભિદામગ્ગમાં પૃથક્કરણનો માર્ગ સૂચવાયો છે. ૧૩ અવદાનમાં વીરકથાઓ તથા સંતોનાં પવિત્ર કાર્યો વર્ણવ્યાં છે. ૧૪ બુધવંસમાં કાવ્યોદ્વારા ચોવીસ બુદ્ધોની કથાઓ વર્ણવાઈ છે. ૧૫ ચરિયાપિટકમાં પાંત્રીસ જાતકકથાઓ શ્લોકોમાં વર્ણવાઈ છે.

૩. અભિધમ્મપિટક :—આ પિટકમાં ધર્મને લગતી વિગતો પ્રશ્નોત્તર રૂપે વિદ્વતા પૂર્ણ ચર્ચાથી અપાઈ છે. અભિધમ્મનો અર્થ ઉચ્ચ ધર્મ; તેનો અર્થ અધ્યાત્મવિદ્યા પણ કરવામાં આવ્યો છે. અભિધમ્મપિટકના સાત પેટાવિભાગ પાડવામાં આવ્યા છે. (અ) ધમ્મસંગતિ–આમાં ધર્મોની વ્યાખ્યાઓ તથા વર્ગોની ચર્ચા કરાઈ છે. (આ) વિભાગ–આમાં ધમ્મસંગણિના સિદ્ધાંતો છે. થોડા નવા ઉમેરાયા છે. (ઇ) ધાતુકથા–આમાં ધાતુઓ પર પ્રશ્નોત્તરી છે. (ઈ) પુગ્ગલ પ્રજ્ઞપ્તિ– આમાં સ્ત્રીપુરુષોના સંબંધોની ચર્ચા થઈ છે. (ઉ) કથાવત્થુ–આમાં બૌદ્ધધર્મનો ઇતિહાસ છે. (ઊ) યમક–આમાં પ્રશ્નો આપવામાં .. છે અને તે બે રીતે સમજાવવામાં આવ્યા છે. (ઋ) પટ્ઠાન

પકરણ—આમાના પહેલા ભાગને તિકપટ્ઠાન અને બીજા ભાગને દુકપટ્ઠાન કહેવામા આવે છે. સંબધના ૨૪ પ્રકારો વર્ણવવામા આવ્યા છે.

ત્રિપિટકમા ઘણી જગ્યાએ શાસ્ત્રના નવ અંગો બતાવવામા આવ્યા છે :—૧ સુત્ત—ગદ્ય ઉપદેશ, ૨ ગેય્ય—અપદ્યાગદ્યરૂપે ઉપદેશ, ૩. વય્યાકરણ—સમજુતિ, વિવેચન, ૪ ગાથા શ્લોક, ૫ ઉદાન—સાત્ત્વિક કહેવતો. ૬. ઇતિવુત્તક—સંક્ષિપ્ત કથનો, ૭ જાતક—બુદ્ધના પૂર્વજન્મની કથાઓ, ૮. અભિધમ્મ—અદ્ભુત બનાવોના હેવાલ, ૯. વેદલ્લ—પ્રશ્નોત્તર રૂપમા ઉપદેશો.

પાલી શાસ્ત્રીય સાહિત્ય ભારતમા નિપજ્યુ હતુ. તેની પૂરવણી બીજે થઈ હતી ભારતમા નિપજેલું સાહિત્ય સિલોનમા ગયુ હતુ. પાલી બીનશાસ્ત્રીય સાહિત્ય

**૨. ઇતર પાલી સાહિત્ય**

સિલોનના ભિક્ષુઓનુ કાર્ય છે. આનો અપવાદરૂપ નોધપાત્ર ગ્રંથ ઉત્તર ભારતમા રચાયેલ મિલિન્દપઞ્હા (મિલિન્દના પ્રશ્નો) છે. મિલિન્દ ભારતનો ઈ સ પૂર્વે પહેલા સૈકાનો ગ્રીક રાજા મીનેન્ડર હતો. મિલિન્દ રાજાએ ભિક્ષુ નાગસેન સાથેની પ્રશ્નોત્તરીને અંતે સ્વીકાર્યુ હતુ કે કાયમી અહંતા ક્યાય રહેતી નથી આ ગ્રંથ—રચનાના સમયે અથવા તે પહેલા નેક્ષિપકરણ અથવા નેત્તિગંધ અથવા નેત્તિસત્યધર્મનુ સૂચનરૂપ પુસ્તક હતુ. પાલી બીનશાસ્ત્રીય સાહિત્ય વિવેચન જ છે ભારત અને સિલોનના ભિક્ષુઓના વિહારોમા પાલી-શાસ્ત્રીય સાહિત્યે વિવેચનનો ઉદ્ભવ કર્યો અટ્ઠકથાઓ એટલે કે ટીકાઓ ત્રિપિટક સાથે જ ભિક્ષુઓની પહેલી સભાના સમયથી ભારતને મળી હતી—જેનું સિંહલીમાં ભાષાતર થયુ હતુ અને મૂળ પાલી ટીકાઓ ઉપલબ્ધ રહી ન હોવાથી તેમાંથી બુદ્ધઘોષે પાલીમાં ભાષાતર કર્યું. નિદાનકથા બુદ્ધની ત્રણ ભાગમાં વર્ણવાએલી કથા છે. અભિધમ્મપિટકની ટીકા, ધમ્મસંગણિની ટીકા (અટ્ઠસાલિની),

વિભંગની ટીકા (સંમોહવિનોદનિ) અને પટ્ઠાનપકરણની ટીકાના કર્તા બુદ્ધઘોષ વિશે શંકા નથી. તે ટીકાઓમાં તે વિસુદ્ધિમગ્ગ એટલે કે સંપૂર્ણ શુદ્ધિના માર્ગનો વારંવાર ઉલ્લેખ કરે છે. પેતવત્થુ અને વિમલવત્થુની ટીકાઓ જાતક તથા ધમ્મપદની ટીકાઓના જેવી છે. સિલોનના વિહારના ભિક્ષુઓએ શાસ્ત્રીય સાહિત્યના વિવેચનથી બીનશાસ્ત્રીય સાહિત્યનું સર્જન કર્યું. સિંહલી અટ્ઠકથાનું પહેલું મહાકાવ્ય 'દીપવંસ' (દ્વીપના વંશોની કથા) રચાયું. તેના લેખકની માહિતી મળતી નથી. ઈ. સ. ના ૪થા અથવા ૫મા સૈકાનું આ મહાકાવ્ય છે. 'મહાવંસ' મહાનામ નામના કવિનું મહાકાવ્ય છે. બંને મહાકાવ્યોમાં ગૌતમબુદ્ધની કથા અને તેમનું સિંહલદ્વીપની ત્રણ મુલાકાતોનું વર્ણન છે. 'મહાબોધિવંસ' અથવા 'બોધિવંસ' નામનો ગ્રંથ પ્રાયઃ ઉપતિસ્સ નામના સાધુએ રચ્યો હતો. બુદ્ધરક્ખિતના 'જિનાલંકાર' નામના કાવ્યમાં બુદ્ધની કથા છે. જિનચરિત નામક કાવ્યમાં પણ બુદ્ધનું જીવનચરિત્ર આલેખાયું છે.

સંસ્કૃત તથા મિશ્રિત સંસ્કૃત ભાષામાં બૌદ્ધ સાહિત્યનો નાલંદા તથા તક્ષશિલાનાં ગુરુકુલોમાં વિકાસ થયો હતો. બૌદ્ધ સાહિત્ય સંસ્કૃત તથા પાલીમાં લખાયું હતું, પણ હ્યુએનસંગ જેવા ચીની મુસાફરે નાલંદામાં સંસ્કૃત ભાષા શીખી ચીની ભાષામાં બૌદ્ધ સાહિત્યનો અનુવાદ કર્યો. હીનયાન અને મહાયાન નામના બૌદ્ધ ધર્મના બે પંથો થયા બાદ સાહિત્ય સંસ્કૃતમાં લખાવા લાગ્યું. સર્વાસ્તિવાદિનના પાટીમોક્ખસુત્તના અવશેષો અને વિનયપિટકના અવશેષો નેપાલ તથા મધ્ય એશિયામાંથી મળી આવ્યા છે. પાલી અને સંસ્કૃત બૌદ્ધસાહિત્યમાં કંઈક થોડો તફાવત જણાય છે. મહાવસ્તુ હીનયાનનો મહાન ગ્રંથ છે. લોકોત્તરવાદીના મતાનુસાર તે વિનયપિટક છે. તે નિદાનકથાની માફક બુદ્ધના જીવનને આવરી લે છે.

**૩. બૌદ્ધ સંસ્કૃત સાહિત્ય**

આમાં જે જાતક અને અવદાન છે, તેના જેવું પાલીમાં કંઈ નથી. "લલિતવિસ્તાર" મહાયાનનો મહાન પવિત્ર ગ્રંથ છે. તેને વૈપુલ્યસૂત્ત કહેવામાં આવે છે. તેમાં બુદ્ધના જીવન અને કાર્યનું આલેખન થયું છે. અશ્વઘોષના 'બુદ્ધચરિત' નામના મહાકાવ્યમાં બુદ્ધના નિર્વાણ સુધીની કથા છે. વજ્રસૂચિ અશ્વઘોષનો ગ્રંથ માનવામાં આવે છે. તેમાં બ્રાહ્મણો પર પ્રહારો કરવામાં આવ્યા છે. સૂત્રાલંકાર તથા શારિપુત્રપ્રકરણને પણ અશ્વઘોષની કૃતિઓ ગણવામાં આવી છે. શૂર કવિની જાતકમાલા કલ્પનામંદિરીકા જેવી છે. જાતકમાલાને બોધિસત્ત્વઅવદાનમાલા પણ કહેવામાં આવે છે. અવદાન એટલે નોંધપાત્ર પરાક્રમ[1] (બનાવ અથવા પ્રસંગઘટના). વિનયપિટક અને સૂત્રપિટકમાં અવદાન આવે છે. અવદાનશતકની રચના ઈ. સ.ના બીજા સૈકામાં મનાય છે. વ્યક્તિ કર્યાં કાર્યોથી શુદ્ધ થઈ શકે તે તેમાં બતાવ્યું છે. દિવ્યાવદાન મૈત્રકન્યક અવદાન, દ્વાવિંશત્વ અવદાન, ભદ્રકલ્પાવદાન, વિચિત્રકર્ણિકાવદાન, અવદાનકલ્પલતા વગેરે અવદાન સાહિત્યના ગ્રંથો છે.

મહાયાન સૂત્રગ્રંથોમાં સૌથી વધુ મહત્ત્વનું 'સદ્ધર્મપુંડરિક' (સત્યધર્મનું કમળ) સૂત્ર છે. આમાં બુદ્ધને સ્વયંભૂ, વૈદ્ય તથા સર્વના પાલક માનવામાં આવ્યા છે. દસભૂમિકાસૂત્રમાં બુદ્ધ થવાની દસ ભૂમિકાઓ પર સંભાષણો છે. રત્નકૂટમાં ચીની ત્રિપિટક અને તિબેટના કન્જુરનો સમાવેશ થાય છે. આમાં ૪૯–સૂત્રો સુકાવતીવ્યૂહ, અક્ષોભ્યવ્યૂહ, મંજુશ્રીબુદ્ધક્ષેત્રગુણવ્યૂહ, બોધિસત્વપિટક, કશ્યપ પારિવર્ત વગેરે છે. નાગાર્જુન મહાયાન પંથનો લેખક હતો. તેની માધ્યમિકાના સૂત્રોમાં ૪૦૦ કારિકાઓ છે કે જેના ઉપર લેખકે જ 'અકુતોભયા' નામની ટીકા રચી છે. 'યુક્તિશષ્ટિકા', 'વિગ્રહવ્યાવર્તની', 'શૂન્યતાસપ્તતિ', 'મહાયાનવિંશક' નામની બીજી કૃતિઓ પણ છે. બુદ્ધપાલિતા અને ભાવવિવેક નાગાર્જુનની શાખાના ટીકાકારો હતા. 'શિક્ષા-

1. Winternitz—Indian Literature. Vol. II. Page 277.

'સમુચ્ચય' મહાયાન શાખાનો ગ્રંથ છે. તેમાં ૨૭ કારિકાઓ છે. તેનું વિવેચન પણ તેમાં છે.

બૌદ્ધ ધર્મનાં મહાયાન સૂત્રો તથા પુરાણોમાં ઘણું સામ્ય છે. બૌદ્ધધર્મમાં સ્વયંભૂપુરાણ નથી, પરંતુ તે માહાત્મ્ય છે. તેમાં નેપાલનાં પવિત્ર ધામો ખાસ કરીને ખટમંડુ પાસેના સ્વયંભૂ ચૈત્યની ગૌરવકથા છે. બૌદ્ધસ્તોત્રો અને મંત્રોમાં પણ સામ્ય છે. મહાવસ્તુ તથા લલિતવિસ્તારમાં સ્તોત્રો છે. ધારણી અથવા રક્ષામંત્રો મહાયાન સાહિત્યમાં મહત્ત્વના છે. પ્રજ્ઞાપારમિતાસૂત્ર ધારણી તરીકે વપરાતાં. ધર્મનું તાંત્રિક સાહિત્ય સાધના માટે હતું. સિદ્ધિ માટે તેની જરૂર હતી. ઇન્દ્રભૂતિ નામના તંત્રસાધકે જ્ઞાનસિદ્ધિની રચના કરી. મહાન આશીર્વાદની ક્રિયા તિબેટની ભાષાના 'શ્રીચક્રસમભારતંત્ર'માં વર્ણવાઈ છે.

## (આ) જૈન સાહિત્ય

જૈન ધર્મના પ્રતિપાદક મહાવીર વર્ધમાન છે. બૌદ્ધ અને જૈન ધર્મમાં મુખ્ય તફાવત આત્માની માન્યતા છે. બંનેમાં સમાનતાનું તત્ત્વ 'સાધુત્વમાં નીતિ' છે. બૌદ્ધધર્મ કરતાં જૈનધર્મ જૂનો છે, પરન્તુ તે ધર્મના જૂના ધર્મશાસ્ત્રના થોડાજ અવશેષો મળી આવ્યા છે. બાકીનાં ધર્મશાસ્ત્રો આધુનિક સમયનાં છે. જૂનાં ધર્મશાસ્ત્રો અને એના પરની ટીકાઓ પ્રાકૃત (માગધી અને મહારાષ્ટ્રી)માં લખાયેલી છે. શ્વેતાંબર ૮મી સદીથી અને દિગંબરો તેનાથી થોડા સમય પૂર્વેથી સંસ્કૃતમાં ટીકાઓ લખતા.

જૈનોનું પવિત્ર શાસ્ત્ર 'સિદ્ધાંત' અથવા 'આગમ' છે[2]. શાસ્ત્રોની ભાષા ર્ષ (ઋષિઓની ભાષા) અથવા અર્ધમાગધી(અર્ધી મગધી) છે. મહાવીરે

2. Winternitz—Indian Literature Vol. II. Page 428.

**૧. પ્રાકૃત આગમો** આ ભાષાદ્વારા ઉપદેશ આપ્યો હતો એવું કહેવાય છે મૂળ ૧૪ પૂર્વો (પૂર્વો)માં આલેખાયેલો હતો, પરંતુ તે ખોવાઈ જતા મગધના રાજા ચંદ્રગુપ્તના સમયમા પાટલિપુત્રમાં સભા ભરતાં ૧૧ અંગોની રચના થઈ અને ૧૨મું અંગ ૧૪ પૂર્વોનું થયું. પ્રાચીન કાળમા નિર્ગ્રન્થો (જૈનો) પ્રાયઃ અચેલક (નિર્વસ્ત્ર) ફરતા. ઉત્તર ભારતમાં પડેલા લાંબા દુકાળમાં કેટલાક સાધુઓ આચારવિચાર જાળવવા દક્ષિણ ભારતમા ગયા, જ્યારે કેટલાક ઉત્તરભારતમા રહી આપદ્ધર્મને અનુકૂળ થયા. દુકાળ પુરો થતા દક્ષિણભારતથી પાછા ફરેલા સાધુઓએ સુચેલક (વસ્ત્ર) થયેલાઓને પોતાથી અલગ ગણ્યા. એમાથી શ્વેતામ્બર અને દિગંબર એવા બે ભાગ પડયા. ઈ. સ. ના પાંચમા અથવા છઠ્ઠા સૈકામા સૌરાષ્ટ્રના વલભીપુરમા આગમોની લેખિત વાચના તૈયાર થઈ, જે હાલ સર્વ શ્વેતામ્બરોમા પ્રચલિત છે. શ્વેતામ્બરોનાં આગમોમા નીચેના ગ્રંથોનો સમાવેશ થાય છે.

(૧) **બાર અંગો** :—૧. આચારાંગ સૂત્ર—આમા સાધુઓના જીવનમા કેવા આચારવિચાર હોવા જોઈએ તેની ચર્ચા કરી છે. ૨. સૂત્રકૃતાંગ—આમા સાધુઓના પવિત્ર જીવનની ચર્ચા તથા પુરાણા વિચારો કેમ ખોટા છે તેનું વિવેચન આપ્યુ છે ૩. સ્થાનાંગ—આમાં ધર્મનાં જુદા જુદા અંગોની સંખ્યાના ક્રમે ચર્ચા કરાઈ છે. ૪. સમવાયાંગ—આમા ધર્મના અંગોનો સમાવેશ થયો છે. ૫. ભગવતી વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ—આમા પ્રશ્નોત્તરરૂપે દંતકથાઓ કહેવાઈ છે ૬ જ્ઞાતા ધર્મકથા—આમા ધાર્મિક ઉદાહરણો તથા કથાઓ છે. ૭. ઉપાસક દશાઓમાં દસ ઉપાસકોની કથાઓ છે. ૮ અંતકૃદ્દશાઓમા દસ સાધુઓની કથાઓ છે ૯ અનુત્તરૌપપાતિક દશાઓ—આમા દસ સાધુઓ કે જે પરમ દશાને પામે છે તેમની કથાઓ છે. ૧૦. પ્રશ્ન વ્યાકરણમા પ્રશ્ન અને સમજુતીરૂપે પાંચ વ્રતો (અહિંસાવ્રત, સત્યવ્રત,

અસ્તેયવ્રત અને અપરિગ્રહવ્રત) અને તે સમાન પાંચ ગુણોની ચર્ચા છે. ૧૧. 'વિપાકસૂત્ર—આમાં સારાં નરસાં કર્મોનાં ફળોની વિગતો આપાઈ છે.' ૧૨. દષ્ટિવાદ—બીજા 'દર્શનોની માહિતી આમાં છે. હાલ આ ગ્રંથ લુપ્ત છે.

(૨) બાર ઉપાંગો :—દરેક અંગનું એક ઉપાંગ છે. આમાં સ્વમતાગ્રહી દંતકથાઓ છે. ૧. ઔપપાતિક ૨. રાજપ્રશ્નીય ૩. જીવાભિગમ ૪. પ્રજ્ઞાપના ૫ સૂર્યપ્રજ્ઞપ્તિ ૬. જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ ૭. ચંદ્રપ્રજ્ઞપ્તિ ૮. નિરયાવલી ૯. કલ્પાવતંસિકા ૧૦. પુષ્પિકા ૧૧. પુષ્પચુલિકા ૧૨. વૃષ્ણિદશાઓ.

(૩) દસ પ્રકીર્ણ :—વેદનાં પરિશિષ્ટોની માફક જૈન ધર્મનાં આ પરિશિષ્ટો છે. આમાં પ્રાર્થનાઓના શ્લોકો છે. ચાર પ્રકારના આશ્રય (અર્હંત, સિદ્ધ, સાધુ, ધર્મ)નો ઉલ્લેખ છે. પ્રકીર્ણો—૧. ચતુઃશરણ, ૨. આતુરપ્રત્યાખ્યાન, ૩. ભક્તપરિજ્ઞા, ૪. સંસ્તાર, ૫. તાંદુલવૈતાલિક. ૬. ચંદાવિજ્જહ, ૭. દેવેન્દ્રસ્તવ, ૮. ગણિવિદ્યા, ૯. મહાપ્રત્યાખ્યાન, ૧૦. વીરસ્તવ.

(૪) છ છંદસૂત્રો :—બૌદ્ધસાહિત્યના વિનયપિટકમાં સાધુઓના નિયમો છે, તેવા નિયમો આમાં છે. ૧. નિશીથ, ૨. મહાનિશીથ, ૩. વ્યવહાર, ૪. આચારદશ અથવા દશાશ્રુતખંડ, ૫. મહતકલ્પ, ૬. પંચકલ્પ અથવા જિતકલ્પ.

(૫) છૂટક ગ્રંથો :—૧. નાંદીસૂત્ર, ૨. અનુયોગદ્વાર—આને પુરાણ માનવામાં આવે છે. આનું સાહિત્ય શ્લોકોવાળું ગદ્ય સાહિત્ય છે. આમાં ખોટી પરંપરાગત માન્યતાઓ, કામસૂત્ર, વૈશેષિક ફિલસૂફી, બુદ્ધના સિદ્ધાંતો, કપિલનો મત, લોકાયત, પુરાણ, ગણિત, નાટક વગેરેની ચર્ચા છે.

(૬) ચારમૂલસૂત્રો :—(૧) ઉત્તરાધ્યાય અથવા ઉત્તરાધ્યયન—

આ ધાર્મિક કાવ્યગ્રંથના ૩૬ વિભાગો છે. આમાં કહેવતો, દ્રષ્ટાંતરૂપી કથાઓ સંવાદો, ઉપમાઓ અને ગરબીઓ છે. (૨) આવશ્યક—આમાં જૈન વ્યક્તિની ૭ આવશ્યક ફરજો (દુષ્ટતા, તીર્થંકરોનું ગૌરવ, ગુરુસન્માન, એકરાર, સાધુતા, ઇન્દ્રિયભોગ)ની ચર્ચા કરાઈ છે. (૩) દસવૈતાલિક અથવા ઓઘાનિર્યુક્તિ—આમાં મઠના નિયમો આપેલા છે અને પ્રલોભનની ચર્ચા કરાઈ છે. (૪) પિંડનિર્યુક્તિ અથવા પાક્ષિક સૂત્ર—ચૌદ દિવસમાં પાંચ વ્રતોનો એકરાર કરી કાર્યારંભ કરવા વિશે આમાં કહેવામાં આવ્યું છે.

દિગંબરો આગમોમાં એમની રીતે બાર અંગોને સ્વીકારે છે. આ ઉપરાંત 'ચતુર્વેદ' કહેવાતા ગૌણ આગમોને માને છે. જેમાં મુખ્યતઃ નીચેના ગ્રંથોનો સમાવેશ થાય છે.

(૧) પ્રથાનુયોગ—દંતકથાવાળા ગ્રંથો કે જે પુરાણ (પદ્મ, હરિવંશ, ત્રિશક્તિલક્ષણ, ઉત્તરપુરાણ)ને લગતા છે.

(૨) કરણાનુયોગ—વિશ્વનિર્માણને લગતા ગ્રંથો (સૂર્યપ્રજ્ઞપ્તિ-ચંદ્રપ્રજ્ઞપ્તિ અને જયધ્વલા) છે.

(૩) દ્રવ્યાનુયોગ—કુંદકુંદનો તત્ત્વજ્ઞાનનો ગ્રંથ, ઉમાસ્વાતિનું 'તત્ત્વાર્થાધિગમસૂત્ર' (ટીકાઓ સાથે) 'સમંતભદ્રનું' 'આપ્તમીમાંસા' (ટીકાઓ સાથે)

(૪) ચરણાનુયોગ—ધાર્મિક ક્રિયાઓને લગતી—વત્તકેરનું મૂલાચાર અને ત્રિવર્ણાચાર અને સમંતભદ્રનું 'રત્નકરંડશ્રાવકાચાર'.

### ૨. ઇતર પ્રાકૃતસાહિત્ય

જૈન શાસ્ત્રીયસાહિત્યના વિવરણ માટે જૈન સાધુઓએ ટીકાઓ લખી લાગે છે. નિજ્જુતિઓ અથવા નિર્યુક્તિઓ સૂત્રોને લગતી છે. ભદ્રબાહુ કામસૂત્રના લેખક ગણાય છે, તેમ જ દસશાસ્ત્રના ગ્રંથો પરની ટીકા અને નિજ્જુત્તિના લેખક ગણાય છે. વિમલસૂરીએ 'પઉમચરિઉ' નામનું રામકાવ્ય રચ્યું છે. તે પ્રાકૃતના કવિ

# ૯. ભારતના પ્રાચીન ધર્મો

**૧. વેદસંહિતાઓમાંના દેવો**

આર્યો ભારતમાં આવ્યા ત્યારે ભારતવર્ષ દ્રાવિડ અને તેથીય વધુ, અનેક પ્રાચીન સંસ્કૃતિઓની સમૃદ્ધિથી ભર્યોભર્યો હતો. એ સઘળી સમૃદ્ધિઓમાં ધર્મકર્મ અને સામાજિક વિધિવિધાન ઇત્યાદિ હતાં. આર્યો પણ પોતાનાં ધર્મકર્મ અને સમાજવ્યવસ્થા લઈને આવ્યા, એટલે આપણા દેશમાં આર્ય અને આર્યપૂર્વ સંસ્કૃતિઓના મિશ્રણથી એક વિરાટ સંસ્કૃતિનું ઘડતર થયું.

આર્યો ઇન્દ્ર, વરુણ, મરુત વગેરે દેવો ભારતમાં લઈને આવ્યા હતા. યજ્ઞ સમયે આ દેવોની સ્તુતિઓ કરવામાં આવતી. વેદોમાં દેવોની સ્તુતિને લગતાં ઘણાં સૂક્તો છે. ઋગ્વેદમાં 'દેવ' શબ્દ વારંવાર વપરાયો છે. જગતમાં ચૈતન્યની ઝલકવાળા પદાર્થોને ઋષિઓ 'દેવ' (दिव्=ચળકવું) કહેતા. પદાર્થોના વિવિધ ગુણ અને કર્મ પ્રમાણે તે તે દેવનાં જુદાં જુદાં નામ પડયાં હતાં. એક અનન્ત પદાર્થમાંથી નીકળેલા એ પદાર્થોના દેવતાને તેઓ દેવમાતા 'આદિતિ' કહેતા. એ આદિતિમાંથી નીકળેલા આદિતિના પુત્રો તે આદિત્ય'. આદિત્યો ૧૨ છે. મિત્ર, અર્યમ, રુદ્ર, વરુણ, સૂર્ય, ભગ, વિવસ્વત્, પુષા, સવિતૃ, ..., ધાતૃ અને વિષ્ણુ.

ઋગ્વેદસંહિતાના પ્રધાન દેવતાઓઃ—આદિતિ. દ્યૌ, પૃથ્વી, ત્વષ્ટા, વિશ્વકર્મા, હિરણ્યગર્ભપ્રજાપતિ, પુરુષ, અગ્નિ, વરુણ, ઇન્દ્ર, વિષ્ણુ, સવિતા–પુષા,–સૂર્ય–મિત્ર, અશ્વિનો, યમ, રુદ્ર–મરુત્–વાત–પર્જન્ય,

ઉષા, વાસ્તોષ્પતિ–ક્ષેત્રપતિ, બ્રાહ્મણસ્પતિ, સોમ, આપઃ, સિંધુ, સરસ્વતી–ગંગા–યમુના, ઈલા–ભારતી–સરસ્વતી–શ્રદ્ધા. વેદના આ બધા દેવસમૂહમાં ઇન્દ્ર, વરુણ, અગ્નિ સોમ–એ દેવો પ્રધાન છે અને તેમને ઉદ્દેશીને મોટા ભાગનાં સૂક્તો છે. એક જ આત્માનાં બીજા દેવો જુદાં જુદાં અંગ છે. એક જ પ્રકૃતિની તે તે પદાર્થરૂપે અનેકતાને ઉદ્દેશી, ઋષિઓ એને બહુરૂપે સ્તવે છે, યદ્યપિ વસ્તુતઃ તો એ એક અખંડ છે.[1]

આ જગતમાં અને મૃત્યુ પછીના બીજા લોકમાં પણ માનવકલ્યાણ થાય તે માટે દેવોની પ્રાર્થના કરવામાં આવતી. આ રીતે દેવને મહાન જોનારી સ્થૂળ ભક્તિ વેદમાં છે. ધર્મના વ્યાપક અર્થનાં ચાર પાસાં છે—(૧) સદાચાર–નીતિ, (૨) ઈશ્વરનિષ્ઠા અગર ઉપાસનાની માન્યતા, (૩) જીવ, જગત અને ઈશ્વર એ તત્ત્વત્રયી વિષે તાત્ત્વિક વિચારણા (જ્ઞાન), અને (૪) સર્વના ફળરૂપે અનાસક્તિરૂપ વૈરાગ્યભાવના અને પરમ તત્ત્વ પરમાત્મા પ્રત્યે ભૂરિ સ્નેહ અગર તો ગાઢ ભક્તિભાવના. ધર્મના પૂર્ણ અર્થમાં સદાચાર, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ એ મંગલ ચતુષ્ટયનો સમાવેશ થાય છે. એ ચારેયનું મૂળ 'ઈશ્વરનિષ્ઠા' છે. સ્વાભાવિક રીતે જ્ઞાનના પ્રકાશની, કર્તવ્યભાવનાની અને આત્મબલની જરૂર છે. એ ત્રણે આકાંક્ષાઓ જ્યાંસુધી મનુષ્ય પૂરી ના પડે ત્યાંસુધી ધર્મનું પ્રયોજન સંપૂર્ણ રીતે સિદ્ધ થયું ન ગણાય.[2]

સામવેદસંહિતા ફક્ત યજ્ઞ વખતે ગાન માટે રચાયેલ છે અને એમાં લગભગ બધી ઋગ્વેદ સંહિતાની ઋચાઓ (મંત્રો) છે, તેથી તેમાં ધર્મ સંબંધી કંઈ નવું નથી. યજુર્વેદસંહિતામાં ઋગ્વેદ સંહિતાના મંત્રોનો યજ્ઞમાં ક્યાં ઉપયોગ કરવો તે વિષયની ચર્ચા છે. તે ઉપરાંત 'રુદ્ર' જેવા કેટલાક દેવો આ સંહિતામાં આગળ પડતા

---

૧. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ—આપણો ધર્મ, પૃ. ૩૩૩.
૨. એજન પૃ. ૧૧.

તરી આવે છે. તેમની સ્તુતિના નવીન મંત્રો રચાયા છે. યજ્ઞમાં દેવતાઓનાં સ્વરૂપ વિશે તથા પરમાત્માની એકતા વિશે નવાં ચિન્તન થતાં દેખાય છે. અથર્વવેદસંહિતામાં ઋગ્વેદ સંહિતાના સમયથી અથર્વસંહિતાના સમય સુધીની ધાર્મિક તથા સામાજિક ભાવનાઓ કેટલી અને કઈ લોકપ્રિય થઈ પડી તે સમજાય છે. એમાં સુંદર ઘરસંસારી અને રાષ્ટ્રીય જીવનની ભાવનાઓ, પરમાત્માની એકતાના તથા નૈતિક જીવનની મહત્તાના વિચારો તથા રાગદ્વેષથી ભરપૂર મનુષ્યજીવનનાં ચિત્રો અને એ વૃત્તિઓના ઉદ્‌ગારરૂપ જાદુમંત્રના બાલિશ પ્રયોગો—એવા વિવિધરંગી વિષયો છે. આર્યોની દેવતાઓ સ્વીકારાયા પછી અનાર્યોની ધાર્મિકવૃત્તિના ઉદ્‌ગારરૂપ આ મંત્રો ઉત્પન્ન થયાં હશે.

ધર્મનું તત્ત્વ, તેનો સ્થૂલ આકાર, યજ્ઞની ક્રિયાઓ તથા એ ક્રિયાઓનું રહસ્ય જે ગ્રંથોમાં બતાવવામાં આવ્યું છે તે 'બ્રાહ્મણ'.

### ૨. બ્રાહ્મણગ્રંથોના દેવો

અમુક દેવતાઓનાં નામ શાથી પડ્યાં, અમુક યજ્ઞમાં અમુક ક્રિયાઓ શાથી કરવામાં આવે છે, અમુક કામે યજ્ઞમાં અમુક કેમ બોલવામાં આવે છે ઈત્યાદિ પ્રશ્નોના ઉત્તર બ્રાહ્મણગ્રંથોમાં છે. અર્થાત્ બ્રાહ્મણ એ સંહિતાના ધર્મ ઉપરરચાયા છે,—સંહિતા ઉપર નથી રચાયા. બ્રાહ્મણોમાં શ્રૌતયજ્ઞના બે પ્રકાર (હવિર્યજ્ઞ અને સોમયાગ)નું તથા સોમયજ્ઞના મુખ્ય પ્રકારો (અગ્નિષ્ટોમ, રાજસૂય, અશ્વમેધ)નું વિગતવાર વર્ણન આવે છે. મોટા સોમયાગમાં 'વેદી' ચણવાની ક્રિયા બહુ મહત્ત્વની છે. વેદી 'સુપર્ણ' એટલે કે ગરુડ પક્ષીના આકારની બાંધવામાં આવે છે. એમ કરવામાં રહસ્ય એ છે કે 'સોમ' દ્યુ (સ્વર્ગ) લોકમાં વસે છે, સાથી ગાયત્રી છંદ સુપર્ણનું રૂપ ધારણ કરી પૃથ્વી ઉપર આવે છે. આ બધી નાનીમોટી યજ્ઞક્રિયા પાછળ ધર્મનું કંઈ ગૂઢ તત્ત્વ બ્રાહ્મણના મનમાં રમતું હતું તે સમજવું જરૂરી છે. પ્રથમ તો તેમાં પ્રજાપતિ, યજ્ઞ વા હવિ અને યજમાનની ગૂઢ એકતાનું

પ્રતિપાદન કરવામાં આવે છે. ઋગ્વેદસંહિતાના પુરુષસૂક્તમાં પુરુષને હવિરૂપે કલ્પી એના શરીરના વિભાગ દ્વારા સૃષ્ટિ થતી વર્ણવી છે, તેથી યજ્ઞ તે આ સૃષ્ટિનું રૂપક છે એવી સમજણ થઈ છે. વળી એ પુરુષ તે બ્રહ્માંડવ્યાપી પુરુષ છે, તેથી પ્રજાપતિ અને યજમાન એક છે એમ પણ જણાવવામાં આવે છે એટલે કે એકદેવવાદનો જન્મ આ સમયે થયો. પરમાત્મા 'પ્રજાપતિ' ના નામથી સંબોધાય છે અને તેની ઉપાસના માટે 'યજ્ઞક્રિયા' (કર્મકાંડ) પ્રાધાન્ય પામે છે.

વેદના બ્રાહ્મણસાહિત્યમાં કર્મકાંડનું પ્રાધાન્ય હતું. ધર્મનું સમગ્ર તત્ત્વ કર્મમાં પરિસમાપ્ત થતું નથી, પરંતુ મોક્ષરૂપી જીવનધ્યેય તો જીવ, જગત અને ઈશ્વરના જ્ઞાન (ચિંતન)થી પ્રાપ્ત થાય. આ જ્ઞાન જ તત્ત્વજ્ઞાન છે કે જે ઉપનિષદોમાંથી જાણી શકાય છે આ જ્ઞાનકાંડ છે. વેદ સાહિત્યનો ઉપનિષદ વિભાગ છેલ્લો હોવાથી તેને વેદાન્ત કહે છે. ઉપનિષદોના ઉપોદ્ઘાતરૂપે આરણ્યકો (અરણ્યમાં જઈ ધર્મપરાયણ જીવન ગાળનારને પરમાત્મા વિશે માહિતી આપનાર) રચાયા હતા.

**ક. ઉપનિષદોમાં ધર્મતત્ત્વ –ચિંતનપ્રવાહ–બ્રહ્મવાદ**

અજ્ઞાનનો નાશ કરી પરમાત્મા પ્રાપ્ત કરવાની વિદ્યા ઉપનિષદોમાં છે. તેમાંનાં કેટલાંકમાં ભક્તિ માટે શિવ–વિષ્ણુ–રામ–નૃસિંહ–નારાયણ વગેરે નામે મહિમા ગાયો છે. કેટલાંકમાં વૈરાગ્ય (સંન્યાસ)નો ઉલ્લેખ છે. કેટલાંકમાં જ્ઞાન મુખ્ય છે.

ઉપનિષદોમાં નીચે આપેલા સિદ્ધાન્તો નજરે પડે છે:—

૧. જીવ એ પંચમહાભૂતના બનેલા જડ પદાર્થથી ભિન્ન છે.

૨. એ જડ પદાર્થો–સજીવ અને નિર્જીવ પરમાત્મામાંથી થયા છે. પરમાત્મા થકી ટકી રહ્યા છે અને અંતે પરમાત્મામાં ભળી જાય છે.

૩. પરમાત્મા પિંડમાં અને બ્રહ્માંડમાં વસેલો છે. તે જગતનો અને જીવનો અંતર્યામી છે.

૪. જીવાત્મા અને પરમાત્માનો સંબંધ બહુ ગાઢ અને નિકટ છે. પારમાર્થિક દૃષ્ટિથી વિચાર કરતાં બંનેનું 'અદ્વૈત' છે. આ અદ્વૈત એ 'કેવલ' છે કે જે વિશિષ્ટને વિશે એક મત નથી.

૫. પરમાત્માને ઉપનિષદ 'બ્રહ્મ', 'પરબ્રહ્મ', 'પુરુષ', 'આત્મા' એવા શબ્દોથી સંબોધે છે. એ વૃદ્ધિ, વિશાળતા અને યજનનું તત્ત્વ છે. એ સર્વત્ર શાંતિથી વસેલું, સભરભર્યું તત્ત્વ છે.

૬. એ મન, વાણી અને ઇન્દ્રિયો–વગેરે માયિક તત્ત્વોથી અગોચર છે.

૭. એ પરમાત્મા 'નેતિ' 'નેતિ' અર્થાત્ 'એમ નહિ, એમ નહિ' એવા નકારવાચક શબ્દોથી જ કથાય છે. એનો મહિમા અપાર છે એટલે બધા જ શબ્દો વર્ણન માટે અધૂરા છે.

૮. એ પરમાત્માનો સાક્ષાત્કાર મન તથા ઇન્દ્રિયોને વશ કરીને સંયમ–બ્રહ્મચર્યના પાલનથી તથા સદાચારથી પ્રાપ્ત કરી શકાય છે.

૯. આ જ્ઞાનપ્રાપ્તિ માટે ઉપનિષદ વગેરે સદ્‌ગ્રંથોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી પરમાત્માનું ધ્યાન ધરવું.

૧૦. આ જ્ઞાન પ્રાપ્ત કરે છે તે જ સાચા અર્થમાં 'બ્રાહ્મણ' (બ્રહ્મને જાણનાર) છે.

૧૧. મનુષ્યની તેના સારા ખોટા કર્મ પ્રમાણે ગતિ થાય છે.

## ૪. ઉત્તરકાલીન વૈદિક સાહિત્યમાં ભક્તિનો વિકાસ

વેદકાલીન ઉપનિષદોની રચના પછી સ્મૃતિઓની રચના થઈ. વિશાળ અર્થમાં સ્મૃતિમાં વેદાંગસૂત્રો, શ્રૌત, ગૃહ્ય અને ધર્મસૂત્રો, કલ્પસૂત્રો, દર્શનસૂત્રો, મહાભારતકથાદિ

સ્મૃતિઓ કે ધર્મશાસ્ત્રો, રામાયણ, મહાભારતાદિ ઇતિહાસ ગ્રંથો, પુરાણો, તન્ત્રો વગેરેનો સમાવેશ થાય છે. જે મહાપુરુષોને ઈશ્વરનું મહાન દર્શન થયું તેમને ઋષિ કહીએ છીએ. તેમના પછીના પુરુષોએ એમનાં વાક્યોનું પ્રેમ અને આદરથી સ્મરણ કરી જે ગ્રન્થો કાળે કાળે રચ્યા એ 'સ્મૃતિ' કહેવાયા.[૩]

સૂત્ર સાહિત્યમાં વર્ણવેલ પંચમહાયજ્ઞ, ઉપનયનાદિ સંસ્કારો, વર્ણ અને આશ્રમની વ્યવસ્થા, કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાંત અને પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) વ્યવસ્થાને પ્રાચીન હિંદુ ધર્મના પંચ પ્રાણ કહીએ તો ચાલે. રામાયણ, મહાભારત, પુરાણો, ભગવદ્‌ગીતા વગેરેમાં હિન્દુસંસ્કૃતિના ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિચારો મળી આવે છે. હિન્દુધર્મને શ્રૌતસ્માર્ત કર્મથી વ્યવસ્થિત સાંપ્રદાયિક સ્વરૂપ આપનાર શંકરાચાર્યાદિ આચાર્યો હતા.

### ૫. પાશુપત અને ભાગવત સંપ્રદાયનો ઉદય

ભક્તિમાર્ગના બે મોટા પ્રવાહો છે.—વૈષ્ણવ અને શૈવ ભક્તિ માર્ગના બીજા જે નાના નાના સંપ્રદાયો આ દેશમાં પ્રચલિત છે, તેમાંના મોટા ભાગનો સમાવેશ આ બે મહા પ્રવાહોમાં થાય છે. દા. ત. રામભક્તિ, દત્તાત્રેયભક્તિ વગેરેનો વૈષ્ણવ માર્ગમાં અને ગણેશભક્તિ, કાર્તિકેયભક્તિ વગેરેનો શૈવભક્તિ માર્ગમાં. વૈદિક સમયમાં ભક્તિ વૃત્તિ કેળવાવા લાગી હતી અને ઔપનિષદ સમયમાં એનો પાકકાળ આવી ગયો હતો. એ સમયે કેટલાક ભક્તોએ પોતાની ભક્તિનો કલશ વિષ્ણુ પર ઢોળ્યો તો કેટલાકે શિવ ઉપર ઢોળ્યો. વૈષ્ણવ ભક્તોએ બ્રહ્મ-પરબ્રહ્મને વિષ્ણુ નામથી અને શૈવ ભક્તોએ શિવ નામથી ભક્તિ કરી છે.[૪]

---

૩ આનંદશંકર બાપુભાઈ ધ્રુવ—આપણો ધર્મ, પૃ. ૩૨૯.
૪. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી—શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ. પૃ. ૧-૨૦.

વૈદિક આર્યોએ ઉષા, મિત્ર, સવિતૃ, વિષ્ણુ વગેરે દેવોને સૌંદર્ય, ઉલ્લાસ, આનંદ, જીવન વગેરે રમણીય પ્રવાહો પ્રેરનાર એક પાલક શક્તિ તરીકે માન્યા હતા. પુરાણો તથા જૂના મહાભારતના શાન્તિપર્વમાં ભાગવત સંપ્રદાય (વિષ્ણુ દેવનો)ના સિદ્ધાન્તો વર્ણવેલા છે. આ ભાગવત સંપ્રદાયનું મૂળ ભગવદ્ગીતા છે.

વૈદિક આર્યોએ રૌદ્ર–એટલે કે વિનાશ, દંડ, ન્યાય વગેરે ભયપ્રદ પ્રવાહોના મૂળરૂપ એક ઉગ્રશક્તિ તરીકે રુદ્ર દેવને માન્યા છે. વિશ્વનિયામક શક્તિ આપણા કોઈક હિતને લીધે હોય છે એટલે તે હિતપરાયણતાની શ્રદ્ધા રુદ્રને દેવ માનવા પ્રેરે છે. આ શ્રદ્ધા રુદ્રને દેવ માનનાર આર્યોએ એને શિવ (કલ્યાણકર) માન્યા છે. ઋગ્વેદમાં રુદ્રની સ્તુતિઓથી સફળતા મળતી હોવાથી ગામના જીવો અનાતુર રહેતા. ગામના વિપ્રોએ રુદ્રને 'પશુપ' કહીને એની સ્તુતિ કરી છે. પાશુપત મતના પશુપતિપણાનો એટલે કે રુદ્રમાં આવી ભાવનાનો અંકુર આ રીતે છેક ઋગ્વેદના સમયમાં ઉત્પન્ન થયો છે..

રુદ્ર–શિવ સંબંધી વૈદિક વિચારો ઋગ્વેદમાં જણાય છે. ઔપનિષદ્ સમયમાં તત્ત્વજ્ઞાનનો પૂર્ણ વિકાસ થઈ રહ્યો હતો અને દેવભાવના ઉચ્ચતમ તથા સૂક્ષ્મતમ કોટિએ પહોંચી હતી. શ્વેતાશ્વતર અને અથર્વશિરઃ એ બે ઉપનિષદોમાં રુદ્ર ભક્તિની વિગતો વધારે છે. અથર્વશિરઃ વધારે અર્વાચીન છે અને એના ઉપર શૈવ સંપ્રદાયની પણ કંઈક છાયા હોય એવું જણાય છે. શ્વેતાશ્વતર જૂનું ઉપનિષદ્ છે. ભગવાન શંકરાચાર્યે એમાંથી ઉતારા કર્યા છે. આ સંપૂર્ણ રીતે બીજાં ઉપનિષદો જેવું છે, છતાં એમાં જે સ્થાન બીજાં ઉપનિષદોમાં બ્રહ્મને મળેલું છે, તે સ્થાન એ વખતે લોકસમૂહમાં પ્રત્યક્ષ પૂજાતાં રુદ્ર–શિવને મળેલું છે. આ ઉપનિષદમાં ત્રણ પ્રદાર્થો માન્યા છેઃ—ઈશ્વર, જીવ અને પ્રકૃતિ. જીવ અને ઈશ્વરનું સ્વરૂપ અને ઈશના દર્શનેથી

### ૬. શૈવધર્મનો વિકાસ

તથા એના મહાત્મ્યના જ્ઞાનથી જીવની મુક્તિ કેવી રીતે થાય છે તેનું સ્પષ્ટ વર્ણન છે.

શતપથ બ્રાહ્મણમાં અને કૌષીતકી બ્રાહ્મણમાં રુદ્રને ઉષાનો પુત્ર કહ્યો છે અને એ જન્મ્યા પછી એને પ્રજાપતિએ ભવ, શર્વ, પશુપતિ, ઉગ્ર, રુદ્ર, મહાદેવ, ઈશાન અને અશનિ (વીજળી) એ આઠ નામો આપ્યાનો ઉલ્લેખ છે. શૈવધર્મનાં વાયુ, કૂર્મ, લિંગ, શિવ વગેરે નામનાં પુરાણો છે. વાયુપુરાણમાં જે શૈવતત્ત્વ છે તે શૈવધર્મના આરંભકાળનું છે, છતાં શિવના ૨૮ યુગના ચાર ચાર શિષ્યોવાળા ૨૮ અવતારો (શ્વેત, સુતાર, દમન, સુગોત્ર, કંક, લોકાક્ષિ, જૈગીષવ્ય, દધિવાહન, ઋષભ, મુનિ, ઉગ્ર, ચિત્રાર્થાલિ, ગૌતમ, વેદશિરા, ગોકર્ણ, ગુહાવાસિ, શિખણ્ડિ, જટામાલિ, અટ્ટહાસ, દારુક, લાંગલી, શ્વેત, શલી, દંડી, સહિષ્ણુ, સોમ, શર્મક, લકુલીશ) ગણાવતાં છેલ્લા શ્રી વાસુદેવ કૃષ્ણના જન્મવાળા યુગમાં કુશિક, ગાર્ગ્ય, મિત્રક અને રુષ્ટ નામના ચાર શિષ્યો સાથે કાયાવરોહણ નામના સિદ્ધક્ષેત્રમાં નકુલીરૂપે શિવનો અવતાર થશે એમ કહ્યું છે. કૂર્મપુરાણમાં પાર્વતી જન્મ અને તેનો વિવાહ, લિઙ્ગોત્પત્તિ, વારાણસી માહાત્મ્ય વગેરે શૈવ વિષયો છે. લિંગપુરાણમાં લિઙ્ગોત્પત્તિ, લિંગપ્રતિષ્ઠા, પાર્વતીવિવાહ, શૈવમતો તથા શૈવતીર્થોનું વર્ણન છે. પંચાધ્યાયી નામનો ગ્રંથ કદાચ પાશુપત સંપ્રદાયનો પશુપતિના અવતારરૂપ મનાતા નકુલીશે કરેલો મૂળ ગ્રંથ હશે. આગમો અથવા તંત્રો શિવે કહેલાં મનાય છે, જેમાં નીચેનાં મુખ્ય છે. માલિની વિજય, સ્વચ્છન્દ ભૈરવ, વિજ્ઞાન ભૈરવ, ઉચ્છૃંખલ ભૈરવ.[૧] કાશ્મીરનો શૈવધર્મ ત્રિકમત કહેવાય છે. ત્રિકમતનો મુખ્યગ્રંથ શિવતંત્ર છે, જે શિવોપનિષદ સંગ્રહ કે શિવરહસ્યાગમ પણ કહેવાય છે. સ્પન્દશાસ્ત્રમાં શૈવ દર્શનના સિદ્ધાંતો વર્ણવવામાં આવ્યા છે.

---

૧ પં. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી—શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ. પૃ. ૨૨૯.

પ્રત્યભિજ્ઞાશાસ્ત્રમાં તત્ત્વજ્ઞાન વિશેષ છે. શિવસ્તોત્રોમાં મહિમ્નઃ સ્તોત્ર સૌથી વધારે લોકપ્રિય છે. આવું બીજું પ્રસિદ્ધ સ્તોત્ર જગદ્ધરભટ્ટની સ્તુતિ 'કુસુમાંજલિ' છે. દ્રાવિડ કે તામીલ દેશમાં શૈવધર્મ જૂના કાળથી પ્રચલિત છે. તેના સાહિત્યમાં ૧૧ સંગ્રહો છે પહેલા ત્રણ તિરુજ્ઞાન સંબંધ નામના સંતના, બીજા ત્રણ સંબંધના જ સમકાલીન અપ્પરના, ૭મો સુંદર નામના બ્રાહ્મણ ભક્તનો, આઠમો માણિક વાસહરનો, નવમો દેવારરમના અનુકરણમાં થયેલાં સ્તોત્રોનો, દસમો તિરુમુલર નામના યોગીનાં ભેદ ભરેલાં કાવ્યોનો અને ૧૧મો પરસુરણ સંગ્રહ છે. આમાંનો ત્રીજો પેરીયપુરાણ નામથી પ્રખ્યાત થયેલ તામીલપુરાણનો મૂળરૂપ છે. આ ઉપરાંત સંતાન આચાર નામના ૧૪ ગ્રંથો છે, જે સિદ્ધાંતશાસ્ત્રો કહેવાય છે. આમાં દ્રાવિડમાં પ્રચલિત શૈવદર્શનના સિદ્ધાંતોનું નિરૂપણ છે.

શિવપુરાણ ઉપપુરાણ ગણાય છે. આ પુરાણમાં કર્મ, યોગ, ઉપાસના અને જ્ઞાન એ ચારેય માર્ગની થોડી થોડી વાત છે. પાશુપત યોગ, શિવપૂજાનો વિધિ, પાર્થિવ પૂજા, ભસ્મ માહાત્મ્ય, રુદ્રાક્ષ માહાત્મ્ય, શિવચરિત્ર, બીલીપત્રનું માહાત્મ્ય, સતી (દક્ષ કન્યા) ચરિત્ર, શિવ સ્વરૂપ, પાર્વતી ચરિત્ર, કાર્તિકેય ચરિત્ર, લિંગ માહાત્મ્ય, શૈવ વ્રતોનું માહાત્મ્ય, શિવ મંત્રનો જપવિધિ, શિવના અવતારોનાં ચરિત્રો વગેરે લગભગ બધા શૈવ વિષયો છે. એમાં સૃષ્ટિની ઉત્પત્તિ, ભૂગોળ, વર્ણાશ્રમના ધર્મો, પ્રાચીન રાજવંશોની કથાઓ, સ્ત્રીઓના ધર્મો વગેરે વિવિધ પૌરાણિક વિષયોનું વર્ણન છે.

શૈવ ધર્મમાં લિંગપૂજા મુખ્ય છે. જો કે જૂના કાળમાં શિવની મૂર્તિઓ પણ પૂજાતી એમ પ્રાચીનકાળનાં એલાપુર, ધારાપુરી વગેરેનાં ગુફામંદિરોમાંની શિવ મૂર્તિઓ જોતાં જણાય છે. રુદ્ર એ મરુત સાથે અગ્નિની ભાવનાનો વિકાસ હોય એવું દેખાય છે. મોહે-જો-ડેરો તથા હડપ્પાના ખોદકામમાંથી લિંગની તથા યોનિની

નાની મોટી આકૃતિઓ મળી છે તે પરથી તે સમયે લિંગપૂજા પ્રચલિત હોવાનું મનાય છે એટલે કે ઉત્પાદક અવયવની પૂજાનો જૂના કાળથી પ્રચાર છે.

બદામીનું ભૂતનાથનું મંદિર, પાતદકલનાં પાપનાથ અને વિરુપાક્ષનાં આઠમા શતક જેટલા જૂના કાળનાં મંદિરો પણ સ્થાપત્ય કળાના સરસ નમૂનાઓ છે. કાંચીપુરનાં શૈવ મંદિરો પ્રસિદ્ધ છે. ગુજરાતમાં (૧) સોમનાથનું, (૨) મંડલીમાં મૂળરાજે બંધાવેલ મૂલેશ્વર દેવનું અને (૩) પાટણમાં રુદ્ર મહાલયનું—એ રીતે ત્રણેક તો મોટાં ભવ્ય શિવ મંદિરો હતાં. ભુવનેશ્વરનું લિંગરાજ મંદિર, ઓરિસ્સામાં મહેન્દ્રગિરિના ગોકર્ણેશ્વરનું મંદિર તથા મધ્ય ભારતમાં ખજુરાહોનાં શૈવ મંદિરો પ્રસિદ્ધ છે.

સામાન્ય શિવભક્તિનો પ્રચાર જૂના કાળથી હતો અને તે પાશુપત ધર્મ નામથી પણ ઓળખાતો; તેમાંથી નીચે કહેલા લકુલીશ, પાશુપત, શૈવ, કાલમુખ, કાપાલિક વગેરે જૂના શૈવ સંપ્રદાયો ઉદ્ભવ્યા.[૬]

પશુપતિ—રુદ્ર–શિવની પૂજા જૂના કાળથી ચાલી આવતી હશે પણ એનો સંપ્રદાય પહેલવહેલો નકુલીશ કે લકુલીશ નામના માણસે ચલાવ્યો હશે અને પછીથી એની ચાર શાખા ચાલી, જેના મૂળ ઉત્પાદકોને લકુલીશના શિષ્યો ગણવામાં આવ્યા છે પતંજલિએ શિવભક્તોને શિવભાગવત કહ્યા છે, પાશુપત નહિ. એ પરથી જણાય છે કે પતંજલિના વખત પછી ઘણું કરી ઈ. સ.ના બીજા શતકના આરંભમાં જન્મેલા નકુલીશથી પાશુપત મત ચાલ્યો જણાય છે. શૈવ મતોમાં જૂનો પાશુપત મત છે. પાશુપત મતના પાંચ અર્થો (કાર્ય, કારણ,

૬. દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી—શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ. પૃ. ૭૬.

પ્રાણલિંગ અને ૩. ઇષ્ટલિંગ. પહેલા પ્રકારનું લિંગ નિષ્કલ આકાશ કે કાળરૂપ અને પરથી પર છે. બીજું રૂપ સકલ–નિષ્કલ છે. ત્રીજું રૂપ માત્ર સકલ છે અને આંખથી જોઈ શકાય છે. પહેલું પરમતત્ત્વ, બીજું સૂક્ષ્મરૂપ અને ત્રીજું સ્થૂલરૂપ છે. ત્રીજું રૂપ સર્વ ઇષ્ટ અર્પે છે અને સર્વ કષ્ટને દૂર કરે છે. આ ત્રણ લિંગો આત્મા, જીવ અને શરીર જેવાં છે અને અનુક્રમે પ્રયોગ, મંત્ર અને ક્રિયા (લક્ષણ–કળા, નાદ અને બિંદુ)નું રૂપ ધારણ કરે છે. ભક્તિ જીવનનું લક્ષણ છે. ભક્તિ વિકાસનાં ત્રણ પગથિયાં છે. તેને અનુસરી જીવ–અંગસ્થલના ત્રણ પ્રકાર છે— ૧. યોગાંગ, ૨. ભોગાંગ, ૩. લાગાંગ. લિંગાયત સમાજમાં નવાં જન્મેલાં બાળકને અષ્ટાવરણ સંસ્કાર (ગુરુ, લિંગ, વિભૂતિ, રુદ્રાક્ષ, મંત્ર, જંગમ, તીર્થ, પ્રસાદ) કરાવવામાં આવે છે. પુરુષો પેઠે સ્ત્રીઓ પણ લિંગ ધારણ કરે છે. લિંગને રૂપાની ડાબલીમાં રાખીને ગળાની આસપાસ લટકાવાય છે. વીરશૈવના પંચાચાર નીચે પ્રમાણે ગણાય છે. (૧) સદાચાર, (૨) નિયતાચાર, (૩) ગણાચાર, (૪) ભૃત્યાચાર, (૫) લિંગાચાર. મહાલિંગનું ધ્યાનપૂજન એ લિંગાચાર ગણાય છે.

ગોરખનાથી સંપ્રદાય કે નાથ સંપ્રદાય દુર્ગાશંકર શાસ્ત્રીના મતાનુસાર શૈવ નહિ પણ યોગ સંપ્રદાય છે, પણ શ્રી. ફર્કુહર તેને જૂના કાપાલિક સાથે સંબંધવાળો શૈવ સંપ્રદાય ગણે છે. પંજાબ અને નેપાળનાં ઘણાં મંદિરોમાં ગોરખનાથ શિવરૂપે પૂજાય છે.

**૨૭. વૈષ્ણવ ધર્મનો વિકાસ**

વૈષ્ણવ ધર્મના ઘણા સંપ્રદાયોમાં જુદાં જુદાં નામરૂપમાં ભગવાન વાસુદેવ કૃષ્ણજ ઉપાસ્ય દેવ મનાય છે. સર્વ વૈષ્ણવો એકાન્ત, અવ્યભિચારી ભક્તિને પરમ પુરુષાર્થ –પ્રભુપ્રાપ્તિનું સાધન માને છે. આ તત્ત્વો પ્રાચીનતર ભાગવત અથવા પાઞ્ચરાત્ર સંપ્રદાયમાંથી ઉતરી આવેલાં છે. પાઞ્ચરાત્રના સિદ્ધાન્તો વૈષ્ણવ પુરાણોમાં અને એથીયે જૂના મહાભારતના શાન્તિપર્વમાં

વર્ણવેલા છે. આ ભાગવત સંપ્રદાયનું મૂળ ભગવદ્ગીતા છે. મહાભારતના શાન્તિપર્વના નારાયણીય પર્વમાં નીચેની આખ્યાયિકા ભક્તિમાર્ગના ઉદ્ભવ ઉપર ખાસ પ્રકાશ નાખે છે. પાઞ્ચરાત્ર સંપ્રદાયની ઉત્પત્તિ સમજાવતાં ભીષ્મપિતામહ યુધિષ્ઠિરને કહે છે કે પૂર્વે ઉપરિચર નામે ચક્રવર્તી રાજા હતો. તે ઇન્દ્ર, મિત્ર અને નારાયણહરિનો ભક્ત હતો. તે રાજા પૂર્વે સૂર્યના મુખમાંથી નીકળેલા પાઞ્ચરાત્રમાં કહેલા વિધિ પ્રમાણે વિષ્ણુનું પૂજન કરતો હતો તથા યજ્ઞની સર્વ ક્રિયાઓ સાત્વત (પાઞ્ચરાત્રોક્ત) વિધિને અનુસરીને કરતો હતો. તે રાજા જે પાઞ્ચરાત્ર નામના શાસ્ત્રનું અનુવર્તન કરતો હતો, તે ઉત્તમ શાસ્ત્ર સાત ઋષિઓએ એકઠા થઈને કહેલું છે. તેને સાત મુનિઓએ ચાર વેદ વડે પ્રમાણભૂત થયેલું કહ્યું છે અને એમાં સર્વોત્તમ લોકધર્મ છે એવું પણ કહેલું છે. મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને મોટા તેજવાળા વસિષ્ઠ એ સાતને ચિત્રશિખણ્ડી કહે છે. તે સર્વ ઋષિઓએ તપ કરીને હરિનારાયણ દેવને પ્રસન્ન કર્યો, ત્યારે નારાયણે સરસ્વતી દેવીને એ ઋષિઓના મુખમાં પ્રવેશ કરવાની આજ્ઞા કરી. તે પછી તે તપસ્વી ઋષિઓએ સરસ્વતીની પ્રવૃત્તિ શબ્દમાં, અર્થમાં અને હેતુમાં કરી અને તે શાસ્ત્ર દયાળુ ભગવાન જ્યાં રહે છે ત્યાં જઈને તેમને સંભળાવ્યું. તે સાંભળીને અદૃશ્ય પુરુષોત્તમ ભગવાને સર્વ ઋષિઓને કહ્યું કે ધર્મની પ્રવૃત્તિ સાથ એવા શ્લોક રચ્યા છે તે ઉત્તમ છે. એ ઉત્તમ શાસ્ત્રનો પ્રથમ સ્વયંભુમનુ, પછી શુક્ર અને પછી બૃહસ્પતિ પ્રચાર કરશે, પછી પ્રજાપાલ વસુ ઉપરિચર બૃહસ્પતિ પાસેથી પ્રાપ્ત કરશે. જ્યારે તે રાજા મૃત્યુ પામશે ત્યારે આ સનાતન શાસ્ત્ર અન્તર્ધાન પામશે. આમ કહીને પુરુષોત્તમ ભગવાન કોઈક દિશામાં ચાલ્યા ગયા. એ જ પ્રકરણમાં બ્રહ્માના ચાક્ષુષ, વાચિક, કાયિક, નાસિક્ય અને અણ્ડજ એ છ જન્મોમાં નારાયણ પાસેથી કોણ કોણ એ ધર્મ શીખ્યું અને પછી ક્યારે એ ધર્મ અંતર્ધાન થઈ ગયો તેનું વર્ણન છે. સાતમા જન્મની

વાત કરતાં કહે છે કે બ્રહ્માનો સાતમો જન્મ પદ્મમાંથી થયો. આ વખતે પણ તે ધર્મ નારાયણે ધર્મયુગના આરંભમાં પિતામહને કહેલો છે. પિતામહે દક્ષને, દક્ષે સૂર્યને, સૂર્યે વિવસ્વતને, વિવસ્વતે મનુને, મનુએ લોકકલ્યાણ માટે ઈક્ષ્વાકુને આપ્યો અને ઈક્ષ્વાકુની પાસેથી ધર્મ, લોકમાં પ્રસર્યો.

સર્વ વૈષ્ણવ સંપ્રદાયોમાં કોઈકરૂપે વાસુદેવ પૂજા છે. પ્રાચીન સાહિત્યમાં ઊંડા ઊતરતાં નારાયણીયપર્વ સિવાયના પણ મહાભારતના ઘણા ભાગમાં વાસુદેવ પૂજા દેખાય છે. મથુરાની આસપાસમાં વૈષ્ણવ ધર્મના પ્રચારના શુંગસમકાલીન સિક્કાઓ (આશરે ઈ. સ. ૧૦૦ની આસપાસના) મળ્યા છે તે ઉપર કૃષ્ણની આકૃતિ કોતરેલી હોય એમ મનાય છે. નાનાઘાટની નં. ૧ની ગુફામાં ઈ. સ. પૂર્વે પહેલા શતકનો આંધ્ર રાજાનો શિલાલેખ છે, જેમાં મંગલાચરણમાં બીજા દેવો સાથે સંકર્ષણ અને વાસુદેવનો દ્વંદ્વ સમાસમાં ઉલ્લેખ છે. પતંજલિના મહાભાષ્યમાં વાસુદેવ પૂજાનો પ્રચાર દેખાડનારા ઉલ્લેખો મળે છે. વિદિશાનો ગરુડ-ધ્વજવાળો લેખ ધ્વજસ્તંભ ઉપર મળી આવ્યો છે. દીયોનના પુત્ર ભાગવત હેલીઓદોરસે નવા ધર્મના અનુશાસન માટે દેવદેવ વાસુદેવનો આ ગરુડધ્વજ ઊભો કરાવ્યો હતો.

લગભગ ઈ. સ. પૂર્વે ચોથી સદીમાં બૌદ્ધધર્મના જૂના ગ્રંથ 'પાલીનિદેશ'માં એ વખતે દેશમાં કયા કયા ધર્મો પ્રચલિત હતા તેનું વર્ણન આપ્યું છે. તેમાં વાસુદેવ મતનો સમાવેશ થાય છે.

'આજીવકના અનુયાયીનો દેવ આજીવક છે. નિગંથોનો નિગંથ છે. જટિલના અનુયાયીનો જટિલ છે.' પારિભ્રાજકના અનુયાયીનો પારિભ્રાજક છે અવરુદ્ધકના અનુયાયીનો અવરુદ્ધક છે અને હાથી, ઘોડો, ગાય, કાગડો, શ્વાન, વાસુદેવ, બલદેવ, મણિભદ્ર, અગ્નીનાગ, સુવર્ણ, યક્ષ, અસુર, ગન્ધર્વ, મહારાજસ, ચંદ્ર, સૂર્ય, ઇન્દ્ર, બ્રહ્મા, દિશા

વગેરેના અનુયાયીઓનો અનુક્રમે હાથી, અશ્વ, ગાય, કાગડો, શ્વાન, વાસુદેવ, બલદેવ વગેરે તે તે દેવ છે.[૯]

બૌદ્ધો વાસુદેવ મતના વિરોધી હોવાથી વાસુદેવ પૂજાને હાથી, શ્વાન અને કાગડાની પૂજા સાથે ગણાવે છે.

ઈ. સ. પૂર્વે ચોથી સદીના પાણિનિની અષ્ટાધ્યાયીમાં વાસુદેવ અને અર્જુન બેયનો ઉલ્લેખ છે.

ઉપનિષદોના ઊંડા તત્ત્વવિચારો અને નિષ્ક્રિય નિરંજન બ્રહ્મ ઘણાઓને અગમ્ય રહે એ સ્વાભાવિક છે. તે સમયે આશ્વાસક સર્વસંગ્રાહક ધર્મની જરૂર હતી એટલે ભગવાન વાસુદેવે નવા ધર્મનો ઉપદેશ કર્યો, જેમાં સ્વતંત્ર વિચારો હતા; પરંતુ પરંપરાનો ઉચ્છેદ નહતો. નિષ્કામ ભક્તિમાર્ગનો નવો ધર્મ તરત જ લોકપ્રિય થવા લાગ્યો. માનવૃત્તિ પૂજ્યભાવમાં બદલાઈ જતાં ગીતાના ભગવાન વાસુદેવ પરમેશ્વર તરીકે પૂજાવા લાગ્યા. ક્રમેક્રમે વાસુદેવે ઉપદેશેલા ધર્મને બદલે એની પૂજાનો ધર્મ પ્રચારમાં આવ્યો. તે વાસુદેવ જે જાતિમાં જન્મેલા તે જાતિ (સાત્વત જાતિ)માં વધારે ચાલતો. વાસુદેવના નિકટના સંબંધીઓ ઉપર કુદરતી રીતે ભક્તિ ઉત્પન્ન થઈ અને વાસુદેવના ભાઈ સંકર્ષણ, પુત્ર પ્રદ્યુમ્ન તથા પૌત્ર અનિરુદ્ધ પણ પૂજાવા લાગ્યા. આ ભક્તોએ વાસુદેવમાં પરમાત્મ બુદ્ધિ, સંકર્ષણમાં જીવબુદ્ધિ, પ્રદ્યુમ્નમાં મનબુદ્ધિ અને અનિરુદ્ધમાં અહંકારબુદ્ધિ કરીને વાસુદેવની ઐતિહાસિક સૃષ્ટિને પરમાત્મા સાથે સંબદ્ધ આધ્યાત્મિક સૃષ્ટિ સાથે જોડી દીધી.[૧૦] વાસુદેવ ઈશ્વિરાવતાર મનાતાં

9. R. G. Bhandarkar—Vaisnavism, Saivism, and minor religious systems. Page 3.

૧૦. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી—વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૪૮.

એના પૂર્વજન્મો (ગીતા અનુસાર) હોય તો એ અવતાર જ હોવા જોઈએ એવા તર્કથી વાસુદેવના પૂર્વાવતારો એટલે કે વિષ્ણુના વાસુદેવ પહેલાંના અવતારોની માન્યતા પ્રગટ થઈ. નારાયણીય પર્વમાં પાઞ્ચરાત્ર ધર્મના સિદ્ધાન્તમાં 'વાસુદેવ જ પરમપુરુષ નારાયણ પરમાત્મા છે' એવો ઉલ્લેખ છે. હંસ, કૂર્મ, મત્સ્ય, વારાહ, નૃસિંહ, વામન, પરશુરામ, દાશરથી રામ, કૃષ્ણ અને કલ્કી—આ દશ અવતારો (પ્રખ્યાત)નો ઉલ્લેખ પણ તેમાં છે. આ પર્વમાં નારાયણ અને વાસુદેવની એકતા કહી છે. અઢાર પુરાણોમાં ગરુડ, અગ્નિ, વાયુ, મત્સ્ય, કૂર્મ, માર્કંડેય, પદ્મ, વિષ્ણુ, બ્રહ્મવૈવર્ત, બ્રહ્મ, નારદીય, વામન, વરાહ અને ભાગવત એટલાં પુરાણો વૈષ્ણવ પુરાણ ગણાય છે. શ્રીમદ્-ભાગવતપુરાણ તો વેદવૃક્ષનું અતિ પરિપક્વ ફળ છે.

ભગવદ્‌ગીતા મહાભારતનો એક ભાગ છે. તેમાં કર્મવાદ, પુનર્જન્મવાદ, દૈવી આસુરી સંપત્, તપ, બ્રાહ્મીસ્થિતિ, દાન, ભૂતદયા, નીતિ વગેરે વિષયોની ચર્ચા થઈ છે. સ્વધર્મનો વિચાર કરી સારાં કૃત્યો કરવાં, ખોટાં ન કરવાં એવું જીવનમાં ઉતારતાં મનુષ્ય ઉચ્ચતાને પામે છે. તે માટે કર્મ ન ત્યજતાં પ્રભુને શરણે થઈ જવું એ પરમ શ્રેયનો માર્ગ છે. જે પરમાત્મા શરણે થઈ જાય છે, તેને પરમાત્મા સર્વ પાપથી મુક્ત કરી પોતાનો કરી લે છે. ગીતાનું જીવનદર્શન "પ્રવૃત્તિમાં નિવૃત્તિનો આદર્શ" કેળવવાનું છે. કર્મ જડતા લાવે છે. તે મનોવિજ્ઞાનની દૃષ્ટિથી શક્ય નથી, માટે સ્વભાવ પ્રમાણે પ્રવૃત્તિમાર્ગ સ્વીકારી સ્વધર્મ પ્રમાણે કર્મયોગ સાધી પરમાત્માનું સાચું જ્ઞાન સત્સંગથી પ્રાપ્ત કરી પરમાત્માને કર્મ અર્પણ કરી અનન્યાભાવથી શરણાગતિ સ્વીકારી શાંતિ અનુભવવી. કર્મયોગમાં સમત્વની ભાવના રાખવાનો તથા અહંકર્તૃત્વની બુદ્ધિ અને ફલાભિસંધિ ન રાખવાના ઉપદેશનો સમાવેશ થાય છે. ફલ માત્ર પ્રભુને સમર્પી દેવાં એ જ ખરો સંન્યાસ છે. આ રીતે જોતાં કર્મસંન્યાસ અને કર્મયોગ વચ્ચેનો ભેદ વિલય પામે છે. ગીતામાં 'આત્મા અમર છે અને દેહથી વિલક્ષણ સચ્ચિદાનંદ

રૂપ છે' એ નિષ્ઠા છે. જન્મ–મરણ દેહને જ છે, આત્માને નથી. દેહના જરા–મરણાદિ વિકારની વચ્ચે આત્મા અવિકૃત તત્ત્વ છે. આ સત્ય સમજવું તેનું નામ 'સાંખ્યનિષ્ઠા'. ગીતામાં પરમાત્માની પ્રકૃતિનું વર્ણન છે તથા પરમાત્માની વિવિધ વિભૂતિઓનું પણ સુંદર વર્ણન છે. કૃષ્ણના પ્રગટ સ્વરૂપને વિશે અનન્ય–નિષ્કામ–પરાભક્તિ કેળવવી અને ક્ષેત્રક્ષેત્રજ્ઞનો વિવેક કેળવી કર્મયોગ ચાલુ રાખવો. આમ જ્ઞાન અને ભક્તિ જુદાં નથી. ભક્તિ તથા આત્મનિષ્ઠારૂપી જ્ઞાનમાંથી સ્વરૂપનું જ્ઞાન ઉદ્દભવે છે. સારાં ખોટાં કર્મોને કારણે મનુષ્યનો અમુક ગુણ 'દૈવી સંપત્'ને નામે ઓળખાય છે અને અમુક 'આસુરી સંપત્'ને નામે ઓળખાય છે. તેની કસોટી સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ પ્રકૃતિના ગુણોમાંથી મળે છે. બ્રાહ્મી સ્થિતિ, તપ, દાન, ભૂતદયા, તથા નીતિ પરમાત્માની પ્રાપ્તિ માટે જરૂરી છે. પરમાત્મા, પરબ્રહ્મ, પરમપુરુષ વગેરે ઔપનિષદ નામો ગીતામાં વપરાયાં છે.

નારાયણ શબ્દ નારાયન જેવો જ છે 'અયન' પ્રત્યય અર્થસૂચક છે. નારનું અયન–આશ્રય તે નારાયન. તેવી જ રીતે નારોનું આશ્રયસ્થાન તે નારાયણ. મનુ કહે છે કે પાણી નાર કહેવાય છે કારણ કે પાણી નરની પ્રજા છે. તે પાણી આનું સ્થાન છે માટે આ નારાયણ કહેવાય છે (પાણિની સત્ર ૧–૧૦). પાણી જેનું અયન–સ્થાન છે તે નારાયણ એમ અર્થ પણ થઈ શકે. વાયુ, વિષ્ણુ, ભાગવત વગેરે પુરાણો નારાયણ શબ્દનો મનુને અનુસરીને અર્થ કરે છે. તેમાં ક્ષીરસાગરમાં સૂતેલા નારાયણને વર્ણવ્યા છે તે આ અર્થને અનુસરીને હશે એમ લાગે છે. નર સાથે હમેશાં સંબંધ રાખનાર નારાયણની વાત મહાભારતમાં છે. આ નારાયણ મૂળમાં કદાચ જુત ઈશ્વર બે મૂર્તિઓની કલ્પના હશે. નારાયણીય પર્વના પહેલા અધ્યાયમાં કહ્યું છે કે પરમાત્મા ચાર મૂર્તિરૂપે ધર્મના પુત્રો થયા. નર, નારાયણ, હરિ

અને કૃષ્ણ એ ચાર ધર્મના પુત્રો. તેમાંથી નર અને નારાયણ બદરિકાશ્રમમાં તપ કરવા ગયા. બદરિકાશ્રમમાં તપ કરતા આ નર અને નારાયણની અર્જુન અને કૃષ્ણ સાથે એકતા બતાવી છે. નારાયણીય પર્વમાં તો શ્વેતદ્વીપમાં રહેતા પરમ પુરુષ નારાયણ એજ વાસુદેવ—એમ પ્રતિપાદન કર્યું છે.

મહાભારતમાં જોતાં વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને બ્રહ્મા એ પાંચનું અથવા પર, વ્યૂહ, વિભવ, અન્તર્યામી અને અર્ચા એ પાંચ રૂપનું જ્ઞાન જેમાં છે તે પાઞ્ચરાત્ર (જુઓ અહિર્બુધ્ન્ય સંહિતા અ ૧૧) એમ અર્થ હોવાનો સંભવ છે. આ શબ્દ નારાયણોપનિષદમાં વપરાયો છે. ત્યાં પાઞ્ચરાત્ર સત્ર કર્યાનું લખ્યું છે. એ સ્થળે પાઞ્ચરાત્રનો અર્થ પાંચ દિવસનો યજ્ઞ એવો છે. વૈષ્ણવ ધર્મ ભાગવત કે પાઞ્ચરાત્ર ધર્મ કહેવાવાનું કારણ એ જણાય છે કે ગીતાના ઉપદેશક વાસુદેવ માટે ભગવત શબ્દ વપરાવાને કારણે ભગવત્ નામ વાસુદેવનો પર્યાય થઈ ગયો હશે અને વાસુદેવની ભક્તિનો માર્ગ ભાગવત શબ્દ રૂઢીથી વપરાવા લાગ્યો હશે. વિદિશાના ગરુડધ્વજના લેખ પરથી ભાગવત શબ્દ ઈ. સ. પૂર્વે બીજી સદીમાં વપરાતો હતો એવું જણાય છે.

પાઞ્ચરાત્ર અથવા ભાગવત ધર્મનું પ્રાચીન સાહિત્ય નારાયણીયપર્વ છે એ ખરું પણ રામાનુજ સંપ્રદાયમાં પાઞ્ચરાત્ર સંહિતાઓ (૧૦૮ દ્રાવિડ દેશમાં મનાય છે)નો ઘણો આધાર લેવાયો છે. સાત્વત સંહિતા, અહિર્બુધ્ન્ય સંહિતા, ઈશ્વરસંહિતા, કાપિંજલસંહિતા, પારાશરસંહિતા, પાદ્મસંહિતા, ભારદ્વજસંહિતા, લક્ષ્મીતંત્ર, વિષ્ણુતિલક, શ્રી પ્રશ્નસંહિતા વગેરે દક્ષિણમાં છપાએલ સંહિતાઓ છે. કલકત્તામાં નારદ પાઞ્ચરાત્ર છપાયેલ છે તેને પ્રમાણભૂત સંહિતા ગણવાની રામાનુજીય વિદ્વાનો ના પાડે છે. આ સંહિતાઓમાં મુખ્યત્વે ૧૦ વિષયો છે—મન્ત્રશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, માયાયોગ, યોગ, મન્દિર-

નિર્માણ, પ્રતિષ્ઠાવિધિ, સંસ્કાર, આહ્નિક, વર્ણાશ્રમધર્મ અને ઉત્સવો.[११] શુદ્ધ સૃષ્ટિમાં પરબ્રહ્મમાંથી સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ત્રણ વ્યૂહ ઉત્પન્ન થાય છે. વાસુદેવને સાથે ગણીને એ ચાર વ્યૂહ પણ કહેવાય છે. ચાર વ્યૂહમાંથી બીજા ૧૨ ઉપવ્યૂહો નીકળે છે—કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ, પદ્મનાભ અને દામોદર. આ ઉપરાંત ૩૯ વિભવો (અવતારો) માન્યા છે જેનું વર્ણન તથા પૂજાનો વિધિ વગેરે પાંચરાત્ર સંહિતાઓમાં અપાયેલ છે.

મહાભારતના ખિલપર્વ રૂપ હરિવંશમાં કૃષ્ણચરિત્રનું કથન છે, તેમાં વરાહ અને વામન અવતારની કથાઓ આપેલી છે. પાછળના ભક્તિસંપ્રદાયોમાં કૃષ્ણ બાલચરિતનો ઘણો ઉપયોગ થયો છે. ગોપાલકૃષ્ણ ગોકુલમાં જન્મેલ કૃષ્ણ જ છે. બ્રહ્મપુરાણમાં વરાહ, વામન, નૃસિંહ વગેરે અવતારોની સંક્ષિપ્ત કથાઓ છે. વિષ્ણુપુરાણમાં કૃષ્ણચરિતનું વર્ણન તો મહાભારત તથા હરિવંશને અનુસરીને કરાયું છે. તેમાં ભક્તોનાં ચરિત્રો (ધ્રુવ, પ્રહ્લાદ વગેરે) આલેખાયા છે. આમાં ભક્તિ, જ્ઞાન તથા યોગનું નિરૂપણ છે. વર્ણાશ્રમના ધર્મોના ચુસ્ત પાલન ઉપર તથા બ્રહ્મચર્ય, સત્ય, અહિંસા, રાગદ્વેષનો ત્યાગ વગેરે નૈતિક ગુણોની આવશ્યકતા ઉપર ઘણો ભાર મુકાયો છે. ભાગવતપુરાણમાં ચારે વ્યૂહને નારાયણ–પરમાત્માના અવતારો ગણ્યા છે. ભાગવતમાં વિષ્ણુના જુદા જુદા અવતારો અને ભક્તોનું વર્ણન વિસ્તારપૂર્વક છે. ભાગવતમાં નવ પ્રકારની ભક્તિ (વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન) ગણાવી છે. તેમાં ભક્તોના ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ ભેદ પાડયા છે. રાસપંચાધ્યાયીમાં રાસક્રીડાની સરસતા મૂકી છે.

---

૧૧. દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી—વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ. પૃ. ૧૦૮.

વૈષ્ણવ ધર્મના ઉપાસ્ય દેવોમાં વિષ્ણુ, નારાયણ, વાસુદેવ, ગોપાલ-કૃષ્ણ તથા ૨૪ અવતારો (સનકાદિક, વરાહ, કપિલ, ઋષભદેવ, કૂર્માવતાર, નૃસિંહાવતાર, વેદવ્યાસ, કૃષ્ણ, ધર્મ, નારદ, દત્તાત્રેય, પૃથુ, ધન્વન્તરિ, વામનાવતાર, રામ, બુદ્ધ, મનુ, નર-નારાયણ, યજ્ઞ, મત્સ્યાવતાર, મોહિની, પરશુરામ, બલરામ, કલ્કી) માંથી કૃષ્ણ, દત્તાત્રેય અને રામ મુખ્ય છે. કોઈ કોઈ ભક્તો નૃસિંહ વગેરેની પૂજા કરતા હશે. ૬ થી ૧૦ મા શતકમાં નૃસિંહ, વરાહ અને વામનની પૂજાનો સારી રીતે પ્રચાર ચાલતો હતો. વિષ્ણુની પત્નીરૂપે લક્ષ્મીની પૂજાનો ઉલ્લેખ વૈદિક સાહિત્યમાંથી મળે છે. જૂની લક્ષ્મીની મૂર્તિઓ પણ મળે છે. રામાયણ દ્વારા રામાવતાર પૂજાવા લાગતાં લક્ષ્મીનું સ્થાન સીતાએ લીધું એટલે લક્ષ્મીનારાયણ પેઠે સીતારામનું યુગલ પૂજાવા લાગ્યું. કૃષ્ણની પૂજા પ્રચલિત થતાં રૂક્મિણીકૃષ્ણનું યુગલ પૂજાતું જોઈએ, પરંતુ મહારાષ્ટ્ર સિવાય કૃષ્ણ સાથે રૂક્મિણીનું સ્મરણ ક્યાંય પ્રચલિત નથી. રામાનુજના અને મધ્વના મતમાં વિષ્ણુ કે વાસુદેવ સાથે લક્ષ્મી જ પૂજાય છે. સોળમા શતકથી તો ગોપીજન વલ્લભ કૃષ્ણ સાથે રાધાનું નામ જ વિશેષ જોડાયલું જોવામાં આવે છે. નિમ્બાર્કના મતમાં કૃષ્ણ સાથે રાધાની પૂજાનું પ્રથમ દર્શન થાય છે. વિષ્ણુપુરાણમાં જે સ્થાન લક્ષ્મીનું છે તે બ્રહ્મવૈવર્તમાં રાધાનું છે એટલે કે રાધાકૃષ્ણની પૂજાનો પ્રચાર ભાગવત કરતાંયે જૂનો જણાય છે મહારાષ્ટ્રમાં વિઠોબાની પૂજા થાય છે, તેનો વૈષ્ણવ ધર્મમાં સમાવેશ થાય છે.

વૈષ્ણવ ધર્મના પ્રચારનાં ઐતિહાસિક પ્રમાણોમાં જૂના લેખો, જૂની વૈષ્ણવ મૂર્તિઓ તથા પ્રાચીન સાહિત્યનો સમાવેશ થાય છે. ઈ. સ.ના ચોથા શતકનાં સમુદ્રગુપ્તના સિક્કાઓ ઉપરનો ગરુડધ્વજ ભાગવતધર્મનો સૂચક છે. એ સમયના જુદા જુદા ૭ લેખોમાં ચંદ્રગુપ્ત બીજાને, કુમારગુપ્તને તથા સ્કંદગુપ્તને ભાગવત કહ્યા છે. ઉદયગિરિની ગુફામાં એક ચતુર્ભુજ મૂર્તિ છે કે જે વિષ્ણુની હોય એમ દેખાય છે.

તેની નીચેના લેખમાં ગુપ્ત સં. ૮૨ (ઈ. સ. ૪૦૧)ની સાલ છે. નરવર્માના એક શિલાલેખમાં નરવર્મા વાસુદેવને પોતાનું શરણ્ય કહે છે. ભીટામાંથી એક મળી આવેલ સીલ ઉપર વિષ્ણુચક્રનું ચિન્હ છે. ઈ. સ. ૫૭૮માં ચાલુક્ય વંશના મંગલીશ રાજાએ વાતાપિ–બાદામીમાં એક ગુફા ખોદાવી, જેમાં વિષ્ણુનું મંદિર ચણાવી તેની અંદર વિષ્ણુની પ્રતિમા બેસાડયાનો ઉલ્લેખ તે ગુફામાં છે. મહાબલિપુરમ્માં શેષ ઉપર સૂતેલી એક વિષ્ણુની મૂર્તિ છે, તે આઠમા શતકની હશે એમ મનાય છે. કાંચીના કૈલાસનાથ સ્વામીના મંદિર (સાતમા શતકમાં બંધાએલ)માં એક વિષ્ણુમૂર્તિ છે. એલાપુરની ગુફાના દશાવતારના મંદિરમાં શેષશાયી વિષ્ણુની મૂર્તિ છે, જેના પગ લક્ષ્મી ચાંપે છે અને જેની નાભિમાંથી નીકળેલા કમળ પર બ્રહ્મા બેઠા છે. વળી નૃસિંહ, વામન અને વરાહ અવતારની તથા ગોવર્ધનધારી કૃષ્ણની મૂર્તિ પણ છે. આ મંદિર દંતિદુર્ગ રાજાએ આઠમા શતકમાં ચણાવ્યું હતું. કનોજના રાજા મહેન્દ્રપાલના સમયમાં (ઈ. સ. ૮૯૪થી ૯૦૮) વિષ્ણુનાં ત્રણ મંદિરો બંધાયાનો ઉલ્લેખ લાહોરના મ્યુઝિયમમાં પડેલા એક શિલાલેખમાં છે. ઈ. સ. ૯૫૫ના ખજુરાહોના લેખમાં બુંદેલખંડના ચંદેલ રાજા હર્ષદેવના પુત્ર યશોવર્માએ એક વૈકુંઠનું મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે. ભુવનેશ્વરમાં અનંત વાસુદેવ (એટલે બલરામ અને કૃષ્ણ)નું એક મંદિર છે, જે દશમા શતકમાં ચણાયું હોય એમ તેના એક લેખ પરથી જણાય છે. ઈ. સ. ૧૧૦૦ સુધી દ્વારકા વૈષ્ણવ તીર્થ તરીકે પ્રસિદ્ધ થયું જણાતું નથી. કદાચ પહેલાંનો વૈષ્ણવ ધર્મ દ્વારકાના તથા યાદવોના નાશ સાથે જ અસ્ત થઈ ગયો હશે. ગિરિનગર (જૂનાગઢ) પાસે સુદર્શન તળાવના કાંઠા પર ગુપ્ત સમયમાં ચક્રધર (કૃષ્ણ)નું ગૃહ (મંદિર) કરાવ્યું હતું. ગુજરાતમાં વિષ્ણુનું આ પહેલું મંદિર હશે. ભિન્નમાલના વતની માઘ કવિએ શિશુપાલવધ નામનું મહાકાવ્ય લખ્યું તેની અસર વૈષ્ણવ ધર્મ હશે એટલે કે ઈ. સ.ના આઠમા શતકમાં આ નવા ધર્મનો પ્રચાર પણ થતો હોય તેમાં મદદ

પણ કરી હોય. મોઢેરાના સૂર્યમંદિરની પાસેના કુંડ ઉપર નાનાં વૈષ્ણવ મંદિરો છે તે અગિયારમા શતકનાં મનાય છે. પૌરાણિક ત્રિમૂર્તિ (બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ) લોકોમાં પૂજાતી હતી. વિષ્ણુના મંદિરની આસપાસ બ્રહ્મા, શિવ અને સૂર્ય વગેરેનાં પણ મંદિરો ચણાતાં અને એ જ પ્રમાણે બ્રહ્મા કે શિવના મુખ્ય મંદિરની આસપાસ બીજા બાકીના દેવોનાં મંદિરો બંધાતાં. એલાપુરની શિવત્રિમૂર્તિ તથા સૂર્ય-નારાયણની ત્રિમૂર્તિ દ્વારા એક જ મૂર્તિમાં ત્રણ દેવોની કલ્પના થઈ છે. હેમચંદ્રના દ્વયાશ્રય કાવ્યમાં અણહિલપુર પાટણનાં વિષ્ણુ, શંભુ, સૂર્ય, સોમ અને કાર્તિકેયનાં મંદિરોનો ઉલ્લેખ છે. વડનગરના પૂર્વ તરફના દરવાજાની બહાર એક પુરાણું મંદિર છે, ત્યાં દ્વાર ઉપરની વરાહ અને વામનની મૂર્તિઓ છે તે પરથી તે વૈષ્ણવ મંદિર હશે એમ અનુમાન થાય છે. લાઠી પાસેના ખોદકામમાંથી એક ચતુર્ભુજ મૂર્તિ મળી છે. તેના પર ઈ. સ. ૧૪૯૯નો લેખ છે. આશરે સંવત ૧૨૦૦ પછી દ્વારકા વૈષ્ણવ તીર્થરૂપે પ્રસિદ્ધિ પામ્યું એમ મનાય છે. ત્યાંના વિશાળ મંદિરમાં મુખ્ય મૂર્તિ રણછોડજીની છે. એની બે બાજુએ ત્રિવિક્રમજી અને પ્રદ્યુમ્નજીનાં મંદિર છે. ડાકોર ગુજરાતનું અસાંપ્રદાયિક વૈષ્ણવ ધામ છે તેમાં રણછોડજીનું મંદિર છે. તેની મૂર્તિ દ્વારકાથી આવી હતી એવી માન્યતા છે. ગુજરાતના વૈષ્ણવ કવિઓમાં નરસિંહ મહેતા, ભાલણ, પ્રેમાનંદ, પ્રીતમદાસ, દયારામ વગેરેનો સમાવેશ થાય છે. રાજસ્થાનની સ્ત્રીકવિ મીરાંબાઈએ પણ કૃષ્ણકાવ્યો રચ્યાં છે. તેમણે ગુજરાતી સાહિત્ય દ્વારા વૈષ્ણવ ધર્મનો પ્રચાર કર્યો છે.

નરસિંહ મહેતા ગુજરાતના જાણીતા સંત છે. એમનો જન્મ જૂનાગઢના એક નાગર કુટુંબમાં થયો હતો. એમણે કૃષ્ણભક્તિનાં પ્રભાતિયાં તથા ભજનો રચેલાં છે. રાધાકૃષ્ણની વિવિધ લીલાનાં પ્રસંગચિત્રો વસ્તુતઃ તેમની પ્રેમલક્ષણા ભક્તિથી ઉત્તેજિત થયેલી

કલ્પનાની નિપજ છે. રાધાકૃષ્ણના પ્રેમનાં રૂપકથી પ્રગટ થતી પ્રેમલક્ષણા ભક્તિને કવિતામાં ગાઈ જનાર નરસિંહ મહેતા ગુજરાતીના આદ્ય કવિ ગણાય છે. તેમનું 'વૈષ્ણવ જન તો તેને કહીએ' એ ભજન મહાત્મા ગાંધીજીને ઘણું પ્રિય હતું.

મીરાંબાઈ મૂળ મેવાડનાં વતની હતાં, પરંતુ સાસરિયાના ત્રાસથી કંટાળીને તેઓ મેવાડ છોડી ગુજરાતમાં આવ્યાં અને દ્વારકામાં વસીને શ્રી કૃષ્ણભક્તિનાં પદો રચવા લાગ્યાં. મીરાંબાઈનાં પદોમાં કૃષ્ણના વિરહની મર્મવિદારક વ્યથા છે. તેમની કવિતા ગુજરાત તથા રાજસ્થાનનો જ નહિ, પણ આખા પશ્ચિમ ભારતના પ્રદેશનો વારસો હતો.

અર્વાચીન યુગના વૈષ્ણવ સંપ્રદાયોમાં અમુક સામાન્ય ધોરણ દેખાય છે. દરેક સંપ્રદાયમાં પ્રસ્થાનત્રય (ઉપનિષદો, બ્રહ્મસૂત્ર તથા ગીતા) પર ભાષ્યો છે. ભક્તિનું લક્ષણ તથા તેનો આન્તરબાહ્ય આકાર કોઈક રીતે દર્શાવાયો છે. વાસુદેવનાં અમુક નામની અને અમુક રૂપની પૂજા કરવાનું કહ્યું છે. વૈષ્ણવ ધર્મમાં રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ, શ્રીવિષ્ણુસ્વામી, વલ્લભાચાર્ય, ચૈતન્ય વગેરેના સંપ્રદાયો મુખ્ય છે.

રામાનુજ સંપ્રદાયનો પ્રવાહ દ્રાવિડ દેશમાં શરૂ થયો હતો. જૂનામાં જૂનો વૈષ્ણવ સંપ્રદાય શ્રીરામાનુજાચાર્યથી ચાલેલો શ્રીવૈષ્ણવ સંપ્રદાય છે. રામાનુજના જન્મ પહેલા દ્રાવિડ ભક્તો (આલવારો) થયા છે. આ ભક્તો વૈષ્ણવ ભક્તિનો ઘણો પ્રચાર કરતા હતા. દ્રાવિડ–વૈષ્ણવ પરંપરામાં વૈષ્ણવ મહાભક્તો ૧૨ મનાય છે, તેમાંથી સાત બ્રાહ્મણો છે; એક સ્ત્રી છે; અને બે શૂદ્રો છે. આ ભક્તો તરફ રામાનુજ સંપ્રદાય માનથી જુએ છે. આ આલવારો (ભક્તો) માં જાતિ અને વર્ણભેદ ન હોવાથી વર્ણાશ્રમના આગ્રહી વૈદિક બ્રાહ્મણોથી તેઓ દંભેથી નિંદાય છે.

આચાર્ય શ્રીનાથમુનિ (ઈ. સ. ૮૭૫–૮૦ થી ઈ. સ. ૯૫૦–૬૦) એ આલવારોના પ્રબંધો મેળવ્યા અને દ્રાવિડ સંગીતને અનુસરી ગાઈ શકાય તેવો એક સંગ્રહ તૈયાર કર્યો જે 'નાલાયીરપ્રબન્ધ' નામથી પ્રખ્યાત છે. શ્રીરંગમ્ વગેરેનાં મંદિરોમાં દ્રાવિડ પ્રબંધો ગાવાનો રિવાજ નાથમુનિથીજ ચાલ્યો છે. ટુંકમાં શ્રી સંપ્રદાયના પહેલા આચાર્ય નાથમુનિ આલવારો પાસેથી ભક્તિતત્ત્વ શીખ્યા છે.૧૨ શ્રી નાથમુનિના પૌત્ર યામુનાચાર્ય (ઈ. સ. ૯૫૦ કે ૬૦ થી ઈ. સ. ૧૦૪૫) અનેક શાસ્ત્રોમાં પારંગત વિદ્વાન હતા. એમના 'સિદ્ધિત્રય', 'આગમ પ્રામાણ્ય' અને 'ગીતાર્થસંગ્રહ' એ ત્રણે ગ્રંથો પ્રસિદ્ધ છે. શ્રીરંગમ્માંથી યામુનાચાર્યે રામાનુજાચાર્યને પોતાના મરણ સમયે બ્રહ્મસૂત્ર પર ભાષ્ય કરવાની અને પરાશર તથા શઠકોપમુનિનાં નામ રાખવાની ઈચ્છાઓ પૂરી કરવા કહેવડાવ્યું હતું. રામાનુજે બ્રહ્મસૂત્ર પર ભાષ્ય લખ્યું, જે શ્રી ભાષ્ય કહેવાય છે. પોતાના શિષ્ય કુરુથ્થલવાનના એક પુત્રનું નામ પરાશર પાડયું અને એની પાસે મોટો થતાં વિષ્ણુસહસ્ત્ર નામ ઉપર ટીકા લખાવી. શઠકોપમુનિનું નામ રાખવા માટે એમણે કરેલા તીરૂવાયમોળી નામના પ્રબન્ધ ઉપર પોતાના શિષ્ય પીલાન પાસે ૬૦૦૦ શ્લોકની ટીકા લખાવી. આ રીતે પૂર્વાચાર્યને આપેલાં વચનો રામાનુજે પાળ્યાં. રામાનુજના વિશિષ્ટાદ્વૈત મતમાં ચિત્ તત્ત્વ (જીવો) અને અચિત્ તત્ત્વ (જડમાત્ર) એ બેય ઈશ્વરનાં શરીર કે વિશેષણો છે કારણ કે ઈશ્વર વિશેષ્ય છે, અને એમાં રહેલા છે. એ બેયના અન્તર્યામી છે એટલે જેમ શરીર અને મનથી યુક્ત આત્મા એ એકજ માણસ છે, તેમ ચિદચિદ્વિશિષ્ટ ઈશ્વર એકજ તત્ત્વ છે. આ જાતના એકત્વને ચિદચિદ્વિશિષ્ટાદ્વૈત અથવા એકલું 'વિશિષ્ટાદ્વૈત નામ રામાનુજે આપ્યું છે. આ ચિદચિદ્વિશિષ્ટ એક ઈશ તત્ત્વ તેજ બ્રહ્મ, પર, વાસુદેવ, વિષ્ણુ

૧૨. દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી—વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ. પૃ. ૧૬૯.

કે નારાયણ. ભક્તિથી પ્રાપ્ત કરેલી નારાયણની પ્રસન્નતા, એજ એને પ્રાપ્ત કરવાનો ઉપાય સૂક્ષ્મ ચિત્ અને સૂક્ષ્મ અચિત્વાળા વેશમાં ઈશ્વર જગતનું ઉપાર્જન કરે છે ઈશ્વર પાંચ રૂપે (પર, વ્યૂહ, વિભવ, અન્તર્યામી અને અર્ચા) રહેલ છે અન્તર્યામી રૂપે ઈશ્વર દરેક શરીરમાં રહ્યા છે. પ્રત્યક્ત્વ, ચેતનત્વ, આત્મત્વ, કર્તૃત્વ વગેરે લક્ષણો ઈશ્વર–જીવમાં સાધારણ છે, પણ જીવ અણુ છે દેહ ઇન્દ્રિયો મન અને પ્રાણથી જુદો છે, અનિત્ય છે અને પ્રકૃતિની અપેક્ષાએ શરીરી છે આ સંપ્રદાય ભક્તિમાર્ગ પોષક છે સાકાર સ્વરૂપ પરમાત્માનું શરણ સ્વીકારી અનન્ય ભાવથી ભક્તિ કરવાની આવશ્યકતા છે 'શ્રી સંપ્રદાય'માં આદિ ભક્ત 'શ્રી' છે, એટલે ભગવાનનો આશ્રય કરી રહેલી ભગવદ્ વિભૂતિના ચિન્તન-માથી ઉદ્ભવેલો, એવો જે સંપ્રદાય તે 'શ્રી–સંપ્રદાય' અને એ વિભૂતિ વડી પ્રહ્મ વિશિષ્ટ છે એવા વિશિષ્ટ બ્રહ્મથી, અતિરિક્ત કોઈ પણ પદાર્થ નથી એ તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત તે વિશિષ્ટાદ્વૈત કહેવાય છે વિશિષ્ટાદ્વૈતવાદી પરમાત્મા અને પ્રકૃતિનો સંબંધ આત્મા અને શરીરના જેવો માને છે; શુદ્ધાદ્વૈતવાદી પરમાત્માને પ્રકૃતિરૂપે પરિણમી રહેલો ગણે છે.[૧૩] વિશિષ્ટાદ્વૈતની બે શાખાઓ (ઉત્તરની 'વડગલાઈ' અને દક્ષિણની (શ્રીરંગમ્) 'તેંગલાઈ') છે વડગલાઈ સંસ્કૃત વેદ–ઉપનિષદને પ્રાધાન્ય આપે છે તેંગલાઈ 'તામીલવેદ' (આલવારોના પ્રબંધો)ને પ્રાધાન્ય આપે છે વડગલાઈ શાખા ભક્તિથી સંતોષ માને છે. તેંગલાઈ ભક્તિ કરતા પણ વિશેષ પ્રપત્તિ (શરણાગત થવું)નો ઉપદેશ આપે છે રામાનુજ પછી નિમ્બાર્ક ઈ. સ. ના ૧૨મા સૈકામાં થયા મનાય છે.

નિમ્બાર્ક આચાર્ય તૈલંગ બ્રાહ્મણ અને મૂળ નિમ્બ ગામ (બેલારી જીલ્લા) ના હતા 'દશશ્લોકી' અથવા 'સિદ્ધાંતરત્ન' નામના

૧૩. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ—આપણો ધર્મ. પૃ. ૧૪૫.

ગ્રંથમાં તેમના દ્વૈતાદ્વૈત મતના સિદ્ધાંતો સારી રીતે બતાવ્યા છે. નિમ્બાર્ક જન્મ્યા હતા દક્ષિણમાં પણ મથુરાની આસપાસ વધારે રહ્યા હતા. તેમના અનુયાયીઓ કપાળમાં ગોપીચંદનની બે સીધી લીટી કરે છે, વચમાં કાળો ચાંલ્લો કરે છે અને તુલસીની કંઠી પહેરે છે તથા શાંત રીતે કીર્તન કરે છે. આ સંપ્રદાય 'સનક સંપ્રદાય' તરીકે જાણીતો છે. અત્યંત પ્રાચીન કાળમાં જે બાલબ્રહ્મચારી સનકાદિ ચાર 'પ્રકાર' થઈ ગયા કહેવાય છે તેમાંના એક 'સનક' એ મૂળ ભક્ત તરીકે આ સંપ્રદાયમાં પૂજાય છે. આ સંપ્રદાયમાં કૃષ્ણ અને રાધાની પૂજાનું પ્રથમ દર્શન થાય છે. ચિત્ અને અચિત્ એ બ્રહ્મથી ભિન્ન છે, તેમજ અભિન્ન પણ છે તેથી તેમનો સિદ્ધાંત 'દ્વૈતાદ્વૈત' તરીકે જાણીતો છે. આ સંપ્રદાયનું મુખ્ય મંદિર વૃંદાવનમાં છે અને બીજું અજમેરની દક્ષિણે સલીમાબાદમાં છે.

મધ્વાચાર્ય ઈ. સ. ૧૧૧૯માં થયા મનાય છે મધ્વાચાર્યનાં માતાપિતા કર્ણાટકના ઉદીપી તાલુકાના પાજકક્ષેત્ર (બેલા) ગામમાં રહેતાં હતાં. એમનું બાલ્યકાળનું નામ વાસુદેવ હતું. વિદ્યાભ્યાસ પછી વેદાન્તનો અભ્યાસ કરતાં શાંકરવેદાન્તનો અદ્વૈતવાદ તેમને રૂચ્યો નહિ, એટલે ભક્તિપ્રધાન દ્વૈતવાદી વેદાંતનું પ્રસ્થાન શરૂ કર્યું. તેઓએ આચાર્ય તરીકે 'આનંદતીર્થ' નામ રાખ્યું. તેમણે બ્યાસસૂત્ર ઉપર દ્વૈત સિદ્ધાંત પ્રતિપાદન કરતું ભાષ્ય લખ્યું જે 'પૂર્ણપ્રજ્ઞભાષ્ય' કહેવાય છે. તેઓ પરમાત્માને વિષ્ણુ નામથી ઉપાસે છે અને મુખ્ય આદર્શ ભક્ત 'લક્ષ્મી' ને સ્વીકારે છે. એમના મત પ્રમાણે સ્વતંત્ર (વિષ્ણુ) અને પરતંત્ર (બ્રહ્માદિક જીવો, જડ પદાર્થો, સામાન્ય જીવો વગેરે) એવાં બે તત્ત્વો છે. ઈશ્વર અને જીવ, ઈશ્વર અને જડ, જીવ [illegible] જડ, જીવ અને જીવ તથા જડ અને જડ વચ્ચે સનાતન અને [illegible]ાર્થિક ભેદ છે. જીવ સેવક છે અને વિષ્ણુ સેવ્ય છે. પ્રભુના [illegible]ક્ષ દર્શનથી જ મુક્તિ મળે છે. તેમાં કર્મ સાધનભૂત છે, પણ

સાક્ષાત્ મોક્ષ ઉપજાવતાં નથી. એ અપરોક્ષ દર્શનનાં વૈરાગ્યાદિ વિવિધ સાધનો છે તેમાં બે મુખ્ય છે શરણાગતિ અને કર્મ-સન્યાસ. પ્રેમાર્દ્ર ભાવે પ્રત્યક્ષ ભાવથી પ્રત્યક્ષ પરમાત્માની ભક્તિ અને ભજનકીર્તન કરવાં એ આધ્યાત્મિક ઉન્નતિનાં ખરાં સાધન છે. ઈશ્વરની શરણાગતિથી જીવાત્માનો મોક્ષ થાય છે—એ ભાગવત મતની જ પરિપુષ્ટિ મધ્વાચાર્યે કરી છે. પ્રેમ, શરણાગતિ એ હૃદયનો ભાવ છે, પણ પરિણામમાં એ મનુષ્યના સર્વ સ્વરૂપને વ્યાપી નાખે છે.[૧૪] વિષ્ણુસ્વામીનો મત તેમના ગ્રંથો મળતા ન હોવાથી જાણી શકાય તેમ નથી. તેમનો સંપ્રદાય, રુદ્રસંપ્રદાય કહેવાય છે. તેઓ ઈશ્વરને સચ્ચિદાનંદ રૂપ ગણે છે.

વલ્લભાચાર્યનો જન્મ આન્ધ્ર પ્રદેશના જે બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો, તે કુટુંબ કૃષ્ણા નદીની દક્ષિણે કાકરવાડ (ગામનો પત્તો હજી મળ્યો નથી) નામના મોટા નગરમાં રહેતું હતું. કાકરવાડનો નાશ થવાથી વલ્લભાચાર્યના પૂર્વજો અગ્રહારમાં રહેવા ગયા હતા. તેમના પિતા લક્ષ્મણ મુસલમાનોના હુમલાની બીકથી કાશીથી (યાત્રા માટે કાશી આવેલા) ભાગતા હતા. રસ્તામાં ચોડાનગર પાસે ચંપારણ્યમાં તેમનો જન્મ થયો. બાળક જીવતું નથી એમ જાણી કપડાના કટકામાં એને વીંટી શમી વૃક્ષની બખોલમાં માબાપે મૂક્યું. કોઈએ બીજે દિવસે ત્યાંથી પસાર થતાં અગ્નિ જોયો અને બાળકને જીવતું જોયું. જન્મતાં જ અગ્નિએ રક્ષણ કર્યું, તેથી વલ્લભાચાર્ય અગ્નિનો અવતાર-વૈશ્વાનરાચાર્ય કહેવાય છે. તેમણે વૈષ્ણવ આચાર્યોના સિદ્ધાંતોનો અભ્યાસ કરવા કાશીમાં કંઈ સાધન ન જોયું એટલે દક્ષિણમાં ગયા. માબાપના મૃત્યુને કારણે તેઓ મામાને ત્યાં રહી વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. અગિયાર વર્ષ પછી તેઓ ગોકુલ-મથુરા ગયા અને ત્યાં ગિરિરાજમાં 'શ્રીનાથજી' ના પ્રાકટ્યની વાત સાંભળી

---

૧૪. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ—આપણો ધર્મ, પૃ. ૨૪૫.

એટલે ત્યાં જઈ શ્રીનાયજીનાં દર્શન કર્યાં. કાશીમાં રહી તેમણે 'તત્ત્વાર્થદીપ નિબંધ', 'સિદ્ધાંત-મુક્તાવલિ', 'પત્રાવલંબન' વગેરે ગ્રંથો લખી ખ્યાતિ મેળવી. આ સમયે કાશીના દેવનભટ્ટની કન્યા મહાલક્ષ્મી સાથે ત્રીસ વર્ષની વયે લગ્ન કર્યાં. આ લગ્ન પહેલાં તેઓ કાશીથી વ્રજમાં ગયા હોય એમ જણાય છે, કારણ કે સાંપ્રદાયિક માન્યતા પ્રમાણે સં. ૧૫૫૬ના ચૈત્ર સુદ બીજે ગોવર્ધન પર્વત ઉપર તેઓએ શ્રી નાથજીનું મંદિર બંધાવી તેની સેવાનું કામ ચૈતન્ય સંપ્રદાયના ગૌડીય વૈષ્ણવોને સોંપ્યું છે.

લગ્ન પછી તેઓ નવ વર્ષ સુધી ભારતનાં જુદાં જુદાં તીર્થોમાં ફર્યા અને પોતાના સિદ્ધાંતનો ઉપદેશ કરવા લાગ્યા. તેઓ ભાગવત પુરાણનું પારાયણ કરતા તથા કૃષ્ણભક્તિનો ઉપદેશ આપતા. આવાં જે સ્થળોએ ભાગવત પારાયણ થયેલું તે તે સ્થળોએ 'મહાપ્રભુજીની બેઠકો' થઈ છે. ભારતમાં આવી બેઠકો હાલમાં ૮૪ છે. વલ્લભાચાર્યના 'શુદ્ધાદ્વૈત' મત અનુસાર પરમપદ પ્રાપ્તિનું પરમ સાધન ભક્તિ છે. ભક્તિ જેમ કર્મ અને જ્ઞાનરૂપ સાધન વડે સધાય છે, તેમ પરમાત્માના અનુગ્રહથી પણ મળે છે. પરમાત્માનો અનુગ્રહ–જે જીવને અમૃત સમાન પોષણરૂપ છે તે પુષ્ટિ કહેવાય છે અને એ રીતે પ્રાપ્ત થયેલી ભક્તિ તે પુષ્ટિભક્તિ કહેવાય છે, જે મર્યાદાભક્તિ (સ્વતંત્ર પ્રયત્નથી પ્રાપ્ત કરેલ) કરતાં ચઢિયાતી છે. અદ્વૈતપદાર્થ બ્રહ્મ તે સદા શુદ્ધ જ છે. તે શુદ્ધ રહીને જ જગતરૂપે પરિણમે છે. એમાંથી (અગ્નિના તણખાની માફક) જીવ નીસરે છે, અર્થાત્ બ્રહ્મમાં માયારૂપી મિથ્યાત્વના તત્ત્વને લેશપણ અવકાશ નથી. બ્રહ્મ વિકાર પામ્યા છતાં વિકારરહિત છે. હું અહંતા-મમતારૂપી અજ્ઞાન એ જ અવિદ્યા. બ્રહ્મની માયા તે બ્રહ્મની અદ્ભુત શક્તિ લીલા છે. ભક્તિ અને સેવાનો રાજમાર્ગ સર્વ જીવો માટે સરળ અને અમલમાં મૂકવો શક્ય થઈ પડયો. એટલે પુષ્ટિમાર્ગ ખીલ્યો અને વિસ્તર્યો.

ચૈતન્યદેવ કે જે રાધાકૃષ્ણના પ્રચારક હતા, તે ઈ. સ. ૧૪૮૬માં બંગાળના નદીયા અથવા નવદ્વીપમાં જન્મ્યા હતા. તેમનું બાલપણનું નામ વિશ્વંભર મિશ્ર હતું. સંન્યાસ દીક્ષા લીધા પછી 'ચૈતન્ય' નામથી પ્રસિદ્ધ થયા. તેમણે લગ્ન પછી માધ્વી વૈષ્ણવ સંન્યાસી પાસે દીક્ષા ગ્રહણ કરી ગોપાલ મંત્રને શ્રવણ કર્યો. વલ્લભાચાર્યે વૈષ્ણવધર્મના ક્રિયાકાંડને ગ્રહણ કર્યો, જ્યારે ચૈતન્યદેવે કીર્તનભક્તિ કે જે લાગણીપ્રધાન છે તેને ગ્રહણ કરી. ચૈતન્યદેવે રાધા અને કૃષ્ણનાં પ્રેમભજનો ગાઈ અનેક જનોનાં હૃદય હર્યાં. તે સમયે સંસ્કૃત કવિ જયદેવને કારણે રાધાકૃષ્ણનાં કાવ્યોમાં બિભત્સતા આવી ગઈ હતી. ચૈતન્યદેવે દરેક જ્ઞાતિના લોકોને પોતાના ધર્મમાં લીધા અને હરિના કીર્તન માટે બધાને એકઠા કરવા માંડયા. સૂત્રકારોના પરિણામવાદને તેઓ માનતા હતા, શંકરાચાર્યના વિવર્તવાદને નહિ. કૃષ્ણની પરબ્રહ્મશક્તિ વિશ્વમાં પ્રસરેલ છે. તે માયાશક્તિનું રૂપ પણ ધારણ કરે છે અને વિલાસશક્તિનું રૂપ પણ ધરાવે છે એવું તેઓ માનતા. વિલાસશક્તિના પ્રભાવે કૃષ્ણનાં અનેક રૂપ થતાં કે જે ગોપીઓની લીલામાં જણાતાં. વૈભવવિલાસને કારણે કૃષ્ણના ચાર વ્યૂહ અથવા રૂપ (વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ) છે. તે રૂપોમાં પ્રદ્યુમ્નમાં પ્રેમનું, અનિરુદ્ધમા લીલાનું તથા સંકર્ષણમાં આત્મજિજ્ઞાસાનું આરોપણ ચૈતન્યે કર્યું.[15] બધા અવતારો એક અથવા બીજા વ્યૂહમાંથી ઉદ્ભવે છે. સત્ત્વ, રજસ અને તમસ ગુણોને કારણે કૃષ્ણ વિષ્ણુ, બ્રહ્મદેવ અથવા શિવ બને છે. કૃષ્ણની અનંત લીલાઓ ગોલોકમાં લઈ જાય છે. કૃષ્ણની ત્રણ શક્તિઓ છે–પહેલી આંતરિક કે જે બુધ્ધિ છે બીજી બાહ્ય કે જે રૂપો બનાવે છે તથા નિરાળી છે અને જીવની ઉત્પત્તિ કરે છે. ત્રીજી શક્તિ પ્રેમની છે. કૃષ્ણની મુખ્ય શક્તિ પ્રેમ છે કે જે ભક્તના હૃદયમાં સ્થાયી થાય છે. જ્યારે પ્રેમ ઉચ્ચ કક્ષાએ પહોંચે છે ત્યારે તે

15. R. G. Bhandarkar—Vaisnavism, Saivism and minor religious systems. Page 119.

રાધાનું સ્વરૂપ ધારણ કરે છે કે જે કૃષ્ણના ઉચ્ચતમ પ્રેમનું પ્રતીક છે. હૃદયના કેટલાક ભાવો રાધાનો શૃંગાર ગણાય છે. ચૈતન્યે શૃંગારને ઘણું મહત્ત્વ આપ્યું હતું એટલે તેઓ ગોપીઓની લીલાને માત્ર પ્રેમજ માને છે. તે પ્રેમ ઉદ્ધવાદિ ભકતોએ મેળવ્યો છે. ભક્તિને પ્રગટ કરવા રાધા અને કૃષ્ણના પ્રેમનું રૂપક લેવામાં આવે છે. તે રીતે પ્રગટ થતી ભક્તિ પ્રેમલક્ષણા ભક્તિ કહેવાય છે. ચૈતન્યરૂપે પ્રભુ પોતે પ્રગટયા છે એમ માની અદ્વૈતાનંદ તેમના શિષ્ય થયા. આ સિવાય નિત્યાનંદ નામના ચૈતન્યથી નવ વર્ષ મોટા મધ્વ સંપ્રદાયી ભકત સંન્યાસી પણ ચૈતન્યના શિષ્ય થયા. એ રીતે થોડા વખતમાં લોકો ચૈતન્યને કૃષ્ણનો અવતાર માનવા લાગ્યા. એ કીર્તન કરી દેહ દશા ભૂલી કૃષ્ણના પ્રેમમાં મગન થઈ જતા. બંગાળમાંથી અને વૃંદાવનમાંથી અનેક શિષ્યો પુરીમાં ચૈતન્ય પાસે જતા અને ઉપદેશામૃતનું પાન કરતા. તેમના શિષ્યોમાંના બે–રૂપ અને સનાતને વૃંદાવનમાં ચૈતન્ય માર્ગનો પ્રચાર કર્યો છે. બીજા ત્રણ– ગોપાળ ભટ્ટ, રઘુનાથ ભટ્ટ અને રઘુનાથદાસે બંગાળીમાં ચૈતન્ય માર્ગનું વિશાળ સાહિત્ય રચ્યું છે. શ્રી ચૈતન્યદેવના વેદાન્ત સિદ્ધાંતને 'અચિંત્યભેદાભેદ' કહેવામાં આવે છે. આ સંપ્રદાયમાં રાધાકૃષ્ણની ભક્તિનો અને વિશેષે કરીને સંકીર્તનનો ઉપદેશ છે. પ્રેમમય–કૃષ્ણભક્તિ (માધુર્યભાવ)જ સાધનરૂપ તથા ફળરૂપ ગણી છે. મુખ્ય પ્રમાણ ગ્રંથ ભાગવત છે પણ સાથે સાથે બ્રહ્મસંહિતા, નારદપંચરાત્ર, કૃષ્ણ કર્ણામૃત વગેરેનો પણ આધાર લીધો છે. મધુર ભક્તિ સિદ્ધ કરવા માટે શ્રવણ, કીર્તનરૂપ બાહ્ય સાધનનો આશ્રય લેવો અને આંતરિક સાધનમાં કોઈ પણ વ્રજવાસીના ભાવનો (સખીભાવનો) અભ્યાસ કરવો. આ સંપ્રદાયમાં હરિને પ્રાપ્ત કરવાનું સાધન શુદ્ધ ભક્તિ ગણાય છે.

સામાન્ય સંસ્કારવાળા અને સંયમહીન અનુયાયી વર્ગ ઉપર શૃંગાર કાવ્યો (શૃંગાર ભક્તિ કાવ્યો)ની અસર વિકારપોષક થાય

એ સ્વાભાવિક છે અને એ પરિણામ આવ્યું છે એ ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે.

હિન્દુ ધર્મમાં જે ઈશ્વરવાદ છે, તે ઉપનિષદોમાં આપેલો છે, આખા વિશ્વમાં ઈશ્વર છે તે સિદ્ધાંત પણ ઉપનિષદોમાં છે. ઉપનિષદોમાં સૃષ્ટિ-સર્જનના કારણો અપાયેલાં છે. ઈશ્વર જગતમાં રહે છે અને જગત ઈશ્વરની એક વિભૂતિ છે. ઈશ્વર જગતને કાબૂમાં રાખનાર છે. તે બધાથી જુદો છે, પરંતુ બધામાં તે રહે છે અને તેમને કાબૂમાં રાખે છે. ઈશ્વર અને જગતના સંબંધને લગતા સિદ્ધાંતો પરિણામવાદ તથા વિવર્તવાદ છે. વૈષ્ણવ આચાર્યોના આત્મા અને પરમાત્માના સિદ્ધાંતો ઉપર અપાઈ ગયા છે.

મધ્યયુગમાં એક દળને 'લોકવેદપંથી' અર્થાત્ જેઓ લોકાચાર અને વેદાચારને પ્રમાણભૂત ગણે છે તે, અને બીજાને 'અનભૌસાચપંથી' અર્થાત્ જેઓ અનુભવદ્વારા પ્રત્યક્ષ થયેલ સત્યને માને છે તે—એવાં નામ આપેલાં છે.[૧૬] લોકવેદપંથીમા સૂફી મતના સંસ્થાપકો, મુસલમાન કવિઓ (જાયસી, નૂરમહંમદ વગેરે), વૈષ્ણવ આચાર્યો, ચૈતન્ય, અષ્ટ-છાપ કવિઓ, ગુજરાતી પ્રાચીન કવિઓ (નરસિંહ, ભોજો, ધીરો વગેરે) વગેરેનો સમાવેશ થાય છે. અનભૌસાચપંથીમા કબીર, દાદૂ, સુંદરદાસ, રજ્જબ, ગોપીચંદ, નિરંજનપંથના સંસ્થાપકો, રામાનંદ, સંતકવિઓ વગેરેનો સમાવેશ થાય છે.

રામાનુજ પછીના ઉત્તર ભારતના રામાનંદાદિ સંતો એ જૂના દ્રાવિડ સંતોનો ઐતિહાસિક વારસો છે. સંતોના ત્રણ વર્ગ પાડવામાં આવે છેઃ—(૧) વૈષ્ણવ ભક્ત (જેમાં બે પેટાભેદ—રામભક્ત અને

૧૬. ક્ષિતિમોહન સેન કૃત મધ્યયુગની સાધનાધારા, પૃ. ૧૭

કૃષ્ણભક્ત-રામાનંદ, વિઠોબા, જ્ઞાનદેવ-નામદેવ, વગેરે), (૨) નિર્ગુણભક્ત (કબીર, દાદૂ, પીપો, સેનો વગેરે), (૩) શિવભક્ત અને શાક્ત.

સંતોની પરંપરામાં પહેલું નામ રામાનંદનું છે. જો કે મહારાષ્ટ્રના જ્ઞાની સંત જ્ઞાનદેવ રામાનંદની પહેલાં થયા છે એમ ઐતિહાસિક પુરાવાઓથી જણાય છે, પણ સંતપરંપરામાં રામાનંદનું પ્રથમ પદ એટલું રૂઢ થઈ ગયું છે કે મહારાષ્ટ્રી ભક્તજનો જ્ઞાનદેવના પિતાને રામાનંદના શિષ્ય માને છે. વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજના અનુયાયી રાઘવાનંદના રામાનંદ શિષ્ય મનાય છે. રામાનંદ વૈરાગીઓ રામાનંદને શ્રી સંપ્રદાયના પરમાચાર્ય માને છે, પણ એમણે ગુરુથી જુદા પડીને કેટલાંક નવાં તત્ત્વો દાખલ કર્યાં છે. રામાનંદે સર્વ વર્ણ માટે સાદી ભક્તિનો ઉપદેશ કર્યો. સંસ્કૃતને બદલે જનભાષામાં ઉપદેશ આપ્યો અને વાસુદેવને બદલે રામપૂજા ચલાવી. રામાનુજ કાન્યકુબ્જના બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ પુણ્યસદન અને માતાનું નામ સુશીલા હતું. તેમને દરેક વર્ણના શિષ્યો હતા. અનંતાનંદ, પીપો, કબીર, સેનો, રૈદાસ, પદ્માવતી વગેરે તેમના શિષ્યોનાં નામો છે. આમાં પીપો રજપૂત, કબીર વણકર, સેનો વાળંદ, અને રૈદાસ ચમાર હતો, જ્યારે પદ્માવતી સ્ત્રી હતી. રામાનંદ દાસ્યભાવવાળી ભક્તિના પ્રચારક હતા. એમણે બ્રહ્મસૂત્ર પર આનંદભાષ્ય, ભગવદ્ગીતા ભાષ્ય, શ્રી રામાર્ચનપદ્ધતિ વગેરે ગ્રંથો રચ્યા છે. રામાનંદ સીતારામના પૂજક હતા. રામાનંદના અનુયાયીઓ 'શ્રી રામાય નમઃ' એ મંત્રનો જપ કરે છે. રામાનુજી તિલક થોડા ફેરફારવાળું—ઊભી બે સફેદ લીટી વચ્ચે એક લાલ લીટીવાળું—તિલક હોય છે. રામાનંદના અનુયાયીઓમાં રામાનંદી વૈરાગીઓ મુખ્ય છે. આ પરંપરામાંથી ત્રણ મોટા પંથો (રૈદાસનો રૈદાસી પંથ, સેનાનો સેનાપંથ, મલૂકદાસનો પંથ) મુખ્ય છે.

રામસંપ્રદાય આધુનિક યુગમાં વધુ ફેલાયો છે. રામ પ્રાચીનયુગથી વિષ્ણુ અવતાર તરીકે મનાતા આવ્યા છે. પુરાણોમાં તેમના ઉલ્લેખો

છે. રઘુવંશના ૧૦મા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે કે રાવણના સંહાર માટે વિષ્ણુ દશરથના પુત્ર તરીકે જન્મ લેશે. પુરાણશાસ્ત્રીઓએ તથા વાલ્મીકિએ રામને એક ઉચ્ચ કોટિના વીર તરીકે વર્ણવ્યા છે. એટલે રામે હિંદુઓના હૃદયને જીતી લીધાં હશે અને રામસંપ્રદાય થયો હશે. માધવ અથવા આનંદતીર્થે દિગ્વિજયરામની મૂર્તિ બદરિકાશ્રમમાંથી પ્રથમ આણી. ઈ. સ. ૧૨૬૪ માં નરહરિતીર્થને રામ અને સીતાની મૂર્તિઓ લેવા મોકલવામાં આવ્યા એવું મનાય છે એટલે કે ૧૧મી સદીથી રામસંપ્રદાય શરૂ થયો. વાસુદેવની પૂજા માટેના સાત્વત સંહિતામાં મંત્રો છે, તેવા મંત્રો રામપૂજા માટે છે. હેમાદ્રિના વ્રતખંડમાં ચૈત્ર સુદ ૯ના દિવસે એટલે કે રામ જન્મના દિવસે કઈ ક્રિયા કરવી તે જણાવ્યું છે. તેમણે તથા વૃદ્ધહારિતે રામને કૃષ્ણના અવતાર તરીકે પૂજવાની પદ્ધતિઓ બતાવી છે. રામસંપ્રદાયમાં સીતા અને રામનો પ્રેમ શુદ્ધ અને સરલ જણાય છે. કૃષ્ણસંપ્રદાયની માફક અટપટો લાગતો નથી. તે ધર્મની સરલતાનું નિરૂપણ એકનાથના 'અધ્યાત્મરામાયણ'માં, તુલસીદાસના 'રામચરિતમાનસ'મા તથા મદ્રાસમાં પ્રગટ થયેલ 'રામગીતા'માં થયું છે. હનુમાનને રામના પરમ ભક્ત માનવામાં આવે છે. રામસંપ્રદાયમાં સીતાનું સ્થાન રામ કરતાં ગૌણ હોવાથી તથા રામની ભક્તિમાં શૃંગારભાવ ન હોવાથી રામસંપ્રદાય રાધાકૃષ્ણ સંપ્રદાય કરતાં વધુ શુદ્ધ સ્વરૂપ ધરાવે છે.

મહારાષ્ટ્રમા લોકપ્રિય વૈષ્ણવધર્મ વિઠોબાનો પૂજક છે. પંઢરપુરમાં વિઠોબાનું મંદિર છે. વિષ્ણુમાંથી વિઠોબા થયા છે. પંઢરપુરનું નામ પાંડુરંગપુર હોય તેમ ત્યાંના એક લેખ પરથી લાગે છે. પૌંડરીકક્ષેત્ર પણ પંઢરપુર હોવાનું મનાય છે. એક દંતકથાનુસાર પુંડરીક માબાપની સેવામાં હોવાથી શ્રીકૃષ્ણ (ભક્તિથી પ્રસન્ન આવેલા) દર્શન આપવા ઘેર આવ્યા હતા છતાં તે તરત કમાડ ઉઘાડી ન શક્યો, તેથી કૃષ્ણને ઊભા રહેવા માટે એક ઈંટ (મરાઠીમાં વીટ) બહાર ફેંકી.

શ્રીકૃષ્ણ રૂકિમણી સાથે ઈંટ ઉપર ઉભા રહ્યા. માબાપની સેવા પૂરી કરી રહ્યા પછી પુંડરીકે બહાર આવી કૃષ્ણની પૂજા કરી અને તેમને ત્યાં જ રહેવાનું વરદાન માગી લીધું. નામદેવ તથા તુકારામ વિઠ્ઠલ-પૂજાના મૂળ પ્રચારક તરીકે પુંડરીકને ગણે છે. મહારાષ્ટ્રમાં શ્રીકૃષ્ણ સાથે રૂકિમણી પૂજાય છે અને લોકભાષામાં રૂકિમણીને બદલે રુકમાબાઈ બોલાય છે.

મહાનુભાવ પંથ વૈષ્ણવ છે અને મહારાષ્ટ્રમાં તથા ખાનદેશમાં પ્રચલિત છે. શ્રીકૃષ્ણના અવતારરૂપે દત્તાત્રેય આ પંથના આદિ સ્થાપક કહેવાય છે, પરંતુ વસ્તુતઃ પ્રશાન્ત ચક્રધર નામના સંન્યાસીથી આ પંથ ચાલ્યો છે. આ પંથમાં ઉપાસ્યદેવ શ્રીકૃષ્ણ મનાય છે. તેમાં ભગવદ્ગીતા મુખ્ય ગ્રંથ ગણાય છે. વિશેષ તો લીલાચરિત, લીલા સંવાદ, સૂત્રપાઠ વગેરે છે. તે પંથના મંદિરમાં મૂર્તિને નથી રાખતા પણ ચતુષ્કોણ કે ગોળ ચોતરો રાખે છે અને તેને જ ઈશ્વરના નામથી ભજે છે. તેઓ કપડાં પહેરે છે તથા ચંદન અને તુળશીની માળા ધારણ કરે છે. અસ્પૃશ્ય સિવાયનો કોઈ પણ મહાનુભાવ થઈ શકે. આ પંથના બે વર્ગ છે—(૧) ત્યાગી, (૨) ગૃહસ્થ. ગૃહસ્થ વર્ગ સોળ સંસ્કાર પાળે છે, પણ ત્યાગી વર્ગ એ બધાથી પર છે.

જ્ઞાનદેવ મહારાષ્ટ્રના એક મહાન સંત છે. તેઓ અદ્વૈતવાદી જ્ઞાની તથા ભક્ત હતા. જ્ઞાનેશ્વરના સંપ્રદાયમાં કૃષ્ણ તથા વિઠ્ઠલ એક જ છે. વેદ તથા વર્ણાશ્રમ વ્યવસ્થા સર્વથા માન્ય છે. જ્ઞાનદેવ ઉપર નાથ સંપ્રદાયની અસર વધારે છે. જ્ઞાનદેવના ગ્રંથમાં જે વિદ્યા-જ્ઞાનની અસાધારણ પ્રતિભા દેખાય છે તેને મળતું નાથ સંપ્રદાયમાં અક્ષરારૂઢ કોઈ દેખાતું નથી એટલે સાચી પ્રેરણા તો ઉપનિષદો, ભગવદ્ગીતા, શ્રીમદ્ભાગવત અને શંકરાચાર્યના ગ્રંથોમાંથી જ મળી છે એમ માનવામાં વાંધો નથી.

નામદેવ મહારાષ્ટ્રના વૈષ્ણવ સંત હતા. નામદેવનું કુટુંબ સતારા

જીલ્લાના કરહાદ ગામ પાસે આવેલા નારસી નામના ગામમાં રહેતું હતું. તેમના પિતાનું નામ દામા શેઠ અને માતાનું નામ ગોણાબાઈ હતું. તેમણે પંઢરીનું માહાત્મ્ય ઘણું ગાયું છે. તેમણે પ્રભુનો મહિમા સૌથી વધારે વર્ણવ્યો છે. તેમની ભક્તિ પ્રેમમય છે. તેમણે મરાઠીમાં અભંગો કર્યા છે, તેમજ હિંદીમાં પણ ભજનો ગાયાં છે.

રાધાવલ્લભી સંપ્રદાયના સ્થાપક આચાર્યનું નામ ગોસ્વામી હિતહરિવંશજી છે. તેઓ શ્રીકૃષ્ણચંદ્રની બંશી (વાંસળી) નો અવતાર મનાય છે. સાધુ સંપ્રદાયમાં હિતહરિવંશજી નિમ્બાર્ક મતના પરમાચાર્ય મનાય છે. નિમ્બાર્ક પેઠે જ હિતહરિવંશજી પણ રાધા સાથે કૃષ્ણને ભજે છે. હિતહરિવંશજી મથુરા પાસે આવેલ બાદગાંવમાં જન્મ્યા હતા. એમના પિતા વ્યાસ કેશવદાસ મિશ્ર ગૌડ બ્રાહ્મણ હતા. તેમની માતાનું નામ તારાવતી હતું. તેમની જીંદગીનો મોટો ભાગ વ્રજ-મંડળમાં જ વીત્યો હતો. રાધાજીએ સ્વપ્નમાં મંત્ર આપવાથી તેમણે નવો સંપ્રદાય ચલાવ્યો એમ કહેવાય છે. સંવત ૧૫૮૨માં તેમણે વૃંદાવનમાં શ્રીરાધાવલ્લભજીની મૂર્તિની સ્થાપના કરી. તેમનો હિત-ચોરાસી નામનો ગ્રંથ પ્રસિદ્ધ છે.

આસામના આલિપુખોરી નામના ગામમાં ઈ. સ. ૧૪૪૮ માં જન્મેલા કાયસ્થ શંકરદેવે ચલાવેલો મહાપુરુષ સંપ્રદાય ઉત્તર આસામમાં ચાલતા વૈષ્ણવ માર્ગોમાં સૌથી પ્રબલ છે. શંકરદેવે ભાગવતનું આસામી ભાષાંતર કર્યું છે અને બીજા વૈષ્ણવ ભક્તિના ગ્રંથો લખ્યા છે. આસામમાં આ સંપ્રદાયના અનેક મઠો છે, જે સત્રો કહેવાય છે. મૂર્તિપૂજાનો વિરોધ હોવાથી નામઘર (સત્રમાં કીર્તન માટેનો વિભાગ)માં મૂર્તિ નથી હોતી, પણ ઊંચી પીઠ ઉપર ભાગવતની પોથી રાખવામાં આવે છે. શંકરદેવના પાદચિન્હવાળા પથરો પૂજાય છે. ભૌણઘર (સત્રનો બીજો વિભાગ)માં શંકરદેવે લખેલાં વૈષ્ણવ નાટકો (રાસો) ભજવાય છે.

રામદાસ શિવાજીના ગુરુ તરીકે જાણીતા છે. ગુરુભક્તિ, સંતપ્રેમ, નામમહિમા તથા રામભક્તિ જેવાં ભક્તગણુના લક્ષણો તેમનામાં હોવાથી તેઓ પ્રસિદ્ધ સંતજન છે. રામદાસના ગ્રંથોમાં સૌથી અગત્યનો ગ્રંથ દાસબોધ છે. તેમણે ઈ. સ. ૧૬૪૯ માં શિવાજીને ઉપદેશ આપ્યો હતો.

તુકારામ શિવાજી અને રામદાસના સમકાલીન હતા. તેઓ આશરે ઈ. સ. ૧૬૦૭માં પૂનાથી ઉત્તરપૂર્વમાં આવેલ દેહૂ ગામમાં મરાઠા કણબી જાતિમાં જન્મ્યા હતા. તેમની કીર્તન કરવાની શક્તિને લીધે લોકો કલાકો સુધી તલ્લીન રહેતા. તુકારામે અભંગોમાં ભજન કીર્તન કરતાં આયુષ્યક્રમ પુરો કર્યો. તેઓ પ્રભુનાં નામકીર્તન સિવાય બીજાં સાધનોને માનતા નથી. તેઓ વિઠ્ઠલને જુદાં જુદાં નામથી સંબોધતા.

ગુજરાતમાં સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી હરિકૃષ્ણ મહારાજ અયોધ્યા પાસેના છપૈયા ગામમાં સંવત ૧૮૩૭માં શ્રીધર્મદેવના ભુવનમાં પ્રગટ થયા. તેમના પિતા શ્રીધર્મદેવનું મૂળનામ હરિપ્રસાદ પડે અને માતા ભક્તિનું મૂળનામ પ્રેમવતી હતું. આ હરિકૃષ્ણ મહારાજ (પાછળના સહજાનંદ સ્વામી—સ્વામીનારાયણ) ૧૧ વર્ષ અને ૩ માસ પોતાનાં માતાપિતા પાસે રહ્યા, પછી સં. ૧૮૪૯માં અષાઢ સુદિ ૧૦ને દિવસે અયોધ્યાપુરી થકી વનમાં પધાર્યા અને સાત વર્ષ સુધી અનેક તીર્થસ્થળોમાં ફર્યા. આ યાત્રા દરમિયાન સ્વામીનારાયણ સ્વામીએ પોતાનું નામ નીલકંઠ રાખ્યું હતું. સં. ૧૮૫૬ના શ્રાવણ વદિ છઠ્ઠને દિવસ સોરઠ દેશમાં લોજ ગામમાં મુક્તાનંદ સ્વામીને મળ્યા. સં. ૧૮૫૬ના જેઠ વદિ ૧૨ને દિવસે પીપલાણા ગામમાં શ્રી રામાનંદ સ્વામીને મળ્યા અને સંવત ૧૮૫૭ના કાર્તિક સુદિ ૧૧ને દિવસે રામાનંદ સ્વામી પાસેથી દીક્ષા લીધી. સંવત ૧૮૫૮ના માગશર સુદિ ૧૩ને દિવસે શ્રી રામાનંદ સ્વામીએ એક મહીના પહેલાં સ્વામી-

નારાયણને ઉદ્ધવ સંપ્રદાયના આચાર્યપદે સ્થાપીને દેહત્યાગ કર્યો. ત્યારપછી સહજાનંદ સ્વામીએ ધર્મપ્રચારનું કામ શરૂ કર્યું, તે ૨૮ વર્ષ ૫ માસ અને ૭ દિવસ ચાલુ રાખ્યું. તે સમય દરમિયાન તેઓ સૌરાષ્ટ્ર અને ગુજરાતના ગામોમાં ફર્યા. એમનાં વચનામૃતોમાં ગઢડા, સારંગપુર, લોયા, વડતાલ, કરિયાણિ, અમદાવાદ અને પંચાલા એટલાં ગામોનો ઉલ્લેખ છે. સંવત ૧૮૮૬મા ૪૯ વર્ષ ૨ માસ અને ૧ દિવસનું આયુષ્ય ભોગવી આ પૃથ્વી ઉપરથી તેઓ અન્તર્ધાન થયા.[17] સ્વામીનારાયણના સમકાલીન ૭ ભક્ત કવિઓ—શ્રી મુક્તાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ, નિષ્કુળાનંદ, દેવાનંદ તથા મંજુકેશાનંદ પ્રસિદ્ધ છે.

સહજાનંદ સ્વામીના ચમત્કારોની અનેક વાતો ચાલે છે. રામાનંદ સ્વામીના અક્ષરવાસ પછી સ્વામીનારાયણે (સહજાનંદ સ્વામીએ) પોતાના સાધુઓનાં જુદાં જુદાં મંડળો સ્થાપ્યાં કે જે ભિક્ષાવૃત્તિ કરી પોતાને જોઈતું વાપરી બાકીનાનું સદાવ્રત ખોલી દાન કરી દેતા. તે મંડળો સવારે ભિક્ષાવૃત્તિ કરી દિવસે ભજન-કીર્તન અને ઉપદેશનું કામ કરતાં. ઉપદેશમાં મુખ્ય પાંચ વ્રતો (દારૂ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો અને વટલાવું કે વટલાવવું નહિ) નવા શિષ્યને આપવામાં આવતાં. સ્વામીનારાયણના સાધુને ધન અને સ્ત્રીનો સંપૂર્ણપણે ત્યાગ કરવો પડતો. સ્ત્રીની મૂર્તિને કે ચિત્રને જોવું કે અડકવું નહિ, સ્ત્રીને સંદેશો ન મોકલવો તથા સ્ત્રીની નહાવાધોવાની જગ્યાએ જવું નહિ આજ કારણથી સ્વામીનારાયણ મંદિરોમાં સ્ત્રીઓનો દર્શન માટેનો દરવાજો જુદો રાખવામાં આવતો. સહજાનંદ સ્વામી પોતાના અનુયાયીઓને કઠણ નિયમો પળાવતા. આહાર માટેના નિયમો પણ આકરા હતા.

સ્વામીનારાયણે પોતાના ઉપદેશથી ગરાશીયાઓ વગેરેમાં થતી

---

૧૭. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી—વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ. પૃ. ૪૨૫.

બાળહત્યા અટકાવી અને ગુજરાત સૌરાષ્ટ્રમાં થતા હિંસામય યજ્ઞોની વિરુદ્ધ અહિંસામય યજ્ઞોનો પ્રચાર કર્યો. વિધવાઓને સતી થવાને બદલે જ્ઞાન, વૈરાગ્ય અને હરિભજનનો માર્ગ ઉપદેશ્યો. લગ્નમાં ફટાણાં ન ગાવાનો તથા હોળીમાં બીભત્સ ન બોલવાનો ઉપદેશ કર્યો. મંત્ર, જંત્ર, મલિન દેવદેવીઓનાં બાધા રાખડી વગેરે છોડી દઈ કેવળ એક પરમેશ્વર નારાયણમાં શ્રદ્ધા રાખવાનો માર્ગ શીખવ્યો. કડીયા, દરજી, સુથાર, ખારવા, મોચી વગેરે હલકી જાતિઓ પાસે માંસમદ્યનો ત્યાગ કરાવી ન્હાવાધોવાનો આચાર શીખવ્યો. શિક્ષાપત્રી પરથી જણાય છે કે રામાનુજનો વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત સહજાનંદ સ્વામીને થોડા ફેર સાથે માન્ય છે. સ્વામીનારાયણે પરબ્રહ્મ પરમાત્માને ઇષ્ટદેવ માન્યા છે જેનો સ્વામીનારાયણરૂપે આ પૃથ્વીમાં આર્વિભાવ થયો એવું તેમના અનુયાયીઓનું માનવું છે એટલે સ્વામીનારાયણ પ્રગટ પુરુષોત્તમ કહેવાય છે. રામાનુજ સંપ્રદાયમાં ચતુર્ભુજ નારાયણ પૂજાય છે, પણ સ્વામીનારાયણ સંપ્રદાયમાં દ્વિભુજ મૂર્તિ પૂજાય છે. પરમાત્માની મૂર્તિ ઘનસ્યામ છે પણ તે અતિશય તેજને સ્યામ લાગતી નથી, પણ શ્વેત લાગે છે. કયારેક સર્વ મુક્તને પોતાની મૂર્તિમાં લીન પુરુષોત્તમ એકલા જ રહે છે. એ પરમેશ્વરનાં સ્વરૂપમાં ભાગ તથા ત્યાગ કરી શકાય નહિ. પરમેશ્વરની દયા, પ્રેમ આદિ અનંત કલ્યાણ ગુણયુક્તતા વગેરેની બીજી માન્યતા રામાનુજી છે. એ પરમાત્માનું નિવાસસ્થાન એની ચિત્શક્તિ—તે અક્ષર અથવા બ્રહ્મ છે. પરબ્રહ્મ અને બ્રહ્મ બંને નિત્ય સંબંધવાળાં તત્ત્વો ઉપરાંત ત્રીજું માયા અનાદિ તત્ત્વ છે. માયા આંત્યંતિક પ્રલયકાળે બ્રહ્મમાં લીન રહે છે. ઉત્પત્તિકાળે પરમાત્માની ઈચ્છાથી બ્રહ્મપુરુષરૂપે થઈ પોતામાંથી માયાને ઉપજાવે છે. સ્થૂળ, .. તથા કારણદેહોમાં વ્યાપી રહેલી સત્તા માત્ર ચૈતન્ય વસ્તુ તે . છે. તે અણુ છે અને દેહ સિવાય રહી શકતો નથી. બદ્ધ જીવનનો સંબંધ દેહ સાથે નિત્યનો છે. મુક્ત જીવ બ્રહ્મસુષુપ્તિ વિશે લીન થાય છે. બ્રહ્મદશાને પામી પરબ્રહ્મની સેવા કરવી એને જ ઉદ્દવ

સંપ્રદાયમાં મુક્તિ માની છે. મુક્તિનાં સાધનોમાં પહેલું જ્ઞાન છે, જે માટે ઉપાસના કરવાની હોય છે. બીજું સાધન ભક્તિ છે. સ્વામીનારાયણીય ભક્તિને સ્ત્રીભાવ માન્ય છે પણ જારભાવ માન્ય નથી. ત્રીજું સાધન સત્સંગ છે. મોક્ષના ધામ તરીકે પુષ્ટિમાર્ગનો ગોલોક સ્વામીનારાયણને માન્ય છે.

આ સંપ્રદાયમાં સેવાનો વિધિ તથા વ્રતોનો નિર્ણય પુષ્ટિમાર્ગને અનુસરીને કરવાનું સહજાનંદ સ્વામીએ કહ્યું છે. આ સંપ્રદાયના બે ગ્રંથો–શિક્ષાપત્રી તથા વચનામૃત (સહજાનંદ સ્વામીએ રચેલ) પ્રસિદ્ધ છે, જેમાં ઉપદેશનાં વચનો તથા સંપ્રદાયના સિદ્ધાંતો છે.

સ્વામીનારાયણ મંદિરોમાં દેવની પડખે જ નારાયણની મૂર્તિ હોય છે. આ રિવાજમાં રામાનુજ મતની છાયા દેખાય છે. રામાનુજ સંપ્રદાયનાં મંદિરોમાં દેવની બાજુમાં આલવારોની તથા રામાનુજની મૂર્તિઓ પધરાવવાનું ધોરણ છે.

કબીર રામાનંદના શિષ્ય ગણાય છે. તેઓ નિર્ગુણવાદી હતા. તેઓ મૂર્તિપૂજામાં નહોતા માનતા. રામ નામનો કે અંતરની સાચી ભક્તિનો મોક્ષસાધન તરીકે તે સ્વીકાર કરે છે. દાદૂ, પીપો, સેનો વગેરે નિર્ગુણવાદી ભક્તો હતા.

**૮. શાક્ત ધર્મ**

શક્તિપૂજાના ઉલ્લેખો ગૃહ્યસૂત્રોમાં આવે છે. તેમાં રુદ્રાણી અને ભવાનીનાં નામ પણ આવે છે. અર્જુને ગાયેલું ઉમાનું સ્તોત્ર મહાભારતમાં છે. રુદ્રાણીને શક્તિ પ્રદાન કરનાર દેવી માનવામાં આવતી. તેનાં નામો કુમારી, કાલી, કાપાલી, મહાકાલી, ચંડી, કાત્યાયની, કરાલા, વિજયા, કૌશિકી, કાંતારવાસિની વગેરે છે. સાત શક્તિઓ બ્રાહ્મી, માહેશ્વરી, કુમારી, વૈષ્ણવી, વારાહી, નારસિંહી અને ઐંદ્રી તેની વિભૂતિઓ છે. તંત્રસાહિત્યમાં દેવીપૂજાની ઘણી માહિતી આપેલી છે. આમાં

દેવીને આનંદભૈરવી, ત્રિપુરાસુંદરી અને લલિતા કહેવામાં આવે છે. મહાભૈરવ મહાભૈરવીનો પ્રાણ છે તેથી બંને એક છે. શિવ પ્રકાશરૂપે શક્તિના વિમર્શરૂપમાં પ્રવેશે છે અને બિંદુ, નાદ તથા કામની ઉત્પત્તિ થાય છે. બિંદુ વિકાસ પામે છે અને તેમાંથી નાદ નામનું નારીતત્ત્વ ઉદ્ભવે છે. બિંદુ અને નાદ એક થતાં જે તત્ત્વ થાય છે, તે કામ (પ્રેમ) કહેવાય છે. બે બીજાં બિંદુઓ હોય છે, જેમાંનું એક સફેદ નરનું પ્રતીક હોય છે અને બીજું લાલ નારીનું પ્રતીક હોય છે. આની કલા થાય છે. બિંદુ અને નાદનું તત્ત્વ તથા સફેદ અને લાલ બિંદુઓ મળીને જે તત્ત્વ બને છે તે કામકલા કહેવાય છે. આમ ચાર શક્તિઓ એકઠી થાય છે. :—(૧) મૂળબિંદુ કે જે જગતના નિર્માણના પદાર્થોનું સૂચન કરે છે તે, (૨) નાદ અથવા અવાજ કે જે પરથી નામકરણ થાય છે તે, (૩) સફેદબિંદુ કે જે નરનું પ્રતીક છે તે, (૪) લાલબિંદુ કે જે નારીનું પ્રતીક છે તે. આ ચારે તત્ત્વો એકઠાં થાય છે, ત્યારે કામકલા થાય છે. કેટલાકના મત પ્રમાણે બીજું તત્ત્વ હાર્ધકલા નાદ સાથે વિકાસ પામે છે, જ્યારે નારીતત્ત્વ ફક્ત બિંદુમાંજ પ્રવેશે છે. સૂર્ય (સંયુક્ત બિંદુ) શક્તિના મુખ માટે, અગ્નિ તથા ચંદ્ર (લાલ અને સફેદ બિંદુઓ) વક્ષસ્થલ માટે અને હાર્ધકલા તેની પ્રજોત્પત્તિની યોનિ માટે માનવામાં આવે છે. આ દૃષ્ટિએ સર્જનનો વિચાર નિશ્ચિત થાય છે. આમ સર્જકશક્તિ દેવી છે કે જે પરા, લલિતા, ભટ્ટારિકા અને ત્રિપુરાસુંદરી કહેવાય છે. શક્તિ અર્ધકલા અથવા અર્ધું અંગ છે. તે શિવ સાથે પૂર્ણ બને છે અને કામકલા અથવા ત્રિપુરાસુંદરીનું પ્રતીક બને છે. આમ તે અહમ્ કહેવાય છે કે જે વ્યક્તિત્વ સાથે રહે છે, તેથી તેના વિકારોને એટલે કે સર્જનને વ્યક્તિત્વ હોય છે. અર્થાત્ બધાંજ રૂપ ત્રિપુરસુંદરીનાં છે. જ્યારે તે દેવીચક્રો સાથે કામકલા વિદ્યાનો પ્રયોગ કરે છે, ત્યારે ત્રિપુરસુંદરી બને છે. બધાના સર્જનની માફક વસ્તુઓ માટે બોલાતા શબ્દો પણ ત્રિપુરસુંદરીમાંથી બને છે. આમ તે પરા છે. સર્જન પરિણામ છે,

વિવર્ત નહિ. (ભ્રમમૂલક નહિ.) આ સંભવદર્શનનું તત્ત્વજ્ઞાન છે. જો કે શરૂઆતમાં નરતત્ત્વને માનવામાં આવે છે પણ તે નારીતત્ત્વથી છવાયેલું છે એટલે સર્વોત્તમ દેવી તે ત્રિપુરસુંદરી છે. આના અનુયાયીઓ ત્રિપુરસુંદરીમાં ભળી જવા વિચારે છે એટલે તેઓ પોતાને સ્ત્રી જાતિ માને છે.

ત્રિપુરસુંદરીની પૂજા થાય છે અને તે દીક્ષા દ્વારા પ્રાપ્ત થાય છે. આ દીક્ષા ત્રણ પ્રકારની છે:—(૧) મહાપદ્મ વનમાં શિવના ખોળામાં બેઠી હોય તેવી દેવીનું ધ્યાન ધરવું તે, (૨) ચક્રપૂજા કે જે બાહ્ય પૂજા છે તે, (૩) સાચા સિદ્ધાંતનો અભ્યાસ કરવો તે. ચક્રની પૂજા—ક્રિયાકાંડનું મહત્ત્વ વધારે છે. સ્ત્રીની નવ યોનિઓમાં વચ્ચેની સ્ત્રીયોનિના ચિત્રની પૂજા થાય છે. આ આખું ચિત્ર શ્રીચક્ર કહેવાય છે. તે ચિત્રો ભૂર્જપાન પર, રેશમી કપડા પર કે સોનાના પતરા પર દોરવામાં આવેલાં હોય છે. પૂજાને કારણે શાક્તોના બે વર્ગ પડે છે:—(૧) કૌલિક (૨) સમયી. કૌલો સાધનો દ્વારા અને સમયી ધ્યાનદ્વારા પૂજા કરે છે. ઉપર જણાવેલ ચિત્રોની પૂજા પ્રાચીન કૌલો કરતા હતા, જ્યારે અર્વાચીન કૌલો સુંદર જીવિત સ્ત્રીની યોનિની પૂજા કરે છે. કૌલો દેવીને મદિરા, માંસ, મધુ, મચ્છી વગેરે અર્પીને પૂજે છે. સમયી આવું કરતા નથી. બ્રાહ્મણો પણ સમયી હોય છે કે જે શાક્ત સિદ્ધાંતોને અનુસરે છે અને દેવી ત્રિપુરસુંદરીની પૂજા કરે છે. ભૈરવીચક્રની પૂજા ચાલતી હોય ત્યારે જ્ઞાતિભેદ હોતો નથી. બધી જ્ઞાતિના માણસો બ્રાહ્મણ બને છે, પરંતુ પૂજા પુરી થતાં તેમની જ્ઞાતિના થાય છે. દેવીને લલિતા અને ઉપાંગલલિતાના નામે નિર્દોષ અને ભવ્ય રીતે પૂજવાના ઉલ્લેખો કેટલાંક ધાર્મિક પુસ્તકોમાં છે. હેમાદ્રિના વ્રતખંડ અનુસાર લલિતાની પૂજા આસો માસના પહેલા દસ દિવસ થાય છે, જ્યારે ઉપાંગલલિતાની પૂજા આસો સુદિ પાંચમના દિવસે થાય છે. સ્ત્રીઓ ઉપાંગલલિતાની પૂજા કરે તો વૈધવ્યનું નિવારણ થાય એવું મનાય છે.

સૌર સંપ્રદાયમાં સૂર્ય ઉપાસ્ય દેવ છે. સૌર એટલે સૂર (સૂર્ય)ના ઉપાસક. સૂર્ય વેદકાલીન દેવ હતા. ઉપનયન ક્રિયામાં સૂર્યદેવની પ્રાર્થના થાય છે. ઈ. સ.ની ૭મી સદીમાં કવિ મયૂરે (હર્ષના સમયમાં) સૂર્યશતક કાવ્ય લખ્યું હતું. સૂર્ય પાપવિનાશક તથા ધન, ધાન, કીર્તિ, તંદુરસ્તી વગેરે આપનાર દેવ છે. સૂર્યમૂર્તિમાં પરદેશી તત્ત્વો છે. ઉત્તર ભારતમાં બૂટવાળા સૂર્યની મૂર્તિઓ મળી આવી છે. કમરમાં પુરતી જણાય છે. સૂર્યમૂર્તિઓમાં કટિ પર ધારણ કરવાના અવ્યંગની અને ઢીંચણ સુધીના લાંબા બૂટની ઈરાની વેશશૈલી નજરે પડે છે. કાશ્મીરનું માર્તંડમંદિર, મોઢેરાનું સૂર્યમંદિર, કોણાર્કનું સૂર્યમંદિર વગેરે જાણીતાં સૂર્યદેવનાં મંદિરો છે. દક્ષિણ ભારતમાં બૂટ વગરની સૂર્યમૂર્તિઓ હોય છે.

## ૯. સૌર (સૂર્ય) પૂજા

મૈત્રકકાલીન લેખોમાં સૂર્યના ઉપાસક માટે હંમેશાં 'આદિત્ય ભક્ત' શબ્દ વપરાતો. ઉપાસનામાં સૂર્યનું 'આદિત્ય' નામ ખાસ પ્રચલિત હતું કે જે 'અદિતિ' પરથી સાધિત થયું છે. મહારાજા ધરપટ્ટ પરમ આદિત્ય ભક્ત બન્યા હતા. દક્ષિણ ગુજરાતના ગુર્જર નૃપતિવંશના શરૂઆતના કેટલાક રાજાઓ પણ 'દિનકર' અર્થાત્ આદિત્યના ઉપાસક હતા. લાટના પટ્ટવાયોએ ગુપ્તકાલ દરમિયાન દશપુરમાં 'દીપ્તરશ્મિ' (સૂર્ય)નું મંદિર બંધાવ્યું હતું. તે સમય મૈત્રકયુગનો આરંભનો સમય હતો.

સૌરાષ્ટ્રનાં પ્રાચીન મંદિરોમાં ઘણાં મંદિર સૂર્યદેવનાં હોય એમ ...ય છે; જેમકે સોમનાથપાટણ પાસે આવેલું સૂત્રાપાડાનું મંદિર ...યાનમાં આવેલું પ્રાચીન સૂર્યમંદિર. ઉપાસના છેક વેદકાળ જેટલી ... છે અને ઉપનયન સંસ્કારથી સાવિત્રી (ગાયત્રી) ઋચાનો ...પામી દરેક દ્વિજ પ્રતિદિન સંધ્યોપાસના સમયે સૂર્યને અર્ઘ્ય આપી સાવિત્રીનો જપ અને સૂર્યનું ઉપસ્થાન

કરતો રહે એવું વિહિત કરવામાં આવ્યું છે, પરંતુ આદિત્ય ભક્તોનો સંપ્રદાય ક્યારથી શરૂ થયો હશે એ નક્કી કરવું મુશ્કેલ છે.[૧૮]

### ૧૦. ઈતર સંપ્રદાયો

(અ) ગાણપત્ય સંપ્રદાય :—રુદ્રને મરુત યજમાન હતા. તેમને ગણ કહેવામાં આવતા અને ગણોના નેતાને ગણપતિ કહેવામાં આવતા. ગણેશ્વર દેવો વિનાયક દેવો ગણાતા. માનવગૃહ્યસૂત્રમાં વિનાયકના ચાર પ્રકાર આપ્યા છે :—(૧) શાલકટંકટ, (૨) કૂષ્માંડ રાજપુત્ર, (૩) ઉસ્મિત, (૪) દેવયજન. ગાણાપત્ય સંપ્રદાયના ૭ પ્રકારો આનંદગિરીએ આપ્યા છે :—(૧) મહાગણપતિને પૂજનાર, (૨) હરિદ્રા ગણપતિને પૂજનાર, (૩) ઉચ્છિષ્ટ ગણપતિ, (૪) નવનીત, (૫) સ્વર્ણ, (૬) સન્તાન. ગણપતિ–વિનાયક દેવ છઠ્ઠી સદીમાં ઉદ્ભવ્યા હતા. ગણપતિ પૂજા બધા હિંદુઓ કરે છે.

(આ) સ્કંદ અથવા કાર્તિકેય પૂજા :—સ્કંદ પૂજા હવે ઓછી થઈ છે. સ્કંદ શિવપાર્વતીનો પુત્ર હોવાનું મનાય છે. કુશાન રાજા કનિષ્કના સિક્કાઓ પર સ્કંદ, મહાસેન, કુમાર અને વિશાખ (સ્કંદનાં નામો) વગેરે નામો લખાયેલાં છે. દક્ષિણ ભારતમાં કાર્તિકેય પૂજાનો વધુ પ્રચાર હતો.

### ૧૧. જૈન ધર્મ

જૈન ધર્મમાં ૨૪ તીર્થંકરોને મહત્ત્વ આપવામાં આવ્યું છે. એ મહાત્માઓએ પોતાના જીવનથી તથા ઉપદેશથી અસંખ્ય જીવોને તાર્યાં છે, તેથી તેઓ 'તીર્થંકર' નામે ઓળખાય છે. સૌથી પ્રથમ ઋષભદેવ અને છેલ્લા મહાવીર સ્વામી. ૨૩મા તીર્થંકરનાં ચાર મહાવ્રતો (અહિંસાવ્રત, સત્યવ્રત, અસ્તેયવ્રત, અપરિગ્રહ વ્રત)માં મહાવીર સ્વામીએ 'બ્રહ્મચર્ય' નામનું વ્રત ઉમેરી નીતિનું ધોરણ ઊંચું

---

૧૮. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—મૈત્રકકાલીન ગુજરાત, પૃ. ૩૭૫

કર્યું. મહાવીર સ્વામીનું મૂળ નામ વર્ધમાન હતું. તેઓ વૈશાલી પાસેના કુંડગ્રામના ક્ષત્રિય ક્ષાત્રિક સિદ્ધાર્થના પુત્ર હતા. તેમની માતા ત્રિશલા વૈશાલીના રાજકર્તા ચેતકની બહેન હતી. ચેતકની દીકરી ચેલ્લના મગધના રાજા બિંબિસારની રાણી હતી. વર્ધમાન યશોદાને પરણ્યા હતા અને તેમને એક પુત્રી હતી, જેને જામાલિ સાથે પરણાવી હતી. જામાલિએ જૈનધર્મમાં ભેદ ઊભો કર્યો હતો. મહાવીર સ્વામીએ માતાપિતાના મરણ બાદ કેવલ જ્ઞાન પ્રાપ્ત કરવા મોટાભાઈની રજા લઈ ઘર છોડયું. તેઓ નાલંદામાં ગોશાલ મખ્ખલિપુત્તને મળ્યા હતા. ગોશાલે મહાવીરને મળ્યા પછી ૭ વર્ષે આજિવિક સંપ્રદાય સ્થાપ્યો. મહાવીર સ્વામી અર્હત્ તથા જિન તરીકે ઓળખાય છે. તેમના અનુયાયીઓ નિર્ગ્રંથ (ગ્રંથીઓમાંથી મુક્ત) તરીકે જાણીતા છે. કેવલ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી ત્રીસ વર્ષ સુધી ચંપા, મિથિલા, શ્રાવસ્ત, વૈશાલી, રાજગૃહ વગેરે સ્થળોએ ફરી ઉપદેશ આપ્યો. મગધના રાજા બિંબિસાર તથા અજાતશત્રુને તેઓ ઘણીવાર મળ્યા હતા. મહાવીર સ્વામી ૭૨ વર્ષની ઉંમરે રાજગૃહ પાસે પાવામાં કાળધર્મ પામ્યા.

જૈનધર્મનું મહામંડળ 'સંઘ' કહેવાય છે. સંઘના ચાર વિભાગ છે :—(૧) સાધુ (મુનિ–યતિ–શ્રમણ), (૨) સાધ્વી (આર્યા–આર્જા), (૩) શ્રાવક, (૪) શ્રાવિકા. આમાંના પહેલા બે સંસાર તજી વૈરાગ્ય અને તપના તીવ્ર નિયમો પાળે છે. છેલ્લા બે સંસારમાં રહી મુનિઓનો ઉપદેશ સાંભળે છે.

જૈનધર્મના મુખ્ય બે પંથો છે :—શ્વેતાંબર અને દિગંબર. ંબર એટલે શ્વેતવસ્ત્રવાળા અને દિગંબર એટલે દિશાઓરૂપી વસ્ત્ર છે તે. મગધ દેશમાં ઈ. સ. પૂર્વે ૩૦૦ના અરસામાં દુકાળ પડવાને કારણે ભદ્રબાહુ સ્વામી વગેરે ઘણા જૈન યતિઓ કર્ણાટક વગેરે સ્થળોએ ચાલ્યા ગયા. જેઓ પાછળ રહ્યા તેઓ શ્વેતવસ્ત્ર ધારણ કરવા લાગ્યા. દુકાળ પુરો થતાં કર્ણાટકથી જે જૈન

યતિઓ પાછા આવ્યા, તેમણે પાછળ રહેલા યતિઓને વસ્ત્ર પહેરતા જોયા તથા તેમનો શિથિલ આચાર જોયો; એટલે તેમના પંથો જુદા થયા. આ દિગંબરોનો મત છે. શ્વેતાંબરોનું કહેવું જુદુ જ છે, તેમાં શિવભૂતિ નામે રાજાના નોકરની કિંમતી શાલની દંતકથા છે. આ ઝગડામાં ઊંડા ઉતરવા જેવું નથી.

જૈનધર્મનું ખરું રહસ્ય અહિંસા અને સંયમ એ બે સદાચારમાં સમાયેલું છે. જૈનધર્મ તીર્થંકરોની પૂજા-ભક્તિને સ્વીકારે છે. ઈશ્વરની પૂજા-ભક્તિને નહિ, એટલે કે ભક્તિના તત્ત્વને છેક મોક્ષ સુધી પહોંચતું જૈન સાધનાએ સ્વીકાર્યું છે. વ્રતઉપવાસ માટે મહિનામાં પાંચ વખત પાંચાતિથિઓ નક્કી કરવામાં આવી છે. અજવાળી પાંચમ, બે આઠમો અને બે ચૌદશો. એમાં ગૃહસ્થે આહાર, શરીરસત્કાર, અબ્રહ્મચર્ય અને વ્યાપાર—એ ચાર વાનાં તજવાનાં છે. જૈનધર્મનું બીજું મોટું વ્રત પયુસણ (પજુસણ-પર્યુષણ) છે. શ્વેતાંબરની સ્થાનકવાસી શાખા તથા મૂર્તિપૂજક શાખા અને દિગંબરો શ્રાવણ-ભાદરવામાં પયુસણ વ્રત આચરે છે. તે વ્રતમાં ઉપવાસ અને શાસ્ત્રશ્રવણ કરવામાં આવે છે.

જૈન ધર્મસાહિત્યમાં ચૌદ પૂર્વો અને બાર અંગો પ્રસિદ્ધ છે. 'અંગ' પછી 'ઉપાંગ' નામમાં શાસ્ત્રો આવે છે. તે ઉપરાંત 'મૂલ' અને 'છેદ' નામના ગ્રંથો છે તથા કલ્પસૂત્ર વગેરે બીજા કેટલાક સ્વતંત્ર ગ્રંથો અને સૂત્રોને લગતી નિર્યુક્તિઓ, ભાષ્યો, ચૂર્ણિઓ અને વૃત્તિઓરૂપે વિવરણાત્મક સાહિત્ય લખાયું. એમાં મૂળ સૂત્રોની ભાષા અર્ધમાગધી છે, જ્યારે આગળ જતાં વૃત્તિઓમાં એને સ્થાને સંસ્કૃતનો જ ઉપયોગ થયો છે.

જૈન ધર્મસાહિત્યનાં બાર 'અંગો'નું જ્ઞાન સુધર્મોથી માંડીને ભદ્રબાહુ સુધીના ગણધરોએ જાળવી રાખ્યું હતું, પરંતુ મૌર્યકાલના આરંભમાં મગધમાં મળેલી પરિષદ વખતે બારમું 'દૃષ્ટિવાદ' અંગ

જેમાં આગળનાં ચૌદ પૂર્વ ગ્રંથોનો સમાવેશ થયો હતો, તે લગભગ લુપ્ત થઈ ગયું હતું. મગધ પરિષદમાં સંકલિત થયેલા આગમ વળી કાળબળે છિન્નભિન્ન થતાં ગયાં, એથી ઈ. સ. ૩૦૦ના અરસામાં એની વાચના પુનઃ સંકલિત કરવામાં આવી. આ વાચના સ્કન્દિલાચાર્યની અધ્યક્ષતા નીચે મથુરામાં અને નાગાર્જુનની અધ્યક્ષતા નીચે વલભીમાં તૈયાર થઈ. આથી એમાં કેટલાક પાઠભેદ થયા. આ વાચનાઓ વીર સંવત ૯૮૦ કે ૯૯૩ (ઈ. સ. ૪૫૪ કે ૪૬૭)માં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે સંકલિત કરી ત્યારે એમણે માથુરી વાચનાને મુખ્ય વાચના તરીકે સ્વીકારીને વાલભીવાચનાના પાઠભેદ વાચંતર તરીકે નોંધ્યા. આ પ્રત સમસ્ત ભારતના શ્વેતાંબરોમાં સર્વ-માન્ય બનીને શ્વેતાંબર સંપ્રદાયના આગમ ગ્રંથોનું સાહિત્ય હાલ એ વાચનારૂપે જ ઉપલબ્ધ છે.[૧૯]

### ૧૨. બૌદ્ધ ધર્મ

બૌદ્ધ ધર્મ એટલે ભગવાન બુદ્ધના ઉપદેશોને અનુસરનાર લોકોનો ધર્મ. બુદ્ધ એટલે બોધ પામેલા, જાગૃત થયેલા અને જ્ઞાની. આ ધર્મમાં એકંદરે ૨૮ બુદ્ધ થયા ગણાય છે. જેમાંના છેલ્લા ૨૪ વિશે વિગતવાર માહિતી મળે છે. ૨૪મા છેલ્લા શાક્ય બુદ્ધ ખાસ પ્રખ્યાત છે. તેઓ મહાવીર સ્વામીના સમકાલીન હતા. તેઓ કપિલવસ્તુના ક્ષત્રિય શાક્ય રાજા શુદ્ધોધનના પુત્ર હતા. તેમનું જન્મસ્થાન લુમ્બિનિ હતું કે જ્યાં પાછળથી અશોકસ્તંભ ઊભો કરવામાં આવ્યો હતો. તેમને યશોધરા નામની પત્ની તથા રાહુલ નામનો પુત્ર હતો. જીવનની કરુણતાઓ જોતાં તેમણે ઘર છોડ્યું. આ બનાવ 'મહાનિષ્ક્રમણ'ના નામે જાણીતો છે. ગયા પાસે પીપળના વૃક્ષ નીચે બેસી ગૌતમે જ્ઞાન પ્રાપ્ત કર્યું એટલે તે બુદ્ધ કહેવાયા. તેમને શાક્ય મુનિ, સિદ્ધાર્થ, તથાગત, જિન વગેરે ઉપનામ મળ્યાં છે. તેમણે પહેલવહેલો ઉપદેશ બનારસ

૧૯. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—મૈત્રકકાલીન ગુજરાત. પૃ. ૪૫૧.

પાસે આવેલ સારનાથના મૃગદાવમાં કર્યો. બાકીની જિંદગી તેમણે એમના સિદ્ધાંતોના ઉપદેશમાં કાઢી. મગધના રાજા બિંબિસાર તથા અજાતશત્રુ એમને માન આપતા. ગોરખપુર જિલ્લાના કુશિનગરમાં તે ૮૦ વર્ષની ઉંમરે નિર્વાણ પામ્યા.

બૌદ્ધ ધર્મનાં પ્રાચીન આધારભૂત શાસ્ત્રો 'ત્રિપિટક' નામે જાણીતાં છે. ત્રિપિટકના ત્રણ વર્ગ છે—(૧) વિનયપિટક—આના ત્રણ પેટા વિભાગ છે. અ સુત્તવિભંગ—આના મહાવિભંગ તથા ભિખ્ખુની-વિભંગ નામના બે પેટા વિભાગ પડે છે, જેમાં સાધુસાધ્વીઓને પાળવાના નિયમો છે. (આ) ખન્ધકા—આના મહાવગ્ગ (મોટો વર્ગ) તથા ચુલ્લવગ્ગ (નાનો વર્ગ) નામના બે પેટાવિભાગ છે. મહાવગ્ગમાં વર્ષાઋતુમાં પાળવાના નિયમો છે અને ચુલ્લવગ્ગમાં રહેઠાણ તથા સાધુની ફરજોનું વર્ણન છે. (ઇ) પરિવાર—આમાં વેદની અનુક્રમણિકાઓ, પરિશિષ્ટો તથા વેદાંગના જેવા વિષયોની માહિતી છે. (૨) સુત્તપિટક—આમાં સંવાદ રૂપે ધર્મના મુદ્દાઓની ચર્ચા કરાયેલી છે. તેના પાંચ પેટા વિભાગો—દીઘનિકાય, મજ્ઝિમનિકાય, સંયુત્તનિકાય, અંગુત્તરનિકાય અને ખુદ્દકનિકાય. ખુદ્દકનિકાયને કેટલાક ધમ્મપિટકનો વિભાગ પણ કહે છે. આમાં કહેવતો, ગીતો, કાવ્ય, પરીકથાઓ તથા દંતકથાઓ છે. આમાં જુદા જુદા ૧૫ સમૂહો છે—ખુદ્દકપાઠ, ધમ્મપદ, ઉદાન, ઇતિવૃત્તક, સુત્તનિપાત, વિમાનવત્થુ, પેતવત્થુ, થેરગાથા, થેરીગાથા જાતક, નિદ્દેશ, પટિસંભિદામગ્ગ, અવદાન, બુદ્ધવંસ તથા ચરિયાપિટક. (૩) અભિધમ્મપિટકમાં ધર્મને લગતી વિગતો પ્રશ્નોત્તરરૂપે વિદ્વતાભરી ચર્ચાદ્વારા અપાઈ છે. તેના સાત પેટાવિભાગ છે—ધમ્મસંગત્તિ, ધાતુકથા, વિભંગ, ધાતુકથા, કથાવત્થુ, યમક, પઠાનપ્રકરણ.

વેદધર્મમાં યજ્ઞયાગાદિ કર્મકાંડનો અતિરેક થયો હતો અને યજ્ઞઅંગે પશુહિંસા પણ વ્યાપક પ્રમાણમાં વધી રહી હતી. સંસારનાં

દુઃખોનું મૂળ કારણ શોધનાર સાધકોની બે પરંપરા હતી—(૧) વેદને વફાદાર રહીને તેનું આંતરિક પરિવર્તન ઈચ્છનાર સાધકો (યાજ્ઞવલ્કય, નાચિકેતા, ઉદ્દાલક, શ્વેતકેતુ વગેરે ઋષિઓ) (૨) શ્રમણ—આ પરંપરામાં વેદસાહિત્યનું તથા બ્રાહ્મણ પુરોહિતોનું વર્ચસ્વ ન સ્વીકારાતું. આમાં સ્વતંત્ર વિચારસરણી તથા તપ ત્યાગ, દેહદમન વગેરે પ્રકારની સાધનાથી સંસારનાં દુઃખોનું મૂળ શોધી કાઢવાની તીવ્ર તાલાવેલી ધરાવનાર સાધકો હતા.

બૌદ્ધધર્મમાં ચાર આર્યસત્યો—દુઃખ, દુઃખકારણ, દુઃખકારણ-નિવૃત્તિ અને દુઃખકારણ-નિવૃત્તિ-માર્ગ છે. સંસાર દુઃખરૂપ છે તે દુઃખનું કારણ જીવનની તૃષ્ણા છે. તૃષ્ણામાંથી ઉપજતા 'ઉપાદાન' (વિષયગ્રહણ)નો નાશ થાય એટલે પુનર્જન્મ અને પુનર્જન્મ સાથે જોડાએલાં જરા-મરણ વગેરેનાં દુઃખો શમી જાય. આ દુઃખ રહિત સ્થિતિ તે નિર્વાણ. નિર્વાણ માટે બુદ્ધે જે માર્ગ શોધી કાઢયો છે તે 'મધ્યમ પ્રતિપદા' કહેવાય છે.

બુદ્ધનો અષ્ટાંગ મધ્યમ માર્ગ દરેક સાધકને અનુકુળ થઈ પડે તેમ છે. તે આર્ય અષ્ટાંગ માર્ગ પણ કહેવાય છે.—સમ્યગ્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યગ્વાક્, સમ્યક્ કર્મ, સમ્યગ્ આજીવ, સમ્યગ્ વ્યાયામ (પ્રયત્ન), સમ્યક્ સ્મૃતિ તથા સમ્યક્ સમાધિ. આમાં વૃથા દેહકષ્ટ નથી. વિષયભોગ તજવાની તથા મન અને ઇન્દ્રિયો કબજે કરવાની તો જરૂર છેજ. ટૂંકમાં શીલ, પ્રજ્ઞા અને સમાધિનો ઉપદેશ છે.

આ અષ્ટાંગ માર્ગ પ્રમાણે કરવામાં દશ બન્ધનો નડે છે. તે સંયોજન કહેવાય છે. સત્યકાયદૃષ્ટિ (દેહાભિમાન), વિચિકિત્સા (સંશય), શીલવ્રતપરામર્શ, કામ (વિષયવાસના), પ્રતિઘ (દ્વેષ, વેર) રૂપરાગ (ઐહિક પદાર્થોપર આસક્તિ), અરૂપરાગ (સ્વર્ગના વિષયસુખની આસક્તિ), માન (અભિમાન), ઔદ્ધત્ય (ઉદ્ધતપણું), અવિદ્યા (અજ્ઞાન)—

આ વિઘ્નોથી સાવચેત રહી આર્ય અષ્ટાંગ માર્ગનું સેવન કરવું અને તૃષ્ણાનું ઉન્મૂલન કરી નિર્વાણ પદ પ્રાપ્ત કરવું.

બૌદ્ધ ધર્મમાં 'પંચશીલ' ગણાવવામાં આવે છે—૧. પ્રાણાતિપાત (હિંસા ન કરવી), ૨. અદત્તાદાન (ચોરી ન કરવી), ૩. મૃષાવાદ (અસત્ય ભાષણ ન કરવું), ૪. મદ્યપાન ન કરવું અને ૫. બ્રહ્મચર્ય પાળવું. આ પાંચમાં બીજાં ત્રણ ઉમેરી અષ્ટાંગ શીલ ઉપદેશવામાં આવે છે. ૬. રાત્રિએ ભોજન ન કરવું ૭. પુષ્પના હાર, ચંદન વગેરે સુગંધિત પદાર્થો ધારણ ન કરવા ૮. જમીન પર માત્ર સાદડી પાથરીને સૂવું. બીજાં બે ઉમેરી દશ શીલ કરવામાં આવે છે. ૯. નૃત્યવાજિંત્રાદિકથી વિરમવું. ૧૦. સુવર્ણાદિ ધાતુનો પરિગ્રહ ન કરવો.

બૌદ્ધ ધર્મમા બુદ્ધ થવાની ઈચ્છાથી જે જીવ પ્રયત્ન કરતો હોય તેને બોધિસત્વ કહે છે. બુદ્ધ થતા પહેલાં અનેક ગુણો (અહિંસા, કરુણા, દયા, જ્ઞાનયોગ, ક્ષમા, કુશળતા) સિદ્ધ કરવા પડે. બુધ્ધે આ રીતે અનેક જન્મ સુધી સાધના કરી બુદ્ધત્વ પ્રાપ્ત કર્યું હતું એમ બૌદ્ધો માને છે. આ વાત તે ધર્મના અનુયાયીઓના મન પર ઠસાવવા માટે એક બોધિસત્વની કલ્પના કરી તેની જન્મ જન્માતરની કથાઓ જોડી કાઢવામાં આવી છે. એ કથાઓને 'જાતક કથાઓ' કહે છે.

બૌદ્ધ ધર્મની બે શાખાઓ બની હતી—(૧) હીનયાન, (૨) મહાયાન. બુદ્ધનો ઉપદેશ ત્રિપિટકમાં સંગ્રહાએલો છે. તેને જેઓ વફાદાર રહ્યા તેઓ સામા પક્ષની દ્દષ્ટિએ હીનયાન કહેવાયા અને બીજી તરફ જેઓ બુદ્ધના ઉપદેશનો વિશાળ-વ્યાપક અર્થ કરી સમગ્ર માનવજાતના કલ્યાણ માટે તેનો પ્રચાર કરવાનું એમ સ્વીકારીને તેને માટે વિવિધ ઉપાયો અપનાવવા લાગ્યા તે મહાયાન કહેવાયા

મહાયાનમાં બુદ્ધ ભગવાન હિંદુ ધર્મની ત્રિમૂર્તિની માફક ત્રણ નામથી પૂજ્ય છે—(૧) મંજુશ્રી (જ્ઞાનની મૂર્તિ), (૨) અવલોકિતેશ્વર

(બોધિસત્ત્વ), (૩) વજ્રપાણી (શક્તિરૂપી વજ્ર ધારણ કરનાર). આમાં ધ્યાન, પરોપકાર અને ઉપદેશનો મહિમા છે, તેથી આ ત્રણ કાર્ય માટે પાંચ ધ્યાની બુદ્ધ, પાંચ બોધિસત્ત્વ અને પાંચ માનુષી મનાય છે. તિબેટના બૌદ્ધ ધર્મમાં હિંદુ ધર્મનાં તંત્રશાસ્ત્રોના જેવી મેલી દેવીઓની ઉપાસના થાય છે.

બૌદ્ધ ધર્મ અશોકના સમયમાં ભારતથી સિલોન, બ્રહ્મદેશ, ચીન વગેરે દેશોમાં ફેલાયો હતો. ગુજરાતના મૈત્રક રાજાઓએ તથા વર્ધન વંશના હર્ષ રાજાએ બૌદ્ધ ધર્મને ઘણી મદદ કરી હતી. ગુજરાતના રાજા કુમારપાલે પણ બૌદ્ધોને મદદ કરી હતી. નાલંદા, વલભી વગેરેમાં બૌદ્ધ વિદ્યાપીઠો હતાં. હાલમાં હીનયાનનો પ્રચાર દક્ષિણ દેશો—સિંહલદ્વીપ, બ્રહ્મદેશ અને સિયામ–માં છે. બૌદ્ધ ધર્મના મહાયાનનો પ્રચાર ઉત્તર દેશો—નેપાલ, તિબેટ, ચીન, કોરિયા અને જાપાન-માં છે.

ભારતમાં બૌદ્ધ ધર્મમાં છેવટમાં તંત્રપ્રધાન વજ્રયાન સંપ્રદાયનું વર્ચસ્વ જામ્યું. સમય જતાં એમાં અસંખ્ય દેવદેવીઓનો ઉમેરો થયો અને એમાં ગૌણ અને પરાજિત દેવો તરીકે હિંદુ દેવોને પણ સમાવી દેવામાં આવ્યા. આ દરમિયાન હિંદુ ધર્મમાં પણ તંત્રપ્રધાન ઉપાસના વર્ચસ્વ ધરાવતી હતી. આથી આખરે હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ વચ્ચેનું અંતર એટલું બધું ઘટી ગયું કે બૌદ્ધ ધર્મના અનુયાયીઓ હવે એમના જમાનામાં પ્રચલિત બૌદ્ધ ધર્મના જેવા જણાતા અને છતાં વધુ પ્રાચીન પરંપરા ધરાવતા હિંદુ ધર્મમાં ભળી જવા લાગ્યા. ભટ્ટ કુમારિલ, શંકરાચાર્ય વગેરેએ બૌદ્ધ ધર્મનું ખંડન કર્યું તથા મુસલમાન આક્રમણકારોએ બૌદ્ધ વિદ્યાપીઠો અને વિહારોનો વિનાશ કર્યો છતાં બૌદ્ધ ધર્મ આ બાહ્ય આક્રમણોની સરખામણીએ ખાસ કરીને એના આંતરિક અવપાતને લીધે ભારતમાં લુપ્ત થયો, અર્થાત્ સ્વાભાવિક મૃત્યુ પામ્યો. હાલમાં બૌદ્ધ ધર્મ નેપાલ, તિબેટ, ચીન, કોરિયા અને જાપાનમાં છે.

વીસમી સદીમાં કલકત્તામાં મહાબોધિ સોસાયટીની સ્થાપના થઈ. સારનાથ, સાંચી વગેરે સ્થળોએ નવા સ્તૂપો બંધાયા. દેશભરમાં ભગવાન બુદ્ધની ૨૫૦૦મી જયન્તિ ઉજવાઈ અને આંબેડકરે બૌદ્ધ ધર્મની દીક્ષા લઈ પોતાના અનેક અનુયાયીઓને એ ધર્મમાં મેળવ્યા. પરિણામે તાજેતરમાં બૌદ્ધ ધર્મ ભારતમાં થોડે અંશે સજીવન થઈ રહ્યો હોય એવું લાગે છે.

અનુયાયીઓની સંખ્યાની ગણતરીએ બૌદ્ધ ધર્મ જગતના ત્રણ મુખ્ય ધર્મો—બૌદ્ધ ધર્મ, ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામ ધર્મ–માં અગ્રિમ સ્થાન ધરાવે છે.

બ્રાહ્મણોનો હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ એ ત્રણ ભારતવર્ષના ત્રણ ગંગા, યમુના અને સરસ્વતી જેવા મોટા નદીના પ્રવાહો છે.[૨૦] હિંદુ, જૈન અને બૌદ્ધ એ ત્રણ એકબીજાથી તદ્દન જુદા અને અલગ ધર્મો નથી, પણ વૈદિક, જૈન અને બૌદ્ધ એમ એક હિંદુધર્મની ત્રણ શાખાઓ છે.[૨૧]

---

૨૦. નર્મદાશંકર મહેતા—હિંદુ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. પૃ. ૧૮૬.
૨૧. હીરાલાલ ઠક્કર—જગતના ધર્મોની રૂપરેખા. પૃ. ૧૫૬.

# ૧૦. ભારતના દાર્શનિક મતો

ભારતમાં તત્ત્વજ્ઞાનનું દર્શન પ્રાચીનકાળથી થતું આવ્યું લાગે છે. વેદધર્મમાં કર્મકાંડ અને જ્ઞાનકાંડ બંનેનું મહત્ત્વ હોવાને

### ૧. ઋગ્વેદ સંહિતાનું તત્ત્વજ્ઞાન

કારણે યજ્ઞક્રિયાઓ પ્રચલિત હતી. ચિંતનો યજ્ઞના અંગો પર ઘડાયેલાં હતાં. પરમેશ્વર બ્રહ્માંડમાં એટલે શરીરમાં શરીરી તરીકે વસે છે અને તેથી 'પુરુષ' સંજ્ઞાથી ઓળખવામાં આવતા. જગતનું સર્જન આ સંસારયજ્ઞના પ્રસારણરૂપે ગણાતું. અગ્નિદ્વારા મનુષ્યો સ્વર્ગલોકમાં જાય છે એવી ભાવના સમાજમાં પ્રસરેલી હતી.[1] આ યજ્ઞકાંડમાંથી બ્રાહ્મણ અને આરણ્યકમાં અગ્નિરહસ્યનું પ્રકરણ પ્રવેશ પામ્યું અને તેમાંથી અંતર્યામી ઈશ્વરની ભાવના ઊભી થઈ હતી. વેદકાળમાં ઘણા દેવોની ભાવના પ્રચલિત છતાં પ્રત્યેક દેવ એક સદ્વસ્તુના અનંત રૂપો પૈકીનું એક રૂપ છે એ ભાવના ઋષિઓના અંતઃકરણમાં સત્વર જાગી ઊઠી હતી. શ્રૌતસંહિતા કાળમાં તત્ત્વચિંતન અધિભૂત (પંચ-ભૂતથી ઘડાયેલા વિશ્વસંબંધી), અધિદેવ (વિશ્વને આત્મા સાથે સંબંધ કરાવનાર ઇન્દ્રિયાદિ જ્ઞાનસાધન ઉપર ઉપકાર કરનાર અધિકારી દેવો સંબંધી) અને અધ્યાત્મ (અનુભવ કરનાર આત્મા સંબંધી) ને સ્પર્શ કરતું ચાલતું હતું. જગત, ઈશ્વર અને જીવ એ ભવિષ્યમાં વિવિક્ત થનારી ત્રિપુટીના ત્રણ અંશો આડાઅવળા તાણાવાણા તરીકે વેદસૂક્તમાં પ્રવેશ પામેલા છે.

---

૧. નર્મદાશંકર મહેતા—હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૃ. ૧.

ઋગ્વેદમાં ભક્તિ સાથે તત્ત્વજ્ઞાનનું તત્ત્વ પણ નજરે પડે છે. તેમાં આલોક અને પરલોક સંબંધી બહુ ઊંડા વિચારો છે. દસમાં મંડળના પુરુષસૂક્ત તથા નાસદીય માં ઊંડું તત્ત્વજ્ઞાન છે. ધર્મ શબ્દ ધૃ ધાતુ ઉપરથી થયો છે અને એનો અર્થ 'ઉત્તમ આચારવિચાર' થાય છે. બીજો શબ્દ 'ઋત' છે જેનો મૂળ અર્થ સીધી લીટી, નિયમ થાય છે. એ ઉપરથી આ વિશ્વમાં જે અબાધ્ય નિયમ પ્રવર્તે છે તેને માટે એ શબ્દ પ્રવર્તે છે. વળી એ શબ્દ બાહ્ય સૃષ્ટિના નિયમને જ નહિ પણ મનુષ્યની નીતિ અને ધર્મના નિયમને પણ લાગુ પાડવામાં આવે છે. 'બ્રહ્મન્' શબ્દ બૃહ્ ધાતુ ઉપરથી થયેલો છે. એનો મૂળ અર્થ વૃદ્ધિ-વિકાસ-વિશાળતાનું તત્ત્વ એવો થાય છે. તે ઉપરથી એ શબ્દ ધાર્મિકતા, સ્તુતિ, યજ્ઞ વગેરેને લગાડવામાં આવે છે. 'વ્રત' શબ્દ વૃ-વીંટવું, પસંદ કરવું પરથી થયો છે અને એનો અર્થ વીંટાએલું અથવા પસંદ કરેલું થયો છે. વ્રતનો અર્થ વીંટાએલું અથવા તો જે પરમાત્માને પસંદ છે તે થયો છે અને તેથી તેનો સ્પષ્ટ અર્થ મનુષ્યે પસંદ કરવાનું છે એવું જીવન થાય છે. 'વરુણ' સાથે એ શબ્દ વારંવાર જોવામાં આવે છે અને વરુણ નીતિનો દેવ છે, તેથી વ્રત શબ્દના અર્થમાં પણ નૈતિક ભાવના રહેલી છે. આ રીતે ઋગ્વેદ સંહિતાના ધર્મ અને તત્ત્વજ્ઞાનવાચક શબ્દો જોતાં તે કાળના ઋષિઓની ધર્મ અને તત્ત્વભાવના કેવી ઊંચી વ્યાપક છે તેનો ખ્યાલ આવે છે.[૨] ઋગ્વેદનાં સૂક્તોમાં તત્ત્વજ્ઞાન, ધર્મ અને દેવો સંબંધી ઉચ્ચારણોમાં નજરે પડે છે. કુદરતી શક્તિઓને લઈને અનેકદેવવાદ (દ્યૌ, અગ્નિ, વરુણ, ઉષા, મરુત વગેરે) જન્મ પામ્યો. માનવહૃદય બધા દેવસમૂહથી સંતોષ પામતું નહિ તેમાં કયો દેવ મોટો છે એ વિચાર આવતો. આ વિચારના અંતે શોધી કાઢવામાં આવ્યું કે અગ્નિ, ઇંદ્ર, વરુણ વગેરે એક પરમતત્ત્વનાં જુદાં જુદાં નામો

૨. હીરાલાલ ઠક્કર—જગતના ધર્મોની રૂપરેખા. પૃ ૨૮.

છે. તે પરમ તત્ત્વને જ્ઞાનીઓ અગ્નિ, યમ અને માતરિશ્વ કહેતા. આ એકદેવવાદના ચિંતનથી ભારતમાં તત્ત્વજ્ઞાનનો ઉદ્‌ભવ થયો. તે એક દેવ અથવા પરમ તત્ત્વ 'બ્રહ્મન્'ના નામે પ્રસિદ્ધ છે. તે સમયની અધ્યાત્મવિદ્યા સંબંધી તથા પરલોક સંબંધી વિચારોનો ખ્યાલ ઋગ્વેદ પરથી આવે છે.

અથર્વવેદમાં મેલી ધાર્મિક વૃત્તિનું દર્શન થાય છે. આ વેદમાં કાલસ્કંભ (આધાર) દેવ તથા કામદેવની પૂજાનો ઉલ્લેખ છે. આમાં સ્કંભને મહાન ગણવામાં આવ્યો છે તે પ્રજાપતિ, પુરુષ અને બ્રહ્મન્ નામે ઓળખાતો. તેનામાં સ્થલ, કાલ, દેવો, વેદો તથા સદાચારનો સમાવેશ થતો. બ્રહ્મલોક તથા નરક અને તેની યાતનાઓનો ઉલ્લેખ અથર્વવેદમાં થયો છે.

**૨. બીજી સંહિતાઓ અને બ્રાહ્મણ ગ્રંથોનું તત્ત્વજ્ઞાન**

યજુર્વેદ, સામવેદ, અને બ્રાહ્મણગ્રંથોમાં યજ્ઞને લગતી વિગતો છે. યજુર્વેદને ઋષિઓના સમૂહો ઉચ્ચારતા. તેમાં પ્રતીકાત્મકતાનો ધ્વનિ હોતો. તેમાં જીવનકલ્યાણ માટેની પ્રાર્થનાઓ પણ દેખાય છે. આમાં દેવતાઓનાં સ્વરૂપ વિશે તથા પરમાત્માની એકતા વિશે નવાં ચિંતન દેખાય છે. બ્રાહ્મણ ગ્રંથોમાં પ્રતીકાત્મકતા વધી ગઈ. તેમાં અમુક ઋષિનું ચોક્કસ શું મંતવ્ય છે તેનું ભાન થવા લાગ્યું. સંહિતાકાળનાં અવ્યક્ત ચિંતનોના તંતુઓમાંથી બ્રાહ્મણ-કાળની તત્ત્વવિદ્યાને લગતાં વસ્ત્રો વણાવા લાગ્યાં. ચિંતનોની કસોટી યજ્ઞને લગતી પરિષદોમાં થતી હતી, પરંતુ તેને આચરણમાં મૂકવાની કુંચી ઋષિઓ પોતાના શિષ્યોને ગુપ્ત બેઠકમાં–ઉપનિષદોમાં આપતા. તૈત્તિરીય બ્રાહ્મણમાં જગત ઉત્પત્તિનો ઉલ્લેખ છે–'પ્રજાપતિએ ઈચ્છા થતાં આ જગતનું સર્જન કર્યું'. જન્મમરણના બંધનમાંથી છૂટવું અર્થાત્ સંસારમાંથી મોક્ષ મેળવવો તે જીવનનો આદર્શ હતો. ઋગ્વેદનું એકેશ્વરવાદનું તત્ત્વજ્ઞાન બ્રાહ્મણ વિભાગમાં દૃઢતર થાય છે

અને તે એક પરમાત્મા 'પ્રજાપતિ' ના નામથી સંબોધાય છે ને તેની ઉપાસના માટે 'યજ્ઞક્રિયા' પ્રાધાન્ય પામે છે.[3]

### ૩. ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન

જીવ, જગત અને ઈશ્વર એ તત્ત્વત્રયીનું અપરોક્ષ અનુભવસિદ્ધ જ્ઞાન તેજ તત્ત્વજ્ઞાન, તત્ત્વજ્ઞાન માટેનો સંસ્કૃત ભાષામાં રૂઢ શબ્દ 'દર્શન' છે. દર્શનશાસ્ત્રનો પારિભાષિક શબ્દ 'ફીલસુફી'નો વાચક મનાય છે. આ જ્ઞાનથી મોક્ષ મળે છે. આ જ્ઞાનનું નિરૂપણ વેદસાહિત્યના છેલ્લા થર-ઉપનિષદ્ વિભાગમાં થાય છે, તેથી તે જ્ઞાનકાંડ કહેવાય છે. વેદનો આ અંતવિભાગ હોવાથી તેને વેદાન્ત પણ કહેવામાં આવે છે. અજ્ઞાનનો નાશ કરી પરમાત્માને પહોંચાડનારી વિદ્યા ઉપનિષદોમાં છે. તે ઉપનિષદોના સિદ્ધાંતો નીચે પ્રમાણે છેઃ—

૧ જીવ એ પંચમહાભૂતના બનેલા જડ પદાર્થથી ભિન્ન છે. ૨ એ પદાર્થો સજીવ પરમાત્મામાંથી થયા છે, ટકી રહ્યા છે અને અંતે તે માંસળે છે. ૩ પરમાત્મા પિંડમાં અને બ્રહ્માંડમાં વસેલો છે. તે જગતનો અને જીવનો અંતર્યામી છે. ૪ જીવાત્મા અને પરમાત્માનો સંબંધ બહુ ગાઢ અને નિકટ છે. પારમાર્થિક દૃષ્ટિએ 'અદ્વૈત' છે. આ અદ્વૈત એ 'કેવલ' 'વિશિષ્ટ કે શુદ્ધ' છે, તે નિશ્ચિત નથી. ૫ પરમાત્માને ઉપનિષદ 'બ્રહ્મ', 'પરબ્રહ્મ', 'પુરુષ', 'આત્મા' એવા શબ્દોથી સંબોધે છે. ૬ એ મન, વાણી અને ઇન્દ્રિયોથી અગોચર છે. ૭ એ પરમાત્મા 'નેતિ' 'નેતિ' અર્થાત્ 'એમ નહિ' 'એમ નહિ' એવા નકારવાચક શબ્દોથી જ કથાય છે. એનો મહિમા અપાર છે. ૮ એ પરમાત્માનો સાક્ષાત્કાર મન, ઇન્દ્રિયો વશ કરીને, તપ, સંયમ તથા બ્રહ્મચર્યના પાલનથી યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરીને પ્રાપ્ત કરાય છે. ૯ આ જ્ઞાન

---

૩. ઢીંગરાય કાકા—જગતના ધર્મોની રૂપરેખા. પૃ. ૩૩.

પ્રાપ્તિ માટે ઉપનિષદ્ વગેરે સદ્ગ્રંથોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી ધ્યાન કરવું પડે છે. ૧૦ જે આ જ્ઞાન પ્રાપ્ત કરે છે તેજ સાચા અર્થમાં 'બ્રાહ્મણ' (બ્રહ્મને જાણનાર). આ જ્ઞાનથી વંચિત તે 'કૃપણ' (દયાપાત્ર) છે. ૧૧ મનુષ્યની તેના સારા ખોટા કર્મ પ્રમાણે સારી ખોટી ગતિ થાય છે. સત્પુરુષ ચંદ્રલોકમાં કે બ્રહ્મલોકમાં જાય છે. જેને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે તેને જન્મ જન્માંતરનો ફેરો નથી.

વેદનાં સત્યો જોવા માટે બ્રાહ્મણ શાસ્ત્રકારોએ છ જુદાં જુદાં શાસ્ત્રો રચ્યાં છે. બ્રાહ્મણ અને ઉપનિષદ ગ્રંથોના કર્મ અને જ્ઞાનનો ઉપદેશ પરસ્પર વિરુદ્ધ હોય તેવો લાગે છે એટલે તે સમજાય તેવું કરવા માટે આ દર્શનો (ષડ્દર્શન) રચાયાં છે. એ દર્શનોનાં સૂત્રોથી તે દર્શનોનો આરંભ થયો મનાય છે.

### ૪. ભારતની પ્રાચીન વિચાર-ધારાઓ

આ છ આસ્તિક દર્શનો 'બે દર્શનનાં ત્રણ જોડકાં' નાં બનેલાં છે.

(૧) સાંખ્ય-યોગ (૨) ન્યાય-વૈશેષિક (૩) પૂર્વમીમાંસા (કર્મ અથવા ધર્મમીમાંસા)-ઉત્તરમીમાંસા (બ્રહ્મમીમાંસા અથવા વેદાન્ત)

બીજાં ત્રણ નાસ્તિક (વેદમાં ન માનનાર) દર્શનો પણ છે.

(૧) ચાર્વાક અથવા લોકાયતિક, (૨) બૌદ્ધ, (૩) જૈન.

#### નાસ્તિક દર્શનો

(૧) ચાર્વાક અથવા લોકાયતિક દર્શન :—આ દર્શન ઘણું પ્રાચીન છે. બ્રાહ્મણ પુરોહિતોનો વિરોધ કરતા લોકાયતવાદ ઉદ્ભવ્યો મનાય છે. પ્રબોધચંદ્રોદયના નાટકમાંથી આ દર્શનનો સાર નીકળે છે. પ્રત્યક્ષ લોક વિના અન્ય કંઈ નથી. પૃથ્વી, અપ, વાયુ અને ...વાય બીજું કંઈ નથી. માનવ અસ્તિત્વ માટે ધન અને મોજ-

અજાહ સિવાય કંઈ નથી. પરલોક છે જ નહિ. મરણુ બધાનો અંત છે. આ દર્શન લોકાયત કહેવાય છે, કારણુ કે તે સૂચવે છે કે આ લોક સિવાય બીજો લોક નથી. ભૌતિકવાદીઓ અથવા લોકાયતિકો આ દર્શનના સ્થાપક ચાર્વાકના નામ પરથી ચાર્વાકવાદીઓ કહેવાય છે.[4] તેઓ પ્રત્યક્ષને પ્રમાણુ માનતા. અપ્રત્યક્ષ–દેખી ન શકાય એવા પ્રમાણુને તેઓ પ્રમાણુ ગણુતા નહિ. અનુમાનનો પણુ તેઓ ઇન્કાર કરતા. વિશ્વના બધા એકસરખા બનાવોનું જ્ઞાન ન હોય ત્યાંસુધી અનુમાન પ્રમાણુ ગણાય નહિ. જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણુને કારણે હોવાથી ભૌતિક પદાર્થજ સત્ય ગણાય કારણુ કે તે ઇન્દ્રિયોથી જાણી શકાય છે. પૃથ્વી, અપ, તેજ અને વાયુના મિશ્રણુથી પદાર્થો ઉદ્‌ભવે છે અને તે મિશ્રણુ છૂટું પડતાં નાશ પામે છે જેમ નાગરવેલનું પાન (areca nut) અને ચૂનાના મિશ્રણુથી લાલ રંગ ઉત્પન્ન થાય છે તેમ ભૌતિક તત્ત્વોના મિશ્રણુથી 'મહત્' (બુદ્ધિ) ઉત્પન્ન થાય છે. ચેતન તત્ત્વ પણુ આ રીતે ચાર તત્ત્વો (પૃથ્વી, અપ, તેજ, વાયુ)ના મિશ્રણુથી ઉદ્‌ભવે છે.[5] શરીરનો આત્મા શરીરજ છે. આત્માના અલગ અસ્તિત્ત્વનું પ્રમાણુ નથી. ચેતનતત્ત્વ શરીરની સાથેજ હોય છે, જુદુ હોતુ નથી. આના પક્ષમાં ભૌતિકવાદીઓ કહે છે કે ઉપનિષદ્‌માં 'ચાર તત્ત્વોનું શરીર બનેલું છે' એવો ઉલ્લેખ છે. એ ચાર તત્ત્વો નાશ પામે છે, ત્યારે 'મહત્' જેવું તત્ત્વ હોતું જ નથી. આ પરથી આત્મા અને કર્મોના ફળનો વિચાર કરવો તે મૂર્ખાઈ છે. પરલોક વિશે વિચાર કરવો તે ભૂલ જ છે પરલોક સ્વર્ગ કે નરક–કંઈજ નથી. આ તો પુરોહિતો–ધૂતારાઓની શોધ છે. ધર્મ એ માનસિક રોગ છે જગતનો હિસાબ લેનાર પરમેશ્વરની જરૂર નથી. કુદરત પોતાનું કામ કર્યે જાય છે. દેવોની

4. S. Radhakrishnan—Indian Philosophy—Part I Page 279.

5. Ibid. Page 279.

કોઈ જરૂરિયાત નથી. અગ્નિ ગરમ છે અને પાણી ઠંડું છે, કારણ કે તેનો કુદરતી ગુણ છે.

લોકાયતિક દર્શનના સ્થાપક 'ચાર્વાક'ના જુદાજુદા અર્થો કરવામાં આવ્યા છે. તેનો એક અર્થ મધુરભાષી થાય છે. બીજો અર્થ 'લોકાયત' (સામાન્ય) મનાય છે. ત્રીજો અર્થ ગળીજનાર (નીતિમાં ન માનનાર) થાય છે. ચાર્વાક સામાન્ય નામ હોય તેવું પણ મનાય છે. આ વાદનો કોઈ ગ્રંથ નથી એટલે બીજા વાદોના ગ્રંથોમાં જે આ વાદના ઉલ્લેખો આવે છે તે પરથી તેના સિદ્ધાંતો તારવવામાં આવ્યા છે. ગુણરત્ને તેના 'ષડદર્શનસમુચ્ચય'ના વિવેચનમાં જણાવ્યું છે કે ચાર્વાક ખાવાપીવામાં માનતા. સદ્દગુણો તથા દુર્ગુણોમાં માનતા નહિ. તેઓ પ્રત્યક્ષનેજ પ્રમાણ ગણતા.

લોકાયતિક દર્શનનો બીજા દર્શનોમાં ઉલ્લેખ હોવાથી જણાય છે કે આ દર્શનને સમાજે સ્વીકાર્યું હશે. બૃહસ્પતિના 'યાવજ્જીવ...' વાળા શ્લોક પરથી લાગે છે કે આ લોકના આનંદને પરલોકના વિચારોથી નષ્ટ કરવામાં ચાર્વાકો માનતા નહોતા. આ દર્શનને બરાબર સમજવાનો પ્રયાસ થાય તો તેમાં કેટલાક અર્વાચીન સામાજિક વિચારો જણાશે. અર્વાચીન યુગનાં સગવડતાવાળાં સાધનો, સામાજિક જીવનમાં વ્યક્તિ સ્વાતંત્ર્ય, કલા અને સૌંદર્ય, કાયદો અને વ્યવસ્થા જોતાં લાગશે કે લોકાયત દર્શનના વિચારો ખોટા નહોતા. ચાર્વાકો સમાજમાં અંધાધુંધી ફેલાય તેવું ઇચ્છતા નહોતા. તેઓ દંડનીતિ એટલે કે 'કાયદો અને વ્યવસ્થા' ને મહત્ત્વ આપતા. કૌટિલ્યે તેના અર્થશાસ્ત્રમાં ચાર્વાકનો ઉલ્લેખ કર્યો છે. રાજકીય બાબતોમાં આ દર્શનનો 'કાયદો અને વ્યવસ્થા' નામનો સિદ્ધાંત કામ લાગ્યો છે. આ ઉપરથી લાગે છે કે સામાજિક તથા (ભૌતિકવાદ), રાજકીય નીતિ (દંડનીતિ)માં અને તત્ત્વજ્ઞાન (સ્વતંત્ર વિચારો)માં આ દર્શને ઘણું પરિવર્તન આપ્યું.

(૨) બૌદ્ધ દર્શન :—માનવ દુઃખોના નિવારણ માટે બુદ્ધે

દુઃખોનાં કારણ તથા ઉપાયોની શોધ કરી. તેમણે શોધ્યું કે ગરીબાઈ, રોગ, ઘડપણ, મરણ, સ્વાર્થ, ક્રોધ, વગેરેથી જીવન દુઃખપૂર્ણ થાય છે. તેમનાં ચાર સત્યો—દુઃખ, દુઃખકારણ, દુઃખકારણ-નિવૃત્તિ અને દુઃખકારણ-નિવૃત્તિમાર્ગ જાણીતાં છે. દુઃખમાંથી મુક્ત થવાનો બુદ્ધનો માર્ગ 'આર્ય અષ્ટાંગમાર્ગ' કહેવાય છે તેનાં આઠ અંગો—સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યગ્ વાક્, સમ્યક્ કર્મ, સમ્યગ્ આજીવ, સમ્યગ્ વ્યાયામ (પ્રયત્ન), સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ છે. 'હુંપણા'ને વિખેરી નાખવા માટેનો તેમનો ઉપદેશ હતો. રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન—આ આ પાંચ પદાર્થો પંચસ્કંધ કહેવાય છે. બૌદ્ધ ધર્મમાં કર્મનો કર્તા અને ભોક્તા સામાન્ય અર્થમાં એક 'જીવ' છે એમ મનાતું નથી, પણ તેને બદલે 'પંચસ્કંધ' મનાય છે. મનુષ્યની યોજના પંચસ્કંધની બનેલી છે. તે પદાર્થોના પ્રવાહ પાછળ કોઈ એક જીવ નથી. આ અનાત્મ-વાદનો હેતુ દુરાચાર અટકાવવાનો હતો. તેમના સમયમાં આત્માને નામે અનેક મિથ્યા અનાચારો (દા. ત. આત્માને સ્વર્ગમાં સુખ મળે તે માટે પશુ હિંસાથી યજ્ઞ કરવો) થઈ રહ્યા હતા. તે અટકાવવા બુદ્ધે આત્મા વિશેની સામાન્ય પ્રચલિત માન્યતા અટકાવી.

'પ્રતીત્યસમુત્પાદક' મત બુદ્ધના ઉપદેશોનો છે. આનો અર્થ એકની પ્રતીતિએ બીજાનું પ્રતીત થવું. (ઉત્પન્ન થવું) કારણને લીધે કાર્ય થાય છે. તૃષ્ણા હોય તો ઉપાદાન થાય. તૃષ્ણા એ ઉપાદાનનું 'પ્રતીત્યસમુત્પાદક' એટલે પ્રત્યક્ષ કારણ છે. જન્મેલાનું મરણ અને મરણ પામેલાનો પુનર્ભવ તે આ પ્રતીત્યસમુત્પાદ છે. તેમાથી છૂટવાનો એટલે કે નિર્વાણ પ્રાપ્ત કરવાનો બુદ્ધનો માર્ગ 'મધ્યમ પ્રતિપદા' કહેવાય છે.

ગૌતમબુદ્ધના અભિપ્રાય પ્રમાણે સંસારચક્રની પ્રતીતિ કાર્યકારણની સાંકળરૂપે-પ્રતીત્યસમુત્પાદરૂપે બાર અંગમાં અને [illegible] કલ્પ્યા. નીચે પ્રમાણે ગોઠવાય છે :

## પ્રથમ કાંડ

(ભૂતજન્મનાં અંગો)

| | |
|---|---|
| ૧. અવિદ્યા<br>૨. સંસ્કાર | વર્તમાન જન્મનું બીજકારણ ભૂત અવસ્થામાં પહેલું. |

## દ્વિતીય કાંડ

(વર્તમાનજન્મનાં અંગો)

| | |
|---|---|
| ૩. વિજ્ઞાન (ગર્ભસ્થ સ્ફુરણ)<br>૪. નામરૂપ (ગર્ભસ્થ દેહમાં, કમલ બુદ્બુદ પેશી અને ઘન અવસ્થા થાય છે)<br>૫. ષડાયતન (જેમાં ગર્ભસ્થ દેહની પ્રશાખાઓ થાય છે)<br>૬. સ્પર્શ (જન્મ પછી ત્રણ વર્ષની સ્થિતિનું રૂપ)<br>૭. વેદના (સામાન્ય રીતે ચોથા વર્ષમાં પ્રકટ થતી) | વર્તમાનજન્મનાં ભૂત બીજકોનાં પરિણામો |
| ૮. તૃષ્ણા (અગીઆરથી પંદર વર્ષ સુધીની આશાની ખીલવણી)<br>૯. ઉપાદાન (યૌવનમાં વિષયવાસનાનો સંગ્રહ)<br>૧૦. ભવ (નવા જન્મના દેહનું બીજ) | વર્તમાનજન્મનાં ભાવિજન્મનાં બીજકો |

## તૃતીય કાંડ
### (ભાવિજન્મનાં અંગો)

૧૧. જાતિ
૧૨. જરા, મરણ (જેના વિસ્તારમાં શોક, પરિદેવના દુઃખ, દુર્મનસ્યય વગેરે દુઃખસ્કંધ આવે છે.) } ભાવિ અસરો ૮, ૯, ૧૦ ની

આ દ્વાદશાંગ ચક્ર 'પ્રતીત્ય સમુત્પાદ' રૂપે જેમ એક ઉંબાડીયું સળગેલું ઘણી ત્વરાથી ફેરવતાં પ્રકાશિત વર્તુલ દેખાય તેમ ક્ષણભંગુર ચિત્તના પરિણામોથી એટલે ચૈત્યોની ધારારૂપે સતત ફર્યા જ કરે છે એનું નામ સંસાર છે અને તે માળાનો મુખ્ય મણિ અથવા મેરૂ કહીએ તો અવિદ્યા છે. ક્ષણભંગુરવાદ પ્રતીત્યસમુત્પાદકનો પેટા-સિદ્ધાંત છે.[૬]

થેરાવાદ :—(સ્થવિરવાદ)—પહેલી બૌદ્ધ પરિષદમાં વૃદ્ધોએ—સ્થવિરોએ બૌદ્ધ સિદ્ધાંતોનો સંગ્રહ કર્યો તે 'થેરાવાદ' કહેવાય છે. આ સાહિત્યમાં બુદ્ધઘોષનો (ઈ. સ. ૪૦૦) વિશુદ્ધમાર્ગ ગ્રંથ છે. તેનો વધુ વિકાસ થયો નથી. બૌદ્ધ ધર્મના અનુયાયીઓમાં બે ભેદ પડયા હતા એક પક્ષ સ્થવિરોના વિચારને માન આપનારો અને બીજો મહાસંઘને માન આપનારો. જે પક્ષ સ્થવિર મતને સ્વીકારનાર થયો તે થેરાવાદ (હીનયાન) ગણાયો અને બીજો મહાસંઘી (મહાયાન) ગણાયો. થેરાવાદમાં બૌદ્ધના મૌલિક નિર્ણયો છે.

સર્વાસ્તિવાદ :—હીનયાનનો આ વાદ છે. તેની શાખાઓ વૈભાષિક અને સૌત્રાન્તિક છે. બંને બાહ્ય અર્થ અને આંતરઅર્થના અસ્તિત્વને માને છે, પરંતુ વૈભાષિકો બાહ્યાર્થ નીલપીતાદિ પદાર્થોનું

---

૬. નર્મદાશંકર મહેતા—હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. પૂર્વાર્ધ. પૃ. ૧૨૮–૧૨૯.

અસ્તિત્વ પ્રત્યક્ષ પ્રમાણથી માને છે, ત્યારે સૈત્રાન્તિકો તે બાહ્ય પદાર્થોનું અસ્તિત્વ અનુમાનથી સમજાય છે એમ માને છે. વૈભાષિકો પદાર્થોના અસ્તિત્વની ચાર ક્ષણો—(૧) ઉત્પત્તિક્ષણ, (૨) સ્થિતિક્ષણ, (૩) અપક્ષયક્ષણ અને (૪) વિનાશક્ષણ માને છે. વળી પંચસ્કંધ ઉપરાંત પુદ્દગલ સંજ્ઞાવાળો (જીવ જતાં) પદાર્થ માને છે. સૈત્રાન્તિકો પંચસ્કંધ સિવાય પુદ્દગલ જેવો પદાર્થ માનતા નથી. સર્વાસ્તિવાદીનું સાહિત્ય સર્વાંશે ચાઈનીઝી વગેરે પરભાષામાં ગ્રંથિત થયેલું છે.[૭] ચાર આર્યસત્યોનું પ્રતિપાદન કરનાર સર્વાસ્તિવાદી હીનયાનમાં પ્રત્યેક વ્યક્તિએ અર્હત્પદ પ્રાપ્ત કરી નિર્વાણ પામવું એ જીવનનું લક્ષ્ય સ્થપાયું. સર્વાસ્તિવાદીઓએ અવિદ્યામાંથી ઉત્પન્ન થતા ભવચક્રમાં અનાત્મભાવવાળા મિથ્યા જીવનમાંથી છૂટવાનો નિર્વાણમાર્ગ દર્શાવ્યો અને તે પ્રતીતિની પછવાડે આત્મરૂપ કોઈ વસ્તુ છે કે નહિ તેવો નિર્ણય કરવાનું સાહસ કર્યું નહિ, ત્યારે મહાયાનના વિચારકોએ કેવળ બુદ્ધિની ક્ષણભંગુર તરંગવાળી સરિતા વિના કંઈ વસ્તુ નથી, એવો વિજ્ઞાનવાદ માન્યો અને તે સરિતાની પીઠમાં સત્ નથી અસત્ નથી પણ અવાચ્ય શૂન્ય છે એવા શૂન્યવાદનું સ્થાપન કર્યું. સર્વાસ્તિવાદીઓ પંચસ્કંધમાં માને છે.

વિજ્ઞાનવાદ :—મહાયાન ધર્મની પ્રણાલી શૂન્યવાદ અને વિજ્ઞાનવાદ એમ બે પરંપરામાં ચાલી છે. અવિદ્યા અને તેના સંસ્કારોની જાલમાંથી ઉત્પન્ન થતા સ્મૃતિપટમાં ગુંચાએલું જીવન (આલયવિજ્ઞાન) તે અપ્રબુદ્ધજીવન છે. અશ્વઘોષે લંકાવતાર સૂત્રના આધારે પ્રાણીના જીવનની બે સ્થિતિઓ—ભૂતતથાતા એટલે કે પ્રાણીનું મૂલસ્વરૂપ તથા જન્મ મરણ પામતું સંસારીરૂપ—માં મૂલસ્વરૂપને ધર્મધાતુની સંજ્ઞા આપી છે ઉપર પ્રતીત થતું સંસારી અપ્રબુદ્ધ જીવન સત્ય નથી. પરંતુ સ્મૃતિની વિકલ્પના છે અથવા માયિક છે. અવિદ્યા અને તેનાથી ઉત્પન્ન થયેલી સ્મૃતિમાં ગુંચાએલાં આવાં અનંત આલય વિજ્ઞાનો

---

૭. નર્મદાશંકર મહેતા—હિન્દ તત્વજ્ઞાનનો ઇતિહાસ પૃ. ૧૫૧.

તે આપણા અનુભવતા બહુજનો છે. મૂલતત્ત્વમાંથી અનાદિ વાસના અથવા સ્મૃતિબલથી વ્યક્તિમય સંસારી જીવન ઊભું થાય છે. આ તથાગત ગર્ભમાંથી ઉત્પન્ન થયેલું સંસારીનું આવરણ આલયવિજ્ઞાન કહેવાય છે. જે ચૈતન્ય ઘર કરીને રહે છે અથવા શરીર કે પંચસ્કંધને ધારણ કરે છે તે આલયવિજ્ઞાન. ક્લિષ્ટ અને મૂઢ:દશાવાળું આલયવિજ્ઞાન જે આંતરસંચનથી બહિર્મુખ થવા પ્રયત્ન કરે છે, તેને અવિદ્યાકર્મ કહે છે. તેની ત્રણ પ્રતીતિઓ છે—૧. અવિદ્યાકર્મની ૨. ભિન્ન અભિમાનીની ૩. વેદ્ય જગતની. અવિદ્યા કર્મવડે સુખદુ:ખ થઈ વેત્તા, વેદન અને વેદ્યની ત્રિપુટી ઊભી કરી ક્રમશ—(૧) વેદના, (૨) ક્રમવિજ્ઞાન અથવા ક્ષણવિજ્ઞાન, (૩) તૃષ્ણા, (૪) ઉપાદાન અથવા વળગણ, (૫) ભવ ઉત્પન્ન કરનાર કર્મ, (૬) દુ:ખાનુભવ—એવાં છ પરિણામોને પ્રગટાવે છે. મૂલ આલયવિજ્ઞાનની પહેલી કળા કર્મવિજ્ઞાન છે. તેનાથી પ્રવૃત્તિવિજ્ઞાન એટલે વિકાસ ઉત્પન્ન થાય છે, જે વડે તે વેદ્ય જગતને સામું ઉભું કરે છે, વેદ્યના પ્રતિબિંબને પ્રકટ કરનાર વિકલ્પવિજ્ઞાન (મનોવિજ્ઞાન) જાગે છે, તેમાંથી વિવેકવિજ્ઞાન જાગે છે અને છેવટે ધારાવાહિક અથવા સંતાનવિજ્ઞાન જાગે છે. આ પાંચકળાવાળું આલયવિજ્ઞાનનું પુષ્પ રૂપલોક, કામલોક અને અરૂપલોક—એ ત્રણે લોકમાં પોતાનો પરિમલ પ્રસરાવે છે. આલયવિજ્ઞાનને પાશ આપનારી અવિદ્યા જ્યારે તથાગતના આવેશવાળી થાય છે, ત્યારે આલયવિજ્ઞાનને નિર્વાણ સુખ મેળવવાનો વેગ આપે છે. આ પરથી જણાય છે કે નિર્વાણ એટલે શૂન્ય અભાવવાળી સ્થિતિ નથી, પરંતુ પાશમાંથી છૂટેલા આલયવિજ્ઞાનની સ્વાભાવિકી સ્વતંત્ર પ્રજ્ઞા અને ક્રિયા કરવાની શક્તિનો ઉદય થવાની સ્થિતિ છે, જેવડે જેવું (યથા) હતું તેવું (તથા) અનુભવાય છે. તથાગત સ્વરૂપો—બુદ્ધો અને બોધિસત્ત્વો મૈત્રી અને કરુણાની ભાવનાવડે વિશ્વને ઉપકાર કરવા જાગ્રત હોય છે. તેઓના

અનુગ્રહથી બધાં આલયવિજ્ઞાન જન્મમરણના દુ:ખને ત્યજવા ઇચ્છે છે, નિર્વાણમાં શ્રદ્ધાવાળાં થાય છે. કુશળમૂલ એટલે શુભકર્મો કરવા તત્પર થાય છે અને અભ્યાસના પરિપાકવડે પ્રબુદ્ધ થાય છે. આથી બુદ્ધો અને બોધિસત્ત્વો જગતના જીવોને સુવાસિત કરે છે અને તે વડે પરમ હિતને પ્રવર્તાવે છે. તેઓ દાન, પ્રિયવચન, અર્થક્રિયા (હિતકારીકર્મ) અને સમાનાર્થતા (બીજાની સાથે સુખ ભોગવવાં) નામના ઉપચારો વડે ઉપકાર કરે છે. વળી તેઓ ૭ "પારમિતા" (સર્વોત્તમ ગુણોવડે બોધિ પ્રાપ્ત કરવામાં ઉત્તેજન આપનાર) દાનપારમિતા, શીલપારમિતા, ક્ષાન્તિપારમિતા, વીર્યપારમિતા, ધ્યાનપારમિતા તથા પ્રજ્ઞાપારમિતા—વડે બોધિ પ્રાપ્ત કરવામાં ઉત્તેજન આપે છે. હીનયાન શાખામાં અર્હત્ પ્રાપ્ત કરી પ્રત્યેક બુદ્ધ બનવાના પ્રયત્નમાં જે વિશ્વહિત કરવાનો નાદ ન હતો તે અશ્વઘોષની બુદ્ધઘોષણામાં છે. અસંગ (તથાગત દર્શનના વિચારક)ના યોગાચાર ભૂમિશાસ્ત્રમાંનો પરિચય બ્રાહ્મણધર્મના વિચારકોને થયેલો હોવાથી બૌદ્ધમતના આ વિજ્ઞાનવાદનું બીજું નામ યોગાચાર મત આપવામાં આવ્યું છે.

શ્રૌત્રાદિ પાંચવિજ્ઞાનો, બહિર્મનનું વિજ્ઞાન, આંતર મનનું વિજ્ઞાન અને આધારવાળું વિજ્ઞાન (આલયવિજ્ઞાન) મળી આઠ પ્રકારનાં વિજ્ઞાનો એ ચિત્તના ધર્મો અથવા પ્રકારો છે. આ ચિત્તના સ્વભાવ ધર્મો છે. તે ચિત્તના પરિણામી ધર્મોને ચૈત્યધર્મો કહે છે કે જે યોગાચાર મતમાં ૫૧ પ્રકારના સ્વીકારવામાં આવ્યા છે અને તેનું વર્ગીકરણ યોગના આચારમાં ઉપયોગી છે. અગિયાર પ્રકારનાં રૂપોને અથવા આકૃતિઓને ધારણ કરતું વિજ્ઞાન ચાલે છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો, તેના પાંચ વિષયો અને મનના વિષય મળી અગિયાર પ્રકારના રૂપધર્મો છે. અરૂપ ધર્મો (વિપ્રયુક્ત સંસ્કારધર્મો) ૨૪ છે, જે છૂટા અને મિશ્રભાવથી અનુભવાય છે. ૫૧ ચૈત્યધર્મો, ૧૧ રૂપધર્મો અને ૨૪ વિપ્રયુક્ત સંસ્કાર ધર્મો મળી ૮૬ ધર્મો ચિત્તનાજ વિલાસો છે એટલે કે વિજ્ઞાનનાજ વિવર્તો છે. છેવટની નિર્વાણ ભૂમિના ચિત્તને તથાતા—અસંસ્કૃત

(તથાતા જેવું છે તેવું. વેદનાદિ ધર્મો જે ભૂમિકામાં લીન થાય તે ચિત્ત અસંસ્કૃત) કહે છે.[૮]

માધ્યમિકમત-શૂન્યવાદ :—યોગાચાર મતના પ્રવર્તક અસંગ તથા વસુબંધુ વગેરે આચાર્યોએ મહાયાનને ક્ષણિક વિજ્ઞાનવાદમાં આણી મૂક્યો હતો. અશ્વઘોષના દર્શનમાં બૌદ્ધ સિદ્ધાંત મૂલ બ્રહ્મવાદ તરફ ઢળતો હતો. આ બેની વચ્ચેનો માર્ગ મધ્યમ માર્ગ નાગાર્જુનનો હતો. આ માધ્યમિક મતની શૂન્યતાની ભાવના બ્રાહ્મણધર્મના શાશ્વત બ્રહ્મવાદમાં ગૌડપાદાચાર્યે બ્રહ્મની ભાવના રૂપે સાતમા આઠમા સૈકામાં ઉકેલી છે. ઈતિહાસની દૃષ્ટિથી વેદાંતશાસ્ત્રમાં જે માયાવાદ અથવા અજાતિવાદ ઉત્પન્ન થયો છે, તેનાં કારણો બૌદ્ધ દર્શનના માધ્યમિકમત અને વિજ્ઞાનવાદમાં રહેલાં છે. શૂન્યવાદ અનુસાર પરમતત્ત્વ ઉત્પન્ન થાય તેવું નથી તેમ નાશ પામે તેવું નથી. વળી તે સ્થિર અને નિત્ય કહેવાય તેવું નથી, તેમ અસ્થિર અથવા વિનાશી પણ નથી. તે એક છે, એમ કહેવાય તેમ નથી, તેમ અનેક છે એમ પણ કહી શકાય તેમ નથી. તે આવતું નથી તેમજ જતું પણ નથી. આ નિષેધો વડે સર્વવાદનું ખંડન થાય છે અને વસ્તુજેવી છે તેવી ને તેવી અવિકૃત સિદ્ધ છે. નાગાર્જુન છેવટે જણાવે છે કે ભગવાન બુદ્ધે આત્મા છે તેવો ઉપદેશ કર્યો છે; તેમ અનાત્મા છે તેવો ઉપદેશ કર્યો છે અને તે સાથે આત્મા નથી તથા અનાત્મા પણ નથી એવો એક વસ્તુધર્મ છે એવું પણ જણાવ્યું છે. પહેલા બે સંવૃતસત્યો છે અને છેવટનું પરમસત્ય છે. અહીં શૂન્યનો અર્થ અવાચ્ય થાય છે. બૌદ્ધ દર્શનની સરિતા સર્વાસ્તિવાદમાં વહેતી વહેતી શૂન્યવાદના સમુદ્રમાં ભારતમાંજ શમી ગઈ. બ્રાહ્મણધર્મમાં તેની અસર આવી છે.

૩. જૈન દર્શન :—બ્રાહ્મણોમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન-એ

---

૮. નર્મદાશંકર મહેતા—હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. પૃ. ૧૬૭.

વૈદિક ધર્મનાં નિશ્રેયસનાં સાધનો છે અને બૌદ્ધોનાં શીલ, સમાધિ અને પ્રજ્ઞા—એ ત્રણ નિર્વાણનાં સાધનો છે. તેવી રીતે જૈનોનાં જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર્ય એ મોક્ષનાં સાધનો (ત્રણ રત્નો ગણાય છે તે) છે. જૈનોના તત્ત્વજ્ઞાનનો ઉદ્‌ભવ તીર્થંકરોથી થયો મનાય છે. 'આ સંસાર નામનું બ્રહ્માંડ 'સર્વાજીવ'—સર્વત્ર જીવત્વથી ભરપૂર છે. જીવ જે જે શરીર ધારણ કરે છે તેવો તેવો થાય છે. તે સ્થૂલ અને સૂક્ષ્મ રૂપોને પોતાના સત્વાદિ ગુણો વડે ઢાંકે છે. તેના કેટલાક ગુણો કર્મ-જન્ય છે અને કેટલાક સ્વાભાવિક છે' વગેરે ભાવવાળાં વાક્યો શ્વેતાશ્વતર શાખાની મંત્રસંહિતામાં છે. આ વિચારો જૈનતત્ત્વને ઘણા મળતા છે. બ્રાહ્મણોએ પ્રાણ ધારણ કરનાર જીવ ઉપરાંત આત્મવસ્તુની શોધ કરી ત્યારે જૈનોએ તે જીવની મુક્ત દશામાં તેનું ઉત્કૃષ્ટ રૂપ જોયું. જૈનોએ બંધમોક્ષ સાચા માની ચારિત્ર્ય ઉપર ભાર મૂક્યો. જૈન સિદ્ધાંત પ્રમાણે તત્ત્વોના બે વિભાગ (જીવતત્ત્વ અને અજીવતત્ત્વ) પડે છે. તે ઉપરાંત જીવનો અજીવ સાથે સંયોગ વિયોગ કરાવનાર તે તે સંયોગજન્ય બંધ અને વિયોગજન્ય મોક્ષ એ પ્રક્રિયામાં આસ્રવ, સંવર, નિર્જર, બંધ અને મોક્ષ—એ તત્ત્વોનો સમાવેશ થાય છે. આ સાત તત્ત્વોનો જેવો છે તેવો સામાન્ય અને વિશેષ બોધ થવો તેનું નામ સમ્યક્‌જ્ઞાન છે.

(અ) જીવતત્ત્વ :—જૈન સિદ્ધાંત પ્રમાણે જીવો અનેક છે. આદિ તથા અંત વિનાના છે. સામાન્ય બોધ દર્શન અને વિશેષ બોધ (જ્ઞાન) તેમના સ્વભાવ ધર્મો છે અને મુક્ત તથા સંસારી એવા બે મુખ્ય વર્ગમાં પડે છે. મુક્ત જીવો એક સ્વભાવવાળા, જન્માદિ ક્લેશ વિનાના, અનંતજ્ઞાન, અનંતવીર્ય અને અનંત આનંદવાળા છે. સંસારી જીવોનું વર્ગીકરણ નીચે પ્રમાણે થાય છે.[૯]

૯. નર્મદાશંકર મહેતા—હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. પૃ. ૨૦૨.

સંસારી જીવ

સ્થાવર (એકેન્દ્રિય)

ત્રસ (જંગમ)






ઉપરનાં ૧૪ જીવસ્થાનો છે. જૈન સિદ્ધાંત પ્રમાણે પૃથ્વી, જળ, તેજ અને વાયુના પરમાણુઓ અને સમૂહો પણ સજીવ વર્ગનાં છે. તેમનામાં એક ઇન્દ્રિય તે દ્રવ્યના ગુણને પ્રકટ કરનાર હોય છે, પણ તે અવ્યક્ત દશામાં હોય છે. સ્થાવર વનસ્પતિને એક જીવના વાસવાળા અને સાધારણ એટલે અનેક જીવના સંવાદિ વાસવાળા જીવ હોય છે. પ્રત્યેક વનસ્પતિ એક અધ્યક્ષ જીવવાળી હોય છે. સાધારણ વનસ્પતિ સંઘમય અથવા ગણમય જીવનવાળી હોય છે. ત્રસ જાતિમાં બે વિભાગ (પર્યાપ્ત અને અપર્યાપ્ત) છે. જે જીવનાં છ સાધનો (દેહ, આકાર, ઇન્દ્રિયો, પ્રાણ, ભાષા અને મન) પૂર્ણ હોય તે પર્યાપ્ત અને અપૂર્ણ હોય તે અપર્યાપ્ત. બે ઇન્દ્રિયોવાળા જીવોને સ્પર્શ અને રસનું ભાન કરાવનાર ઇન્દ્રિયો છે. તે ઇન્દ્રિયોને યોગ્ય દેહ, આહાર વિગેરે સાધનો હોય, તે પર્યાપ્ત કહેવાય. બે ઇન્દ્રિયોવાળા જીવો કૃમિશંખ વિગેરે છે. ત્રણ ઇન્દ્રિયવાળી જીવજાતિ લીખ, માંકડ વિગેરે છે. ચાર ઇન્દ્રિયવાળી જીવજાતિમાં પતંગ, મક્ષિકા, ભ્રમર છે. પાંચ ઇન્દ્રિયોવાળા જીવો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનો પ્રત્યક્ષ અનુભવ કરનારા બે પેટા વિભાગમાં પડે છે. જેઓ શિક્ષા, ઉપદેશ અને આલાપને સમજી શકે છે તે સંજ્ઞિ કહેવાય છે અને જેઓને તેવી સંજ્ઞા એટલે બોધ નથી તેઓ અસંજ્ઞિ કહેવાય છે. વિકલેન્દ્રિયો (એટલે કે બે, ત્રણ અને ચાર ઇન્દ્રિયોવાળાને) અને અસંજ્ઞિઓને અમુક ભાષા અને વાણીનું ભાન હોય છે. પૂર્ણેન્દ્રિયને ભાષા અને તેને ઉકેલવાનું મન પણ હોય છે.

સંજ્ઞિ જાતિનાં પ્રાણીઓ નારકી, માનવ અને દેવ એ ત્રણ યોનિમાં હોય છે એટલે કે સંકલ્પ વડે પોતાને યોગ્ય દેવાદિનાં અણુઓ મેળવી દેવવર્ગમાં જન્મે છે. નારકીયોનિ ઉચિત યાતના દેહ ગર્ભદ્વારથી મેળવે છે અને માનવજાતિનાં પ્રાણીઓ મૈથુનદ્વારા જરાયુજ થઈ જન્મે છે. આ સર્વ પ્રકારના જીવો સંસારપ્રવાહમાં ચાલતા હોય છે તે વ્યવહારિ જીવો. અવ્યવહારિ જીવો અંધકારમાં ડૂબેલા અને ભવિ-

અપમાં જાગનાર હોય છે તે જીવોને 'નિગોદ' સંજ્ઞા આપવામાં આવે છે. જૈનો ચૌદ જીવસ્થાનોમાં અનંત પેટા જાતિઓ સ્વીકારી જીવજાતિને ચોરાશી લાખમાં વહેંચે છે.

પ્રવાહપતિત જીવોને 'માર્ગણ' કહે છે. તેઓના ઉદયનાં ગુણસ્થાનો ચૌદ છેઃ—(૧) મિથ્યાદૃષ્ટિ (૨) આસ્વાદનવાળા સમ્યક્દષ્ટિ (૩) મિશ્રદર્શન (૪) અવિરત સમ્યક્દૃષ્ટિ (૫) વિરતાવિરત (૬) પ્રમત્તસંયત (૭) નિવૃત્તબાદર (૮) અનિવૃત્તબાદર (૯) સૂક્ષ્મઅંતરાય (૧૦) પ્રશાન્તમોહ (૧૧) ક્ષીણમોહ (૧૨) યોગવાન્ (૧૩) અયોગવાન્.

(આ) અજીવતત્ત્વ—ધર્મ, અધર્મ, આકાશ, કાલ, પુદ્ગલ—એ પાંચ અજીવ તત્ત્વો છે. જીવતત્વ સાથે આ પાંચે તત્ત્વો મળી છ દ્રવ્ય કહેવાય છે. કાલ સિવાયનાં દ્રવ્યો દિગ્વ્યાપી એટલે નાનાં મોટાં થાય તેવાં છે. માત્ર જીવ દ્રવ્યકર્તૃત્વ ધર્મવાળું ચૈતન્યરૂપ છે. બીજાં દ્રવ્યો અકર્તૃ અને જડ છે. કાય વિનાનાં દ્રવ્યોને અસ્તિકાય (પદાર્થ) નામ આપવામાં આવે છે. પુદ્ગલ અમૂર્ત અને બાકીનાં દ્રવ્યો મૂર્ત છે એટલે સ્થૂલ આકૃતિવાળા છે. આ સર્વ દ્રવ્યો ઉત્પત્તિ, સ્થિતિ અને લયવાળાં છે. પુદ્ગલો રૂપ, રસ, ગંધ, સ્પર્શ ધર્મવાળા છે અને તેઓ પરમાણુરૂપે અને સ્કંધ રૂપે એટલે સંબદ્ધ અવયવી રૂપે રહે છે. અંધકાર, પ્રકાશ ઇત્યાદિ જડ પ્રતીતિઓ, શરીર, મન, વાણી, કર્મ, ભાષા, જીવન, સુખ દુઃખ ઇત્યાદિ સચેતન પ્રતીતિઓ આ પુદ્ગલોથી થાય છે. ઘન રચના વડે અથવા અવકાશવાળી રચના વડે અણુપુદ્ગલો વિચિત્ર રૂપ ધારણ કરે છે. વારંવાર જવાના અને આવવાના સ્વભાવથી આ તત્ત્વને પુદ્ગલ કહેવાય છે. તે દષ્ટિથી તેઓ વિનાશી છે, પરંતુ સમાન રૂપ તથા ધર્મવાળા દ્રવ્ય તરીકે નિર્વિકાર અથવા અવિનાશી છે. જેમાં સંસારી દશાવાળા જીવો ઉત્પત્તિ, સ્થિતિ અને લય પામે છે તેને લોકાકાશ કહે છે. તેના ઉપરના આવરણને અલોકાકાશ કહે છે.

ધર્મ અને અધર્મ, પુણ્ય અને પાપના વાચક નથી. ગતિ કરનાર જીવોને સહકારી સાધન થાય છે તે દ્રવ્યનું નામ ધર્મ, અને સ્થિતિ કરનાર જીવોને અને પુદ્ગલોને બદ્ધ દશામાં સહકારી સાધન થાય છે તે દ્રવ્યનું નામ અધર્મ. ધર્મ અને અધર્મને પરસ્પર સંબંધમાં આવવા દેનાર એટલે અવકાશ આપનાર તત્ત્વને આકાશ કહે છે. આકાશ પરિણામ મતે સહકારી છે, તેમ કાળ–ગુણ–વિપાકમાં સહકારી દ્રવ્ય છે. પદાર્થોને નવા રૂપમાં લાવી મૂકનાર દ્રવ્ય તે કાળની અદ્ભુત ક્રીડા છે.

(ઇ, ઈ, ઋ) આસ્રવ (બંધહેતુ), સંવર–નિર્જર (મોક્ષ હેતુ)– જીવનાં મન, વાણી અને શરીરથી થતાં કર્મો બે પ્રકારનાં હોય છે. શુભ કર્મો સુખ-વેદનાને ઉત્પન્ન કરે છે. અશુભ કર્મો વેદનાને ઉત્પન્ન કરે છે. આ કર્મજન્ય સંસ્કારો જીવને વળગે છે. જીવમાં કર્મની વર્ગણા (વળગણ) જે માર્ગથી પેસે છે તે દ્વારને આસ્રવ કહે છે. કર્મના સંસ્કારોના વાહકમાર્ગો તથા કર્મના વિપાકજનક સંસ્કારો આસ્રવ કહેવાય છે. પ્રથમ માર્ગને ભાવાસ્રવ કહે છે. બીજાને દ્રવ્યાસ્રવ કહે છે. જીવનું સ્વાભાવિક દર્શન, જ્ઞાન, વીર્ય અને સુખ સામગ્રી–એ બધાને પ્રતિબદ્ધ કરનાર ભાવાસ્રવો અને દ્રવ્યાસ્રવો મળી બંધહેતુઓ ઊભા થાય છે. તેમાંથી છૂટવા માટે 'સંવર' અને નિર્જર નામના બે હેતુઓ છે. કર્મજન્ય પુદ્ગલોને જીવમાં જે પ્રવેશાવે છે, તેને આસ્રવ કહે છે, તેમ તેવાં પુદ્ગલોને આવતાં અટકાવે તેને સંવર કહે છે. તે પાપ પ્રતિબંધક કર્મના પણ ભાવસંવર અને દ્રવ્યસંવર એવા બે પ્રકાર છે. પેઠેલા કર્મને કાઢનાર અથવા ગાળી નાખનાર કર્મને નિર્જન કહે છે અને તે પણ ભાવનિર્જરા અને દ્રવ્યનિર્જરા–એ બે પ્રકારનાં છે.

(ક, ખ) બંધતત્ત્વ અને મોક્ષતત્ત્વ :—ઉપર જણાવ્યા પ્રમાણે ભાવા- અને દ્રવ્યાસ્રવો મળી બંધહેતુઓ થાય છે. બંધહેતુ આસ્રવોના અભાવે, ઘાતિ કર્મનો ક્ષય થયા પછી અઘાતિ કર્મ અથવા સંવરનો

અભ્યાસ કર્યા પછી અને શેષ કર્માશયોનો નિર્જરા વડે ક્ષય થયા પછી જીવને જે સ્વભાવસિદ્ધ સુખ પ્રકટ થાય છે તેને મોક્ષ કહે છે.[10]

જૈનશાસ્ત્રનાં તત્ત્વોમાં વિશ્વાસ અથવા આસ્તિક્ય બુદ્ધિને શ્રાદ્ધ કહે છે. કેટલાક જીવોમાં તે સ્વાભાવિક હોય છે, કેટલાકમાં તે ગુરુના ઉપદેશથી ઉત્પન્ન થઈ શકે છે.

જૈનશાસ્ત્રનાં સંવર અને નિર્જર તત્ત્વોમાં ચારિત્ર્યનો પાયો છે. બ્રાહ્મણોના યોગદર્શનમાં યમ કહે છે, તેને જૈનો મૂળ ગુણો કહે છેઃ— (૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય, (૪) બ્રહ્મચર્ય, (૫) અપરિગ્રહ. આ પાંચ મૂલ ગુણોને પાંચ 'સમિતિ' એટલે યોગ્ય ચેષ્ટા વડે અને ત્રણ 'ગુપ્તિ' એટલે રક્ષણના ઉપાયો વડે ઉચ્ચ પ્રકારના બનાવે અને ચારિત્ર્ય બને તેનું નામ સમ્યક્ ચારિત્ર્ય છે. સમિતિઓ અને ગુપ્તિઓ વડે પાંચ ગુણોની પાંચ પાંચ ભાવનાઓ વડે ઉત્કૃષ્ટતા સર્વાંશ સાધવી તેને મહાવ્રત કહે છે અને તે યતિઓનો ધર્મ છે. તે મૂલ ગુણોનું અંશે કરી પાલન કરવું તેને અણુવ્રત કહે છે ગૃહસ્થો અને શ્રાવકોને અર્થે પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો મળી દ્વાદશાંગ ધર્મનું પાલન જૈન શાસનમાં ગૃહમેધિના ચારિત્ર્યરૂપે વિહિત થયું છે.

જૈનદર્શન વસ્તુવાદમાં બૌદ્ધ અને વેદાન્તની વચલી કક્ષા સ્વીકારે છે. પરમાર્થ સત્ એટલે ત્રણે કાળમાં અબાધિત નિર્વિકાર અને કૂટસ્થ નિત્ય છે, અને દેખાતું વિશ્વ માત્ર વ્યવહારિક સત્ છે અને વસ્તુ-દૃષ્ટિથી માયિક છે, એવો વેદાન્તનો નિશ્ચય છે. બૌદ્ધો કહે છે કે વસ્તુ ક્ષણસત્તાવાળી છે, અને ધારાવાહી અથવા સંતાનના રૂપમાં મિથ્યા સત્ હોય એવી ભાસે છે, પછી તે સંતાનઅણુઓની ધારા

૧૦. નર્મદાશંકર મહેતા—હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. પૂર્વાર્ધ. પૃ. ૨૦૮.

હોય કે ચિત્તના પરિણામોની ધારા હોય. પરમ સત્ અને પરમ અસત્-'પરમાર્થ' અને શૂન્ય–એ બે વેદાંતના અને બૌદ્ધના એકાન્તને જૈનો વળગી રહેતા નથી. તેઓ વસ્તુસ્વરૂપ વ્યવહાર દૃષ્ટિ અથવા લૌકિક બુદ્ધિ અથવા અનુભવ વડે જેવું સમજાય છે તેવું સ્વીકારે છે. વ્યવહારમાં લૌકિક અનુભવથી આપણને સમજાય છે કે પ્રાણી પદાર્થો જેવા ને તેવા અવિકૃત નિત્ય રહેતા નથી, તેમ એકદમ વિકારી થઈ અનિત્ય થતા નથી. તેમનામાં કેટલાક ગુણોનો વ્યય થાય છે, કેટલાકનો ઉત્પાદ એટલે ઉત્પત્તિ થાય છે અને કેટલાક સ્થિર અથવા ધ્રુવ રહે છે. પરંતુ સમાન રૂપમાં જળવાય રહેવાથી દ્રવ્ય વ્યવહાર દૃષ્ટિથી નિત્ય છે. જ્યારે વેદાન્તીઓ વસ્તુ-નિર્ણયમાં એકાન્ત અદ્વૈત અથવા અભેદવાદી છે અને બૌદ્ધો એકાન્ત દ્વૈત અથવા ભેદવાદી છે, ત્યારે જૈનો એકાન્તવાદી છે. તેઓ વસ્તુ-સ્વરૂપનો નિર્ણય દૃષ્ટિભેદ અનુસાર કહે છે.[૧૧] વસ્તુસ્વરૂપ અમુક જ પ્રકારનું છે એવો નિશ્ચય જણાવવો તે એકાન્તવાદ, દૃષ્ટિભેદને અનુસરતું વસ્તુનું સ્વરૂપ છે, એવો નિશ્ચય તે અનેકાન્તવાદ. આ ભિન્ન પદાર્થોનું એક જ વસ્તુ સંબંધમાં પ્રતિપાદન કરવું અને તે જણાવનાર સંભવનો બોધક શબ્દ स्यात् 'એમ પણ હોય'–વાપરવો તેને 'स्याद्‌वाद' કહે છે. પદાર્થના સંબંધમાં સાત પ્રકારનું વિધાન स्यात् શબ્દના ઉપયોગ સાથે થઈ શકે છે તેથી આ સ્યાદ્‌વાદનું બીજું નામ સપ્ત-ભંગીનય પણ કહે છે. પદાર્થોના સંબંધમાં વિધાન અથવા પ્રતિપાદનના પ્રકારો સાત થઈ શકે છે—(૧) स्यादस्ति (પદાર્થ) હોઈ શકે. (૨) स्यान्नास्ति (પદાર્થ) ન હોઈ શકે, (૩) स्यादस्तिस्यान्नास्ति (પદાર્થ) ખરો હોઈ શકે અને ન હોઈ શકે, (૪) स्यादवक्तव्य અવર્ણનીય છે, (૫) स्यादस्ति स्यादवक्तव्य (પદાર્થ) ખરો હોઈ શકે અને અવર્ણનીય છે, (૬) स्यान्नास्ति स्यादवक्तव्य (પદાર્થ) ખરો ન હોય અને [અવર્ણ]નીય છે. (૭) स्यादस्ति च स्यान्नास्ति च स्यादवक्तव्य (પદાર્થ)

૧૧. નર્મદાશંકર મહેતા—હિન્દ તત્વજ્ઞાનનો ઇતિહાસ. પૃ. ૨૧૩

ખરો હોઈ શકે, ન હોય તથા અવર્ણનીય છે. જૈનોના સિદ્ધાંત પ્રમાણે વસ્તુનિર્ણય કરવામા વિચારકો અમુક કોટિ ઉપર ભાર મૂકે છે અને તેથી એકાન્ત નિર્ણયના દુરાગ્રહમાં પડે છે. સર્વવસ્તુના સંબધના નિર્ણયો સાપેક્ષ સત્ય છે. એવું સમજી જે પ્રતિપાદન થાય અને તે જે દષ્ટિબિન્દુથી થાય તે નય કહેવાય એકાન્તનિશ્ચય નહિ હોવાથી જૈન દર્શન મત્તપ્રલાપ છે એવો કેટલાક આરોપ મૂકે છે. ભારતમાં તત્ત્વજ્ઞાન મોક્ષ મેળવવા માટે છે.

### ૬. ન્યાય-વૈશેષિક દર્શન

ત્રયીદર્શન અથવા બ્રાહ્મણોના વેદદ્વારા તત્ત્વજ્ઞાનની અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ એવી ત્રણ શાખાઓ ઉદય પામી તેમાંની અધિદૈવ એટલે ઇન્દ્રિય દેવતાના પ્રાધાન્ય ઉપર ચાલવાથી જે શાખા પ્રકટ થઈ તે સાંખ્ય યોગમાં ગઈ. તેના અધ્યાત્મ ભાગને અનુસરતી જે શાખા પ્રકટ થઈ તે મીમાંસા દર્શનમાં જઈ વિરમી. અધિદૈવ અને અધ્યાત્મ ઉપર બંધાયેલી વેદના પ્રામાણ્યને ન સ્વીકારવાથી જૈન અને બૌદ્ધદર્શનના તત્ત્વજ્ઞાનની વિચાર શ્રેણીઓ ઉદ્ભવી બ્રાહ્મણોએ અધિભૂત શાખાના પરસ્પર સંબદ્ધ બે દર્શનો ઉત્પન્ન કર્યાં. તે વાસ્તવ આરંભવાદ અથવા અસત—કાર્યવાદની દૃષ્ટિવાળા છે, જે ન્યાય વૈશેષિકના નામે ઓળખાય છે. પરિણામવાદની અથવા સત્કાર્યવાદની ભાવના ઉપર સાંખ્યયોગનું તત્ત્વજ્ઞાન ઘડાય છે અને વિવર્તવાદ અથવા અજાતિવાદની ભાવના ઉપર ઉત્તરમીમાંસા અથવા વેદાન્ત દર્શન ઘડાય છે. વચલા આરંભવાદ ઉપર અથવા અસત્કર્મવાદ ઉપર ન્યાય વૈશેષિક દર્શન ઘડાય છે.

આ દૃશ્ય જગત બુદ્ધિનો માત્ર વિલાસ નથી અથવા આત્મતત્ત્વ ઉપર ઊભી થયેલી કલ્પનાજાલ નથી, પરંતુ સાચા અનુભવના વિષય રૂપ છે. આ જગતના સાચાપણાની દૃષ્ટિનું પણું પ્રાચીન નામ આન્વીક્ષિકી છે. હેતુવાદ ઉપર રચાયેલી સ્વતંત્ર આન્વીક્ષિકી વિદ્યા

જેનો આરંભમાં, વ્યવહારમાં, અથવા રાજધર્મમાં ઉપયોગ થતો હતો, તે કાળે કરી અદૃષ્ટ ધર્મ અને બ્રહ્મવસ્તુના નિર્ણયમાં વપરાવા લાગી અને તેમાંથી બે દર્શનો ઉત્પન્ન થયાઃ—(૧) પ્રમાણને લગતું પ્રધાન દર્શન તેનું સ્વતંત્ર નામ ન્યાયદર્શન પડયું. (૨) પ્રમેયને લગતું પ્રધાન દર્શન તેનું નામ વૈશેષિક પડયું. ન્યાયદર્શનના આદ્યપ્રવર્તક ગૌતમ મુનિ હતા અને વૈશેષિકના આદ્ય પ્રવર્તક કણાદ મહર્ષિ હતા.

કણાદ મુનિના અભિપ્રાય મુજબ જગતનું પૃથક્કરણ કરતાં છ પદાર્થોમાં સઘળું ભાવરૂપ વિશ્વ સમાઈ જાય છે. તે પદાર્થોના સાધર્મ્ય અને વૈધર્મ્ય વડે જે આત્માનું તત્ત્વજ્ઞાન પ્રકટ થયું તે મોક્ષનું કારણ થાય છે. આ તત્ત્વજ્ઞાન કેવળ બુદ્ધિના વિલાસરૂપ નહિ, પરંતુ ધર્મવિશેષ વડે એટલે નિવૃત્તિરૂપ ધર્મવડે જે ઈશ્વરપ્રસાદ ઉત્પન્ન થાય તેથી ચિત્ત વીતરાગ બને અને તેમ થયા પછી વસ્તુનું સત્યજ્ઞાન ઉત્પન્ન થાય છે, તેજ જીવાત્માને મોક્ષ આપે છે. કેવળ તત્ત્વજ્ઞાન અને ઈશ્વરપ્રસાદ જન્ય તત્ત્વજ્ઞાનમાં ફેર એ છે કે એક તર્કજન્યજ્ઞાન ઉત્પન્ન કરે છે, પરંતુ બંધનાં કારણોનો ઉચ્છેદ કરતું નથી. બીજું ઈશ્વરના અનુગ્રહ વડે બંધકારણોની પરંપરાનો ઉચ્છેદ કરે છે. કણાદમુનિ પોતે 'અર્થ' શબ્દ વડે દ્રવ્ય, ગુણ અને કર્મ એ ત્રણે વસ્તુનો ઉલ્લેખ કરે છે. સામાન્ય તથા વિશેષ એ બુદ્ધિથી ઉત્પન્ન થયેલા પદાર્થો છે અને સમવાય પણ એવોજ બૌદ્ધ પદાર્થ છે એવું માને છે. સ્વતંત્ર અસ્તિત્વવાળા પદાર્થો દ્રવ્ય, ગુણ, કર્મ છે અને બુદ્ધિ વડે ઉપસ્થિત થનારા પદાર્થો સામાન્ય, વિશેષ અને સમવાય છે. સામાન્ય, વિશેષ અને સમવાય એ સ્વતંત્ર બાહ્યાર્થ છે એવો સિદ્ધાંત પાછળથી આવ્યો અને અભાવ પદાર્થ નવો પ્રવેશ પામ્યો. વિશ્વના સઘળા પદાર્થો કાર્યરૂપ હોય અથવા કારણરૂપ હોય, તે સર્વ આ સાત પદાર્થોમાં અન્તર્ગત થાય છે.

જે પદાર્થ ગુણવાળો અને ક્રિયાવાળો હોય અથવા જે સમવાયિ-

કારણ અથવા ઉપાદાન કારણ થઈ શકે તે દ્રવ્ય. જે પદાર્થ દ્રવ્યમાં આશ્રિત થઈ રહે, સંયોગ અને વિભાગનું કારણ બને નહિ અને બીજા ગુણને ધારણ કરે નહિ તેનું નામ ગુણ. જે પદાર્થ એકજ દ્રવ્યમાં આશ્રય પામી રહે, પોતે ગુણ વિનાનો હોય અને સંયોગ તથા વિભાગમાં પોતે પ્રત્યક્ષ કારણ થાય તે કર્મ. ગુણમાં અને કર્મમાં બે ભેદક હેતુઓ જણાય છે. સંયોગ તથા વિભાગમાં ગુણ કારણ થતું નથી ત્યારે કર્મ કારણ બને છે. ગુણ દ્રવ્યમાં સદા આશ્રિત હોય છે. કર્મ નિત્ય આશ્રિત હોતું નથી. દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વ એ ત્રણ સામાન્ય સમૂહને પરમ સત્તા અથવા પરજાતિ કહે છે. દ્રવ્યના, ગુણના અને કર્મના પેટા વિભાગને અપરજાતિ કહે છે.

દ્રવ્યના પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિક્, આત્મા અને મન એવા નવ ભેદ છે. તેમાં પ્રથમ ચાર પરમાણુરૂપ છે અને મન પણ પરમાણુરૂપ છે. આકાશ, કાલ, દિક્ અને આત્મા વિભુ દ્રવ્યો છે.

કણાદ મુનિના સૂત્રમાં ગુણોની સંખ્યા ૧૭ આપી છેઃ—(૧) રૂપ (૨) રસ, (૩) ગંધ, (૪) સ્પર્શ, (૫) સંખ્યા, (૬) પરિણામ, (૭) પૃથકત્વ, (૮) સંયોગ, (૯) વિભાગ, (૧૦) પરત્વ, (૧૧) અપરત્વ, (૧૨) બુદ્ધિ, (૧૩) સુખ, (૧૪) દુઃખ, (૧૫) ઇચ્છા, (૧૬) દ્વેષ, (૧૭) પ્રયત્ન. પાછળથી ૭ ગુણો ઉમેરાયાઃ—(૧) ગુરુત્વ, (૨) દ્રવત્વ, (૩) સ્નેહ, (૪) શબ્દ, (૫) ધર્મ, (૬) અધર્મ, (૭) સંસ્કાર.

આ ગુણોનું વર્ગીકરણ સામાન્ય અને વિશેષભાવે પણ થઈ શકે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ અનુક્રમે પાંચ પૃથ્વી આદિ દ્રવ્યોના અસાધારણ વિશેષ ગુણો છે. સંખ્યા, પરિણામ, પૃથકત્વ, સંયોગ, વિભાગ—એ પાંચ સર્વ દ્રવ્યોના સાધારણ વિશેષ ગુણો છે. પરત્વ, અપરત્વ એ ગુણો દિક્ અને કાળને લીધે ઉત્પન્ન થાય છે અને

મૂર્તદ્રવ્યમાં રહી શકે છે. બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા; દ્વેષ, ધર્મ, અધર્મ, પ્રયત્ન અને ભાવનારૂપ સંસ્કાર એ નવ આત્માના વિશેષ ગુણો છે. ગુરુત્વ પૃથ્વી અને જલમાં છે. દ્રવત્વ અને સ્નેહ માત્ર જલના ધર્મો છે.

કર્મ પદાર્થ પાંચ પ્રકારનો છે. ઉત્ક્ષેપણ (ઊંચી ગતિ), અપક્ષેપણ (નીચી ગતિ), આકુંચન, પ્રસારણ અને ગમન સામાન્ય એટલે અનેક વસ્તુમાં પ્રવર્તતો સામાન્ય ધર્મ. સામાન્યના બે પ્રકાર છે—પર અને અપર. પર સામાન્ય તે સત્તા કહેવાય છે અને તેમાં દ્રવ્ય, ગુણ અને કર્મનો સમાવેશ થાય છે. અપર સામાન્ય દ્રવ્ય, ગુણ અને કર્મના વિભાગોને લગતું છે.

નિત્યદ્રવ્ય એટલે પૃથ્વી, જલ, તેજ, વાયુનાં પરમાણુઓ, આકાશ, કાલ, દિક્, આત્મા અને મનનો પ્રત્યેકનો ભેદકધર્મ તે વિશેષ અને અનંત છે.

અભાવ બે પ્રકારના છેઃ—(૧) અન્યોન્યાભાવ (ઘડો–તે વસ્ત્ર નહિ), (૨) સંસર્ગાભાવ (અન્યોન્યાભાવથી જુદો અભાવ તે). બીજા અભાવના ત્રણ પ્રકાર છે—ઘડાની ઉત્પત્તિ પૂર્વે ઘડાનો અભાવ તે પ્રાગભાવ, તેના વિનાશ પછીનો અભાવ છે પ્રધ્વંસાભાવ અને ત્રણ કાલમાં પદાર્થનો સંભવ નથી એવું જણાવનારો અભાવ તે અત્યાન્તાભાવ.

ન્યાયવૈશેષિક દર્શનમાં ભારતના ભૌતિકશાસ્ત્રનો પ્રથમ પાયો નખાયો કારણ કે તે પહેલાં કાર્યકારણની આરંભવાદની પ્રક્રિયા સ્પષ્ટ ન હતી; તેમ પરમાણુ કારણવાદની પ્રક્રિયા પણ આરંભવાદને બંધ બેસે તેવી ન હતી. આ પ્રક્રિયામાં પરિમાણની બે કોટિઓ એક મહત્ અને બીજી અણુ છે. પરમ મહત્ પરિમાણવાળાં દ્રવ્યો–આકાશાદિ ચાર અને પરમ અણુ પરિમાણવાળાં દ્રવ્યો તે પરમાણુઓ (જેનું પારિભાષિક નામ 'પરિમંડળ') છે. આ બે વચલાં પરિણામો તે દીર્ઘ

અને કારણ. કોઈ પણ અવયવી પદાર્થનો વિભાગ કરતાં છેવટનું અવિભાજ્ય મૂર્ત રૂપ રહે તેનું નામ પરમાણુ. આ નિત્ય દ્રવ્ય કહેવાય છે અને તે પૃથ્વી, જળ, તેજ અને વાયુનાં જુદાં જુદાં હોય છે. સંહારકાળે આ ચાર ભૂતોનાં પરમાણુઓ શી રીતે સંયુક્ત થઈ સૃષ્ટિનો આરંભ થાય છે, તે બાબતમાં કણાદનો સ્પષ્ટ અભિપ્રાય જણાતો નથી. હાલના પરમાણુ કારણવાદમાં આદ્યશક્તિ સૃષ્ટિનો આરંભ કરનારી સ્વતઃ જાગે છે એટલે નૈસર્ગિક સૃષ્ટિ ક્રમ કરે છે. બીજી પ્રક્રિયા એટલે ઈશ્વર સંકલ્પથી સૃષ્ટિ થાય છે એવી છે. ન્યાય-વૈશેષિકમાં બીજો મત સ્વીકારાએલો જણાય છે.[૧૨] સંહાર કાળમાં શરીર ઇન્દ્રિય અને વિષયોનાં પરમાણુઓ રહે છે અને તેતે આત્માઓના ધર્માધર્મ અને સંસ્કારો તે તે આત્મામાં વસેલા રહે છે. આ પ્રમાણે સંસ્કારવાળા આત્માઓ અને તેમનાં પરમાણુરૂપ મનો–એ નિત્ય દ્રવ્યવર્ગ સંહાર સમયે સુપ્તવત્ રહે છે. આ કાલના અવધિએ તે તે પ્રાણીઓના ભોગના સંસ્કારોનો પરિપાક થવાથી મહેશ્વરમાં સર્જન ઈચ્છા થાય છે અને તે ઈચ્છા અથવા સંકલ્પ વડે સર્વજીવાત્માઓનાં અદૃષ્ટો જાગે છે અને તે અદૃષ્ટ વડે સંયોગમા રહેલાં વાયુનાં પરમાણુઓનો પ્રથમ ક્ષોભ થાય છે અને તે ક્ષોભ વડે તે તે પરમાણુઓ સંબંધમાં આવી બે પરમાણુ વડે એક દ્વયણુક, ત્રણ દ્વયણુક વડે એક ત્ર્યણુક અને એ ક્રમથી ચતુરણુક વડે ઉત્પન્ન થયેલો મહાવાયુ આકાશમાં જાગે છે. પછી જલસમૂહમાં જાગે છે, ત્યારપછી પૃથ્વીમંડળ જાગે છે, તેજોરાશિ જાગે છે અને મહેશ્વરની ઈચ્છાથી મહાભૂતોનો સમુદ પાકે છે અને તેમાંથી એક મોટું આંડ ઉત્પન્ન થાય છે. તે બ્રહ્માંડમાં સર્વલોકના પિતામહ બ્રહ્મા આદિ પુરુષ તરીકે ઉત્પન્ન થાય છે અને તેને સર્ગક્રિયામાં મહેશ્વર પ્રેરે છે, તેથી સૃષ્ટિના માનવો પેદા થાય છે. આ પરમાણુ કારણવાદની પ્રક્રિયામાં

૧૨ નંદશંકર મહેતા–હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ–પૃ. ૨૩૭

જીવોનાં અદૃષ્ટ એટલે ધર્મ અને અધર્મ તથા સંસ્કારોનાં નિમિત્ત-એ પૂર્વમીમાંસા દર્શનની અદૃષ્ટની છાયા છે. પરમાણુઓ સ્વતઃ જડ હોવાથી અને આરંભવાદ સ્વીકારેલો હોવાથી સાંખ્યની પ્રકૃતિની પેઠે પોતાની મેળે પ્રવૃત્ત થવાનો સંભવ નહિ હોવાથી પરમેશ્વરના સંકલ્પને પ્રેરક માને છે.

ન્યાય વૈશેષિક દર્શનમાં આત્મા સર્વ આસ્તિક દર્શનોની માફક ત્રણ ધર્મવાળો (કર્તા, ભોક્તા અને દ્રષ્ટા) સ્વીકારાયો છે. ન્યાયવૈશેષિકની દૃષ્ટિ લોકાયત મત કરતાં ચઢિઆતી છે અને સામાન્ય લૌકિક બુદ્ધિ શરીર, ઇન્દ્રિય અને મનથી ભિન્ન કોઈ આત્મરૂપ પદાર્થ નથી એવું માને છે અને તેનું મિથ્યાપણું સાબિત કરે છે. ચૈતન્ય અથવા જ્ઞાન એવો વિલક્ષણ ધર્મ છે કે તે ભૂત અને ભૌતિક પદાર્થોને વિષયરૂપે પકડે છે અને રૂપાદિ ધર્મો પોતાને અથવા પર પદાર્થને વિષયરૂપે પકડતા નથી. ચૈતન્ય વડે પદાર્થોના ભાવ અને અભાવ સમજાય છે અને તેથી તે સ્વતંત્ર વિશેષ ગુણ છે અને તે જેમાં આશ્રિત થઈ રહે છે તે દ્રવ્યને આત્મા કહે છે. દેહના સંબંધ વડે ભાન થાય છે તેથી દેહ અને ભાન એક જ પદાર્થ ન ગણાય. દા. ત. પ્રદીપ વડે પદાર્થો પ્રકટ થાય છે, તેથી પ્રદીપ અને પદાર્થ એક નથી.

ચૈતન્ય અથવા જ્ઞાનનું આધારભૂત દ્રવ્ય તે આત્મા છે. તે ચૈતન્યનું એકીકરણ કરે છે. શરીર, ઇન્દ્રિય અને મનના વિકારો તથા ગતિ અગતિની સાથે તે ત્રણ સાધનાને સ્વેચ્છાથી પ્રેરે છે. ચેતનધર્મ વડે હિત અહિત જાણે છે. આ સંસારી આત્માના ખાસ નવ વિશેષ ગુણો છે—બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, અને સંસ્કાર. સંખ્યા, પરિમાણ, પૃથકૃત્વ, સંયોગ અને વિભાગ-એ પાંચ ગુણો બીજાં દ્રવ્યો સાથે સમાન હોઈ શકે છે.

ન્યાય વૈશેષિકમાં આત્માનું કર્તા, ભોક્તા અને જ્ઞાતાપણાનું

સ્વરૂપ સ્વીકારાયેલું હોવાથી એ ત્રણ પદનો જે અનુભવ કરે, તેમાં તેના સંસ્કાર રહે અને તેને જ એ ત્રણ પદની સ્મૃતિ રહે એ નિયમ સ્થાપવો પડ્યો છે. સંસારી અને મુક્ત એ ભેદવ્યવસ્થા સારુ, ઈશ્વર થતા અનીશ્વર પદની વ્યવસ્થા સારુ અને સુખદુઃખની વ્યવસ્થા સારુ ન્યાય વૈશેષિકમાં આત્મભેદ પાયાનો સિદ્ધાન્ત છે.

સામાન્યવિશેષવાળા જ્ઞાનાદિ ધર્મવાળા આત્મદ્રવ્યના મુખ્ય બે ભેદ છે :—ક્ષેત્રજ્ઞ અને (પિંડનો અભિમાની જીવાત્મા) અને સર્વજ્ઞ (સર્વ જગતના જ્ઞાનવાળા). પરમેશ્વર જીવાત્મા અનંત છે, ત્યારે પરમાત્મા અને પરમેશ્વર એક છે. પરમેશ્વરના–ફળપ્રવૃત્તિના નિયમને જાણીને પ્રવૃત્ત થતા હોય કે વગર જાણ્યે પ્રવૃત્ત થતા હોય, ગમે તેમ હોય તો પણ તે સર્વજ્ઞ પરમેશ્વરની ગુપ્ત ફળપ્રવર્તક સત્તાને વશવર્તી પ્રાણીઓ પોતાના શુભાશુભ કર્મના ફળને યોગ્ય દેશકાળમાં મેળવે છે સર્વજ્ઞ અને જીવાત્મા શક્તિના ભેદથી, કર્મના ભેદથી, શુદ્ધિ અશુદ્ધિના ભેદથી, મુક્ત અને અમુક્ત ભેદથી અત્યંત ભિન્ન છે એવું આ દર્શનનું મંતવ્ય છે. અખંડરૂપે દેખાય છે તે આત્મા. આત્મા ત્રણ પ્રકારનો હોય છે. ભૂતાત્મા (શારીરાત્મા), વિજ્ઞાનાત્મા (માનસાત્મા) અને શુદ્ધાત્મા (પરમાત્મા).

આત્મા કોઈ દ્રવ્ય છે અને તેમાં જ્ઞાનાદિ ધર્મો અથવા ગુણો ઉત્પન્ન થાય છે અને આત્મા તેના ઉપર સ્વામીત્વ ધરાવે છે, એ પ્રકારની ભાવના ન્યાય વૈશેષિકની છે.[13] જ્ઞાનના બે પ્રકાર છે—(૧) વિદ્યા (પદાર્થોને તથા આત્મદેવને લગતું સાચું જ્ઞાન). (૨) અવિદ્યા (પદાર્થોને લગતું અવળું જ્ઞાન). વિદ્યાના ૧. પ્રત્યક્ષ, ૨. અનુમાન, ૩. સ્મૃતિ, ૪. આર્ષ એવા ચાર પ્રકાર છે. અવિદ્યાના પણ ચાર પ્રકાર છે—૧. સંશય, ૨. વિપર્યય (અવળું જ્ઞાન), ૩. અનધ્યવસાય (અનિશ્ચય), ૪. સ્વપ્ન.

૧૩. નર્મદાશંકર મહેતા—હિન્દ તત્વજ્ઞાનનો ઇતિહાસ પૃ. ૨૫૩.

ચક્ષુ, શ્રોત્ર, ત્વક્, જીહ્વા, ઘ્રાણ અને મન એવી છ ઇન્દ્રિયોથી છ પ્રકારનાં પ્રત્યક્ષ થાય છે અને તે ઇન્દ્રિય અને અર્થનાં સન્નિકર્ષ વડે ઉત્પન્ન થાય છે અને તે સામાન્ય તથા વિશેષ ઉભયને સ્પર્શ કરે છે. ઇન્દ્રિયાર્થ સંનિકર્ષ બે પ્રકારનો છે—(૧) લૌકિક (છ પેટા પ્રકાર–સંયોગ, સંયુક્ત સમવાય, સંયુક્ત સમવેત સમવાય, સમવાય, સમવેત સમવાય, વિશેષણ–વિશેષ્ય ભાવ–સંયોગ વડે દ્રવ્યોનું ભાન થાય છે. સંયુક્ત સમવેત સમવાય વડે ગુણ અને કર્મની જાતિનું, સમવાય વડે શબ્દનું, સમવેત સમવાય વડે શબ્દત્વનું અને વિશેષણ વિશેષ્યભાવ વડે અભાવનું ભાન થાય છે), (૨) અલૌકિક (સામાન્ય લક્ષણ એકલે કે ઘટત્વના જ્ઞાનવડે સર્વ ઘટનું સામાન્ય માનસ પ્રત્યક્ષ થાય તે જ્ઞાનલક્ષણ એટલે કવિજનોનું સર્વ વિષયોના સંસર્ગનું માનસ પ્રત્યક્ષ જે આંતર આલોચન વડે થાય છે તે અને યોગજ ધર્મ એટલે યોગબલ વડે જે યોગીજનોનું પરમાણુ પર્યંતનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તે).

તત્ત્વોની સંખ્યાના નિરૂપણવડે અથવા સમ્યક્ ખ્યાતિવર્ણન–બુદ્ધિનું પ્રકટ કરનાર હોવાથી સાંખ્ય નામ પડેલું જણાય છે અને તે સિદ્ધાન્તનો મોક્ષરૂપ પુરુષાર્થસિદ્ધિમાં શો ઉપયોગ કરવો તેનું નિરૂપણ કરનાર દર્શન યોગ ગણાય છે, સાંખ્ય સિદ્ધાન્તોનું શાસ્ત્ર છે, ત્યારે યોગ તેની ઉપયોગી સાધનપદ્ધતિ છે. એકજ્ઞાનમય છે. બીજું ક્રિયામય છે. પ્રત્યેકદર્શન પરસ્પરની પૂર્તિ કરે છે. તેઓ ભિન્ન દર્શનરૂપ નથી. બે આંખથી જેમ એકજ વસ્તુનો અનુભવ થાય છે, તેમ સાંખ્ય–યોગથી એકજ દુઃખાન્તરૂપ પુરુષાર્થની સિદ્ધિ થાય છે.

**૭. સાંખ્ય-યોગ**

ઋગ્વેદમાં પ્રકૃતિનાં 'અવ્યક્ત' અને 'વ્યક્ત' તત્ત્વો છે. સાંખ્યનું તે લગતું પારિભાષિક નામ 'પુરુષ' પણ પુરુષસૂક્તમાં નજરે પડે છે. મૈત્રાયણી ઉપનિષદ્‌માં સાંખ્યશાસ્ત્રના ત્રણ ગુણો (સત્વ, રજસ અને તમસ)ની છાયા નજરે પડે છે. કાઠક ઉપનિષદ્ વાક્યમાં મહતથી

અવ્યક્ત પર છે અને અવ્યક્તથી પુરુષ પર છે. પુરુષ એ છેવટની મર્યાદા છે, અને તે પરાગતિ છે એવું કહી સાંખ્યશાસ્ત્રનાં સંહિતાકાળનાં બીજકો આપણે પલ્લવિત થયેલાં જોઈએ છીએ. ઉપનિષદ્ગ્રંથોની એક વિચાર શ્રેણી જગતકારણ બ્રહ્મને આત્માવસ્તુરૂપે ઓળખાવવા પ્રતિ વળે છે અને તેમાથી સ્વતંત્ર વેદાન્તદર્શન ઉદ્ભવે છે, ત્યારે જગત કારણ અવ્યક્તને (પ્રકૃતિને) પુરુષથી (આત્માથી) પૃથક્‌પણાનું ભાન કરાવનાર બીજી વિચારશ્રેણીમાંથી સાંખ્યદર્શન ઉદ્ભવે છે. એક વિચારશ્રેણી બ્રહ્મના અને આત્માના અદ્વૈત સાક્ષાત્કારમાં પુરુષાર્થ જુએ છે ત્યારે બીજી વિચારશ્રેણી પ્રકૃતિ અને પુરુષના અત્યંત વિવેક સાક્ષાત્કારમાં પુરુષાર્થ જુએ છે[૧૪] આ પરથી જણાય છે કે સાંખ્યદર્શનના આદિ પ્રવર્તક ગૌતમબુદ્ધના જન્મ પહેલાં સાંખ્યદર્શન એકરૂપ હતું.

અર્વાચીન શોધથી જણાયું છે કે ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા (ઈ. સ. ૧૦૦)માં જે સાંખ્યસિદ્ધાન્તનું ચિત્ર છે, તે કરતા જુદા પ્રકારનું પ્રાચીન સાંખ્યદર્શન હતું. આ દર્શન સેશ્વરવાદવાળું હતું. બૌદ્ધ દર્શનમાં પણ ભવચક્રની સાંકળનું નિરૂપણ કરવાથી સાંખ્ય વિચારો નજરે પડે છે.

તત્ત્વજ્ઞાનના ત્રણ પ્રમેયો—જીવ, જગત અને ઈશ્વર ઉપર વિલક્ષણ પ્રકાશ નાખનાર સાંખ્યશાસ્ત્ર અને તેને સાધ્યકોટિમા લાવવાના ઉપાયોનું વર્ણન કરનાર યોગશાસ્ત્ર હિંદુઓના તત્ત્વજ્ઞાનનો અખૂટ ભંડાર છે.

સંસારનો અનુભવ કરનાર જીવ તેનું પારિભાષિક નામ સાંખ્યદર્શનમાં 'પુરુષ' છે અને સંસારના એટલે અનુભવમાં આવતા જગતના મૂલ કારણનું પારિભાષિક નામ 'પ્રકૃતિ' છે. આ બે તત્ત્વો અત્યંત પૃથક્ છે, એવું સ્પષ્ટ ભાન ઉત્પન્ન થવું તેને વિવેકજ્ઞાન કહે છે.

---

૧૪. નર્મદાશંકર મહેતા—હિંદ તત્વજ્ઞાનનો ઇતિહાસ. પૂર્વાર્ધ. પૃ. ૩૯

આ વિવેકજ્ઞાનથી અવળું જ્ઞાન તે અવિદ્યા. વિકારી પ્રકૃતિ અને તેના ગુણધર્મો પુરુષમાં વસ્તુતઃ નથી. પુરુષ કેવળ ચિતિરૂપ છે અને નિર્વિકાર છે. આનો સ્પષ્ટ અનુભવ જગાડવાથી અવિદ્યાનો નાશ થાય છે. અવિદ્યાનો નાશ થતાં તેના પરિવારરૂપ ક્લેશો, અસ્મતા, રાગ, દ્વેષ, અભિનિવેશ (મરણભય) નિવૃત્ત થતાં ત્રણ પ્રકારનાં દુઃખોનો અવધિ આવે છે અને પુરુષ મુક્ત થાય છે. આ પ્રમાણે હોય એટલે તજવા યોગ્ય ભાવિ દુઃખ, તેનું કારણ અવિદ્યા, ભાવિ દુઃખનો ત્યાગ અથવા આત્યંતિક લય અને તેનો ઉપાય વિવેકજ્ઞાન—આ ચાર મુદ્દાનું પ્રતિપાદન કરવું એ સાંખ્યશાસ્ત્રનું પ્રયોજન છે. ભવદુઃખ શી રીતે શમે તેની ચર્ચા સાંખ્યદર્શન કરે છે.

દશ્યમાં આત્મબુદ્ધિ બાંધવાના મૂલદોષને અવિદ્યા કહે છે. આ અવિદ્યા વડે કર્તૃત્વાદિ મર્યાદાવાળું અભિમાન જાગે છે. તે વડે રાગ અને દ્વેષ થાય છે; તેથી ઇષ્ટ પદાર્થોને મેળવવા અને અનિષ્ટનો નાશ અથવા ત્યાગ કરવા મનુષ્ય પ્રવૃત્ત થાય છે. મનુષ્યની આ પ્રવૃત્તિ ધર્મ અને અધર્મને અથવા પુણ્ય તથા પાપને પ્રકટ કરે છે. તે શુભાશુભ કર્મવડે જન્મ, આયુષ્ય અને ભોગરૂપ વિભાગો થાય છે અને એક ભવમાંથી બીજા ભવમાં સંસારી પુરુષનું ભ્રમણ થાય છે. જો પુરુષ કેવળ ચૈતન્યરૂપે સ્વપ્રતિષ્ઠિત અને પ્રકૃતિ પોતાના વિકારવાળા પુરુષની સાથેના અવિદ્યામય સંબંધથી વિખૂટી પડે તો અવિદ્યારૂપે મૂળનો ઉચ્છેદ થવાથી ભવચક્ર અટકે. કેટલાંક તત્ત્વોથી આત્મબુદ્ધિ બાંધવરૂપ અવિદ્યા વડે બદ્ધ થાય છે અને અનાત્મબુદ્ધિ ઉત્પન્ન કરે છે. તેનાથી પૃથક્ પડી પુરુષ મુક્ત થાય છે. કેટલાંક તત્ત્વો પ્રકૃતિરૂપ એટલે કારણરૂપ, કેટલાંક પ્રકૃતિવિકૃતિરૂપ એટલે કારણરૂપ અને કાર્યરૂપ અને કેટલાંક વિકૃતિરૂપ એટલે કાર્યરૂપ છે. એક પુરુષતત્ત્વ એવું તત્ત્વ છે કે જે પ્રકૃતિ પણ નથી, તેમ વિકૃતિ પણ નથી.

આ પુરુષરૂપ કાર્યકારણથી પરતત્ત્વનો કાર્યકારણાત્મક જગતથી પૃથક્

અનુભવ કરવામાં સાંખ્યાચાર્યો ચોવીસ તત્ત્વો (પ્રકૃતિ, મહત્, અહંકાર, મન, પાંચ તન્માત્રાઓ, પાંચ ઇન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ મહાભૂત અને પુરુષ)નો ઉપદેશ કરે છે. આ તત્ત્વોમાં આદિ કારણ મૂળ પ્રકૃતિતત્ત્વ સ્વયંભૂ છે. સાક્ષાત્ અથવા પરંપરાએ સઘળા વિકારોના કારણરૂપે તે રહે છે અને તે સર્વોત્તમ કૃતિ અથવા પરિણામને પ્રગટ કરી, પુરુષના ભોગ અને મોક્ષ એ પુરુષાર્થને સાધે છે, માટે તેને પ્રકૃતિ એવું નામ આપવામાં આવ્યું છે તેનાં બીજાં નામ શક્તિ, અજા, પ્રધાન, અવ્યક્ત, તમસ્, માયા, અવિદ્યા વગેરે છે. પ્રકૃતિ સત્વ, રજસ્ અને તમસ્ ગુણો કે ભાવો અમુક પ્રકારની સામ્ય અવસ્થા છે. આ ગુણો પુરુષને બંધનમાં લાવી મૂકે છે એટલે પાશરૂપે વર્તે છે તે દુઃખ મોહ વગેરે ધર્મોને પેદા કરે છે તથા તેમનું અસ્તિત્વ પરાર્થે છે એટલે કે અમુખ્ય ગણાય છે. સત્વ, રજસ્ અને તમસ્ ભાવો સામ્ય અવસ્થામાં હોય ત્યારે પ્રકૃતિતત્ત્વ, જ્યારે તે વૈષમ્યને પામે ત્યારે વિકૃતિ તત્ત્વ જાગે. આ દ્રવ્ય ધર્મ વિનાનું કદી હોતું નથી, તેથી ન્યાય વૈશેષિક મતનાં પરમાણુઓ કરતાં જુદા પ્રકારનું છે. તે સમરસ બની વિભુ થાય, વિષમતાને પામી અણુપરિમાણવાળું થાય અથવા મધ્યમ પરિમાણવાળું થાય. સુખ, દુઃખ અને મોહવાળા પદાર્થો અનુભવાય છે તેથી તે ધર્મવાળું મૂળ કારણ હોવું જોઈએ. પુરુષને તે પ્રકારનો અનુભવ થાય છે અને તેથી ચિત્તના સત્વાદિ પ્રકારો છે. બાહ્ય અર્થના તે ધર્મો નથી—એવી શંકાને સ્થાન નથી, કારણ કે સાંખ્યદર્શનમાં ચિત્ત અને અર્થ આદિ કારણ દ્રવ્યના જ પરિણામો છે અને પૃથક્ પદાર્થો નથી.

અસંખ્ય વ્યક્તિવાળાં સત્વાદિ દ્રવ્યો જ્યારે સામ્યભાવમાં આવે ત્યારે પ્રકૃતિ કહેવાય. આ પ્રકૃતિ જો કે અનંત ભેદો અથવા વ્યક્તિઓથી ભરપૂર છે તો પણ કારણ દ્રવ્યતત્વને લીધે અપરિચ્છિન્ન એટલે અમર્યાદિત કહેવાય છે. નિશ્ચય, અભિમાન વગેરે ક્રિયાઓનો પ્રકૃતિમાં ઉદય નથી તેથી તે અક્રિય કહેવાય છે. પ્રકૃતિમાંથી વૈષમ્ય

થતાં જે પ્રથમ તત્ત્વ ઉદ્ભવે છે તેનું નામ મહત્ અથવા બુદ્ધિ છે. સાંખ્યાચાર્યો નિત્યસિદ્ધ ઈશ્વર નથી માનતા, પરંતુ વ્યવસ્થાપક ઈશ્વરનું રૂપ માને છે અને તે સર્ગારંભે પ્રકટ થાય છે. આ ઈશ્વરનો ઉપાધિ તે મહત્ તત્ત્વ છે. આ મહત્ સ્વતઃ શુદ્ધ સત્વરૂપ છે, તેમાં રજસ્ અને તમસ્ ના અંશો વડે વિકૃતિ થાય ત્યારે તે વ્યષ્ટિ જીવ અથવા પુરુષનો ઉપાધિ બને છે. આ મહત્ ના એક દેશમાં હું પણાનું પ્રથમ ભાન જાગે છે. આ મર્યાદિત ભાન અથવા અભિમાનવાળા દ્રવ્યને અહંકાર કહે છે. અહંકારની ત્રણ શાખાઓ વૈકારિક (સત્વગુણના પ્રભાવવાળી), તૈજસ (રજોગુણના પ્રભાવવાળી) અને ભૂતાદિ (તમોગુણના પ્રભાવવાળી) છે. વૈકારિક અહંકાર દ્રવ્યમાંથી દશ ઇન્દ્રિયોના ઉપકારક દેવતાઓ, તૈજસમાંથી જ્ઞાન અને કર્મ ઇન્દ્રિયોનું સહાયક મન તથા છૂટી પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે અને ભૂતાદિમાંથી પાંચ શબ્દાદિ તન્માત્રાઓ પ્રકટ થાય છે.

મહત્, અહંકાર અને પંચતન્માત્રાઓ પોતે નવાં કાર્યોને પ્રકટ કરે છે અને પોતે અન્યના કાર્યરૂપ છે તેથી પ્રકૃતિ વિકૃતિરૂપ ગણાય છે. પંચતન્માત્રાઓ પંચમહાભૂતને ઉત્પન્ન કરે છે. ભૂતાદિ અહંકાર પ્રથમ શબ્દ તન્માત્રાનો જન્મ આપે છે અને તેમાંથી એક શબ્દધર્મવાળું આકાશ પ્રકટે છે. આકાશ દ્રવ્યના ભીતરમાં રહેલા ભૂતાદિના બળથી સ્પર્શતન્માત્રા જાગે છે અને તેમાંથી બે ગુણવાળો વાયુ ઉત્પન્ન થાય છે. વાયુના અંતર્ગત ભૂતાદિ અહંકારની પુનઃ વિકૃતિથી રૂપતન્માત્રા જાગે છે અને તેમાંથી ત્રણ ગુણવાળું તેજસ્ ઉત્પન્ન થાય છે. તેજસ્ અંતર્ગત ભૂતાદિ અહંકારના અધિક ક્ષોભથી રસતન્માત્રા જાગે છે અને તેમાંથી ચાર ગુણવાળું જલતત્ત્વ પ્રકટે છે. જલના અંતર્ગત ભૂતાદિના પુનઃ ક્ષોભથી ગંધતન્માત્રા જાગે છે ને તેમાંથી પાંચ ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થાય છે. ૧૧ ઇન્દ્રિયો અને પંચભૂત એ નવાં તત્ત્વને પ્રકટ કરતાં નથી તેથી પ્રકૃતિરૂપ નથી,

પરંતુ કેવળ વિકૃતિરૂપ છે. ચોવીસ તત્ત્વોમાં પ્રકૃતિ અનાદિ છે. અને બાકીનાં ૨૩ આદિ છે. પંચભૂત, મહત્ (અહંકાર મહત્‌માં) અને પ્રકૃતિ સિવાયનાં ૧૭ તત્ત્વો પુરુષની અભિવ્યક્તિ કરાવનાર હોવાથી લિંગ શરીર કહેવાય છે. પ્રાણનો મહત્‌માં સમાવેશ કરવામાં આવ્યો છે. મોક્ષ થતાં મૂલકારણમાં શમે છે. સ્વયંભૂનું શરીર સંકલ્પબલથી ઉત્પન્ન થાય છે તેથી તે સ્વયંભૂ કહેવાય છે. વિરાટ શરીરના અંશોમાંથી આપણા સર્વ સ્થૂલ શરીરાભિમાનીનાં શરીરો ગુણકર્માનુસાર ઉત્પન્ન થાય છે જીવાત્મા પુરુષ ગુણથી પર હોઈ 'દ્રષ્ટા' છે. આ રીતે જીવાત્મા પ્રસૂતિથી ભિન્ન છે એમ સમજવું તે 'વિવેકખ્યાતિ' કહેવાય છે.

સાંખ્યદર્શન પુરુષના ભેદજ્ઞાનને અથવા વિવેકજ્ઞાનને મોક્ષનું કારણ માને છે, ત્યારે યોગદર્શન તે ઉપર વિશેષ વિચાર કરી જણાવે છે કે બુદ્ધિસત્ત્વ અને પુરુષ અત્યંત નિરાલા સ્વતંત્ર પદાર્થ છે, પરંતુ જ્યાં સુધી બુદ્ધિસત્ત્વ અને પુરુષનો સંબંધ વિદ્યમાન રહે ત્યાં સુધી પરસ્પરની છાયાપત્તિ રહેવાની અને દુઃખનો આત્યંતિક અભાવ થવાનો નહિ. આથી પુરુષ જે ચિતિરૂપ છે તે પરિણામોની છાયાને ધારણ કરે નહિ ત્યારે તે કૈવલ્યને પામે. સાંખ્યના મહત્ અથવા બુદ્ધિસત્ત્વનું યોગમાં પારિભાષિક નામ 'ચિત્ત' આપ્યું છે. જે ચિત્ત મૂઢ (નિદ્રા અને આલસ્યમાં ડૂબેલું), ક્ષિપ્ત (વિષયોમાં રોકાયલું) અને વિક્ષિપ્ત (કોઈ કોઈ ક્ષણોમાં ધ્યાનાદિવાળું) ભૂમિકાનું હોય તે યોગને લાયક નથી, પરંતુ એકાગ્ર ચિત્ત યોગ (સમાધિ)ને લાયક છે. એકમાં જે વિષયને લગતી સમાધિ હોય તેનું સામાન્ય પ્રમાણથી ન જણાય તેવું સર્વ વિશેષો-વાળું જ્ઞાન ઉત્પન્ન કરે તે સંપ્રજ્ઞાત અને જેમાં વૃત્તિમાત્ર શમી જઈ ચિત્ત ચૈતન્ય ગર્ભશેષ ઝળકયા કરે તે અસંપ્રજ્ઞાત ચિત્ત દ્રવ્યમાંથી જે શિખાઓ નીકળે છે તેને વૃત્તિઓ કહેવામાં આવે છે જેના પાંચ વર્ગ પડે છે. સત્યજ્ઞાન કરનારી વૃત્તિઓ તે પ્રમાણ; દોષ વડે જે મિથ્યાજ્ઞાન થવું તે વિપર્યય, શબ્દજ્ઞાનને અનુસરતાં ચિત્તનું પરિણામ થાય, પરંતુ

વસ્તુના અભાવે પાછું પડે અને જ્યાંસુધી શબ્દ પ્રવૃત્તિ હોય ત્યાંસુધી વ્યવહારનો ઉકેલ કરાવી શકે તે વિકલ્પ; સુષુપ્તિ સમયે લીનભાવને પામી જે વૃત્તિ ઉત્થાન સમયે 'હું સુખે સૂતો હતો' એવી સ્મૃતિના આધારભૂત અનુભવરૂપા હોય તે નિદ્રા અને સંસ્કાર માત્રથી ઉત્પન્ન થનારી વૃત્તિ તે સ્મૃતિ.

યોગ દર્શનના આદિ પ્રવર્તક પતંજલિ મનાય છે. યોગ એટલે વ્યક્તિગત આત્મા અને પરમાત્માનું આધ્યાત્મિક જોડાણ. યોગ શરીરની ઇન્દ્રિયો તથા મનને સંયમમાં રાખે છે. યોગના અષ્ટમાર્ગી નિયમનમાં યમ (સંયમ વ્રતો, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ), નિયમ (શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વર પ્રતિધાન), આસન (અચલ સ્થિતિ થાય તેવી બેઠક), પ્રાણાયામ (મન એકાગ્ર કરવા માટે શ્વાસની ક્રિયા), પ્રત્યાહાર (ઇન્દ્રિયોનો સંયમ), ધારણા (ધ્યાનની વસ્તુ પર મનને લગાવવું), ધ્યાન (ખલેલ ન પહોંચે તેવી સ્થિતિ), સમાધિ (એકાગ્રતા) નો સમાવેશ થાય છે. ચિત્તની સતત ચાલતી વૃત્તિઓને નિરુદ્ધ કરવી એનું નામ યોગ છે.

ચિત્તની વૃત્તિઓને યોગમાં મહત્ત્વ અપાયું છે. ઉપર જણાવેલી ચિત્તની વૃત્તિઓમાં પ્રમાણવૃત્તિના ત્રણ પ્રકાર (પ્રત્યક્ષ, અનુમાન અને આગમ) પડે છે. પ્રત્યક્ષ પ્રમાણવૃત્તિ–જેવું કે આપણું લૌકિકચાક્ષુષજ્ઞાન. જ્યારે કોઈ લિંગવડે લિંગીનું ભાન થાય, જેમકે પર્વત વહ્નિમાન છે કેમકે તેમાં ધૂમ જણાય છે. એ વાક્યમાં ધૂમરૂપ ચિહ્ન વડે અગ્નિરૂપ લિંગીનું ભાન 'સત્ય' ઉદય પામે છે, તે અનુમાન પ્રમાણ. આપ્ત વાક્યથી ઉત્પન્ન થનારું સત્યજ્ઞાન તે આગમ પ્રમાણ. પ્રમાણવૃત્તિ પુરુષમાં પ્રતિબિંબ થઈ જે અર્થનું અર્પણ કરે છે તે પ્રમાણનું ફળ––સત્યજ્ઞાન કહેવાય છે.

યોગના બે પ્રકાર–સંપ્રજ્ઞાત (જેમાં ધ્યેય વસ્તુથી ભિન્ન કોઈ પણ

વિષયને પ્રકટ કરનાર વૃત્તિ હોતી નથી તે) અને સંપ્રજ્ઞાત (વૃત્તિમાત્રનો નિરોધ કરવો તે) છે. આ યોગનાં દષ્ટ અને અદષ્ટ એવાં બે પ્રકારનાં ફળ હોય છે. વૃત્તિના નિરોધ વડે વૃત્તિથી ઉત્પન્ન થનાર દુઃખ ભોગોનો નાશ થવો તે સાધારણ દષ્ટ ફળ છે. સંપ્રજ્ઞાતનું અદષ્ટ ફળ ધ્યેય સાક્ષાત્કાર છે. તે સાક્ષાત્કાર વડે ધ્યેય સંબંધી અવિદ્યા દૂર થતાં તેના પરિણામ રૂપ રાગદ્વેષાદિ ક્લેશની નિવૃત્તિ થાય છે. જો ધ્યેય પુરુષ સિવાય અન્ય હોય, અને તે સંબધમાં કામના શેષ હોય તો સંપ્રજ્ઞાત વડે ભૂતજય, ઇન્દ્રિયજય અને પ્રકૃતિજય પ્રાપ્ત થાય અને સ્વેચ્છાથી ગતિ થાય અને મરણના ધક્કાથી પ્રાણત્યાગ થાય નહિ, પરંતુ સ્વેચ્છાથી પ્રાણત્યાગ અને ઇષ્ટ લોકની પ્રાપ્તિ થાય. અસંપ્રજ્ઞાતનું અદષ્ટ ફળ એ છે કે તત્ત્વજ્ઞાન થયા છતાં જે સંસ્કારો રહી શકે તેનો તથા પ્રારબ્ધ કર્મનો સ્વેચ્છાથી સત્વર દાહ કરી ઉતાવળથી મોક્ષસિદ્ધિ થાય. કેવલ તત્ત્વજ્ઞાનથી જ્ઞાનસંસ્કાર અને પ્રારબ્ધકર્મ નષ્ટ થઈ શકતું નથી, કેમકે તે સંસ્કાર અને પ્રારબ્ધ કર્મ તત્ત્વજ્ઞાનના વિરોધી નથી, પરંતુ તેના ઉદય અને સ્થિતિના સહાયક છે. અસંપ્રજ્ઞાત યોગ, જ્ઞાન, સંસ્કાર અને પ્રારબ્ધ કર્મ—એ ઉભયના વિરોધી છે, તેથી નિર્બીજ સમાધિ સત્વર મોક્ષની સિદ્ધિ કરાવવામાં તત્ત્વજ્ઞાનનો ઉપકારક થાય છે. યોગનાં તત્ત્વો—સાંખ્યના ચોવીસ તત્ત્વો, પચીસમું યોગતત્ત્વ અને ૨૬ મું ઈશ્વર રૂપ પુરુષ વિશેષ છે. તેના ગ્રાહ્ય (ગ્રહણ કરવા યોગ્ય), ગ્રહણ (જ્ઞાન સાધન ઇન્દ્રિયો), ગ્રહિતુ (જ્ઞાન ગ્રહણ કરનાર), અભિમાની, અને પર પુરુષ અથવા ઈશ્વર પ્રમાના નમના ચાર વ્યૂહો છે. સામાન્ય ચિત્ સત્તા અથવા પુરુષ તત્ત્વનું કેવળ સાંખ્ય વડે પણ ભાન થઈ શકે છે, પરંતુ અવિશેષ પરમેશ્વરરૂપ પુરુષનો સાક્ષાત્કાર સમાધિપ્રજ્ઞાને સત્વર સિદ્ધ કરે છે એવું પતંજલિનું ખાસ મંતવ્ય છે.

પુરુષસામાન્ય અને પુરુષવિશેષ એવા બે ભેદ જેમ વૃક્ષત્વ અને આંબો વગેરે—એમાં જાતિ અને વ્યક્તિ—સામાન્ય અને વિશેષ એવું

સમજીએ છીએ તેમ ચિત્તવૃત્તિ નિરોધ વગેરે સામાન્ય લક્ષણ છે તે જીવચેતન અને ઈશ્વરચેતનમાં પણ છે. તે ઉપરાંત તે બંનેમાં કેટલાક વિશેષો તેના ભેદક છે. જીવપુરુષમાં બદ્ધ અને મુક્ત ભાવ હોય છે. ઈશ્વરપુરુષમાં ત્રિકાલમુક્તત્વ છે. ઈશ્વરપુરુષમાં માયિક, વાચિક અને માનસિક ભક્તિ વડે જે જીવપુરુષની નિષ્ઠા બંધાય તથા મનવાણી અને શરીરનું સ્થાપન (નિધાન) કરાય તેનું નામ પ્રણિધાન. આપણી સઘળી મન, વાણી અને શરીરની ચેષ્ટાઓ તે મહાપુરુષને અર્થે છે, આપણા અર્થે નથી. આવા ગંભીર પૂજ્ય ભાવથી તે ચેષ્ટા અને તેના ફલના અભિમાનનું તેના સ્વરૂપમાં સમર્પણ કરવું એ પ્રણિધાનનું સવિશેષ રૂપ છે.

અષ્ટાંગયોગના અનુષ્ઠાનથી બુદ્ધિનો મેલ કપાતો જાય છે અને જ્ઞાન પ્રદીપ્ત થતું આવે છે. તે છેવટે પ્રકૃતિ પુરુષના વિવેક સંપૂર્ણ રીતે પ્રગટે ત્યાં સુધી ચિત્તશુદ્ધિ સિવાય કોઈપણ દર્શનથી મોક્ષાનુભવ અશક્ય છે.

સાંખ્ય દર્શનમાં ઈશ્વરનું અસ્તિત્વ માનવામાં આવતું નથી, કારણ કે પ્રકૃતિ પોતાની મેળેજ વિકાર પામી જગત રૂપે બને છે એમ માનીએ તો પછી ઈશ્વર માનવાની શી જરૂર ? યોગમાં ઈશ્વર સ્પષ્ટપણે સ્વીકારાય છે. તે સિવાયના બધા સાંખ્યના સિદ્ધાન્તો યોગ સ્વીકારે છે. સાંખ્યનો પ્રકૃતિપુરુષ વિવેક કેવળ શબ્દોમાં થતો નથી પણ તે માટે ચિત્તશુદ્ધિ કેળવવી જરૂરી છે. તે માટે યોગદર્શનમાં અષ્ટાંગ સાધનામાર્ગ ઉપદેશ્યો છે.

ભગવદ્‌ગીતામાં સાંખ્યયોગનાં તત્ત્વો નજરે પડે છે. ઉપનિષદોનાં સિદ્ધાન્તોનો સાર પણ તેમાં દોહન થયો છે. આત્મા અમર છે તથા આત્મા દેહના જરામરણાદિ વિકારની વચ્ચે અવિકૃત તત્ત્વ છે. આ સત્ય સમજવું તે સાંખ્યનિષ્ઠા. ગીતામાં કર્મયોગ દ્વારા કર્મ મારેની ત્ત્વની શુદ્ધિ અને ફલાભિસન્ધિ થવાનો ઉપદેશ દીધો છે.

ગીતામાં ઈશ્વરની જડચિદાત્મક પ્રકૃતિનું વર્ણન છે. પુરુષોત્તમ કૃષ્ણના સ્વરૂપની અનન્ય–નિષ્કામ–પરાભક્તિ કરવી તથા સારાં ખોટાં કર્મ વચ્ચે વિવેક કરવાની ત્રણ કસોટી (સ્વધર્મ, દૈવાસુરસંપત્તિ અને ગુણત્રય) બતાવી છે. સ્વધર્મ પ્રમાણે કર્મયોગ સાધી પરમાત્માનું સાચું જ્ઞાન સત્સંગથી પ્રાપ્ત કરી પ્રભુને કર્મ અર્પણ કરી અનન્યાભાવથી શરણાગતિ સ્વીકારી શાન્તિ અનુભવવી એવો ગીતાનો મર્મ છે.

આને ભાગ્યે જ તાત્ત્વિકાર્થમાં દર્શન કહી શકાય. આના આદ્ય પ્રવર્તક જૈમિનિ મુનિ છે. પૂર્વમીમાંસાનો વિષય કર્મ યા તો ધર્મ

**૮. પૂર્વમીમાંસા**

(કર્મકાંડ રૂપ પ્રવૃત્તિમાર્ગ) છે, તેથી તેને કર્મમીમાંસા પણ કહે છે. કર્મ બંધનનું કારણ છે. કર્મમાંથી મુક્તિ મેળવવી અને મોક્ષ મેળવવો તેજ જીવનનો સાચો ધ્યેય છે. કલ્પસૂત્રોના ઉદય પછી યજ્ઞક્રિયા શી રીતે કરવી અને વેદના તાત્પર્યનો નિર્ણય શી રીતે કરવો તે પ્રશ્નના નિર્ણય અર્થે મીમાંસા દર્શન ઉત્પન્ન થયું જણાય છે ઉત્તરમીમાંસામાં જ્ઞાનને લગતી મીમાંસા છે તેથી તેને જ્ઞાનમીમાંસા પણ કહે છે. મીમાંસા પ્રથમ એક દર્શનરૂપ હતું, જેમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણને લગતી મીમાંસા હતી. કર્મ અને ઉપાસનાની મીમાંસાનો ભાગ પહેલો હોવાથી તેને પૂર્વમીમાંસા કહેવામાં આવે છે અને જ્ઞાનની મીમાંસાનો ભાગ છેલ્લો હોવાથી તેને ઉત્તરમીમાંસા કહે છે.

જ્ઞાનના સ્વરૂપ અને ઉદય સંબંધમાં ન્યાય–વૈશેષિક અને બીજી તરફ મીમાંસા દર્શન ભિન્ન મત ધરાવે છે. ન્યાયદર્શન જ્ઞાનનું પરતઃ પ્રામાણ્ય માને છે, ત્યારે મીમાંસાદર્શન તેનું સ્વતઃપ્રામાણ્ય માને છે. જ્ઞાનના સત્યપણાનો અથવા મિથ્યાપણાનો નિર્ણય કોઈ બાહ્ય વસ્તુ ઉપર આધાર રાખતો નથી, તેમ બીજા જ્ઞાન ઉપર પણ તેની સાબિતીનો આધાર નથી. આનું નામ જ્ઞાનનું સ્વતઃપ્રામાણ્ય. ન્યાયદર્શનનું કહેવું એવું છે કે બાહ્ય નીલપદાર્થ આપણે જોયો,

અને 'આ નીલ છે'. એવું પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન થયું તે માત્ર ઇન્દ્રિય અને અર્થના સંયોગથી ઉત્પન્ન થાય છે. આ જ્ઞાન ખરૂં છે કે ખોટું છે તેનો નિર્ણય પાછળથી થાય છે. જો ઉત્પન્ન થયેલું જ્ઞાન અર્થક્રિયાને જન્મ આપે અથવા ફલજ્ઞાનને ઉત્પન્ન કરે તો તે સત્ય જ્ઞાન (પ્રમાજ્ઞાન) છે અને તેવી અર્થક્રિયાનો ઉદય ન કરે એટલે નિષ્ફળ જાય તો તે મિથ્યાજ્ઞાન (અપ્રમાજ્ઞાન) કહેવાય છે. આથી જ્ઞાન પોતાના પ્રામાણ્ય એટલે સાબીતીના અર્થના સંવાદની અપેક્ષા રાખે છે, તેથી તે પરત–પ્રમાણભૂત ગણાવું ઘટે છે.

મીમાંસાદર્શન કહે છે કે આપણે એવું માની લઈએ કે બાહ્ય અર્થ આપણામાં જ્ઞાનરૂપ ધર્મ ઉત્પન્ન કરે છે એવું નથી. આપણને પદાર્થનું ભાન થવાની સાથે જ પદાર્થનું અસ્તિત્વ સમજાય છે. જ્ઞાન જ વસ્તુના અસ્તિત્વનું ભાન કરાવે છે; વસ્તુ જ્ઞાનને ઉત્પન્ન કરતી નથી. જે સંવાદ થાય છે તે પૂર્વાનુભવ સાથે જ થાય છે. જેવી રીતે જ્ઞાનનું પ્રામાણ્ય સ્વતઃ છે, પરતઃ નથી એ વિચારમાં મીમાંસક નૈયાયિકથી ભિન્ન મત ધરાવે છે તેમ જ્ઞાનના ગ્રહણના પ્રકારમાં પણ ભેદ છે. 'આ ઘડો છે'–એ જ્ઞાન વ્યવસાય રૂપ છે અને 'આ ઘડો છે તે હું જાણું છું' એ જ્ઞાન અનુવ્યવસાયરૂપ છે એમ નૈયાયિક માને છે એટલે કે પદાર્થનું જ્ઞાન અને પદાર્થના જ્ઞાનનું ભાન એ બે ભિન્ન સ્થિતિ છે. જ્ઞાનનું ગ્રહણ અથવા ભાન–એ માનસ પ્રત્યક્ષ છે એમ નૈયાયિક માને છે. વિજ્ઞાનવાદી બૌદ્ધ કહે છે કે એક વિજ્ઞાન બીજા વિજ્ઞાનને જાણે છે. વિજ્ઞાનનું રૂપ અર્થાનુસારી ઘડાય છે એમ નૈયાયિક માને છે. બૌદ્ધ મતમાં વિજ્ઞાન પોતે વાસનાનુસાર રૂપ બદલે છે. મીમાંસક કહે છે કે પ્રત્યક્ષ બુદ્ધિ અર્થને વિષયરૂપે ઊભો કરે છે. તે જ્ઞાનને વિષયરૂપે ઊભો કરતી નથી. પ્રત્યેક જ્ઞાન, જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટીને સમકાલે પ્રકાશિત કરે છે. આ ઘટ છે–એ ન સાથે જ્ઞેય ઘટનું સંવેદન થાય છે અને જ્ઞાતાનું સાથે સાથે ગ્રહણ

થાય છે જ્ઞેય અને જ્ઞાતા બંને સ્વયંપ્રકાશ નથી, માત્ર આત્માનું જ્ઞાન જ સ્વયંપ્રકાશ છે. તે સ્વતઃ પ્રમાણ છે, બીજા જ્ઞાનથી બાધિત થાય તો મિથ્યાજ્ઞાન કહેવાય છે. તે જ્ઞાન ભ્રમરૂપ (મિથ્યાપ્રતીતિ) છે. જે હોય (આત્મખ્યાતિ) તેવું હોય નહિ છતાં દેખાય તે વિપરીતખ્યાતિ (છીપમાં રૂપાનું ભાન) અથવા અન્યથાખ્યાતિ કહેવાય છે

મીમાંસકો ન્યાય વૈશેષિક દર્શનના વિચારોને અનુસરે છે. પ્રભાકર (મીમાંસક) પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ ઉપરાંત અનુમાન અને અર્થાપત્તિને પ્રમાણ તરીકે સ્વીકારે છે, જ્યારે કુમારિલ (મીમાંસક) વૃત્તિકારને અનુસરી અભાવ અથવા અનુપલબ્ધિને પ્રમાણવર્ગમાં ઉમેરે છે. પ્રત્યક્ષના આદ્યવિજ્ઞાન (ઇન્દ્રિય અને અર્થના સંબંધ વડે)માં વિકલ્પશક્તિ રંગ પૂરે છે અને જે પ્રત્યક્ષ નિર્વિકલ્પ જ્ઞાન હતું તે સવિકલ્પ જ્ઞાન બને છે. અનુમાનમાં ખાસ ભેદ નથી. શબ્દ પ્રમાણમાં ઘણો ભિન્ન મત છે.

મીમાંસકોના અભિપ્રાય પ્રમાણે ધર્મતત્ત્વ પ્રત્યક્ષ તથા અનુમાનનો વિષય નથી. પ્રત્યક્ષ બાહ્ય ઇન્દ્રિયથી ગ્રાહ્ય વસ્તુને જણાવે છે. ધર્મ તેવો પદાર્થ નથી. પ્રત્યક્ષ મૂલથી સિદ્ધ વસ્તુને સ્પર્શ કરે છે. ધર્મ એ ક્રિયાસાધ્ય વસ્તુ છે તેથી પ્રત્યક્ષ ગ્રાહ્ય નથી. અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એ સર્વ પ્રત્યક્ષ પ્રમાણ ઉપર બંધાયેલાં છે. જે કોઈ રીતે પ્રત્યક્ષ થઈ શકે તેમ હોય તેનું બીજી રીતે અનુમાનાદિ ભાન કરાવે છે. જૈમિનિ કહે છે કે શબ્દનો અને તેના અર્થનો અનાદિ નિત્ય સંબંધ છે, તેથી વેદવાક્યો સ્વતઃ અર્થબોધક છે અને તે ધર્મતત્ત્વનું ભાન કરાવે છે. પ્રત્યેક વર્ણ ઉચ્ચારના ક્રમમાં વર્ણનું ભાન કરાવી સંસ્કાર મૂકી છેવટના વર્ણના ઉદય સમયે પદાર્થનું ભાન કરાવે છે. શબ્દતત્ત્વ આ પ્રમાણે વર્ણાત્મક છે.

નય્યનૈયાયિકો શબ્દને જાતિ, વ્યક્તિ અને આકૃતિને સમકાલવાચક માને છે. બૌદ્ધ મતમાં શબ્દ જાતિવાચક નથી; પરંતુ અન્યના અપોહ (વિરહનું, ભેદનું)નું ભાન કરાવે છે. ઘડો આણો—એ વાક્યમાં

"ઘડો"–શબ્દ પ્રભાકરના મત પ્રમાણે 'આણો' ક્રિયાપદ સાથે અન્વિત થઈ જાતિ (ઘટત્વ)નું ભાન કરાવે છે. કુમારિલના અભિપ્રાય પ્રમાણે "ગાય" શબ્દ વડે ગોત્વનું ભાન થાય છે. 'આણો' શબ્દ વડે આણવાની ક્રિયાનું ભાન થાય છે અને પ્રત્યય સંબંધ વડે સમગ્ર વાક્યના અર્થનો બોધ થાય છે. નૈયાયિક કેવળ જાતિનો નહિ, પણ જાતિ, વ્યક્તિ અને આકૃતિ–એ ત્રણેના ભાનપૂર્વક વાક્યાર્થનો ઉદય માને છે અને બૌદ્ધ ઘડો નહિ એવા સર્વ પદાર્થોથી ભિન્ન વસ્તુનું નિષેધરૂપે ભાન થાય છે એમ જણાવે છે. આ અન્વિતાભિધાન રીતિ, અભિહિત અન્વય-રીતિ અને અપોહરીતિ–શબ્દની વાચકશક્તિના પ્રકારો છે.૧૫

શબ્દ વસ્તુતઃ એક છે અને તે વેદરૂપે અનેકાકાર થયો છે. આ શબ્દ નિત્ય છે એમ મીમાંસક માને છે. નૈયાયિક શબ્દને કાર્યરૂપ ગણી અનિત્ય માને છે, તેઓ માને છે કે ઘટાદિ અનેક શબ્દો આપણા પ્રયત્નથી થાય છે અને નાશ પામે છે. મીમાંસક કહે છે કે શબ્દ એ કાર્ય નથી પણ સિદ્ધ વસ્તુ છે અને તે ઉચ્ચાર વડે અભિ-વ્યક્ત થાય છે. જે જે કાર્ય હોય છે, તે કારક વ્યાપાર સંબંધ થયા પછી પણ વિદ્યમાન રહે છે. શબ્દ ઉચ્ચારણને કારણે વિકૃત થાય છે, બદલાતો નથી. પ્રવણરૂપ શબ્દમાંથી આ વિશ્વ અનેકાકાર પ્રગટ થયું છે એમ મીમાંસકો કહે છે. વેદમાં વિશેષ નામો આવે છે અને અત્યુક્તિ આવે છે તેમાં તે શબ્દો વિધિના પરિપોષક છે એવું સમજાવી મીમાંસકો વેદને નિત્ય અને સ્વતઃપ્રમાણ સાબીત કરવાનો પ્રયત્ન કરે છે. વેદના પ્રામાણ્ય સારુ ઈશ્વરના સ્વીકારની મીમાંસકને જરૂર નથી, તેમ જગતની સિદ્ધિ સારુ પણ ઈશ્વરની જરૂર જણાઈ નથી.

મીમાંસાશાસ્ત્રમાં વેદ પ્રતિપાદિત યજ્ઞ કર્મવડે સ્વર્ગાદિ ફલની પ્રાપ્તિ થાય છે. તે પરથી લાગે છે કે આ શાસ્ત્ર પરમેશ્વરને માનતું

૧૫. નર્મદાશંકર મહેતા—હિંદુ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. પૃ. ૧૨૪.

હશે પણ એથી ઉલટું છે. સેશ્વર સાંખ્ય એટલે યોગદર્શનમાં ઇશ્વરના અસ્તિત્વના બલવાન કારણો છે. ન્યાય–વૈશેષિકમાં ઇશ્વરના સદ્ભાવનાં ત્રણ અનુમાનો છે. બ્રહ્મમીમાંસા (ઉત્તરમીમાંસા અથવા વેદાંત)માં ઈશ્વરને જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ જ માને છે એટલે તે તો સેશ્વરદર્શન છે. કર્મમીમાંસાદર્શન જગતનો ખુલાસો કુદરતી નિયમથી માને છે પરમાણુઓવડે રચાયેલા આ જગતની ઉત્પત્તિ અને લયની વ્યવસ્થા સારુ ન્યાય–વૈશેષિકને ઈશ્વરેચ્છાને નિમિત્તરૂપે માનવી પડી છે. જગતની ઉત્પત્તિ અને લયની ક્રિયા મીમાંસકને ઈષ્ટ નથી. સંસારનો અનાદિ પ્રવાહ પ્રભાકર અને કુમારિલ માને છે, પરંતુ આ પ્રવાહના સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના ક્રમ તેઓ માનતા નથી. પ્રભાકર કહે છે કે પ્રાણીઓની ઉત્પત્તિ કુદરતી રીતે આપણે થતી જોઈએ છીએ અને તે ઉપરથી ભૂત તથા ભાવિ પ્રાણીઓની ઉત્પત્તિ અને લયનું અનુમાન કરી શકીએ તેમ છીએ. તેમાં ઈશ્વરના નિમિત્તની જરૂર નથી. પરમાણુઓ ઈશ્વર ઇચ્છાથી પ્રવૃત્ત થાય અને સૃષ્ટિ ઉત્પન્ન થાય તથા ઈશ્વરેચ્છા નિત્ય હોવાથી સૃષ્ટિ નિત્ય ગણાય અને પ્રલયને અવકાશ રહે નહિ અપ્યપણું અનુભવમાં માત્ર શરીર ઉપર આત્માનું જણાવામાં છે મીમાંસકના મત પ્રમાણે મરણ એક અવસ્થાન્તર છે. મોજાના ફેરફારો સમુદ્રમાં અનંત થાય છે છતાં એક જ તેવી રીતે અનેક દેહમાં અને લોકમાં જતો આત્મા એક જ છે. મીમાંસકો આત્મામાં સ્વયંકર્તૃત્વ માને છે આત્માનો જ્ઞાન એ સદ્ભાવ ધર્મ મીમાંસકોએ સ્વીકાર્યો નથી. આત્માનો જ્ઞાન સ્વભાવ પ્રત્યેક જ્ઞાનમાં છે એનુ મીમાંસકો માને છે. મીમાંસકના મતમાં મોક્ષ નિર્વાણ અથવા નિર્બેધરૂપ સ્થિતિ છે, તેમાં જ્ઞાન વિનાનું અસ્તિત્વ અને સુખ અને દુઃખનો ઉભયનો અભાવ હોય છે. ધર્મ અધર્મની પ્રવૃત્તિ અટકી અને શરીરથી પૃથક્ આત્માનું અસ્તિત્વ થયું.

કર્મમીમાંસામાં કર્મના પ્રસવનો નિયમ કુદરતના નિયમ જેવો છે. તેમાં દેવને કે પરમેશ્વરને વચ્ચે રાખવામાં આવતા નથી. કર્મના ફળ

(૫) જીવાત્મા અને પરબ્રહ્મ અથવા પરમાત્મા વચ્ચેનો સંબંધ અથવા ગતિ–જેવી રીતે જગત બ્રહ્મનું કાર્ય છે, તેવું કાર્ય જીવનથી જીવાત્મા અને પરમાત્મા વચ્ચે કાર્યકારણ સંબંધ નથી, પરંતુ અંશી અંશોનો સંબંધ છે અથવા પ્રતિબિંબ અને બિંબ જેવો સંબંધ છે. અંશરૂપે અથવા પ્રતિબિંબરૂપે પૃથક્ પડયા પછી જીવના સ્વાભાવિક સત્ય સંકલ્પત્વાદિ ધર્મો ઢંકાયેલા છે, પરંતુ તે સંસારીદશામાં પણ તેની અંદર મૂલ પરમાત્મા અંતર્યામી તરીકે પ્રેરક હોય છે. જીવના સર્વવ્યાપાર જો કે જીવકૃત છે. તો પણ તેનું પ્રેરક બલ અંતર્યામીમાં છે. આજીવ કરેલા આરાધન અથવા ભક્તિવાળી ઉપાસનાના પ્રભાવથી ઉપાસકનો જીવ હૃદયસ્થ પરમાત્માના પ્રકાશથી સુષુમ્ણાનો માર્ગ પ્રાપ્ત કરી સૂર્ય–રશ્મિદ્વારથી બ્રહ્મલોકમાં આકર્ષાઈ જાય છે, જ્યાં તે જગદ્વ્યાપક વિનાનું પરમેશ્વરનું ઐશ્વર્ય મેળવી વાસ કરે કરે છે. તે પુનરાવૃત્તિ પામતો નથી. અવિદ્વાન અથવા બદ્ધ જીવ શાસ્ત્રીય ધર્મ કર્મ કરનારો હોય છે, તો મરણ પછી તે ચંદ્રલોકમાં જઈ પુણ્યનો ભોગ ભોગવી પુનઃ અનુશયને અનુસાર સંસારમંડળમાં પાછો આવે છે અને ચંદ્રલોકમાં ન જતાં નારકી યોનિયોમાં જન્મે છે, અથવા આ લોકમાં ક્ષુદ્ર જંતુરૂપે જન્મમરણ પામ્યા જ કરે છે. આ પ્રમાણે જીવોની દેવયાન, પિતૃયાન અને નારકી–એવી ત્રણ ગતિઓ હોય છે. કેટલાક આત્માઓ અધિકારપદમાં પણ પરમેશ્વરની આજ્ઞાથી રહે છે.

(૬) પરબ્રહ્મ ચેતનની બે અવસ્થા—કારણબ્રહ્મના સ્વરૂપમાં નિર્વિશેષ ચેતન અથવા જ્ઞાન સ્વભાવધર્મ છે એટલું જ નહિ પણ સત્ય સંકલ્પત્વાદિ ઐશ્વર્ય અથવા સવિશેષ ભાવ પણ હોઈ શકે છે.[૨૬]

(અ) શ્રી શંકરાચાર્ય:—તેઓ 'કેરલ' દેશમાં કાલ્ટી ગામમાં (મલબાર પ્રદેશના) નામ્બુદ્રી બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા હતા. તીવ્ર વૈરાગ્ય-

૨૬. નર્મદાશંકર મહેતા—હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. ઉત્તરાર્ધ. પૃ. ૧૭૩-૧૭૪

૧૦. વેદાન્તાચાર્યો — શીલ તથા અસાધારણ પ્રતિભાશાળી હોઈ વેદધર્મના પુનરુદ્ધારનો ઝંડો ઉઠાવવા કટીબદ્ધ થયા. તેમણે પ્રખ્યાત પ્રસ્થાનત્રયી (ઉપનિષદ્, બાદરાયણ વ્યાસસૂત્રો અને ભગવદ્‌ગીતા) ઉપર વિદ્વતાપૂર્ણ સુંદર ભાષ્યો રચ્યાં. વ્યાસસૂત્રો પરનું તેમનું ભાષ્ય 'શાંકર ભાષ્ય' નામે જાણીતું છે. તેમનો તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત 'કેવલાદ્વૈત'ને નામે ઓળખાય છે. એમના સર્વ ગ્રંથોના દોહનરૂપ શ્લોકનું અર્ધપાદ :—'ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ।'—'બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, જીવ બ્રહ્મ જ છે, જુદો નથી' એટલે કે એ સિદ્ધાંત પ્રમાણે બ્રહ્મ તત્ત્વ એક અદ્વિતીય જ છે, એટલું જ નહિ પણ 'કેવલ' છે. અર્થાત્ એનામાં ગુણ, ક્રિયા, ધર્મ વિશેષ એવું કાંઈ જ નથી. જે છે, તે એ જ છે, એ એકલું જ છે. તેના સિવાય જે દેખાય છે, તે બ્રહ્મની સત્તાથી અને એના ભાસથી જ છે. વસ્તુતઃ વિચારતાં મિથ્યા છે. મિથ્યા છે છતાં દેખાય છે એ 'અજ્ઞાન'. બ્રહ્મનું વ્યાપક સ્વરૂપ સમજાઈ જાય તો એ સમજણથી 'જગત્ મિથ્યા છે' એ સિદ્ધાંત અવશ્ય ફલિત થાય, છતાં સામાન્ય બુદ્ધિ એને ગ્રહણ કરી શકતી નથી. 'માયાવાદ' સર્વત્ર ફેલાયેલો છે. જગન્મિથ્યાનું તાત્પર્ય બ્રહ્મ સત્યત્વના ઉદ્દામ અનુભવમાં સમજવાનું છે. પાપ પુણ્યના નિષેધમાં કે અન્ય કોઈ રીતે જગતનો નિષેધ કરવામાં લેવાનું નથી.

જીવ તે અંતઃકરણમાં પ્રવેશેલું બ્રહ્મ જ છે. જીવ તે અવિદ્યા વા અંતઃકરણમાં પડેલું પરમાત્માનું પ્રતિબિંબ છે. કેટલાક એને અંતઃકરણ રૂપી ઉપાધિથી અવિચ્છિન્ન થયેલ બ્રહ્મ ગણે છે. કેટલાક સ્વસ્વરૂપ ભૂલી ગયેલું બ્રહ્મ પોતેજ એ છે એમ કહે છે.

જીવ અને બ્રહ્મનું ઐક્ય સત્કર્મ કરી ઈશ્વરનું શરણ સ્વીકારવાથી તથા તેની ભક્તિ કરી નિષ્પાપ અને પવિત્ર થવાથી સાધી શકાય છે.

(આ) રામાનુજાચાર્ય :—ભક્તિ માર્ગના વૈષ્ણવ આચાર્યોમાં સૌથી પહેલા રામાનુજ છે. શ્રી શંકરાચાર્યે જે અદ્વૈતજ્ઞાનમૂલ વેદાંત ધર્મની પ્રવૃત્તિ શરૂ કરી હતી, તેમાં બ્રાહ્મસંન્યાસ અને વૈરાગ્ય વગેરે તત્ત્વો મુખ્ય હતાં. તે સામાન્ય જનતાની કક્ષાની બહાર હતાં. કેવલાદ્વૈત સિદ્ધાંત કાલક્રમે 'શુષ્ક વેદાંત' ગણાવા લાગ્યો. આ સમયે ભક્તિસ્રોતને પુનર્જીવન આપનાર રામાનુજાચાર્ય ઈ. સ. ૧૦૧૭માં પેરૂમબુદુર નામના ગામમાં મદ્રાસ રાજ્યમાં જન્મ્યા. તેમનો સંપ્રદાય 'શ્રી સંપ્રદાય' કહેવાયો અને તેમણે પ્રતિપાદન કહેલો વેદાંત સિદ્ધાંત 'વિશિષ્ટાદ્વૈત' મત તરીકે સુપ્રસિદ્ધ છે. તે મત પ્રમાણે પરબ્રહ્મમાં ચિત્ અને અચિત્ જીવ અને જગત શરીરરૂપે છે અને પરબ્રહ્મ શરીરી છે. પરબ્રહ્મનું સ્વરૂપ તે બે વિશેષણો વડેજ સમજાય છે. નિર્વિશેષ વસ્તુ સાબીત થઈ શકે તેમ નથી. આ બે વિશેષણોથી વિશિષ્ટ ચેતન એજ પરમ સત્ય છે. આ વિશેષણો વિશેષ્ય વિના કોઈપણ દેશકાલમાં રહી શકતાં નથી. પરબ્રહ્મ ચેતન સર્વજ્ઞ, સર્વશક્તિ અને અનેક કલ્યાણ ગુણોથી યુક્ત છે. અને તેજ શારીરાત્મા અથવા જીવને પોતાના અંતર્યામી આત્મા તરીકે ઓળખાય છે. ચેતન અને અચેતન વર્ગ પરબ્રહ્મનાં વિશેષણો છતાં તે પરબ્રહ્મથી અંદર જૂદાં છે, તેથી પરબ્રહ્મના કલ્યાણ ગુણોનો બાધ થતો નથી અને જેમ આપણે વિજ્ઞાનમય રૂપે આપણા વિકારી શરીર-ઇન્દ્રિયોથી વિશિષ્ટ છતાં પ્રથક્ પોતાને અનુભવીએ છીએ તેમ પરબ્રહ્મ પોતાના શુદ્ધ મંગલ સ્વરૂપને ઓળખે છે. આ મંતવ્ય સિદ્ધ કરવા મથનાર સંપ્રદાયને વિશિષ્ટ અદ્વૈતમત કહે છે. તેના મુખ્ય પ્રવર્તક શ્રી રામાનુજાચાર્ય છે.[૧૭]

(ઇ) નિમ્બાર્કાચાર્ય :—આ ધર્માચાર્ય ઈ. સ.ના ૧૨મા સૈકામાં થયા એમ ડૉ. ભંડારકર માને છે. તેઓ તેલંગ બ્રાહ્મણ હતા અને મદ્રાસ રાજ્યના બેલારા જીલ્લાના નિમ્બાપુર ગામમાં જન્મ્યા હતા.

૧૭. નર્મદાશંકર મહેતા—હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. ઉત્તરાર્ધ. પૃ. ૧૮૯.

તેમણે વેદાંતસૂત્ર પર 'વેદાન્ત પારિજાત સૌરભ' નામની નાની ટીકા લખી છે. નિમ્બાર્કાચાર્યનું વેદાન્ત તત્ત્વજ્ઞાન 'દ્વૈતાદ્વૈત' અગર ભેદાભેદ નામથી જાણીતું છે. આ મત રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈતને મળતો છે, છતાં કેટલીક બાબતોમાં સૂક્ષ્મ તફાવત છે. નિમ્બાર્ક રામાનુજની માફક 'કેવલ અદ્વૈત' માનતા નથી, પણ રામાનુજ ચિત્ અને અચિતથી (ચૈતન્ય અને જડ) વિશિષ્ટ જે એક તત્ત્વ છે તે તત્ત્વની સાથે વિશેષણોનો અભેદ છે એમ માને છે, તેને સ્થાને નિમ્બાર્કનું એવું કહેવું છે કે ચિત્ અને અચિત્ એ બ્રહ્મથી ભિન્ન છે તેમજ અભિન્ન પણ છે. તેથી તેમનો સિદ્ધાંત દ્વૈતાદ્વૈત તરીકે જાણીતો છે.[૧૮]

(ઈ) મધ્વાચાર્ય :—આ દ્વૈતવાદી વેદાંતાચાર્યનું કુટુંબ દક્ષિણ કર્ણાટકના ઉદીપી તાલુકાના બેલા ગામમાં રહેતું હતું. તેઓએ ભક્તિપ્રધાન દ્વૈતવાદી વેદાંતનું પ્રસ્થાન શરૂ કર્યું અને 'આનંદતીર્થ' નામ રાખ્યું. તેમણે દક્ષિણભારતમાં જઈ પંડિતો તથા વિદ્વાનો સાથે વાદવિવાદ કરી પોતાના દ્વૈતવાદ અને ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો પછી ઉત્તરની યાત્રાએ આવ્યા હતા. તેમનું દ્વૈત સિદ્ધાતનું ભાષ્ય 'પૂર્ણપ્રજ્ઞભાષ્ય' કહેવાય છે શંકર રામાનુજના અદ્વૈતથી ઉલટો દ્વૈત મત તેમણે પ્રતિપાદન કર્યો. દ્વૈત મતમાં સ્વતંત્ર અને પરતંત્ર એવા બે તત્ત્વ (પરમાત્મા અને અન્ય જડ તેમજ ચેતન પદાર્થો) છે. ઈશ્વર અને જીવ વચ્ચે સનાતન અને પારમાર્થિક ભેદ છે. ભેદ મિથ્યા નથી. તે શંકરનો માયાવાદ ખોટો માને છે અને ભેદને વાસ્તવિક માનવાની શ્રુતિની આજ્ઞાનો ઉલ્લેખ કરે છે. ઈશ્વરને શાસ્ત્ર 'વિષ્ણુ' કહે છે એની શક્તિ 'લક્ષ્મી' છે. વિષ્ણુથી વિષ્ણુની ભક્તિ ભિન્ન છે, પણ એને આશ્રયે રહેલી છે એટલે નિત્ય મુક્ત છે. જીવ સેવક છે અને વિષ્ણુ સેવ્ય છે. વાણી, શરીર અને મન વડે ભજન કરી શકાય છે. પ્રભુના

---

૧૮. હીરાલાલ ઠક્કર—જગતના ધર્મોની રૂપરેખા. પૃ. ૧૨૪.

અપરોક્ષ દર્શનથી જ મુક્તિ મળે છે. તેમાં કર્મ સાધનભૂત છે, પણ સાક્ષાત્ મોક્ષ ઉપજાવતાં નથી. એ અપરોક્ષ દર્શનનાં વૈરાગ્યાદિ વિવિધ સાધનો છે તેમાં શરણાગતિ અને કર્મસંન્યાસ મુખ્ય છે.

(ઋ) વલ્લભાચાર્ય :—આ વૈષ્ણવાચાર્યે દેવરૂપે વૃંદાવનના ગોપાલને પસંદ કર્યો છે. તેઓ બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યા હતા. તેમણે 'શુદ્ધાદ્વૈત' સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું. 'પરબ્રહ્મ એક જ પરમાર્થ સત્ય વસ્તુ છે. જગત તેનો માયાદ્વારથી ઉત્પન્ન થયેલો વિવર્ત છે, એટલે ખોટું કાર્ય છે'–આ શાંકરવિચાર યોગ્ય નથી. આ જગત બ્રહ્મનું જ અવિકૃત પરિણામ છે, તેથી તેને ખોટું કહેવું એ સાહસ છે. ખાંડના અનેક આકારો—પતાસાં, નાળિએર વિગેરેમાં ખાંડનું સ્વરૂપ - બદલાતું નથી, તેની પ્રત્યાભિજ્ઞા થાય છે, તેવું આ દશ્ય જગત પણ બ્રહ્મની લીલા છે, આકાર ભેદ છે, પરંતુ તે સ્વતઃ શુદ્ધ બ્રહ્મ જ છે અને જીવ પરબ્રહ્મનો અંશ છે અને તે ભક્તિ વડે પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. આ પ્રકારનું પરબ્રહ્મનું શુદ્ધ સ્વરૂપ અદ્વૈતભાવથી દર્શાવવાનો પ્રયત્ન જે સંપ્રદાય કરે છે તે શુદ્ધાદ્વૈત અથવા અવિકૃત બ્રહ્મવાદ કહેવાય છે. આ ભાવનાના સ્થાપક તે શ્રી વલ્લભાચાર્ય છે.[૧૯]

**૧૦. શૈવ, શાક્ત અને વૈષ્ણવ ધર્મના સિદ્ધાંતો**

(અ) શૈવદર્શન :—પ્રાચીનકાળથી વૈષ્ણવધર્મ સાથે જ શૈવ ધર્મ ચાલ્યો આવતો હતો. શૈવધર્મનું તત્ત્વજ્ઞાન આશરે ૧૧મી સદીથી ઉદ્ભવ્યું ને શૈવ સિદ્ધાંતને નામે ઓળખાયું. દક્ષિણ ભારતના શૈવવાદ પર બ્રાહ્મણોના રુદ્ર-શિવ સંપ્રદાયની, મહાભારત તથા

૧૯. નર્મદાશંકર મહેતા—હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. પૃ. ૧૮૬–૭.

શ્વેતાશ્વતરની અસર છે.[૨૦] તે ઉપરાંત શૈવોનાં ૨૮ આગમોના જ્ઞાનકાંડો તથા આલ્વારના ગ્રંથોની પણ અસર છે.

શૈવ સિદ્ધાંતમાં વેદ અને આગમોનો સુમેળ ઈ. સ. ની ૧૪મી સદીમાં નીલકંઠે સાધ્યો. તેણે શૈવદર્શનને ધ્યાનમાં રાખીને બ્રહ્મસૂત્ર પર ટીકા લખી. તે રામાનુજનો દ્વૈતાદ્વૈત મત સ્વીકારે છે અને બ્રહ્મ તથા આત્મા અને જગતના ઐકત્વનો વિરોધ કરે છે. સર્વોપરી શિવ છે કે જેની સાથે અંબાદેવી તેમના શરીર રૂપે રહે છે. શૈવદર્શનની અપ્પયદિક્ષીતની 'શિવાર્કમણિદીપિકા' ઘણી મહત્ત્વની છે.

શૈવ દર્શનમાં સર્વોપરી (બ્રહ્મ) શિવ કહેવાય છે. તે અનાદિ, અજન્મા સર્વજ્ઞાદિ મનાય છે કે જે બંધનો (પાશ)માંથી છોડાવે છે. "સચ્ચિદાનંદ"માં આઠ ગુણો (આત્મ જ, સર્વવ્યાપી, આનંદ ઈત્યાદિ) છે. ઈશ્વરના અસ્તિત્વનાં પ્રમાણો આપવામાં આવ્યાં છે. જગતનું રૂપાંતર થાય છે. તેનું લૌકિક કારણ પ્રકૃતિ (અચેતન) છે કે જે જગતની ઉત્પત્તિ પોતાની મેળે ન કરી શકે. વિકાસતત્ત્વોને કારણે મનાય છે, પરંતુ મહત્ વિના તે નકામાં મનાય છે. મેયકણ્ડર (શૈવદર્શનકાર)ના મતાનુસાર કાલ વિકારી દેખાતો હોવા છતાં તે અવિકારી છે. તે બધાં કર્મોનું કારણ છે, પરંતુ પોતે કર્તા નથી. ઈશ્વર જો પોતે કારણભૂત હોય તો તેની સંપૂર્ણતા મનાત. તેની શક્તિ દ્વારા (સાધન રૂપ) જગતની ઉત્પત્તિ થાય છે એટલે ઈશ્વરની સંપૂર્ણતામાં સંશય જાય છે. કર્મનો સિદ્ધાંત માનવના આધ્યાત્મિક ધ્યેય અનુસાર કામ કરે છે. કર્મ સારાં નરસાંનો ભેદ તથા ફળ લાવતું નથી, પરંતુ તે તો અનંત પરમાત્મા શક્તિની મદદથી જુએ છે અને આત્માઓને યોગ્ય ફળ આપે છે. કુંભાર ઘડાને બનાવે છે, તેનું પહેલું કારણ સાધનો–તે રૂપ કારણ છે અને માટી ભૌતિકકારણ છે, તેવી જ રીતે શિવ જગતની

20. *S. Radhakrishnan—Indian Philosophy. Vol. II.* Page 723.

ઉત્પત્તિનું પહેલું કારણ છે અને બીજું કારણ શક્તિ સાધનરૂપ તથા માયા ભૌતિક કારણ છે. ધ્વનિ તથા ગંધની માફક શિવશક્તિદ્વારા આખા જગતમાં વ્યાપી રહે છે શિવઆત્મા છે અને જગત તથા માનવ તેમનું શરીર છે.[૨૧] શિવ આત્માઓમાં રહેલ છે પરંતુ તે સમાન નથી. અદ્વૈતનો અર્થ એકત્વત નહિ, પરંતુ અવિભક્ત છે. શિવ અનંત છે, કારણ કે તે કાલસીમિત નથી. શરીરમાં પાંચ મંત્રોનો સમાવેશ થાય છેઃ—સર્જન, પાલન, સંહાર, નિરોધાન તથા આત્માનો મોક્ષ. જ્ઞાન અનંત છે, શક્તિ ઉપાધિ છે જે પાશનું કારણ છે. શક્તિને ઉમા કહેવામાં આવે છે. શિવ પશુઓ (આત્માઓ)ના પતિ (માલીક) છે એટલે શિવપતિ કહેવાય છે. તે આત્માઓના ઉત્પાદક નથી કારણ કે આત્મા શરીરથી જુદો જ છે કે જે ભોગ્ય વસ્તુઓનો ઉપભોગ કરતો નથી. સ્મૃતિ તથા ઓળખ (recognition) થી તેની હયાતી જણાય છે. મોક્ષ પામેલા આત્માઓમાં ચેતન પૂર્ણરૂપે પ્રકાશ પામે છે, જ્યારે મોક્ષ ન પામેલાઓમાં સુષુપ્ત હોય છે. જગતમાં બધા પદાર્થો ઈશ્વરના સર્જનનું પરિણામ છે. તે જડ પદાર્થો આત્માઓના કલ્યાણ માટે છે.

પાશજાલ એજ અવિદ્યા, કર્મ અને માયા છે. આત્મામાં અવિદ્યા હોય છે. કર્મ ચેતન તત્ત્વનું જડ તત્ત્વ સાથેનું રૂપ છે. સર્જનમાં તે જન્મે છે અને પ્રલયમાં વિલીન થાય છે, પરંતુ તેનાં ફળ આવ્યે જાય છે. માયા જગતનું ભૌતિક કારણ તથા બીજ છે, તેનામાં ઘણી શક્તિઓ છે. તે સર્વવ્યાપી તથા અનિત્ય છે.

શૈવસિદ્ધાન્તમાં જગતના મિથ્યાત્વના સિદ્ધાંતને સ્થાન નથી. સંસારનું અનાદિત્વ આત્મા તથા દ્રવ્ય કે જે અનંત તત્ત્વો છે તેને કારણે છે. જગતનો હેતુ સદાચાર છે. ઈશ્વર આત્માઓના મોક્ષ માટે છે. કર્મનો

21. S. Radhakrishnan—Indian Philosophy. Vol. II. 725.

સિદ્ધાન્ત મનુષ્યને ઉચ્ચ કક્ષાએ લઈ જવા માટે છે. શિવ કલ્યાણકારી છે. તે આત્માને મળવા આતુર હોય છે. પાપ ઈશ્વર પ્રાપ્ત કરવામાં વિઘ્નરૂપ બને છે. શૈવોની ભક્તિ પુરુષરૂપે હોય છે અને વૈષ્ણવોની સ્ત્રી રૂપમાં હોય છે. આ દર્શન નીતિને ઘણું મહત્ત્વ આપે છે. આ દર્શનમાં પુનર્જન્મને સ્થાન નથી. પાશના નાશથી વ્યક્તિ શિવમય થઈ જાય છે. મોક્ષનો અર્થ શિવમય થવું તેવો નથી, પરંતુ 'શિવ સાથે રહી આનંદ પામવો' એવો છે. જે આત્મા સર્વોત્તમ શિવની અનુભૂતિ કરે છે તે જીવનમુક્ત ગણાય છે અને તે જે કર્મો કરે છે તે હૃદયમાં રહેલ પરમાત્માથી પ્રેરાઈને કરે છે.

(આ) પ્રત્યભિજ્ઞાદર્શન :—કાશ્મીરના શૈવધર્મનું મૂળ આગમો છે, પરંતુ ઉત્તરકાલીન ગ્રંથો (વસુગુપ્તની સ્પંદકારિકા, સોમાનંદની શિવદૃષ્ટિ, ઉત્પલનું પ્રત્યભિજ્ઞાસૂત્ર) જુદો જ અદ્વૈતવાદ જણાવે છે. જગતમાં શિવ મુખ્ય છે. તે અનાદિ ચેતનતત્ત્વ છે. તેને સર્વવ્યાપીપણું, અનાદિત્વ, અરૂપ વગેરે ગુણો છે. બહાર જણાતું હોવા છતાં પતિ (ઈશ્વર)ની બહાર કંઈ નથી. જગતની ઉત્પત્તિ માટે કર્મ અથવા પ્રકૃતિ જેવા ભૌતિક કારણનો સ્વીકાર કરવામાં આવતો નથી. શિવમાં જગત દેખાય છે અને તે જુદું જ હોય એમ ભાસે છે. શિવની અદ્ભુત શક્તિથી તે આત્માના રૂપમાં હોય છે. શક્તિના ઘણાં રૂપો છે. તેમાંનાં ચિત્ત, આનંદ, ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા વગેરે રૂપો છે. શક્તિ ચિત્ તરીકે ઓળખાય છે અને શિવ શિવતત્ત્વ તરીકે ઓળખાય છે. માયાને કારણે જગતનું સર્જન થાય છે, તેમાથી નિયતિ, કાલ, રાગ, વિદ્યા અને શક્તિ ઉદ્ભવે છે. જગતનો આભાસ શિવની વિભૂતિરૂપ છે. અજ્ઞાનને કારણે પાશ નિપજે છે. બ્રહ્મ (શિવ)ની પ્રત્યભિજ્ઞા (ઓળખ) મોક્ષ માટે જરૂરી છે. આત્માએ પરમાત્માને ઓળખવા જોઈએ. સ્પંદ-શાખાના મત પ્રમાણે જે શિવના સર્વોપરીતત્વને જાણે છે તે શાંતિથી શિવમાં ભળી જાય છે. શિવસૂત્રમાં મોક્ષ મેળવવા માટેની શૈવ, તંત્ર

અને યોગ પદ્ધતિનો ઉલ્લેખ છે.[22] અભિનવગુપ્તના મતાનુસાર મુક્તોના ત્રણ વર્ગો (પરામુક્ત–બ્રહ્મમાં ભળી ગયેલ, અપરામુક્ત–વિભૂતિમાં ભળી ગયેલ અને જીવનમુક્ત–શરીર હોવા છતાં શિવની અનુભૂતિ પ્રાપ્ત કરનાર) છે.

(ઈ) શાક્તદર્શન :—શક્તિ સંપ્રદાયની શરૂઆત ઋગ્વેદમાં જણાય છે. ઋગ્વેદમાં શક્તિને સ્વર્ગમાં નિવાસ કરનાર પૃથ્વીનું પાલન કરનાર માનવામાં આવી છે અને ઉમા તરીકે ઓળખવામાં આવી છે. મહાભારતમાં તેને કૃષ્ણની બહેન ગણવામાં આવી છે. શૈવોએ તેને શિવની પત્ની માની છે. પુરાણોમાં તે ચંડી તરીકે જાણીતી છે. શાક્તોના ૨૭ આગમોનું વિભાજન સુભાગમો, કૌલાગમો અને મિશ્રાગમોમાં થયું છે. તેમાં જ્ઞાન અને મોક્ષની ચર્ચા છે. તંત્રોમાં શિવ અને દેવીના સંવાદો છે.

આ દર્શનમાં શિવ અખિલાનુગત (સર્વવ્યાપી) શુદ્ધ પ્રકાશ તેમજ અવ્યક્ત છે. તેમાં સંબંધભાવ નથી. વ્યક્તિગત કામ કરનાર શક્તિ બધા આત્માઓમાં છે શિવ અને શક્તિ, પ્રકાશ તથા વિમર્શની માફક જોડાએલ છે. વિમર્શ અથવા શક્તિ બ્રહ્મ અથવા શુદ્ધ ચેતનનો મુખ્ય ભાગ છે. શિવ ચિત્ છે. શક્તિ ચિદ્રુપિણી છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ સર્જન, પાલન તથા સંહારનું કામ શક્તિને લીધે જ કરી શકે છે. આનંદસ્વરૂપમાં શિવ અને શક્તિ ઓળખી ન શકાય તેવાં છે. શક્તિ, ઇચ્છા અને જ્ઞાન તથા શક્તિને કારણે નિર્ગુણાત્મક બ્રહ્મ છે. આખા જગતની શક્તિ શિવશક્તિ છે તે માતારૂપ છે. તેનાં પાંચ કર્તવ્યો (આભાસ, રતિ, વિમર્ષણ, બીજાવસ્થાન અને વિલાપનતા) છે.[23] પ્રકૃતિ અથવા

---

22. S. Radhakrishnan—Indian Philosophy. Vol. II. 734.
23. Ibid. Page 736.

માયાનો દેવીમાં સમાવેશ થાય છે. તે સર્જન અને પ્રલયમાં મુખ્ય ભાગ ભજવે છે. શક્તિના સૂચન અનુસાર માયા ભૌતિક પદાર્થોનું સર્જન કરે છે. આમાં ૩૬ તત્ત્વો છે જેના બે વિભાગો (શિવતત્ત્વ, વિદ્યાતત્ત્વ અને આત્મતત્ત્વ) પાડવામાં આવે છે. આ ત્રણે પ્રકાશ વિમર્શ (શિવ ને જવાબદાર છે. સર્વોત્તમ બ્રહ્મ પછી શક્તિ છે. નાદબિંદુ નાદમાંથી ઉદ્‌ભવે છે અને પછી શુદ્ધ માયા નિપજે છે. શિવ, શક્તિ, સદાખ્ય, ઈશ્વર અને શુદ્ધ માયા શિવનાં પાંચ રૂપો છે. જગતની ઉત્પત્તિ શૈવદર્શન જેવી માનવામાં આવી છે.

માયાથી ઘેરાયેલો જીવ સ્વતંત્ર છે અને તે મોક્ષ મળતા સુધી ભોક્તા છે. મોક્ષ માટે શક્તિનું જ્ઞાન જરૂરી છે. જીવનમુક્તિનો આ દર્શનમાં સ્વીકાર થયો છે. મોક્ષ આત્મસંસ્કૃતિદ્વારા આધ્યાત્મિક દૃષ્ટિ પ્રાપ્ત થતાં મળે છે. મનુષ્ય પોતે બ્રહ્મ છે એવો અનુભવ (બ્રહ્માનુભવ) કરે છે ત્યારે મોક્ષ પામે છે. ધ્યાનાભાવ હોય તો મધ્યમ ગણાય છે અને શ્રુતિ તથા જપને જે અનુસરે તે નિમ્નકોટિનો ગણાય છે. કુલાર્ણવ તંત્રમાં કહ્યું છે, 'શરીરને ભભૂતિ ચોળવાથી મોક્ષ મળે તો ગામના કૂતરાઓ કે જે ભભૂતિમાં આળોટે છે તે પણ મોક્ષ મેળવે'. ભક્તિ મોક્ષ મેળવવામાં ઉપયોગી નીવડે છે ભક્તિનું સ્વાતંત્ર્ય બધાને આપવામાં આવ્યું છે. યોગને આ દર્શનમાં મહત્ત્વ આપવામાં આવ્યું છે. મંત્રો શક્તિની માફક પવિત્ર ગણાય છે તથા તે દૈવી ગણાય છે. પૂર્ણ અવસ્થાએ પહોંચેલ મનુષ્ય કુંડલિનીને જગાડે છે અને ચક્રો ભેદે છે. તેને કર્મ, પુનર્જન્મ તથા યોનિઓના સિદ્ધાંતોનો શાક્તદર્શન સ્વીકાર કરે છે.

(જ) વૈષ્ણવ ધર્મના સિદ્ધાન્તો: મોક્ષ રૂપ પરમપુરુષાર્થની સિદ્ધિ માટે ષડ્‌દર્શનની વ્યવસ્થા વેદધર્મમાં થઈ. આ દર્શનોમાં કર્મ અને જ્ઞાનને પ્રાધાન્ય અપાયું છે. કર્મ જડ બ્રાહ્મણો તથા દાર્શનિક પંડિતો જે ઈશ્વરને ન ઓળખી શક્યા, તે વ્રજનાં ગોપ ગોપિકાઓએ

ઓળખ્યા, ભજ્યા અને પરમાત્મામાં તન્મયતા મેળવી. વ્યાસે શ્રીમદ્ ભાગવત પુરાણમાં ઉપરના સત્યની પ્રતીતિ કરાવી 'ભક્તિ'ને એક સ્વતંત્ર મોક્ષનું સાધન માન્યું છે. ગીતાજીમાં ભક્તિનો મહિમા ખૂબ ગાયો છે.[૨૪] ભક્તિ ઋગ્વેદ સંહિતાથી ચાલી આવતી હતી. શ્રી કૃષ્ણ જે કુળ (સાત્વત)ના હતા તે કુળના લોકોને જે ધર્મ મળ્યો તે સાત્વત ધર્મ કહેવાયો. આગળ જતાં ભગવાનને પામવાનું પરમ અને એકમાત્ર સાધન ભક્તિ માનવામાં આવ્યું. જ્ઞાન–બલ–ઐશ્વર્ય–વીર્ય શક્તિ અને તેજવાળા પરમાત્મા તે 'ભગવાન'. તે પરથી ભાગવત ધર્મ નામ આવ્યું. મોક્ષાવસ્થામાં પણ પરમાત્માની ઘણ સ્વરૂપે ભક્તિ જ કરવાની છે— સામ્ય ભક્તિ એ જ સાધન અને એ જ સિદ્ધિ. ભક્તિમાર્ગના રામાનુજાદિ આચાર્યોએ તેમના જીવ, જગત અને ઈશ્વર સંબંધી જે મતો ફેલાવ્યા તે આપણે ઉપર જોઈ ગયા છીએ. ભક્તિ દિનપ્રતિદિન વૃદ્ધિ પામે છે. શુદ્ધ ભાગવત ધર્મના છેલ્લા પ્રવર્તક શ્રી સ્વામીનારાયણ પ્રભુ આ સાંગ ભક્તિ વિશેનો આગ્રહ રાખતા. વૈષ્ણવ ભાગવત જેવાં શૈવભાગવત મતનાં વિવિધ સ્વરૂપ–માહેશ્વર વા પાશુપતદર્શન, શૈવદર્શન ઈત્યાદિ નામે ઓળખાય છે. આત્માના કલ્યાણાર્થે જ બધાં દર્શનો પોતાના મત પ્રગટ કરે છે.

૨૪. હીરાલાલ ઠક્કર—જગતના ધર્મોની રૂપરેખા. પૃ. ૭૭

# ૧૧. ભારતીય કલા અને સ્થાપત્ય

ભારતનું પ્રાચીન સ્થાપત્ય અને કલા ભારતીય સભ્યતાનું દિગ્દર્શન કરાવે છે.

## ૧. પ્રાગૈતિહાસિક કાલ

ભારતમાં ખોદકામદ્વારા પાષાણ યુગના અવશેષો પ્રાપ્ત થયા છે. ઉત્તર ભારતમાંથી પોટવાર (રાવલપીંડી પાસે) પ્રદેશમાંથી અને મધ્ય ભારતની નર્મદા ખીણમાંથી ચીપોનાં ઓજારો મળ્યાં છે, જે પ્રાચીન પાષાણ યુગનાં ગણાય છે. કાશ્મીરમાં શ્રીનગર પાસેના બર્ઝહોમના ખોદકામમાંથી નૂતન પાષાણ યુગનાં પૉલિસ કરેલાં કાળાં વાસણો અને પૉલિસ કરેલ કુહાડી પ્રકારનાં ઓજારોના અવશેષો મળી આવ્યા છે. તે સમયે લોકો ગુફાઓ તથા ઘાસનાં ઝૂંપડાંઓમાં રહેતા. પર્ણકુટીઓ ટકી ન શકે તેવા પદાર્થોની હોવાથી તેમના સ્થાપત્યનો ખ્યાલ બહુ ઓછો આવી શકે છે. ગુફાઓનાં ચિત્રો તથા રંગબેરંગી વાસણો પરથી જણાય છે કે તે સમયે પણ લોકોનો કળા પ્રત્યે પ્રેમ હતો. બલુચિસ્તાનમાં ઉત્ખનનને પરિણામે બદામી વાસણોવાળી તથા લાલ વાસણોવાળી સંસ્કૃતિઓ મળી આવી છે.

બેએક હજાર વર્ષો પૂર્વે દ્રાવિડો (પશ્ચિમમાંથી આવેલા હોય કે નૂતન પાષાણ યુગના વંશજો હોય) આખા ભારતદેશમાં છૂટાછવાયા રહેતા હતા. આપણું શિલ્પકાર્ય 'ટોડાહટ' (Toda Hut) નામની દ્રાવિડોની વાંસની રચનાને આભારી છે. પીપના આકારનાં ચૈત્યગૃહ આનું જ અનુકરણ લાગે છે.

ભારતમાં આર્યોના આગમન પૂર્વે પણ સિંધુ નદીના પ્રદેશમાં આવેલ હડપ્પા અને મોહેંજોદડોમાંથી મળી આવેલ અવશેષો પરથી જણાય છે કે લોકો બાંધકામ, રમકડાં, ઘરેણાં તથા શિલ્પકળામાં કુશળ હતા. બંને નગરોના કેટલાક છૂટાછવાયા ભાગમાં મોટા પાયા પર ખોદકામ કરવામાં આવ્યું છે. તેમાં કેટલાંય સળંગ મકાનો તેમજ નાના મોટા રસ્તાઓની નિશાનીઓ મળી આવી છે. ત્યાંનાં મકાનો, રસ્તાઓ તથા મોરીઓની સુવ્યવસ્થિત સંકલન પરથી સ્પષ્ટ જણાય છે કે નગરની રચના પૂર્વવિહિત યોજના અનુસાર કરવામાં આવી હતી. મોહેંજોદડોમાં નગરની વચ્ચે વચ્ચે બે મોટા માર્ગ પસાર થાય છે. એક પૂર્વથી પશ્ચિમ અને બીજો ઉત્તરથી દક્ષિણ. બંને માર્ગ તદ્દન સીધી લીટીમાં જાય છે. અને એકબીજાને બરાબર કાટખૂણે મળે છે. આમાંનો ઉત્તર દક્ષિણ કેટલીક જગ્યાએ ૩૩ ફૂટ જેટલો છે અને એ પ્રથમ માર્ગ પર એકી સાથે અનેક વાહનો પસાર થઈ શકે એમ છે. પૂર્વપશ્ચિમ માર્ગ તો આથીય પહોળો છે અને છેક આજસુધી આસપાસનાં ગામોની ગાડાવાટ તરીકે વપરાતો. એને પૂર્વ માર્ગ કહે છે પ્રથમ માર્ગની પશ્ચિમે એને સમાંતર પસાર થતો. રાજમાર્ગ ઉત્તર તરફ આગળ જતાં પૂર્વ તરફ વળીને પૂર્વ માર્ગ સાથે જોડાઈ જાય છે. આ માર્ગ નગરનો મહત્ત્વનો રાજમાર્ગ હશે.[1] મોટા માર્ગ, ગલીઓ અને શેરીઓ પરથી નગરની વિશાળતાનો ખ્યાલ આવે છે. માત્ર પ્રથમ માર્ગમાં એક જગ્યાએ ઈંટાળા, કાંકરા અને માટીના ગાળાની સડક બાંધેલી જણાય છે; બાકી સામાન્ય રીતે બધા રસ્તા કાચા જ હતા. રસ્તા નીચેની મોરીમાં રેતી ભરાઈ જતાં વારંવાર મોરી ખોલવી પડતી હોવાને કારણે આ સ્વાભાવિક લાગે છે. મોહેંજોદડોનાં મકાનોમાં ટીંબાની ટોચ પર ઐતિહાસિક કાળનો બૌદ્ધ સંઘારામ આવેલો મુખ્ય સંઘારામની વચ્ચે જે સ્તૂપ છે, તેની પીઠિકા ૨૦ ફૂટ ઊંચી

૧. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા અને મોહેંજોદડો. પૃ. ૧૯.

હતી અને પૂર્વ બાજુના વચલા ભાગમાં ઉપર ચડવાનાં પગથિયાં રાખી તેમજ જમણી બાજુએ શરૂ થાય છે. ત્યાં આગળ સામેના ગોખલામાં યોગાસનમાં બેઠેલા બુદ્ધની મૂર્તિ હતી. પીઠિકા પર ૩૩ા ફૂટના વ્યાસનું ખંડ છે. જે સ્તૂપ હોય તેમ લાગે છે. સ્તૂપની આસપાસ ખુલ્લો ચોક છે અને ચોકની ચારે બાજુએ વિહારના નાનામોટા ખંડ આવેલા છે. એમાં પૂર્વ દિશાની હરોળમાં વચ્ચે સંઘારામનો પ્રવેશખંડ છે. એની ઉત્તરે નાનું ચૈત્યગૃહ છે અને હરોળમાં બને છેડે એકેક વિશાળ ખંડ આવેલો છે, જેનો ઉપયોગ વિહારમા વસતા ભિક્ષુઓના કોઈ સામુદાયિક કાર્ય માટે થતો હશે. બાકીની ત્રણ દિશાએ ૪૦-૫૦ નાના ખડ છે. આ મકાનમાંથી મળેલા સખ્યાબધ સિક્કાઓ પરથી જણાય છે કે તે કુષાણ કાળ દરમિયાન બધાયો હશે. આને હડપ્પા સંસ્કૃતિ સાથે કંઈ સબધ નથી. આ સઘારામની નીચે દેખાતું મકાન મદિરનું હોવુ જોઈએ એવું આસપાસના ખોદકામ પરથી જણાય છે કે તે વીસેક ફૂટ ઊંચા પીઠ પર બાધવામા આવ્યું છે. એની પશ્ચિમે વિદ્યાલય અને સ્નાનાગાર આવેલાં છે. તેની ઉત્તરે મોટો ખુલ્લો ચોક મળી આવ્યો છે મદિર તથા સ્નાનાગાર પાસેનુ મકાન પુરોહિતનું નિવાસસ્થાન હોવાનું અનુમાન કરવામાં આવે છે. આ મકાનની પશ્ચિમે મોટું સ્નાનાગાર છે. તેમા વચલો કુડ લગભગ ૩૯ ફૂટ લાંબો, ૨૩ ફૂટ પહોળો અને ૮ ફૂટ ઊડો છે. કુડને ઉત્તર છેડે અને દક્ષિણ છેડે અંદર ઉતરવાના પગથિયા છે. પગથિયાને નીચલે છેડે ૧૬ ઈંચ ઊંચો અને ૩૯ા ઈંચ પહોળો ઘાટ બાધ્યો છે. કુંડનું પાણી બહાર કાઢવાનું બાકુ પણ દક્ષિણ-પશ્ચિમ ખૂણામા રાખવામાં આવ્યું છે. કુંડની દિવાલ ૪ ફૂટ જાડી ચણેલી છે. બહાર પદરેક ફૂટ પહોળો એક પ્રદક્ષિણાપથ બનાવવામા આવ્યો છે. તેની આસપાસ પૂર્વ અને પશ્ચિમ બાજુએ ૯ ફૂટ ૯ ઈંચનો દરવાજો તથા ઉત્તર અને દક્ષિણ બાજુએ ૬ ફૂટ ૬ ઈંચનો દરવાજો રાખવામાં આવ્યો છે. સ્નાનાગારની ઉત્તરે ૧૮૫ × ૮૨ ફૂટનું એક વિશાળ મકાન

આવેલું છે. એના વચલા ભાગમાં ચાર ચાર સ્નાનખંડોની બે પૂર્વ-પશ્ચિમ હરોળ આવેલી છે. ઉપર જવાની સીડી પણ છે. આ મહાન સાધુઓના સમૂહ માટે બંધાયું હશે. એમાં દરેક સાધુને માટે નીચે અલગ સ્નાનખંડની અને એની ઉપર બેઠકખંડની વ્યવસ્થા રાખવામાં આવી હશે. એક પઠયશાળા જેવું મકાન (વીસ ઈરી સંબચોરસ સ્તંભ પરથી અનુમાન) મળી આવ્યું છે. એક શેરીમાં કુવાની આસપાસ પાણીનાં વાસણ મૂકવાના ખામણાં છે તે પરથી પરબની વ્યવસ્થાનું અનુમાન થાય છે. પ્રથમ માર્ગની પશ્ચિમ બાજુએ આવેલા એક મકાનમાં સાર્વજનિક ભોજનશાળાનો પ્રબંધ થયેલો જણાય છે. એક દરબારગઢ જેવું મકાન મળી આવ્યું છે, જેમાં નોકરચાકરની ઓરડીઓ, અનેક કોઠારો અને મોટા ખંડો બાંધેલા છે. કિલ્લાની નિશાનીઓ પણ મળી આવી છે. ટીંબાની ઉત્તરપૂર્વે ૧૪ ફૂટ જાડા કોટના અને એની બહાર નજીકમાં વહેતી નદીને કિનારે ઘાટના અવશેષ મળ્યા છે.

હડપ્પાનાં ખંડેરોમાં દટાયેલું નગર તો મોહેંજોદડો નગર કરતાં ય વિશાળ હતું. થયેલા ખોદકામમાં નગરના મોટા માર્ગોની રૂપરેખા મળી નથી, પરંતુ એનાં અનેક મકાનો, ગલીઓ અને એની કિલ્લેબંધીની રૂપરેખા મળી છે. ગામની પશ્ચિમે આવેલી હરોળમાંના છેક ઉત્તર બાજુના ટીંબામાં મધ્યમ કાળનો એક મોટો કોઠાર મળી આવ્યો છે. કોઠારની દક્ષિણે સાતેક મકાન તેમાંના ભઠ્ઠીના અવશેષો પરથી કારીગરોનાં હોય એમ લાગે છે. બંને બાજુએ જે મોટું શ્મશાન આવેલું છે, તેમાં બે થર છે. નીચલા થરમાં મનુષ્યનાં આખાં શબ દાટેલા મળે છે. એની બાજુમાં ખાવાપીવાના પદાર્થ ભરીને મૂકેલાં માટીનાં વાસણ હડપ્પા સંસ્કૃતિના અસ્તકાળનાં જણાય છે.

આ નગરોની અંદર મકાનોની ઈમારતની જે ભાગ મોજુદ રહ્યો છે, તેમાં ઐતિહાસિક યુગની શિલ્પકલાંના નમૂના બીલકુલ દેખાતા

નથી. નાબૂદ થયેલો ભાગ લાકડાનો હોય અને એના પર કંઈ શિલ્પાકૃતિઓ કોતરવામાં આવી હોય પણ મોજૂદ રહેલી ઈમારતોમાં સાદાઈજ જણાય છે.[2] મોહેં'જોદડોની ઈમારતો પાકી ઈંટની બાંધેલી છે. થોડાં મકાનોમાં એકાંતરે કાચી ઈંટના થર જોવામાં આવે છે. દિવાલમાં ઈંટોના થર હારબંધ ચણવામાં આવતા. એકાંતરે એક થરમાં ઈંટની લાંબી બાજુ બહાર રહેતી અને બીજા થરમાં ટૂંકી બાજુ બહાર રહેતી. સાંધો પૂરવા ઈંટના કટકા ગોઠવવામાં આવતા. દિવાલમાં માટીની ગાર લગાવવામાં આવતી. કોઈક વાર ચુનાનો ઉપયોગ થતો. દિવાલ પર લીંપણુ કરવાનો રિવાજ ખૂબ પ્રચલિત હતો મકાનોની દિવાલોમાં ગોખલા જોવામાં આવે છે. સારા મકાનોમાં ભોંયતળિયું પાકી ઈંટનું બાંધેલું જણાય છે. પ્રવેશદ્વારનો આખો ઉપલો ભાગ એક જ હાથ લાગ્યો છે. એમાં કમાનની રચના જોવામાં આવે છે. આ કમાનની રચના કૂવામાં વપરાતી. કમાનની અંદર જાળી જેવી પોલી જગ્યા રાખીને હવા અજવાળાની જોગવાઈ કરવામાં આવતી હશે. મકાનોમાં બારીઓ રાખવામાં આવતી હોય એવી ખાતરી પડતી નથી. માટી કે પથ્થરના નળિયાં રાખવામાં આવતાં હશે. છાવણુ કેવું હશે તે નક્કી થઈ શકે તેમ નથી. ઘૂમટના ઘાટનું શિખર પણુ હોઈ શકે. સાદડી પર માટીનો થર પણ લાદવામાં આવતો હોય. કૂવા, બાથરૂમ અને મોરીની સગવડ પણ આ નગરોમાં હતી.

હડપ્પા અને મોહે'જોદડોના લોકો સામેના યુદ્ધમાં જીતી આર્યો આશરે ઈ. સ. પૂર્વે ૧૫૦૦માં ભારતમાં આવ્યા હોય એમ મનાય છે. વેદકાળના આર્યો ઘરો તથા રથો બનાવવામાં એટલે કે સુથારીકામમાં નિષ્ણાત હતા એવું વેદો પરથી માલૂમ પડે છે. તેઓ ધાર્મિક તથા ગૃહો-

૨. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી—હડપ્પા ને મોહેં'જોદડો—પૃ. ૩૮.

### ૪. મૌર્ય સમય
### (ઇ. સ. પૂર્વ ૩૨૦થી ૧૫૫)

બૌદ્ધ ધર્મનો ખૂબ પ્રચાર કરાવ્યો હતો. તેનો કીર્તિસ્તંભ તથા શિલાલેખો ધર્મપ્રચાર માટે હતા. તેણે ૮૦,૦૦૦ સ્તૂપ તથા મઠો બંધાવ્યા હતા. ખોદકામ પરથી માલૂમ પડે છે કે તેનો પાટલિપુત્રનો મહેલ ઘણી જાજલ્યમાન મોટી ઈમારતોનો બનેલો હતો. પાટલિપુત્રના કિલ્લાના અવશેષો પટના પાસે બુલન્દી બાગના ખોદકામમાં મળ્યા છે. કિલ્લા માટે રેલવેના પાટાઓની માફક પાટડાઓની સમાંતર હારો ગોઠવવામાં આવતી હશે. તે પાટડાની હાર પૂરી થતાં થોડા થાંભલાઓને ગોઠવવામાં આવતા. એવી રીતે લાકડાની દિવાલ કરવામાં આવી હોય તેવું અનુમાન થાય છે.[3] પાટલિપુત્રના લાકડાના મહેલના અવશેષોમાં સ્તંભો કે જેનો મહેલના આગળના ભાગમાં ઉપયોગ થતો હશે તે મળી આવ્યા છે. લાકડાની ૩૦ ફૂટ લાંબી ઊંચી બેઠકો મળી આવી છે. મૌર્ય સમયની કલા સાથેની લાકડાની કલા ઉચ્ચ કોટિની હતી. આનું અનુકરણ ખડકમાં કોતરાયેલા ચૈત્યગૃહોના લક્કડ કામમાં થયું લાગે છે. લક્કડ સ્થાપત્યમાં પ્રવેશભાગને કળાથી સુશોભિત બનાવાતો. કમાનવાળી બારીઓ તથા કોતરકામવાળી ગેલેરીઓ લાકડાની બનાવાતી અને કલાથી શણગારાતી. ઝરૂખાઓનો વાંસની પટ્ટીમાંથી ગુંથીને નાના ખંડ તરીકે ઉપયોગ થતો. લાકડાની આવી કલા બૌદ્ધ સ્થાપત્યમાં ઉપયોગમાં લેવાઈ છે.

જાતકો, સૂત્રો તથા કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંથી તે સમયની સંસ્કૃતિ જોવા મળે છે. તક્ષશિલા, અયોધ્યા, ઉજ્જન, ઉડિયા, અને પાટલિપુત્રની પ્રસિદ્ધિ વધતી જતી હતી. સુથાર ઈમારતો માટે લાકડું લઈ એક જગ્યાએથી બીજી જગ્યાએ જતો ને સમચોરસ પાટડાનાં માળવાળાં લાકડાનાં મકાનો, સ્તંભોના રેકા (શિલાકૃતિઓવાળા)થી સુશોભિત

3. Percy Brown—Indian Architecture. Page 6.

બનાવતા. શહેરની દિવાલો કાચી તથા પાંકી ઈંટોથી બનતી. રૂ, ઊન, શણ તથા રેશમ વણાતું અને સુતરાઉ કાપડ છપાતું. પત્થરનો ઉપયોગ સ્થાપત્ય (મકાનો બાંધવામાં) માં તથા શિલ્પ (ઉપસેલી આકૃતિઓ બનાવવામાં)માં થતો. બેસંગા તથા પારખમની પત્થરની ગંજાવર આકૃતિઓ આ સમયની કલાના નમૂનાઓ છે. પારખમની તે આકૃતિ યક્ષની મનાય છે અને તેવી જ મથુરાની મૂર્તિ 'મનસાદેવી' તરીકે પૂજાય છે તે યક્ષિણી છે. બેઝનગરની સ્ત્રીની આકૃતિ ગંજાવર આકૃતિ છે, જે 'પૃથ્વીદેવી' કહેવાય છે. તે યક્ષી અથવા માનવઆકૃતિ હોય. આને મળતી પટણા પાસેથી મળી આવેલ ચૌરી વહન કરનાર નારીની મૂર્તિ છે. એથી પારખમ પાસે બરોડામાંથી મળી આવેલ મૂર્તિ બાર ફૂટથી વધુ ઊંચી છે. આ સુપાની શાખા મૌર્ય સમય પહેલાંની હશે આની સાથે બેઝનગરના કલ્પવૃક્ષને રાખી શકાય. આદિકાલમાં ઉત્પાદકશક્તિના પ્રતીકરૂપે પત્થરની 'દેવીમા'ની મૂર્તિઓ બનાવવામાં આવતી. આવી મૂર્તિઓ ભૂમધ્ય પ્રદેશથી ગંગા નદીની ખીણ સુધીમાં એટલે કે પ્રાચીન પૂર્વ પ્રદેશોમાં બનાવાતી.[4]

અશોકના સમયમા શિલાસ્તંભ પર શિલાલેખોરૂપે શાસન કોતરાવ્યા છે. સારનાથનો સ્તંભ આનું ઉદાહરણ છે. તે ધર્મચક્રના વાહનરૂપ છે તેની ટોચ પર ચાર સિંહો ધર્મચક્રને ટેકો આપતા શિલા પર કોતરાયેલ છે. ચાર ધર્મચક્રો વડે હાથી, ઘોડા, વૃષભ અને સિંહની ઉપસેલી આકૃતિઓને અલગ કરવામાં આવી છે. ધર્મચક્રોની નીચે ઊંધા કમળની ઘટાકૃતિઓ બનાવવામાં આવી છે. અશોકના શિલાલેખો પત્થરોને પોલિશ કરીને બ્રાહ્મી લિપિમા કોતરવામા આવ્યા છે. બોધગયાની વેદીના ચાર સ્તભોના શિલ્પો, ભારહૂતની ઉપસેલી આકૃતિઓ, ભાજાના વરંડાની વેદી અને પાટલિપુત્રનાં શિખર અર્જુનપુરના

4. A. K. Coomarswamy—History of Indian and Indonesian Art. Page 3.

શિલાલેખ, સ્તૂપો તથા સાંચી અને બરાબર પર્વતના ચન્દ્રગૃહનાં શિલ્પો જેવાં છે.[5] અશોકના રાજ્યના બારમા વર્ષની સુદામા ગુફા ગોળાકાર સભાગૃહ અને બાજુમાં પ્રવેશની નાની ઓરડીની બનેલી છે. કાનદીવટની પશ્ચિમ ભારતની ગુફામાં ગર્ભગૃહ અને સ્તૂપ છે. પ્રદક્ષિણાનો માર્ગ પણ છે. લોમ ઋષિની ગુફામાં આવી જ રચના છે, પરંતુ દેવગૃહ અંડાકારનું છે અને પ્રવેશનો આગલો ભાગ લાકડાના કોતરકામથી બનાવવામાં આવ્યો છે, સ્તંભોનાં શિખરો ઘંટાકારનાં કે કમલાકારનાં બનાવવામાં આવતાં.

સારનાથની શિલ્પાકૃતિઓ જેવી શિલ્પાકૃતિઓ મથુરા અને ભીટામાંથી મળી આવી છે. અંગો મરોડતી નારીની આકૃતિ પણ ભીટામાંથી મળી આવી છે. મૌર્ય સમયના પોલિશ કરેલા પત્થરના છત્રના ટુકડાઓ સોનામાથી મળી આવ્યા છે.

મૌર્ય અને શુંગ સમયની માટીની શિલ્પાકૃતિઓ પાટલિપુત્રથી તક્ષશિલા સુધીમાં મળી આવી છે. આ શિલ્પાકૃતિઓ ફળદ્રુપતાની દેવી એટલે કે માયાદેવી અને લક્ષ્મીદેવીની હતી. ચિતોડ પાસેની નગરીમાંથી ઈ. સ. પૂર્વે ૩૫૦–૨૫૦નો શિલાલેખ મળી આવ્યો છે. તેમાં સંકર્ષણ અને વાસુદેવ મંદિરનો ઉલ્લેખ મળી આવ્યો છે. હવિષ્કના સિક્કા પર મહાસેન, વિશાખ અને સ્કંદની આકૃતિઓ નજરે પડે છે. ઈ. સ. પૂર્વે ૮૦૦ની આસપાસ ઈરાનની ભારત પર અસર દેખાય છે. મૌર્યથી ગુપ્ત સમયનાં શિખરો, મહેલ, માટીની આકૃતિઓ, સિક્કા તથા મુદ્રા પરના યજ્ઞકુંડો વગેરે ઝોરોષ્ટ્ર સમયના જેવા છે. કનિષ્કના સિક્કાઓ પર રાજાઓના ખભા પરથી જ્વાળાઓ નીકળતી દેખાય છે. પરોક્ષમાં સૂર્યનું મૂળ છે. આ ઈરાન અથવા હિંદની ઉપજ હશે તે વિશે શંકા છે.

---

5. A. K. Coomarswamy—History of Indian and Indonesian Art. Page 18.

છેલ્લા મૌર્ય રાજા પછી પુષ્યમિત્ર શુંગ આશરે ઈ. સ. પૂર્વે ૧૮૫માં ગાદીએ આવ્યો ત્યારે ઈ. સ. પૂર્વે ૧૭૫ની આસપાસ ચડાઈ કરનાર ગ્રીક મીનેન્ડરને પાછો કાઢયો હતો. શુંગો પછી કણ્વ (૭૩-૨૮ (ઈ. સ. પૂર્વે) આવ્યા. પંજાબ અને મથુરા ઉપર શકોની સત્તા (ઈ. સ. પૂર્વે ૭૦ થી ઈ. સ. ૨૦) આવી.

૫. અનુમૌર્યકાલ ઈ. સ. પૂર્વે ૨૦૦ થી ઈ. સ ૨૦

તે સમય દરમિયાન આંધ્રો, (દ્રાવિડો)એ દક્ષિણમાં સત્તા જમાવી. ઉજ્જન અને નાશીક સુધી સત્તા વધારી. તેમનો વારસો પલ્લવોમાં હતો. પુના પાસેના નાનાઘાટ પર શિલાલેખ (આની પાસે સાતકર્ણીની શિલ્પાકૃતિઓ પણ છે), પશ્ચિમ ઘાટના મઠો, સાંચીના દરવાજાઓ, ચુનતુપેલ્લે અને અમરાવતીના સ્તૂપો વગેરે આંધ્રોની કળા છે. ગ્રીકોની ચડાઈ વિશેનો બેઝનગરનો સ્તંભ વાસુદેવને અર્પણ કરાયો છે. પંજાબના ઉત્તર ભારતીય-ગ્રીક રાજાઓ તેમના સિક્કાઓ પરથી જાણી શકાય છે. ગાધાર કલા-ગ્રીક-બૌદ્ધ કલા ઈ. સ. પૂર્વે પહેલા સૈકાની મનાય છે. કેટલાક તેને બેક્ટ્રિઆની ગ્રીક અસરવાળી માને છે કે જેનો વિકાસ સાંચીમાં જણાય છે. તેની ઉત્પત્તિ વિશે ઘણો મતભેદ પ્રવર્તે છે. આ વિશે માર્શલ કહે છે કે જે દેવોની મૂર્તિઓ ગંધારકલાની માનવામાં આવી છે, તેના પર વર્ષ લખેલ નથી તેથી તેની શૈલી સમય નક્કી કરવામાં કામ લાગી શકે તેવું કંઈ નથી. તેથીજ તે ગાંધારકલાની હોવાનું નક્કી કહેવાય નહિ. ફાઉચર અને બીજા કેટલાક સાબિત કરવા માગે છે કે આ ગાંધારકલા છે. વિલ્સનના કથનાનુસાર સોનાની અસ્થિ-મંજૂષા બુદ્ધની ઊભી મૂર્તિઓ અને ગોખલાઓમાં ઉપાસકોની ઉપસેલી આકૃતિઓ કે જેની પીઠિકા ભારતીય કમલના આકાર છે તે અઝીઝના સિક્કાને મળતી છે. આ ગાંધારકલાના પ્રથમ નમૂનાઓ છે. લોહિયન ત્ાંગઈની મસ્તક વગરની બુદ્ધ મૂર્તિ કે જેના પર સંવત ૩૧૮ લખેલું

છે. તે સેલ્યુકસની સંવત હોય તો તે ઈ. સ.ની છઠ્ઠી સદીની થાય. બીજી આવી મૂર્તિ કે જે હશીનગરમાંથી મળી આવી છે, તેના પર સંવત ૩૮૪ છે. તે પણ ઈ. સ. ૭૨ની હોય. બીજી કેટલીક શિલ્પકળા વગરની ઈમારતોના અવશેષો ઈ. સ. પૂર્વેની પહેલી સદીના છે દા. ત. સિરકપમાં જૈન સ્તૂપની પીઠિકા અને ધર્મરાજિકા (સ્તૂપનો એક ભાગ) ગાંધારકલા કનિષ્કના સમયની જણાય છે. તે ઈ. સ.ની ૩જી થી ૪થી શતાબ્દી સુધી ચાલુ રહી, તે ગ્રીક અસરનું સ્થાનિક રૂપ હતું. ગ્રીક સંસ્કૃતિના પૂર્વ તરફના ફેલાવાનું આ કારણ છે. ગાંધારકલામાં બુદ્ધની મૂર્તિઓ ગ્રીક અસરની શૈલીથી બનાવવામાં આવતી હતી; પરંતુ કુમારસ્વામીના કથનાનુસાર આ કહેવાતી ગ્રીક અસર માત્ર ઉપલકીયા છે. કમળનું આસન બનાવી બેસાડવામાં આવેલ બુદ્ધમૂર્તિ ભારતીય વિચાર અનુસાર છે. મુદ્રાઓ પણ ભારતીય છે. ગ્રીક અસર તો ઉપસેલી આકૃતિ બનાવવાની પદ્ધતિમાં છે, તેનાથી બુદ્ધ કંઈ અલોપ થઈ જતા નથી. મથુરાની બુદ્ધની મૂર્તિ પણ સાહસિક તથા મૌખિક ભારતીય પ્રણાલિકા અનુસાર કરવામાં આવી લાગે છે. ગાંધારકલાના અવશેષો અફઘાનિસ્તાન, તક્ષશિલા અને પેશાવરમાંથી મળી આવ્યા છે. કનિષ્કનો પેશાવર પાસેનો સ્તૂપ ગાંધારકલાનો જાણીતો નમૂનો છે. ગાંધારકલાની અસર એકલી બૌદ્ધ નહોતી, પરંતુ હિંદુ દેવોની મૂર્તિઓ પર પણ હતી. ચારસદમાંથી મહેશની મળેલી મૂર્તિ પર પણ ગાંધારકલાની અસર હતી. આનો અર્થ એ છે કે ગાંધારકલાની શાખા ઈ. સ.ની ત્રીજી શતાબ્દીમાં ભારતીય બની. મહાયાન બૌદ્ધ શાખાના ઉદ્ભવને કારણે આનો વિકાસ થયો.

પુના પાસે ભાજાનો વિહાર શિલ્પની દૃષ્ટિએ પ્રાચીન છે. રચના અનિયમિત છે, પરંતુ કોતરાએલા વિહાર જેવી છે. બહાર વરંડા છે. પના આકારની છત નીચે એક બાજૂમાં સ્તૂપ છે. પશ્ચિમમાં ત્રણ

ઓવિરાની ગુફાઓ છે, તે વરંડામાંથી સ્તંભ વડે જુદી પાડવામાં આવી છે. સ્તંભના કમળ આકારના શિખર પર કલ્પિત રાક્ષસ જેવી આકૃતિઓ છે. ગુફાના ગોખલાઓમાં પાંચ હથિયારબંધી આકૃતિઓ છે. બે ઉપસેલી આકૃતિઓ ગુફાના દ્વારો પર છે. સૂર્ય તથા ઐરાવત સાથેના ઈન્દ્રની આકૃતિઓ છે. ચૈત્યવૃક્ષની નીચે માનવાકૃતિઓનું દૃશ્ય પણ છે.

આ વિહારની નજીકમાં બેડસા પાસેના સ્તૂપોનો સમૂહ છે તથા વિશાળ ચૈત્યગૃહ પણ છે. તે ચૈત્યગૃહના સમકાલીન (ઈ.સ. પૂર્વે ૧૭૫) કનેરી, પિટલખોરા અને અજંતાનાં ચૈત્યગૃહ છે. નાસીકનું ચૈત્યગૃહ અને નહપાનવિહાર ઈ. સ. પૂર્વે પહેલા સૈકાનો હશે. ચૈત્યગૃહનો આગલો ભાગ બે માળનો છે. નીચેનાને તોરણના ઘાટનું દ્વાર છે અને ઉપરનાને મોટી ચૈત્યબારી છે. દ્વાર પાસે યક્ષની આકૃતિ છે. નહપાન વિહારના સ્તંભોને ઊંચા મિનારાવાળાં શિખરો છે અને તે કાર્લાના સ્તંભો જેવાં છે. અજંતાનું ચૈત્યગૃહ ભાજસ્યમાન સ્મરણસ્તંભોમાં પ્રસિદ્ધ છે. તે ઈ. સ. ની શરૂઆતમાં બનેલું છે. તે ૧૨૪ ફૂટ લાંબું તથા ૪૫ ફૂટ પહોળું અને ૪૫ ફૂટ ઊંચું બે સોપાનવાળું પીપળા તથા આકારનું છે. નાસીકના જેવા આના આગલા ભાગને બે માળ છે. નીચલા માળને ત્રણ દ્વાર છે અને ઉપર ગેલેરી છે કે જેને ઘોડાના પગના આકારની લાકડાની બારી અને પત્થરની ઘુમ્મટ આકારની છત છે. નીચેના ભાગમાં દ્વારો શિલ્પાકૃતિઓથી સુશોભિત છે.

જુન્નાર પાસે (પૂનાથી ઉત્તરમાં ૪૦ માઈલ) પાંચ ગુફાના સમૂહો છે. તેમાં સુંદર ગોળાકાર ચૈત્યગૃહ સાદો સ્તૂપ, બાર સ્તંભો અને મધ્યમાં ઘુમ્મટ છે. મન્નાડ ટેકરી પરની ચૈત્યગુફામાં બે હાથી સહિત માયાદેવીની આકૃતિ છે અને ગોખલામાં ઊભા રહેલા ભક્તો છે. નાનાઘાટ (પૂનાથી ૫૦ માઈલ દૂર)માં સાતકર્ણીના શિલાલેખો છે. કુષાણ સમય પહેલાંના તથા મૌર્યકાળ બાદના સ્મારકસ્તંભોમાં સાંચી તથા

ભારહૂતના સ્તૂપો તથા તોરણો (દરવાજા) સુપ્રસિદ્ધ છે. સાંચીનો સ્તૂપ બુદ્ધની પરિનિર્વાણ ભૂમિ છે. સાંચીના સ્તૂપનાં તોરણો પર બૌદ્ધ કથાઓ શિલ્પાકૃતિઓથી વર્ણવી છે. સ્તૂપ સામાન્ય રીતે ઈટરી ચબુતર પર પ્રદક્ષિણા જેટલી જગ્યા છોડી બનાવાય છે. સોપાનથી ટોચે જઈ શકાય છે. સ્તૂપ અંડાકારનો નક્કર ઘુમ્મટ હોય છે. તેના ઉપર હર્મિકા (દેવગૃહ) હોય છે અને તેની ઉપર યષ્ટિ અને છત્ર હોય છે. પાછળથી ગોળાકાર પીઠને બદલે પીપના આકારનું પીઠ થયું. ચીની મુસાફરો પેશાવરના મિનારા જેવા સ્તૂપોનો ઉલ્લેખ કરે છે કે જે ચીની પેગાડા જેવા હતા. સ્તૂપની અંદર અસ્થિ મંજૂષા હોવાને કારણે તે ચૈત્ય કહેવાતા. સ્તૂપની ટોચે ચઢવાના સોપાનમાંથી ન પડાય તે માટે બાજુમાં વેદિકા (કઠેરો) હોય છે એની આડી વળીઓને શુચી કહે છે. ભારહૂતના સ્તૂપની પત્થરની વેદિકા તથા તોરણોના અવશેષ કલકત્તાના ઇન્ડિયન મ્યુઝિયમમાં છે. આ સ્તૂપ શુંગ સમય આશરે ઈ. સ. પૂર્વે ૧૫૦નો હશે. આ સ્તૂપની ઉપસેલી આકૃતિઓ વર્ણન સાથે થાય છે. કોતરેલી મૂર્તિઓ, યક્ષો, યક્ષિણીઓ, નાગરાજ તથા દેવતાઓની છે. તોરણો પર દેવમૂર્તિઓ તથા બુદ્ધના જીવનપ્રસંગો (અવતારો, બુદ્ધત્વ), ફળ, પ્રાણી, રાક્ષસ તથા સ્ત્રીપુરુષના મસ્તકવાળા કમળના આકારો, કઠેરા, ચક્રો અને ઉષ્ણીઓ (Coping) છે. ચૈત્યવૃક્ષ, છત્ર, પાદુકા, વજ્રાસન વગેરે બૌદ્ધનાં પ્રતીકો બુદ્ધની હાજરીનું પ્રતિનિધિત્વ ધરાવે છે. ત્રિરત્નનું પ્રતીક બુદ્ધ, કાયદો તથા વ્યવસ્થા સૂચવે છે. શુંગ સમયના સ્તૂપ અને તોરણના અવશેષો બેઝનગર, કોસંબી, ભીટા અને ગર્યવામાંથી મળી આવ્યા છે. મથુરાના સુંદર સ્તંભો લંડનના વિક્ટોરીઅન આલ્બર્ટ મ્યુઝિયમમાં છે. ભીટામાંથી મળી આવેલ શિવલિંગ પંચમુખી છે. તેના જમણા હાથની અભયમુદ્રા છે. બોધગયાનો પ્રસિદ્ધ કઠેરો ભારહૂત શૈલીનો છે. તે બુદ્ધના વિહારસ્થાનોનો નિર્દેશ કરે છે. એક ગોળાકાર માટીની આકૃતિવાળું મુદ્રાંકન ભીટામાંથી મળી આવ્યું છે. તે હાથી-

દાંતનાં બીજાં પરથી પાડવામાં આવ્યું હશે. સાંચીના એક લેખમાં ત્યાંની એક ઉપસેલી શિલ્પકૃતિને ભીલસાના હાથીદાંતના કારીગરોની કૃતિ તરીકે વર્ણવવામાં આવી છે.

મથુરાની કારીગરીની શાખા ભારહૂતને લગતી છે, સાંચીને લગતી નથી. બીજા કે ત્રીજા સૈકાના ક્ષત્રપ સમયની છે. પ્રસિદ્ધ સિંહ શિખરવાળા સ્તંભ પર ખરોષ્ટીનો શિલાલેખ ક્ષત્રપ રાણી રજુલાને અર્પણ થયેલો છે. ગુહાવિહાર મથુરાની દક્ષિણે છે. જૈનોની અનંતાની ચોરસ તકતીઓ બ્રાહ્મી લિપિથી કોતરાએલ છે. પાર્શ્વનાથની મૂર્તિ પ્રાચીન બુદ્ધના સમયની એક તકતી ઉપર છે. ઉદયગિરિ અને ખંડગિરિની ટેકરીઓમાં ખોદકામ થયાં છે. હાથીગુફામાં ખારવેલ (ઈ. સ. પૂર્વે ૧૬૧) શિલાલેખ છે. અનંત, રાણી અને ગણેશ ગુફાઓ (ઈ.સ. પૂર્વે ૧૫૦ થી ૫૦) જાણીતી છે. અનંત ગુફામાં માયાદેવી હાથીઓ સહિત ઊભી છે. બૌદ્ધકલામા કથાઓ ગજલક્ષ્મી, ત્રિરત્નસ્વરૂપ અથવા મહાવીરના જન્મની પણ હોય છે. રાણી અને ગણેશગુફા બે માળની તથા નીચેના કઠેરાવાળી છે. તેમાં જૈન દંતકથાઓ કે જે જાતક સમાન છે તેનાં દૃશ્યો નજરે પડે છે. સ્વસ્તિકનું ચિન્હ પણ છે. ગણેશગુફામાં આવાં દૃશ્યો ઊંચી કોટિના છે; પરંતુ જયવિજય તથા અલકાપુરી ગુફાઓમાં આવા દૃશ્યો ઊંચી કોટિના નથી.

કૃષ્ણ–ગોદાવરીના મેદાનમાંથી અમરાવતીના સ્તૂપ (ઈ. સ. પૂર્વે ૧લી, ૨જી સદી)ના અવશેષો, થોડી ઉપસેલી આકૃતિઓ મળી આવે છે, અમરાવતી નજીક જગ્ગયપેટમાંથી ઘણી ઉપસેલી આકૃતિઓ, ઘંટાકારની ટોચવાળા સ્તંભો તથા ભારહૂત શૈલીનાં પાંખવાળાં પશુઓ, ભક્તો સહિત પુણ્યશાળા વગેરે મળી આવેલ છે. ચૈત્યગૃહના અવશેષોમાં આગળનો ભાગ બરાબર ટેકરીના લોમસઋષિની યાદ કરાવે છે. એઝવાડામાં શંકરમ્ ટેકરી પરનો વિહાર પલ્લવ સમય (ઈ. સ. પૂર્વેની ૧લી, ૨જી સદી) નો છે. ગુડીમલ્લમમાં કુષાણ સમય પહેલાંનું શિવલિંગ હજી પૂજાય છે.

અજંટાની ગુફા નં. ૯ અને ૧૦ માં ઉચ્ચ પ્રકારની ચિત્રકલા છે. યક્ષ, બોધિસત્વ તથા જાતકકથાનાં દશ્યો તથા બેઠેલા બુદ્ધ પણ છે. જોગીમારા ગુફામાં મકરની આકૃતિઓ વધુ છે. વિનયપિટક, થેરાથેરીની કથાઓ તથા મહાવીરની કથાઓનાં દશ્યો પણ છે.

દેવો સાથે સંબંધ ધરાવતાં પ્રાણીઓ તથા પ્રતીક તરીકે રોજિંદી વસ્તુઓ તેમનું સૂચન કરે છે. સૂર્ય સાથે સંબંધ ધરાવનાર ઘોડો સૂર્યનું સૂચન કરે છે. ચક્ર વિષ્ણુનું તથા ચૈત્યવૃક્ષ બૌદ્ધનું સૂચન કરે છે. વજ્ર ઈન્દ્રનું પ્રતીક છે. ઈ. સ. પૂર્વે બીજી સદીમાં હિંદુ ધર્મનું એક પ્રકારનું અવલોકન હતું. વેદકાલીન યુગમાં ધર્મ યજ્ઞ મારેનું સ્થાન હતું. વેદી અથવા યજ્ઞકુંડના બાંધકામની વિગતો વેદોમાં મળે છે. શિવ, સ્કંદ અને વિશાખનો ઉલ્લેખ પાણિનિએ કર્યો છે. આહત મુદ્રાઓ પર પ્રતીકો તરેહતરેહનાં હોય છે. મૂર્તિવિજ્ઞાન માટે પ્રતીકો તથા મુદ્રાઓની માહિતી જરૂરી છે. રાજ્યકર્તાઓના રાજ્યઅંકોને લગતા પ્રાસંગિક ઉલ્લેખો મળે છે. જેમકે બૃહદ્રથનું વૃષભ પ્રતીક (મહાભારતના ઉલ્લેખ અનુસાર), કાવેરી પુમપટ્ટીનમના રાજાઓનું વાઘનું પ્રતીક ('પટ્ટીનપ્પાલઈ'ના આધારે). પાછળના રાજાઓ ચિહ્નોનો તામ્રપત્રોમાં ઉપયોગ કરતા. કુષાણ સમયના સિક્કાઓ પર અશ્વ, વૃષભ, શ્વાન, મચ્છ, મોર, ચૈત્યવૃક્ષ, ફૂલ, સૂર્ય, ચંદ્ર, પર્વત, નદી, યંત્ર, ઢાલ, ધનુષ્યબાણ, સિંહ, મકર વગેરેનાં ચિહ્નો દેખાય છે. બૌદ્ધકળામાં ઉદાહરણ તરીકે ભારહૂત અને સાંચી સ્તૂપોમાં વૃક્ષ, ચક્ર, છત્ર, પાદુકા અને વેદીનાં પ્રતીકો નજરે પડે છે. માનવજાતિય માનસશાસ્ત્ર પ્રમાણે કળાની પદ્ધતિ બદલાય છે. મથુરાના કઠેરાનો સ્તંભો અને માટીની આકૃતિઓથી ધર્મના સર્વ દેવો જણાઈ આવે છે. પ્રાચીન શિવ આકૃતિઓ તથા બોધિસત્વોનો પણ તેમાં સમાવેશ થાય છે. રામાયણમાં ... વેદિકા, કઠેરો, સોપાન અને ઊંચી છત હોવાનું કહ્યું છે[૬]

[1]A. K. Coomarswami—History of India and Indonesian Art. Page 48.

આ પરથી જણાય છે કે ચૈત્ય દેવગૃહ હશે. યક્ષની મૂર્તિઓ દેવગૃહનું સૂચન કરે છે કે જે મથુરા નજીક જમાલપુરમાં હોવાનું મનાય છે. આ ઉપરાંત ઈ સ પૂર્વેના બીજા સૈકામાં ભારત તથા બૌદ્ધ મંદિરો હશે. ઈ. સ. પૂર્વે ૩૫૦–૨૫૦ના ચિતોડ પાસેની નગરીમાંના શિલાલેખ શંકરસેન અને વાસુદેવ મંદિરનો ઉલ્લેખ કરે છે. ત્રણ બ્રાહ્મણ તથા કેટલાક બૌદ્ધ મંદિરોના અવશેષો મળી આવ્યા છે. એક બીજો શિલાલેખ બેઝનગરના વૈષ્ણવ મંદિરનો ઉલ્લેખ કરે છે કે જ્યાં હેલીઓડોરસે તેનો ગરુડધ્વજસ્તંભ અને બે કઠેરા અર્પણ કરેલા તે મળી આવ્યા છે મથુરા પાસે માટીના મંદિરનો દેવકુલ તરીકેનો ઉલ્લેખ બે શિલાલેખોમાં આવે છે. કનિષ્કનું મુખ અને બીજી રાજકુળને લગતી આકૃતિઓ કુષાણના રાજકીય મંદિરનો આભાસ અર્પે છે. કનિષ્કના સિક્કાઓ પર સ્કંદ, વિશાખ અને મહાસેનની આકૃતિઓ તથા તંબુ નજરે પડે છે. ભારહૂત, સાંચી અને ગયાની ઉપસેલી આકૃતિઓ દેવોનો કિંમતી પુરાવો છે. પાંડ્ય સમયના સિક્કાઓ પર તંબૂ દેખાય છે. તેમાંના એક સિક્કા પરનો તંબૂ ગુપ્ત સમયની બોધ-ગયામાંથી મળેલ માટીની આકૃતિના તંબૂને મળતો છે. ઇન્દ્રલોકના અનુકરણથી હિંદુ મંદિરનો ઉદ્ભવ થયો લાગે છે. દેવમંદિરનો વિચાર માનવ નિવાસસ્થાન તથા કબરો પરથી આવ્યો લાગે છે.

**૬ કુષાણ અને ઉત્તરકાલીન આંધ્ર સમય**

આશરે ઈ. સ. ૫૦ માં કડફાઈઝ ૧લા કુષાણ રાજાએ ગાંધાર (અફઘાનિસ્તાન તથા પંજાબનો મોટો ભાગ)નો કબજો લીધો અને કનિષ્કે મથુરા સુધી કુષાણ રાજ્યનો વિસ્તાર કર્યો. ઈ. સ. ના ૧લા સૈકામાં મેન્ડોદર્પ અને કડફાઈઝ બીજાના સિક્કાઓ પર બુદ્ધ અને શિવ (હિંદુ દેવોની આકૃતિઓ) દેખા દે છે. તક્ષશિલાના અઝીઝના સિક્કાઓ પર શક સમયના સ્તૂપ દેખાય છે. ગાંધાર શિલ્પકળાની શાખા ઈ. સ.

પૂર્વે ૧લી સદીની હોઈ શકે કે જેમાં ગ્રીસ તથા ભારતની શિલ્પકલાનું મિશ્રણ છે. ગ્રીક અસર આકાર આપેલ શિલ્પો પરથી જણાય છે. ભારતીય અસર અભય-ધ્યાનની મુદ્રાઓ તથા બૌદ્ધની આકૃતિ પરથી માલૂમ પડે છે. કનિષ્કના વિહારો ખુલ્લા બાંધવામાં આવ્યાં હતા. અનેક વિહારનાં નિવાસસ્થાનોનાં સ્વાત ખીણમાંથી શિલ્પો મળી આવ્યાં છે. તખ્ત-ઈ-બાહાઈનાં ખોદકામમાંથી તથા ગાંધારની મધ્યમાંથી ગાંધાર શિલ્પો મળી આવ્યાં છે. પ્રાયઃ કનિષ્કનો પેશાવર નજીકનો સ્તૂપ તેનો પ્રસિદ્ધ કીર્તિસ્તંભ હતો. ધર્મરાજિકા સ્તૂપ ક્ષત્રપ સમયનો હતો. કુષાણ સમયમાં તેને મોટો બનાવવામાં આવ્યો હતો. આમાં ગાંધારશિલ્પકલા છે. જંડીઆલમાં પ્રસિદ્ધ ઊંચા ટાવરવાળું જરથોસ્તી અગ્નિમંદિર હશે. પ્રાચીન પુષ્કલાવતીને પેશાવર ખીણના સ્વાત અને કાબુલ નદીના સંગમ પાસે આવેલા મીર ઝીયારત નામના સ્થળ તરીકે ઓળખાવવામાં આવે છે. ચારસદ (હસ્તનગર), પાલાતુરેરી અને સ્ઝટરીમાંથી ગાંધાર શિલ્પો મળ્યાં છે. ચારસદમાંથી શિવમૂર્તિ (ત્રિમૂર્તિ-નંદી સહિત), ડમરું, ત્રિશૂળ અને કમંડળવાળી મળી છે. મણિકયાલી તથા મોહેંજોદડોમાંથી સ્તૂપ મળ્યા છે. કુષાણ સમયનાં બુદ્ધ અને બોધિસત્વોનાં ગોળાકાર શિલ્પો મથુરામાંથી મળી આવ્યાં છે. મથુરામાં બૃહદ્-ગ્રીક પ્રકારની બુદ્ધ મૂર્તિઓ બનાવાતી અને બીજાં પવિત્ર સ્થળોએ મોકલાતી. મથુરામાંથી શીતળા, શ્રાવસ્તી વગેરેની શિલ્પાકૃતિઓ મળી છે. મથુરામાંથી ગાંધારશિલ્પનો નમૂનો, સ્વાત ખીણમાંથી 'હારીતી' (કુબેરનો રક્ષક)ની મૂર્તિ (પાંચિકા) તથા જમાલપુરના સ્તંભ પર અપ્સરાઓ (લક્ષ્મીના પ્રકારની) જુદાં જુદાં કમળ પર ઊભેલી મળી છે. યક્ષી તથા સામાન્ય સ્ત્રીઓની કઠેરા પરની આકૃતિઓ જાણીતી છે. માટીમાંથી મળી આવેલ માથા વગરનું કનિષ્કનું બાવલું મથુરામાં ગોકર્ણેશ્વર પૂજ્ય છે. સિક્કાઓ પર આવી આકૃતિઓ છે. મથુરામાંનાં શિવનાં સ્વરૂપોની મૂર્તિઓ તથા કૃષ્ણનું ગોવર્ધનધર સ્વરૂપ મથુરાના અજાયબઘરમાં રાખવામાં આવ્યું છે. કડફાઈઝ શિવભક્ત હતો. તે

પોતાને માહેશ્વર ગણાવતો. કનિષ્કના સિક્કાઓ પર શિવનાં ઘણાં સ્વરૂપો છે. ગુડીમલયમાંથી મળેલું શિવલિંગ મથુરાની બનાવટ હોવી જોઈએ. મથુરામાં બનેલી સૂર્યની બેઠેલી મૂર્તિ ભાજામાં મળી આવી છે અને બેધાગયાના કઠેરાના સ્તંભ પર પણ છે. કુષાણના સમયમાં યક્ષ અને નાગનો સંપ્રદાય ચાલુ હતો. માનવરૂપમાં નાગની શિલ્પાકૃતિ મથુરાના અજાયબઘરમાં છે. બીકાનેર–સુરતગઢમાંથી કુષાણની માટીની શિલ્પાકૃતિઓ (ઉમામહેશ્વર, કૃષ્ણ ગોવર્ધનધર અને દાણ-લીલાનાં દશ્યો) મળી આવી છે. વિન્ધ્યની દક્ષિણે આંધ્રરાજાઓના ચૈત્યગૃહ તથા વિહાર મળી આવ્યા છે. કનેરીનું ચૈત્યગૃહ તથા નાસીકની ગુફા અગત્યની છે. નાસીકનો વિહાર નહપાનવિહાર કરતાં જૂનો છે, આંધ્રરાજાઓના અમરાવતી સ્તૂપમાં બુદ્ધના જીવનપ્રસંગો કોતરાયેલા છે. તેમાં કમળનો ઘાટ ઘડાએલ છે. ભારતીય શિલ્પમાં સ્તૂપની ઉપસેલી આકૃતિઓ નિષ્ણાત કારીગરીના નમૂનાઓ છે.

કુષાણ સમયમાં શિલ્પ અને સ્થાપત્યમાં ધાર્મિક મૂર્તિઓએ સ્થાન લીધું હતું. ગુપ્ત સમયમાં શિલ્પ અને સ્થાપત્યમાં મૂર્તિનું સ્થાન

**૭. ગુપ્ત સમય (ઈ. સ. ૩૨૦ થી ઈ. સ. ૬૦૦)**

બન્યું. શિલ્પ અને સ્થાપત્યનો મૂર્તિના શણગાર તરીકે ઉપયોગ થવા લાગ્યો. ગાધારશાખાની શિલ્પકલા વડે સ્તૂપ, દેવાલયો, વિહારો વગેરે બંધાયા અને ગુપ્ત શિલ્પકલાથી સભાગૃહ, ભોજનગૃહ, ભંડાર, સ્નાનગૃહ, શૌચગૃહ વગેરે બંધાયાં. ત્રીજી અથવા પાંચમી સદીનો તક્ષશિલાનો ભલ્લર સ્તૂપ બહુ જ ઊંચો છે. તે ઢોલના આકારનો ક્ષબચોરસ પાયાવાળો સોપાન સહિત ઘણા કઠેરાવાળો બન્યો હતો. તેના અનુકરણરૂપે કાશ્મીર, જાવા તથા બ્રહ્મદેશમાં કઠેરા-વાળી ઈમારતો બંધાઈ. સિંધુ ખીણના ગુપ્ત સમયના સ્તૂપોમાં મિરપુર ખાસનો સ્તૂપ અગત્યનો છે. સમચોરસ પાયા પર ઈંટોનું બાંધકામ છે. આ પાયા પર ત્રણ નાનાં દેવમંદિરો નોંધપાત્ર છે. તે સ્તૂપ અને

દેવમંદિરોનું મિશ્રણ છે. ત્રણમાંના વચલા દેવમંદિરનું ઈંટેરી તોરણ અને જમાલગ્રાહી તથા બિકાનેરના જેવી કોતરેલી ઈંટો પૂર્વકાલીન ગુપ્તોની શણગારકલા છે. ગાંધારપદ્ધતિ પ્રમાણે બુદ્ધની માટીની શિલ્પાકૃતિઓમાં તરેહતરેહની મુદ્રાઓ તથા વાંકડીયા વાળ હોય છે. મથુરાની ગંજાવર મૂર્તિ, સારનાથની મોટી બેઠેલી મૂર્તિ, સુલતાનગંજની કદાવાર કદની ત્રાંબાની મૂર્તિઓ, અજંતાની ગુફામાં ઉપસેલી આકૃતિઓ, કાર્લી અને કનેરી ગુફાની ઉપસેલી આકૃતિઓ પત્થરની મૂર્તિઓના જુદા જુદા નમૂનાઓ છે. ગુપ્ત શિલ્પકલામાં સ્તૂપ, કોતરેલ ચૈત્યગૃહ અને વિહાર, ચણેલાં ચૈત્યગૃહો, હિંદુ મંદિરો, ગૃહોપયોગી બાંધકામ વગેરે છે, છઠ્ઠી સદીના સારનાથનો ધમેખ સ્તૂપ ઢોલાકારનો ચોરસ પીઠવાળો ૧૨૮ ફૂટ ઊંચો ઈંટોથી ચણાયલો છે. તેમાં ચાર ગોખલાઓમાં ચાર બુદ્ધની મૂર્તિઓ છે. ગોખલાઓ અજંતાના જેવી ભૂમિતિ તથા ફૂલોની આકૃતિઓ વડે સુશોભિત થાય છે. અજંતાની ગુફાઓમાં ગુપ્ત સમયના વિહારોના સ્તંભોનાં શિખરો અને ટેકાઓ પર શિલ્પાકૃતિઓ છે. એક ચૈત્યગૃહના આગલા ભાગમાં મહાયાનની શિલ્પાકૃતિઓ છે. ઈ. સ. ૫૦૦ ની આસપાસ અજંતાની સાથે સંબંધ ધરાવતા બાઘના વિહાર અને ચૈત્ય ગુફાઓ ચિત્રકલાથી સુશોભિત છે.

ઇલોરામાં અજંતાના જેવો વિશ્વકર્મા ચૈત્યગૃહનો બહારનો ભાગ છે. નીચેના ભાગમાં વરંડા છે. તેનાં શિખરો કુંડાં તથા પાનના આકારનાં છે. ઉપલા ભાગના બે ગોખલાઓમાં બુદ્ધની મૂર્તિઓ છે. આ ગોખલાઓ બે માળના છે. તે ગોખલાઓ આમલક, ખૂણાઓ તથા કીર્તિમુખની રચવાળા છે. ગુપ્ત સમયનાં ઉદયગિરિ તથા ભોપાલનાં હિંદુ મંદિરો બાંધકામની દૃષ્ટિએ સાંચીનાં નાનાં મંદિરો જેવાં છે. શોલાપુર જીલ્લાની ચૈત્ય ગુફાઓ બૌદ્ધ ધર્મની હશે, જેનો વૈષ્ણવ ધર્મે ઉપયોગ કર્યો લાગે છે. કપોતેશ્વરનું મંદિર ચૈત્યગૃહનું

બદલામેલ ૩૫ છે. આની પાસે એક નાનું મંદિર છે. તે ગુન્દુર જીલ્લાના ચૈરતકાંડનાં ચૈસ તોરણવાળાં પલ્લવનાં દેત્રમંદિર તથા મામલ્લપુરમના અર્જુનરથની યાદ આપે છે. ૬ઠ્ઠી સદીના ઐલહોલનું દુર્ગામંદિર પૂર્વકાલીન ચાલુકયોનું હશે. પત્થરનાં મંદિરની છત સપાટ હોય છે. ગર્ભગૃહ ઉપર શિખર હોય છે. સભાગૃહ સમચોરસ સ્તંભોનું બનેલું હોય છે. ઉપરની છત બનાવવાની પદ્ધતિ ગુપ્તોની છે. પૂર્વકાલીન ચાલુકયોનાં કેટલાંક ઐલહોલમાં મંદિરો ભૂમેરમાં તથા ગોપમાં છે. એલિફન્ટાની ગુફાનાં મંદિરમાં છતવાળો પ્રદક્ષિણામાર્ગ છે. ઉત્તરનાં મંદિરોની શિખરપ્રણાલી ઉત્તરકાલીન ગુપ્ત સમયમાં પ્રચલિત હતી. ઉત્તરનાં મંદિરોનાં શિખરો દ્રાવિડ મંદિરોની જેમ ષટ્કોણીઆ નથી હોતાં. ભિટારગાંવનું ઈંટરી મંદિર ચોરસ છે, પરંતુ ખૂણાઓમાં માર્ગો છે. પિરામિડ જેવી છત અને સમાંતર ચૈત્યગોખલાઓ છે. દિવાલો હિંદુ દેવોની આકૃતિઓથી શોભિત થયેલી છે. આશરે ઈ.સ. ૮૦૦માં ગુપ્તોના લલિતપુર નજીક દેવગઢના ગુપ્ત દશાવતારના મંદિરને ત્રણ સાદી દિવાલો છે. બાકીની એક પર ગજેન્દ્રમોક્ષ તથા અનંતશાયી વિષ્ણુની શિલ્પાકૃતિઓ તથા પ્રવેશદ્વાર પર નદીમાતાઓનું કોતરકામ છે. શિખર ઘણા માળનું તેમજ ચૈત્ય, તોરણો તથા આમલકોવાળું છે. મહાબોધિનાં બૌદ્ધમંદિર પુરાતત્વ–શાસ્ત્રીઓની શોધ છે. નાલંદાના નરસિંહ બલાદિત્યે સ્થાપેલા બોધગયાના ૩૦૦ ફૂટ ઊંચા વિહારનો હુએનસંગે ઉલ્લેખ કર્યો છે. સૌરાષ્ટ્રનું ગોપમંદિર કાશ્મીરી પદ્ધતિ પ્રમાણેનું સમચોરસ શિખર-વાળું મંદિર છે. તેની આસપાસ સપાટ છતવાળું ગૃહ પ્રદક્ષિણા માટે છે. ચૈત્ય ગોખલાઓમાં દેવોની મૂર્તિઓ ગોઠવેલી છે. રાજગૃહની ગોળાકાર ઈમારત મણીયાર મઠ તરીકે ઓળખાય છે.

ઉત્તર ભારતનાં નાગર અને દક્ષિણ ભારતનાં દ્રાવિડ શિખર ગર્ભગૃહ ઉપર બનાવવામાં આવે છે. નાગર પ્રકારનાં શિખરોની ટોચ જેને

આમલક કહેવામાં આવે છે, તે ગોળાકાર હોય છે. આમલકની ઉપર કળશ (માટીના ગોળ વાસણનો આકાર) હોય છે, જ્યારે દ્રાવિડ પ્રકારનું શિખર કંડેરાવાળું શિલ્પાકૃતિઓથી સુશોભિત હોય છે. દ્રાવિડ મંદિરના દરવાજાને ગોપુરમ્ કહેવામાં આવે છે. તે ઘણું ઉંચું અને શિલ્પાકૃતિઓથી આકર્ષક બનાવેલું હોય છે. મંદિરની ઉત્પત્તિનું વિગતવાર વર્ણન આગળ કરવામાં આવ્યું છે.

ગુપ્ત સમયની બૌદ્ધ શિલ્પાકૃતિઓ જમાલપુર, બોધગયા, માંકુવાડ, સારનાથ, અજંતા, કાર્લા, કનેરી, ઔરંગાબાદ તથા સાંચીમાંથી મળે છે. ગુપ્ત સમયની હિંદુ મૂર્તિઓ :—ઉદયગિરિમાંથી વરાહ અવતારની ઉપસેલી આકૃતિ, દેવગઢ મંદિરમાંથી પૌરાણિક દેવોની આકૃતિઓ, કોસામમાંથી ઉમામહેશ્વર, ગ્વાલિયરના અજાયબઘરમાં મહાવીર અથવા કૃષ્ણના પૃથ્વીપરના અવતારોની મૂર્તિઓ, મન્દોના કૃષ્ણલીલાવાળા તોરણસ્તંભો, બદામી ગુફાની શિલ્પાકૃતિઓ, ઐલહોલ-સોમેશ્વર-ઈલોરાની શિલ્પાકૃતિઓ, બસારહ (વૈશાલી)માંથી મળેલ મુદ્રાઓ તથા માટીની આકૃતિઓ, કુરુક્ષેત્ર, દિલ્હી-બિકાનેરની આકૃતિઓ.

### ૭. કનોજનો હર્ષ, પૂર્વ-કાલીન ચાલુક્યો, રાષ્ટ્રકૂટો તથા પલ્લવો (ઈ. સ. ૬૦૦ થી ઈ. સ. ૯૦૦)

ગુપ્તોના સમય પછી (ઈ. સ. ૬૦૬ થી ઈ. ૬૪૭) કનોજના ચક્રવર્તી રાજા હર્ષે શિવ અને બુદ્ધનાં મંદિરો બંધાવ્યાં. નાલંદાના મઠો ૭મી સદીના છે. હ્યુએનસંગ તેની યશગાથાનો ઉલ્લેખ કરે છે. નાલંદાની વિદ્યાપીઠના ખંડો વિશાળ હતા અને મિનારા સુશોભિત હતા. વલભીમાં અનેક બૌદ્ધ વિહાર બંધાતા. રાયપુર જીલ્લાના સિરપુરનું લક્ષ્મણનું ઈંટેરી મંદિર, હર્ષ રાજાના સમયનું ગણાય છે. તે શણગારની ભવ્યતામાં ચઢી જાય તેવું છે. ચૈત્ય બારીનાં તોરણો, ગોખલાની તિમાઓ અને ઉપસેલી આકૃતિઓ આકર્ષક છે. શાહબાદ જીલ્લાનું

અલુચા પાસેનું મુણ્ડેશ્વરી મંદિર હર્ષના સમયનું છે. સાંચીનું એક મંદિર ૭મી સદીનું હર્ષના સમયનું લાગે છે.

ચાલુકયોના સમયમાં ટેરના ઉત્તરેશ્વર અને કાલેશ્વરનાં ઈંટેરી મંદિરો બંધાયાં. પટ્ટકડલ, બાદામી અને એલહોલનાં મંદિરો પણ તેમનાં છે. વિક્રમાદિત્ય રાજાની રાણીએ વિરૂપાક્ષ નામનું આશરે ઈ. સ. ૭૪૦માં શિવ મંદિર–એટલે કે લોકેશ્વરનું મંદિર કાંચીપુરના કારીગરોને બોલાવી બંધાવ્યું. તે કાંચીપુરના કૈલાસનાથ મંદિરનું અનુકરણ છે. તેને સ્તંભોવાળો મંડપ પત્થરની બારીઓ તથા શિવ, નાગ, નાગણો અને રામાયણનાં દશ્યોની શિલ્પાકૃતિઓ છે. તે પત્થરોનાં મોટા ચોસલાઓનું બનાવેલું છે. તેના ગુંડ નામના શિલ્પીને ત્રિભુવનાચાર્યનો ઈલ્કાબ મળ્યો હતો. આ પટ્ટકતનું જુનું મંદિર છે. આ જાતનું ખુલ્લા મંડપવાળું સંગમેશ્વરનું મંદિર છે. બદામીનાં ચાર ગુફામંદિરોમાં વિષ્ણુની ઉપસેલી આકૃતિઓ છે. વરંડાના સ્તંભોના ત્રિમુખી ટેકાઓ માનવ-કૃતિઓવાળા છે. આ એલહોલની જૈન ગુફા જેમાં તીર્થંકરોની આકૃતિઓ છે, તે તીર્થંકરોની આકૃતિઓ કદાચ પહેલાંની બનાવેલી હશે આમાં ભારે અને ભવ્ય માથાની પોષાક પહેરેલી મૂર્તિઓ છે ચોરસ સપાટ છતવાળાં મંદિરોનાં ગર્ભગૃહને સ્તંભવાળો સભામંડપ હોય છે. આના બે પ્રકાર છે. બંનેના પાયા સમચોરસ હોય છે. એકને ગાદી જેવું શિખર હોય છે. બીજાને સ્તંભોના શિખરે વાસણ કે પાંદડાવાળી આકૃતિઓ હોય છે.

ચાલુકયો પછી સત્તા પર આવેલા રાષ્ટ્રકૂટોના સમયમાં કેટલાંક ભવ્ય શૈવગૃહ બંધાયાં. ઇલોરાનું કૈલાસનાથ મંદિર કૃષ્ણ બીજાનું છે. તે ખડક કોતરીને બનાવેલ દ્રાવિડ પ્રકારના ૧૬ સ્તંભોનું સપાટ છત-વાળું લિંગ મંદિર છે. પાંચ છુટાં પડેલાં મંદિરો વિમાનની પાસેના કોરાને છેડે આવેલાં છે. એક ખૂણામાં નદીમાતાને અર્પીએલું મંદિર છે. કૈલાસનાથમાં કૈલાસ પર્વતને ફેંકી દેવાના રાવણના પ્રયાસનું દશ્ય

આકર્ષક છે. ઇલોરાના એક મંદિરનો એક ભાગ રંગમહાલ તરીકે ઓળખાય છે, જેમાં ચિત્રકલા દ્વારા વિષ્ણુ લક્ષ્મીનાં દશ્યો બતાવાયાં છે.

પલ્લવો (ઈ. સ. ૪૦૦ થી ૭૫૦) ના આધિપત્ય દરમિયાન સિંહવર્માએ આશરે ઈ. સ. ૪૩૭માં અમરાવતીમાં બુદ્ધ મૂર્તિ અર્પણ કરી. સિંહવિષ્ણુ (૫૭૫–૬૦૦) એ તાંજોરથી દક્ષિણમાં રાજ્યવિસ્તાર કરી કાંચીપુરમ્‌ને રાજધાની બનાવી. મહેન્દ્રવર્મા ૧લા (૬૦૦–૬૨૫) એ શૈવધર્મ ગ્રહણ કર્યો. નરસિંહવર્મા ૧લાએ મામલ્લ રાજ્ય રાખી કાંચીની મુલાકાત લીધી અને ઘણાં મહાયાન મંદિરો બંધાવ્યાં. પરમેશ્વરને ૬૫૫–૬૯૦ની વચ્ચે પશ્ચિમોત્તર જીત્યું; પરંતુ ૬૭૪માં કાંચી ખોયું. રાજા સિંહવર્મા (નરસિંહ વર્મા બીજો)એ કાંચીમાં કૈલાસનાથ બંધાવ્યું. અપરાજિત છેલ્લો પલ્લવ રાજા રાષ્ટ્રકૂટોનો ખંડિયો રાજા હતો. પલ્લવ બાંધકામની શૈલીના ચાર વિભાગ પડે છે.

(૧) **મહેન્દ્ર શૈલી** :—મહેન્દ્ર વર્મા બીજાનું ખડ્ગપટ્ટ (દક્ષિણ આરકોટ જીલ્લામાં) ગુહામંદિર તેના બિરુદોવાળું, ષટ્કોણી તથા શિલાલેખવાળું છે. તેની છત ભારહૂત, સાંચી અને અમરાવતીના જેવી પીપના આકારની છે. પીપના આકારની છત વાંસના સ્થાપત્ય પરથી આવી હોય તેવું લાગે છે. કાચીના એકાંબરનાથ મંદિરમાં સમચોરસ સ્તંભો, ચૈત્ય ગોખલાઓ તથા દ્વારપાલો (ગદા સાથે નમતા) છે.

(૨) **મામલ્લ શૈલી** :—મામલ્લપુરમ્‌માં એક પત્થરમાંથી કોતરીને પાંચ પાંડવોના રથો બનાવેલ છે. 'અર્જુનતપ' નામનાં ખુલ્લાં ખડકશિલ્પો પણ છે. મહેન્દ્ર અને મામલ્લ શૈલીનાં મંદિરો ખડક કોતરીને બાંધેલાં મંદિરો છે.

(૩) **રાજસિંહ અને નંદિવર્મન્ શૈલી** :—બાંધકામથી બનાવેલાં કાંચીપુરમ્‌નાં મંદિરો તથા મામલ્લપુરમ્‌નું કિનારાનું મંદિર

રાજસિંહનું છે. મળંગેશ્વર નરસિંહવર્માનું છે. તે રાજસિંહ શૈલીનું છે. આ શૈલીનાં મંદિરો ચણીને બનાવેલાં છે.

**(૪) અપરાજિત શૈલી :**—૭મી સદીમાં પલ્લવ શૈલીનો વિકાસ થયો. આ શૈલીમાં લિંગ ઘૂંગળાના આકારવાળું, સ્તંભનું ફલક આગળ પડતું અને કીર્તિમુખની ઉપસેલી આકૃતિઓ બનવા લાગી. આ પ્રકારનું મંદિર પાંડીચેરી પાસે લક્કરમાં છે. અપરાજિતે રૂપનીમાં નિરુત્તેશ્વરનું મંદિર આ શૈલીથી બંધાવ્યું. તેના ચોરસ વિમાનને એક પ્રવેશદ્વાર તથા મંડપ છે. મંડપના ટેકા વાંકા રાખવાની પદ્ધતિ ચાલુ હતી.

**૮. મંદિરનો વિકાસ**

સાતમી સદીના મધ્યભાગમાથી મંદિરનું સ્વરૂપ ઘડાયું. તે પહેલાં બૌદ્ધસ્તૂપ તથા વિહારોજ બંધાતા. ધાર્મિક વૃત્તિને કારણે ખડકોને કોતરીને કે ઇંટાથી ચણીને મંદિરો બાંધવાની કળા ૮મી સદીથી વિકાસ પામી. સ્થાપત્યની દૃષ્ટિએ મંદિરના જુદાજુદા ભાગોનાં નામ જુદાંજુદાં આપવામાં આવ્યાં. દેવમંદિરને વિમાન તરીકે ઓળખવામાં આવે છે. મંદિરનો ઉપરનો ભાગ કે જે પિરામિડ જેવો હોય છે તેને શિખર કહેવામાં આવે છે. વિમાનની અંદર નાનો અંધારિયો ખંડ હોય છે કે જ્યાં મૂર્તિ રાખવામાં આવે છે તેને ગર્ભગૃહ કહે છે. તેનું પ્રવેશદ્વાર પુર્વ તરફ રાખવામાં આવે છે. દ્વારની સામે સ્તંભવાળો ખંડ હોય છે, તેને મંડપ કહે છે. ત્યાં ભક્તો દેવની ભક્તિ કરવા ભેગા થાય છે. કેટલાંક મંદિરોમા આ ખંડ ગર્ભગૃહથી અલગ હોય છે. દા. ત. મામલ્લપુરમનું દરિયાનું મંદિર આ બંનેને જોડનાર વચલો ખંડ અંતરાલ કહેવાય છે. મંડપને ગોપુરે કેટલીકવાર અર્ધમંડપ હોય છે. મુખ્ય મંડપની બને બાજુએ બીજા બે મંડપ હોય છે, તેને મહામંડપ કહે છે. આવા મંદિરનું યોગ્ય ઉદાહરણ મધ્યભારતમાં દસમી સદીમાં બંધાએલ ખજુરાહોમાનું કંદરિય મહાદેવનું મંદિર છે. આવા વર્ગના મંદિરમાં દરેક ભાગ પર પિરામિડ જેવી છાવણ હોય છે.

કેટલીક જગ્યાએ મંદિરની આસપાસ મંદિરના રક્ષણ માટે ચોતરફ દિવાલો બાંધવામાં આવતી. આ બધાનું પહેલું ઉદાહરણ કાંજીવરમનું વૈકુંઠનાથ પેરૂમલ મંદિર છે પ્રાચીન મંદિરોમાં બાંધેલી અગાસીવાળો પ્રદક્ષિણામાર્ગ રાખવામાં આવતો.[7] ભારતમાં મંદિર દેવનું નિવાસસ્થાન મનાય છે. મંદિરમાં ઠેકઠેકાણે મૂર્તિઓ બેસાડવામાં આવતી કે જેથી આખું સ્થાપત્ય દેવોના સભાગૃહ જેવું લાગે. મંદિરો બનાવવાની પ્રવૃત્તિ એટલી જોરદાર ચાલી હતી કે ૮મી ૯મી સદીમાં એલિફન્ટા અને ઈલોરામાં ખડક કોતરીને પણ મંદિરો બનાવવામાં આવ્યાં. મંદિરોમાં સ્તંભો, શિખરો વગેરેમાં શિલ્પકળા વિકાસ પામી. શિખર રથની રચના પરથી આવ્યું લાગે છે. કેટલાંક મંદિરોની પીઠિકાને ફરતા એક થરમાં ચોતરફ અશ્વોની આકૃતિઓ કોતરેલી હોય છે. મધ્યભારતના મંદિરોમાં આવી શૈલી વધુ નજરે પડે છે.

૯. મંદિરના પ્રકારો

હિંદુ મંદિર (વિમાન) એક છે, પરંતુ વિકાસને કારણે શિલ્પશાસ્ત્રાનુસાર તેના ત્રણ પ્રકાર—નાગર, વેસર, દ્રાવિડ પડે છે.

| | | | |
|---|---|---|---|
| ૧. ઉત્તરનું મંદિર (વિંધ્યથી ઉત્તરનો ભાગ) | ગોળાકાર શિખર | નાગર પ્રકાર | ભારતીય આર્ય અથવા આર્ય અવસ્તા |
| ૨. મધ્ય ભારતનું મંદિર (ઉત્તર ભારત, દખ્ખણ અને મૈસુર) | | વેસર પ્રકાર | ચાલુક્યોનું |

7. Paercy Brown—Indian Architecture. Page. 75.

| | | | |
|---|---|---|---|
| ૩. દક્ષિણ ભારતનું મંદિર (મદ્રાસનાં કંડેરાવાળાં મંદિરો) | પિરામિડો જેવાં શિખરો (ઘુમ્મટો શિખરો કહેવાય છે) | દ્રાવિડ પ્રકાર | દ્રાવિડોનું |

(૧) નાગર પ્રકારનાં મંદિરો પંજાબ અને હિમાલયમાં આવેલાં છે. આ પ્રકારનાં મંદિરોમાં સાદું શિખર, મંડપ તથા ગર્ભગૃહ હોય છે. આ પ્રકારનાં ૮મી તથા ૯મી સદીમાં મનસુર, કાંગ્રા, વૈદ્યનાથ વગેરે સ્થળોએ મંદિરો બન્યાં હતાં. તે મહત્ત્વનાં છે. કુલૂ, બાજૌરા અને વિશ્વેશ્વરનાં મંદિરની ત્રણ બાજુએ નાનાં મંદિરો છે તથા ગણેશ, વિષ્ણુ તથા દુર્ગાની સુંદર ઉપસેલી શિલ્પાકૃતિઓ છે. પ્રવેશદ્વાર નદી-માતાની મૂર્તિઓ, ચૈત્ય તોરણો અને મકરો છે. શિલ્પાકૃતિઓથી બ્રત શોભે છે. ચંબાનાં મંદિરોમાં લક્ષ્મીદેવી, શક્તિદેવી, ગણેશ અને નંદીની પિત્તળની આકૃતિઓ શિલાલેખ સહિત છે. કુમાઉં તથા અલ્મોરામાં ઘણાં મંદિરો જળવાઈ રહ્યાં છે. રાજસ્થાનમાં ઈ. સ. ૯૦૦નું ઘમનાટમાં નાગરશૈલીના વૈષ્ણવ મંદિર છે. સોહાગપુરનું દેવમંદિર ખજુરાહોનાં મંદિરોની યાદ આપે છે. બુંદેલખંડના જૂના ચંદેલા (ખજુરાહોની રાજધાની)નાં હિંદુ અને જૈન મંદિરો ભવ્યતા અર્પે છે. ચાંદપુર (લલિતપુર જીલ્લાનાં)માંથી ભવ્ય વૈષ્ણવ મંદિરના ચોક જેવા અવશેષો મળી આવ્યા છે. જમાલપુર પાસે ભૂરાઘાટમાં ઉમામહેશ્વરનાં ૮૧ દેવમંદિરો મળ્યાં છે. મધ્યયુગનાં મંદિરો ઓરિસ્સામાં પણ મળી આવે છે. મધ્યયુગનાં ગુજરાતનાં લગભગ બધાં હિંદુ અને જૈન મંદિરોનો મુસલમાનોએ નાશ કર્યો છે.

અમદાવાદમાં હિંદુ પદ્ધતિ અનુસાર સુંદર મસ્જીદો મુસલમાનોએ જે બંધાવી છે તે હજી હયાત છે. પ્રાચીનમાં પ્રાચીન બાંધકામ સિદ્ધપુરનો

રુદ્રમાળ છે. વડનગરનું શિવમંદિર હજી છે. મોઢેરાના સૂર્યમંદિરના અવશેષો જ જોવા મળે છે. અણહિલવાડ પાટણ તથા સોમનાથ-પાટણના મંદિરના જૂના અવશેષોનો પુનરુદ્ધાર થયો છે. આબુનાં જૈન મંદિરો પ્રસિદ્ધ છે. વિમલશા અને તેજપાલનાં મંદિરોમાં છત, સ્તંભ, દ્વાર તથા ગોખલાઓની શોભા ઉત્તમ છે. તારંગામાં કુમારપાલે બંધાવેલ અજીતનાથનું મંદિર, પાલીતાણા તથા ગિરનારનાં જૈન મંદિરો વગેરે મધ્યયુગની ભવ્ય ઇમારતો છે. રાણપુરનાં મંદિરોમાં નેમિનાથનું મંદિર, જોધપુર પાસેનું ગૌસુખનું મંદિર તથા બંગાળનું પારસનાથનું જૈન મંદિર, ધ્યાન ખેંચે તેવાં છે. ડભોઈ તથા ઝીંઝુવાડાને જબ્બર બચાવ માટેની દિવાલો છે. તેનાં તોરણો દેવોની આકૃતિઓથી શોભે છે. ડભોઈ તથા ગ્વાલિયરનાં તોરણો હજી સચવાઈ રહ્યાં છે. નાલંદાની પાઠશાળામાં પત્થરનું શિલ્પ છે, તેવું શિલ્પ મગધના રાજગૃહ, બોધગયા, કુરકીહાર, ભાગલપુર તથા રાજશાહીમાં છે. રંગપુરમાંથી વૈષ્ણવ મૂર્તિઓ મળી આવી છે. ૮મી થી ૯મી સદીનાં નાગર શૈલીનાં મંદિરો ભુવનેશ્વર, પુરી અને કોણાર્કમાં મળી આવે છે. ઓરિસ્સાના કટક જીલ્લાનાં મંદિરોમાં પરશુરામેશ્વર, જગનાથ, કોણાર્ક વગેરે મંદિર જાણીતાં છે.

ઓરિસ્સાનાં મંદિરોમાં નાગરશૈલીનો ઘણો વિકાસ થયો છે. ભુવનેશ્વરની આસપાસ વીસેક આવાં મંદિરો છે. તેમાં સૌથી મહત્ત્વનું મંદિર પુરીનું જગન્નાથ મંદિર અને કોણાર્કનું સૂર્યમંદિર છે. આ મંદિરોને દેવળ કહેવામાં આવે છે કે જે દેવને માટે જ બંધાયેલાં હોય છે. દેવળની સામે મંડપ જેવું સમચોરસ સભાગૃહ હોય છે, જેને જગમોહન કહેવામાં આવે છે. પાછળથી બીજા ભાગો જરૂર ઉભી થતાં વધારવામાં આવ્યા. જગમોહનને અડીને એક નટમંદિર અને ભોગમંદિર બાંધવામાં આવ્યાં. પીઠિકા પર આ એક માળની હતી. ઓરિસ્સામાંનાં મંદિરોના નીચે પ્રમાણે ત્રણ વિભાગ

| (૧) પૂર્વકાલીન ઈ.સ. ૭૫૦થી ૯૦૦ની આસપાસ | | (૨) મધ્યકાલીન ઈ.સ. ૯૦૦થી ૧૦૦૦ની આસપાસ | | (૩) ઉત્તરકાલીન ઈ.સ. ૧૧૦૦થી ૧૨૦૦ની આસપાસ | |
|---|---|---|---|---|---|
| ભુવનેશ્વરનું | પરસરામેશ્વર | ભુવનેશ્વરનું | મુક્તેશ્વર | ભુવનેશ્વરનું | આનંદવાસુદેવ |
| ,, | વિઠ્ઠલદેવલ | ,, | લિંગરાજ | ,, | સિદ્ધેશ્વર |
| ,, | ઉત્તરેશ્વર | ,, | બ્રહ્મેશ્વર | ,, | કેદારેશ્વર |
| ,, | ઈશ્વરેશ્વર | ,, | રામેશ્વર | ,, | જમેશ્વર |
| ,, | સુત્રુગણેશ્વર | પુરીનું | જગન્નાથ | ,, | મેઘેશ્વર |
| ,, | ભરતેશ્વર | | | ,, | સરિદેવલ |
| | | | | ,, | સોમેશ્વર |
| ,, | લક્ષ્મણેશ્વર | | | ,, | રાજરાણી |
| | | | | કોણાર્કનું | સૂર્યમંદિર |

પ્રાચીનયુગના સુત્રુગણેશ્વર, ભરતેશ્વર અને લક્ષ્મણેશ્વર નાશ પામ્યા છે બાકીનાં ચાર પૂર્ણ સ્વરૂપે છે ઉત્તરેશ્વર બિન્દુ સરોવરની ઉત્તરે છે અને પરસરામેશ્વર ગામની ભાગોળે છે સ્વરૂપ અને કદમા થોડા તફાવત છે, પરંતુ કળાની દૃષ્ટિએ બધામા પ્રાથમિક પ્રયાસ લાગે છે. પરસરામેશ્વરમા દેવળ અને જગમોહન બ ને લબાઈમા ૪૪૮ ફૂટ છે એમનું શિખર ૪૪ ફૂટ ઊચુ છે જગમોહન બે સ્તભોની બે હારોવાળો છે. વિઠ્ઠલદેવલ નાનુ મંદિર છે તેની ઊંચાઈ ૩૫ ફૂટ છે શિખરને કારણે તે ઘણુ જ સુદર દેખાય છે જગમોહનમા નૃત્ય કરતા શિવના સુદર દશ્યો છે. બીજા સમૂહના મંદિરોમા લિંગરાજ અને જગન્નાથના મંદિરો ઉત્તમ કોટીના છે. લિંગરાજનુ મંદિર ૫૨૦ × ૪૬૫' ફૂટનુ છે. તેમા અનેક પેટા મંદિરો છે. તેમા જગમોહન, નટમંદિર તથા ભોગમંદિર પણ છે દરેક ગૃહના સ્તભો પર શિલ્પાકૃતિઓ છે પુરીનુ જગન્નાથનુ મંદિર ચોડગગના ઈ સ ૫૩૦ના કલિંગના વિજયનું સ્મારક છે. તેનુ શિખર ૨૦૦ ફૂટ ઊંચુ છે તેનુ મંદિર ૨૮૦ ફૂટ પહોળુ છે અને તેમા ૧૬ સ્તભો છે. તેની ચોતરફ ઊંચી દિવાલ

છે. તેમાં ત્રણ ગોળાકાર દિવાલો છે. ત્રણ દરવાજાઓને પિરામિડ જેવી છત છે. ત્રીજા સમૂહનાં મંદિરોમાં રાજરાણીના મંદિરની કળા વિકસેલી છે. ગર્ભગૃહ ગોળાકાર થઈ ગયું છે. સિદ્ધેશ્વરનું મંદિર સપાટ ઈમારત જેવું છે. તે કોઈ કારણે કદાચ નાણાકીય પરિસ્થિતિને કારણે શિલ્પાકૃતિઓથી શણગારાયું નથી. કોણાર્કનું સૂર્યમંદિર નરસિંહદેવ (૧૨૩૮–૬૪) ના સમયમાં બંધાયું હતું, જે તૂટેલી અવસ્થામાં છે. તે મંદિર મોઢેરાના તથા કાશ્મીરના માર્તન્ડ મંદિર માફક સૂર્યનું છે. તેના પાયામાં રથ અને અશ્વનાં શિલ્પો છે. તેને રથનાં બાર રાક્ષસી ચક્રો છે. આ મહામંદિરને અનેક નાનાં મંદિરો છે. તેનો વાડો ૮૬૫×૫૪૦ ફૂટ છે અને ત્રણ દરવાજાઓ છે. જગમોહન સારી સ્થિતિમાં છે.

મધ્યભારતમાં ખજુરાહોનાં મંદિરો (ઈ. સ. ૯૫૦થી ૧૦૫૦) હજાર વર્ષ થયા છતાં સારી સ્થિતિમાં છે. ઝાંસીની દક્ષિણ પૂર્વ દિશામાં સોએક માઈલ દૂર ખજુરાહોનાં મંદિરો છે, તેમાંનાં ઘણાનો ઘેરાવો એકાદ માઈલ છે. આ મંદિરો ચંદેલ સમયોની સર્વોપરી સત્તાના સમયનાં છે. તે સમાજને ઉપયોગી નીવડે તેવાં છે. કેટલાંક શૈવ, કેટલાંક વૈષ્ણવ અને કેટલાંક જૈન ધર્મને લગતાં છે. દરેકને ચોતરફ દિવાલ છે. દરેક મંદિર એક પહોળી પીઠિકા પર સળંગ એક ઇમારતનું બનેલ છે. મોટામાં મોટું મંદિર સોએક ફૂટનું છે. આ મંદિરના ત્રણ મુખ્ય ભાગ—ગર્ભગૃહ, મંડપ અને અર્ધમંડપ છે. આ ઉપરાંત અંતરાલ, પ્રદક્ષિણા માર્ગ તથા મહામંડપ હોય છે. આ મંદિરોની રચનામાં ઊંચાઈ તરફ ખાસ વલણ હોય છે. આ મંદિરોની ઊંચી અગાસીવાળી ઈમારતના ત્રણ ભાગ પડે છે. (૧) ઊંચોમાળ (૨) દિવાલ તથા જાળીઓ (૩) ભવ્ય શિખર. આવી ઝરૂખા જેવી જાળીવાળી સ્થાપત્યની ઈમારતો ભારતીય સ્થાપત્યમાં બહુ જ ઓછી છે. આનો હેતુ શણગારનો લાગે છે. સમાંતર પટ્ટીથી શિલ્પકળાનું દર્શન થાય

કંદરિયા મહાદેવમાં ૬૫૦ આકૃતિઓ આવી રીતે આલેખવામાં

આવી છે. તેમાંની કેટલીક આદર્શ માનવોની અને કેટલીક દેવોની આકૃતિઓ છે. ખજુરાહોનાં મંદિરની દિવાલો પર સોનેરી યુગમાં વસતા આનંદી સ્વભાવના સુખી માનવોની આકૃતિઓ છે. મંદિરનો દરેક ભાગ અલગ છતથી ઢંકાએલો છે. નીચામાં નીચી છત પ્રવેશદ્વારની હોય છે. તેની છતો ઘુમ્મટ આકારની હોય છે. તેમની સપાટી ઘણું-કરીને સરખી હોય છે. આ મંદિરો નાગર શૈલીનાં શ્રેષ્ઠ મંદિરો છે. ધાર્મિક ક્રિયાની જરૂરિયાત પ્રમાણે આ મંદિરોની રચના કરવામાં આવી હતી. આમાં એકજ પ્રવેશદ્વાર હોય છે કે જે પૂર્વદિશામાં રાખવામાં આવે છે. ખજુરાહોનાં મંદિરોની દિવાલો ઓરિસ્સાનાં મંદિરોની દિવાલો માફક સાદી નથી, પરંતુ શિલ્પોથી શણગારાયેલી હોય છે. આના મંડપ ૨૫ ચોરસ ફુટના હોય છે. તેના ચાર સ્તંભો શિલ્પોથી સુશોભિત બનાવવામાં આવ્યા છે. તેના ટેકાઓ પણ સુશોભિત હોય છે. છતો ગોળાકાર સપાટીવાળી તથા કાલ્પનિક દશ્યો તથા રૂપકો પ્રદર્શિત કરતી હોય છે છતમાં ભૂમિતિની ભાતો કાઢેલી હોય છે. મંદિરોમાં સુશોભિત ટોડલા પણ હોય છે. ખજુરાહોનાં બારેક મંદિરોનો મુખ્ય સમૂહ બે હારોમાં (વૈષ્ણવ અને શૈવ મંદિરોમાં) જોડાજોડ છે. આમાં મોટામાં મોટું કંદરિય મહાદેવ નામનું મંદિર શિવનું છે. તે ૧૦૯ ફૂટ લાંબુ, ૬૦ ફૂટ પહોળું અને ૧૧૬$\frac{1}{2}$ ફૂટ ઊંચું છે. તેના ૭ ભાગો છેઃ—પ્રવેશખંડ, મુખ્ય ખંડ, આડખંડ, અંતરાલ, ગર્ભગૃહ અને પ્રદક્ષિણા માર્ગ. આ મંદિર ગેલેરી તથા શિલ્પાકૃતિઓથી ભવ્ય બનેલું છે. બીજાં બે ખજુરાહોનાં મંદિર (વિશ્વનાથ શૈવ મંદિર અને ચતુર્ભુજ વૈષ્ણવ મંદિર) આના જેવાં છે. પણ તે નાનાં છે. દેવી જગદમ્બિકાના મંદિરમાં પ્રદક્ષિણામાર્ગ નથી. જૈનમંદિરોનો એક સમૂહ લગભગ હિંદુ મંદિરો જેવો છે. ઘંટઈ મંદિરમાં ૧૨ સ્તંભો ૧૪ ફૂટ ઊંચા છે. કેટલાક સ્તંભ અષ્ટકોણી છે. જૈન મંદિરોના સમૂહની દક્ષિણે કુરરનલ્ર પાસે હિંદુ મંદિરો છે, જેમાંનું એક શૈવ મંદિર કુન્વર મઠ કહેવાય છે. તે ૬૬×૩૩ ટના

વિસ્તારમાં શિલ્પોથી સુશોભિત બનેલું છે. આ મંદિરો જુદી જ દુનિયાના લોકોનો ખ્યાલ આપે છે.

રાજસ્થાનનાં મંદિરો ધ્યાન દોરે તેવાં છે. જોધપુરની ઉત્તર-પશ્ચિમ દિશામાં ૩૨ માઈલ દૂર ઓસિયા ગામમાં સોએક હિંદુ તથા જૈન મંદિરો છે. તેમાં તરેહતરેહની ભાતો છે. ૮મી સદીમાં ઓસિયાનાં પ્રાચીન મંદિરો હરિહરનાં છે. એક મંદિર સૂર્યદેવનું પણ છે. તે પંચાયતન (પાંચ શિખરોની) શૈલીનું છે. તેનાં ચાર ગૌણ મંદિર આચ્છાદિત માર્ગથી જોડાએલાં છે કે જેમાં ભક્તો રહી શકે છે અને ચોતરફની દિવાલોનો હેતુ પણ સરે છે. એક જૈન મંદિર મહાવીરનું છે. તેમાં ગર્ભગૃહ, બંધ ખંડ, ખુલ્લો પ્રવેશ ખંડ અને તેની સામે સુશોભિત તોરણ છે. ઓસિયામાં પીપલનું મંદિર છે, તેવું જોધપુર પાસેના ગોઠવડમાં છે. કલશ અને ફુલવેલ (Foliage)ની ભાતો અહીં વધારે છે. રાજસ્થાનમાં ખડક કોતરી બનાવેલું નાગરશૈલીનું મંદિર ડામનેરનું છે.

વધુ ઘુમ્મટવાળાં મંદિરો નેપાલ અને કાશ્મીરમાં ઘણાં છે. કાશ્મીરના જેવાં વધુ ઘુમ્મટવાળાં મંદિરો મેટનાં (સૌરાષ્ટ્રના મેટ) છે. તેમનાં મંદિરોની યોજના સમચોરસ હોય છે. મધ્યનું ગર્ભગૃહ અને મુખ્ય શિખરની સમાંતર ઘુમ્મરો હોય છે. સૌરાષ્ટ્રનાં ગોપ, કદવાર અને બિલેશ્વરનાં મંદિર આ પ્રકારનાં છે. આવાં મંદિરો નેપાલમાં પણ છે. કનર પ્રદેશમાં ભટકલનાં પથ્થરોનાં મંદિરો લાકડાના દેખાવનાં લાગે છે. તેમની છતો પથ્થરની છે. બંગાળનાં બંકુર જીલ્લામાં વિષ્ણુપુરનાં ઇંટરી મંદિરો મલ્લુક્ષમના વૈષ્ણવ રાજાઓ (૧૬૨૨-૧૭૫૮)નાં છે. તેમની છતો બંગાળ અને ઓરિસ્સાની વાંસની છતો જેવી છે. આ મામલ્લપુરમના દ્રૌપદી રથની યાદ આપે છે. બનારસના રાજાએ ઈ. સ. ૧૮૦૦ની આસપાસ રામનગરમાં નાગરશૈલીનું મંદિર બંધાવ્યું હતું. ૧૭મી સદીનાં જુગલકિશોર અને મદનમોહનનાં,

વૃંદાવનનાં મંદિરો, ૧૬મી તથા ૧૭મી સદીના બુંદેલખંડના મંદિરો, સોનગઢના જૈન મંદિરો, ૧૮મી સદીનું અમદાવાદનું ધર્મનાથનું મંદિર, વરાહનું મુક્તિગિરિનું મંદિર વગેરે નાગરશૈલીના છે. અમૃતસરના સોનેરી મંદિરની હાથીદાંત જડવાની કારીગીરી ભવ્ય છે

ગ્વાલિયરના કિલ્લાની હદમાં અગિયારેક ધાર્મિક ઈમારતો છે. તેમાંની પાંચ ઈમારતો મંદિરોની છે. આમાં 'તેલીકા–મંદિર' (તૈલી મંદિર) જાણીતું છે તે ૮૦ ફૂટ ઊંચું છે તે એક નાના દેવમંદિર જેવું છે તેને અડીને સભાગૃહ કે સ્તભોવાળો રવેશ નથી તેનું શિખર બૌદ્ધ ચૈત્યગૃહના પીપના આકાર જેવું છે ધર્મચૂસ્ત પ્રણાલીવાળા બે મંદિરો 'સાસ-બહુ' (સાસુ–વહુ)ને નામે જાણીતા છે આમાનું નાનું વિષ્ણુનું મંદિર છે તેનું વિમાન (૧૫૦ ફૂટના શિખરવાળું) અદ્રશ્ય થઈ ગયું છે, પણ મહામંડપ હયાતીમાં છે તેના ત્રણ માળ છે. કે જેમાં ખુલ્લી ગેલેરીઓ બધી બાજુ છે. પિરામિડ અથવા ઘુમ્મટ આકારની છત થોડી ઘણી હયાત છે વૃંદાવનના પાંચ મંદિર (૧) ગોવિંદ દેવી, (૨) રાધાવલ્લભ, (૩) ગોપીનાથ, (૪) જુગલકિશોર, (૫) મદનમોહન છે તેમની ભાતો સ્થાનિક વિકારને અનુસરીને થઈ છે. તે ૧૬મી સદીના અકબરના સમયનાં લાગે છે

**(૨) વેસર શૈલી :—**ધારવાડ, મૈસુર અને દક્ષ્ખણના મંદિરોનું બાંધકામ વેસર શૈલીમાં થયું છે તે શૈલીમાં નાગર અને દ્રાવિડ શૈલીના તત્ત્વો છે વેસર શૈલીમાં મધ્યમંડપની ઉપર ત્રણ શિખર (દહેરી), ઊંચા મિનાર (માળ નહિ), ભવ્ય જાળીવાળી બારીઓ, ગોળાકાર સ્તભો તથા શિલ્પોની શોભા અનેરી હોય છે આ શૈલીના ધરવાડ જીલ્લામાં જટાગી અને ગડગના શૈવ મંદિરો છે તે ૧૦મી અને ૧૧મી સદીના છે મૈસુરમાં હોયશાલાથી આ શૈલીનો વિકાસ થયો ડોડ્ડા, ગદલસ્સી, સોમનાથપુર, બેલૂર અને હેલીબીડના પ્રસિદ્ધ મંદિરો આ શૈલીના છે. સોમનાથપુરના કેશવ મંદિરને ત્રણગણું ગર્ભગાર મધ્યમાં સ્તભવાળા સભા

ગૃહને જોડાયેલું છે. બેલૂરમાં પાંચ છ મંદિરો ગોપુરમોવાળાં છે. હેલીબીડનાં હોયશાલેશ્વરનાં મંદિરોમાં પીઠિકાની પત્થરની કોતરણીથી હાથી, ઘોડા, શાર્દૂલ, વાઘ અને રામાયણનાં દૃશ્યો રજુ થયાં છે. દક્ષિણ ભારતનાં જૈન મંદિરો મુખ્યત્વે મૈસુર અને બેલ્ગોલ (હસન જીલ્લામા)માં છે. જૈન મૂર્તિઓમાં સૌથી વધુ ઊંચી ડોડ-એ-બેટ-હીલમાં ગોમટેશ્વરની ઊભી ૫૭ ફૂટની મૂર્તિ છે. દુનિયામાં તે સૌથી ઊંચી મનાય છે. ગામોમાં જૈન મઠો તીર્થંકરોના જીવન પ્રસંગોથી સુશોભિત કરાયા છે.

(૩) દ્રાવિડ શૈલી :—દ્રાવિડ શૈલીના મંદિરોમાં સ્તંભોના શિખરોને ફલક અને ખુણાવાળા ટેકાઓ, સુશોભિત સ્તંભો અને ગોખલાઓ, ગોળાકાર બાવલાં અને મકરતોરણો હોય છે. મંદિરો કરતાં વધુ ઊંચાં તેનાં ગોપુરમો (દરવાજા) હોય છે. તે અનેક શિલ્પોથી સુશોભિત બનાવેલાં હોય છે. આ શૈલીના પાંચ પ્રકાર છે.

(અ) પલ્લવ પ્રકાર (ઈ. સ. ૭૦૦-૯૦૦) :—પલ્લવોનાં ગુફા મંદિરો આ પ્રકારમાં આવે છે.

(આ) ચોલ પ્રકાર (ઈ. સ. ૯૦૦-૧૧૫૦) :—આ પ્રકારનાં તાંજોરમાં મોટાં વિમાન રાજા રાજદેવ ચોલે ઈ. સ. ૧૦૦૦ની આસપાસ બંધાવ્યાં હતાં અને તેના પુત્ર રાજેન્દ્ર ચોલે ગંગાઈ કેન્દ્રપુરમાં એક મંદિર ઈ. સ. ૧૦૨૫ ની આસપાસ બંધાવ્યું. તાંજોરના મંદિરને ૧૪ માળ છે અને છેક ઉપર ઘુમ્મટ છે. શ્રી નિવાસનલુરનું કોરંગનાથનું ચોલ સમયનું મંદિર મહત્ત્વનું છે.

(ઇ) પાંડ્ય પ્રકાર (ઈ. સ. ૧૧૦૦-૧૩૫૦) :—આ પ્રકારનાં મંદિરો શ્રીરંગમ્, ચિદમ્બરમ્, કુંભકોનમ અને તિરવન્નમલઈમાં મળે છે. ગોપુરમોના મિનારાઓ ચોલ વિમાન જેટલા ઊંચા અને ભવ્ય છે. દિવાલોની અંદર નાનાં દેવમંદિરો હોય છે. ટેકાઓ કમળની ઉપસેલી આકૃતિઓથી શોભે છે.

(ઈ) વિજય નગર પ્રકાર (ઈ. સ. ૧૩૫૦ થી ૧૫૬૫):—આ પ્રકારના મંદિરોમાં સ્તંભોવાળા મંડપો હોય છે. કાચીપુરમ્ (એકાબરનાથનું મંદિર), વિજયનગર (વિઠ્ઠલસ્વામીનુ મંદિર) અને વેલુર (કલ્યાણ મંડપ) મા સ્તંભોવાળા મંડપો નજરે પડે છે. હરિહર બીજાએ મુસલમાનોને હઠાવી વિજયનગર સ્થાપ્યું હતું. કૃષ્ણદેવ રાજા અને અચ્યુતમના સમયમા તેનો ઉદય થયો હતો. કૃષ્ણરાવના સમયમા સિંહ, વાઘ અને બીજા પ્રાણીઓની શિલ્પાકૃતિઓની હારો બજારોમા બનાવાતી. તેનો મહંત હાથીદાંતથી જડાએલો હોતો. મીનાકારી અને ચિત્રકામથી દિવાલો સુશોભિત બનાવાતી. વિજયનગરમા શૈવ, વૈષ્ણવ અને જૈન મંદિરો હતા. તેમા વિઠોબાનું શ્રેષ્ઠ મંદિર હતું. તેનો સ્તભવાળો મડપ તથા કલ્યાણમડપ પ્રસિદ્ધ છે. આ પ્રકારના મદિરોના ટેકાઓને કમળનો આકાર હોય છે. તે ચિત્રકલાથી સુશોભિત હોય છે પીઠિકા તથા ચોતરફની દિવાલો આકૃતિઓ દ્વારા ઉત્સવપ્રસંગોનુ આલેખન કરે છે.

(ઉ) મદુરાનો પ્રકાર:—વિજયનગરની પડતી પછી મદુરાના નાયકોએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેઓએ દ્રાવિડ શૈલી પ્રમાણેના હિંદુ મુસ્લિમ કળાનાં મિશ્રણવાળા મંદિરો બંધાવ્યા. મદુરાના મિનાક્ષી મંદિરમા સપાટ છતવાળી પરસાળો છે. આમાં હજાર સ્તંભોવાળો મડપ છે સ્તંભો, ગોપુરમો તથા દિવાલો પરના શિલ્પો હિંદુ દેવોના અનેક સ્વરૂપોનું દર્શન કરાવે છે. મંડપના કેટલાક સ્તંભો પર તિરૂમલ નાયક અને તેની પત્નીની શિલ્પકૃતિઓ છે. આ એક આની ખાસિયત છે મંદિરને નાના મોટા થઈને ૨૧ ગોપુરમો છે. તંજોરના સુબ્રહ્મણ્યમનું મંદિર આ પ્રકારનુ છે. આ પ્રકારના મંદિરો શ્રીરંગમ્, જબુકેશ્વર, તિરૂવરૂર, રામેશ્વર, ચિદમ્બરમ્, તિન્નેવેલી, તિરૂવનમલઈ, શ્રીવિલ્લીપુતુર વગેરે સ્થળોએ છે.

દક્ષિણમા ખડક કોતરી બનાવેલાં અજંતા અને ઈલોરાના

મંદિરો છે. દખ્ખણનાં મંદિરોમાં કણી (Moulding)ની શૈલીનો ઉપયોગ સ્તંભોમાં થયો છે. સ્તંભોનાં શિખરોને ટેકાઓ હોતા નથી. ૧૧મી સદીનું થાણા જીલ્લાનું અંબરનાથનું મંદિર ત્રણ શિખરોવાળું છે. નાસીક જીલ્લામાં સિન્નરનું ગોડેશ્વરનું મંદિર ૧૨મી સદીનું છે. ૧૩મી સદીનું આંધ્ર પ્રદેશનું નાગનાથનું મંદિર છે. વરાડનું સતગાંવનું વૈષ્ણવ મંદિર જાણીતું છે.

દક્ષિણ ભારતમાં કલ્યાણના ચાલુકયો સત્તા પર આવ્યા હતા. ત્યાં હોયશાલ વંશની તેમજ ચોલ વંશની પણ સત્તા પ્રવર્તતી હતી. મદુરામાં પાંડય રાજાઓ રાજય કરતા હતા. ચોલના સ્થાપત્યનો ઉત્તમ નમૂનો ત્રિચિનાપલ્લી જીલ્લાના શ્રી નિવાસનલૂરના મંદિરનો છે. આ મંદિર ચોલ વંશના પરંતક ૧લાના સમયમાં બંધાયું હતું. દંતકથા પ્રમાણે મંદિર પુરુ થતાં વાનર (કોરંગુ)થી ભ્રષ્ટ થયું, તેથી તેનું નામ કોરંગનાથ પડયું. તેને સ્તંભોવાળા મંડપ તથા ગર્ભગૃહ છે. તેનું શિખર ૫૦ ફુટ ઊંચુ છે. સ્તંભોનાં શિખર તથા ફલક બીજા મંદિરોથી જુદાં પડે છે. શિખરની નીચેનો ભાગ કલશ આકારનો છે. ચોલની સ્તંભ તથા શિખરની કળામાં પ્રમાણ બહુજ સચવાય છે. તે મંદિરની દક્ષિણ દિવાલ પર કાલિ ની ડાબી બાજુએ સરસ્વતી અને જમણી બાજુએ લક્ષ્મી તથા નીચે અસુરનું દશ્ય આકર્ષક છે. સિંહ તથા દૈવી પશુઓની યુકિતઓ શિલ્પકળાથી પ્રદર્શિત થઈ છે. રાજરાજે તેના વિજયની યાદમાં ઈ. સ. ૧૦૦૦ના અરસામાં તાંજોરમાં એક ભવ્ય શૈવ મંદિર બંધાવ્યું. તેનું શિખર ૧૯૦ ફુટ ઊંચુ હતું. તાંજોર વિમાન ભારતના સ્થાપત્યમાં સૌથી ઊંચુ છે. તે મંદિરનો નટમંડપ તથા સ્તંભોવાળો મંડપ વિશાળ છે. ગંગૈકોન્ડચોલપુરમનું મંદિર રાજેન્દ્ર ૧લાનું મનાય છે. તે કુંભકોનમથી ૧૭ માઈલ દૂર છે. વિમાન જમીનથી ૧૫૦ ફુટ ઊંચુ છે. તેમાં ૧૫૦ સ્તંભ છે, પણ ભાત સામાન્ય છે. આ મંદિરની ચારે બાજુએ અપ્સરાઓના ગણદેવતાનાં, યક્ષોનાં તથા રાક્ષસોનાં કથાનકો શિલ્પોદ્વારા વર્ણવ્યાં છે.

ચોલની સત્તા પછી પાંડચોની સત્તા આવી હતી. પાંડ્ય મંદિરોમાં ચોકની શરૂઆત થઈ, જ્યારે ગોપુરમોવાળી દિવાલોની પદ્ધતિ પાછળથી થઈ લાગે છે. પાંડ્ય સમયમાં ગોપુરમો બહુ થયાં છે. પુરેપુરા મંદિરનું એક ઉદાહરણ ૧૪મી સદીના પ્રારંભમાં બંધાયેલું તાંજોર જીલ્લાનું દારાસુરતુમ્‌નું ઐરાવતેશ્વર મંદિર છે. આ પાંડ્યની ઉત્તરકાલીન પદ્ધતિનું છે. તેમાં સ્તંભો પર ભાત હોય છે.

ભારતીય શિલ્પ અને સ્થાપત્યને સાહિત્યમાં વિશ્વકર્માની પ્રેરણા માનવામાં આવે છે, એવી રીતે નૃત્યાદિ બીજી કળાઓ પણ દૈવી પ્રકૃતિના અનુકરણ રૂપે પ્રયોજાય છે. નટરાજ (શિવનું સ્વરૂપ), પાર્વતી, આલોકસગર, નીરજનન સંબંધ સ્વામી, અય્યર સ્વામી, સુન્દર મૂર્તિ સ્વામી, કૃષ્ણ, રામ અને શૈવસંતો (આલ્વાર) તથા રાજદાતાઓની મૂર્તિઓ દક્ષિણ ભારતમાં મળે છે. નૃત્યની પાંચ વિશેષતાઓનાં પ્રતીકો ચોલ સમયમાં દેખાય છે અને પુજાય છે.

## (આ) પ્રાગૈતિહાસિક કાલની ચિત્રકલા

**૧૦. ભારતની ચિત્રકલા**

પ્રાગૈતિહાસિક કાલની ચિત્રકલાના નમૂનાઓ બહુ ઓછા મળે છે. મધ્યભારતની કૈમુર પર્વતમાળાની ગુફાઓની દિવાલો પર પ્રાગૈતિહાસિક યુગનાં શિકારના દશ્યો દોરાયેલાં છે. વિંધ્ય પર્વતની ટેકરીઓના ખોદકામમાથી ઉત્તરકાલીન પાષાણયુગની ચિત્રકલાના નમૂનાઓ મળ્યા છે. મધ્યપ્રદેશમા રાયગઢ નજીક મંડ નદી પાસે આવેલ સિંઘનપુર ગામ નજીકની ટેકરીઓની ગુફાઓનાં મુખ આગળના એક રેતાલ પથ્થરના ખડક પર હરણ, હાથી, તથા સાબર વગેરે પ્રાણીઓનાં તથા માનવોના ચિત્રો છે. મધ્યપ્રદેશના સિરગુજની રામગઢ ટેકરી પરની જોગીમારા ગુફાનાં ચિતરેલાં દશ્યો પરથી લાગે છે

કે લાલ અને કાળો રંગ પીંછીથી લગાવાતો હશે. તેની કિનારીઓ પર મત્સ્ય, મકર અને રાક્ષસોની પંક્તિઓ દેખાય છે. આ ચિત્રકલાની કથા હજી સુધી સમજાઈ નથી.[8] મહાકાવ્ય યુગમાં એક દંતકથા અનુસાર રાજકુંવરી ઉષાને સ્વપ્નમાં આવેલ રાજકુમાર અનિરૂદ્ધનું ચિત્રલેખાએ ચિત્ર બનાવી આપ્યું હતું. રામાયણમાં ચિત્રિત ખંડોનું વર્ણન છે. છે. પ્રાથમિક યુગમાં ચિત્રકળાનાં ૭ અંગો જાણીતાં હશે, કારણ કે ત્રીજી સદીના વાત્સ્યાયનના કામસૂત્રમાં આ ૭ અંગોનો ઉલ્લેખ છે. આ ૭ અંગોનો ઉપયોગ ચિત્રોમાં માલૂમ પડે છે. ૭ અંગોઃ—(૧) રૂપભેદ (દશ્યોનું જ્ઞાન), (૨) પ્રમાણ (સત્યદર્શન–બાંધો તથા માપ), (૩) ભાવ (લાગણી પ્રદર્શન), (૪) લાવણ્ય યોજના (કલા પ્રદર્શન), (૫) સાદશ્ય (સરખાપણું), (૬) વર્ણિકભંગ (રંગ તથા પીંછીનો કલામય ઉપયોગ).

(આ) બૌદ્ધ સમય (ઈ. સ. ૫૦થી ઈ. સ. ૭૦૦)ની ચિત્રકલા

બૌદ્ધ ધર્મને કારણે બૌદ્ધકલાનો ઉદ્‌ભવ થયો. બૌદ્ધ ધર્મ સાથે જ બૌદ્ધકલાનો ફેલાવો થયો. આ કળાનો વિકાસ અજંતાની ગુફાઓનાં દશ્યોની સુંદર હારમાળા પરથી સમજાય છે. ભારતનાં બૌદ્ધ દેવાલયોમાં ચિત્રકલાનું વલણ કુદરતી દશ્યો તરફ લાગે છે. ગુફામાં ચિત્રકલાનાં દશ્યો રસપ્રદ છે. ઘણાંખરાં ચિત્રો જાતકકથાઓ (જેમાં બુદ્ધ અવતારોનું વર્ણન છે.)નાં છે. અજંતાની ગુફા નં. ૯ અને ૧૦ની ચિત્રકલા ભારહુત, અમરાવતી અને સાંચીની શિલ્પકળાની યાદ આપે છે. આંધ્ર રાજાઓ બ્રાહ્મણધર્મી હોવા છતાં આને પ્રોત્સાહન આપતા. ઈ. સ. પૂર્વે ૨૦ના અરસામાં અજંતાની ચિત્રકળા સરસ ઘેરા રંગથી ચિતરાઈ હતી. તે ઉમંગ અને ઉત્સાહભરી દેખાય છે. ગુફા નં. ૬ અને અને ૧૭માં ઈ. સ.ની છઠ્ઠી સદીની બૌદ્ધકળા જણાય છે. ૧૬માં

8. Percy Brown—Indian printing. Page 18.

ગુફાના લેખમાં એવો ઉલ્લેખ છે કે વાકાટક વંશના રાજાએ વિહાર કોતરાવ્યો હતો. ગુફા નં ૧૭માં ચિત્રોની હારમાળા બૌદ્ધના જન્મ, જીવન અને મૃત્યુનાં કથાનકો વર્ણવે છે. ગુફા નં ૧ની એક દિશામાં ચિત્રકળાનાં રસપ્રદ નમૂનાઓ છે. બૌદ્ધ ચિત્રકળાનાં દશ્યોના અવશેષો સિલોનના સિગિરિયામાં તથા દાહોદ નજીક બાઘમાં નજરે પડે છે. તારનાથ નામના ઇતિહાસકારે ભારતની બૌદ્ધકળાની ત્રણ શૈલી ગણાવી છેઃ—(૧) દેવ (૨) યક્ષ (૩) નાગ. દેવશૈલી મગધ (બિહાર)માં ઈ સ. પૂર્વે છઠ્ઠી સદીથી ઈ. સ પૂર્વે ત્રીજી સદી સુધીમાં પ્રચલિત હતી. વિનય આગમ અને બીજા ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે કે દિવાલની ચિત્રકળા વાસ્તવિક ચીજોને ભૂલાવે તેવી હતી. તારનાથના કથનાનુસાર યક્ષશૈલી ઈ. સ. પૂર્વેની ૩જી સદીમાં રાજા અશોકના સમયમાં પ્રચલિત હતી. આ શૈલી યક્ષોની માનવાને બદલે તારનાથ આ શૈલીને દૈવી માનવો (કે જે અર્ધદૈવી લોકો હતા. અને તેમની કલા દૈવી હતી.)ની માને છે. નાગ-શૈલી નાગાર્જુન નામના સંસ્કૃત નાટકકારના સમયમાં ઈ. સ.ની ૩જી સદીમાં નાગલોકોની હતી. ઈ. સ.ની બીજી સદીના અરસામાં બંધાયેલ અમરાવતી સ્તૂપમાં નાગશૈલીની અસરનાં લક્ષણો નજરે પડે છે તાર-નાથના કથનાનુસાર દેવ, યક્ષ અને નાગની ચિત્રકલાએ માનવોને વાસ્ત-વિકતામાં છેતર્યો છે. પાછળથી તારનાથના કથનાનુસાર બૌદ્ધ ચિત્રકળાની ત્રણ શાખાઓ—મધ્યપ્રદેશ (મગધ)ની, પશ્ચિમ પ્રદેશ (રજપુતાના)ની અને પૂર્વ પ્રદેશ (બંગાળ)ની હતી. મધ્યપ્રદેશની શાખામાં બિંબસાર નામનો ચિત્રકાર, પશ્ચિમ પ્રદેશ (મારવાડ)ની શાખામાં સીલ નામનો ચિત્રકાર અને પૂર્વ (બંગાળ)ની શાખામાં ધીમત અને તેનો પુત્ર બિતપલો પ્રસિદ્ધ ચિત્રકારો હતા. આ ઉપરાંત ઈ. સ.ની ૬ઠ્ઠીથી ૧૦મી સદીમાં કાશ્મીર, નેપાલ, બ્રહ્મદેશ અને દક્ષિણ ભારતમાં જે શાખા હતી, તે તારનાથના કથનાનુસાર ઉપર જણાવેલ ત્રણ શાખાઓથી પ્રેરાએલી હતી.

અજંતાની ગુફા નં. ૧માં બોધિસત્વ અવલોકિતેશ્વર અથવા સિદ્ધાર્થના ગૃહત્યાગનાં દૃશ્યો આકર્ષક છે. બૌદ્ધ ચિત્રકળામાં ઝળકતા ભૂરા તથા લીલા રંગો ઘેરા જાંબુડિયા રંગથી જુદા પાડવા ઉપરાંત બૌદ્ધ કળાકારો તેમની ચિત્રકળાના વિષયો પર આકર્ષણ કેમ વધુ થાય તે જોતા એટલે વાળ પ્રદર્શિત કરવા કાળા રંગનો ઉપયોગ થતો. રંગોને કારણે દૃશ્યો નાટકીય લાગતાં.[9] મુદ્રાનો ઉપયોગ હિંદુકળાની માફક બૌદ્ધકળામાં હતો.

### (ઇ) મધ્યયુગ (ઈ. સ. ૭૦૦ થી ૧૬૦૦)ની ચિત્રકળા

ઈ. સ.ની ૭મી સદીમાં બૌદ્ધકળાનો અસ્ત થવા લાગ્યો અને હિંદુકળા તથા મુસ્લિમકળાનો વિકાસ થવા લાગ્યો. ૮મી તથા ૯મી સદીમાં એલિફન્ટા અને ઈલોરાના સ્મારકસ્તંભોમાં શિલ્પકળા વધુ નજરે પડે છે. પણ આ સમયમાં ચિત્રકળા ઘણી ઓછી જણાય છે. પૂર્વ તુર્કસ્તાન અને તિબેટ કે જે પરદેશીઓ (ગ્રીક, ઈરાની વગેરે)નો પ્રદેશ હતો, ત્યાં ૮મી સદીની ચિત્રકળાનાં દૃશ્યોના નમૂનાઓ તથા રેશમીધ્વજ મળી આવ્યા છે. આ ચિત્રણકળા અજંતાનાં ગુફામંદિરો જેવી છે. તિબેટના ધ્વજની ચિત્રકળા ૭મી સદીની છે. નાલંદાના વિહારમાં બૌદ્ધશ્રમણો બુદ્ધ તથા બોધિસત્વોનાં ચિત્રો શણ પર દોરતા એવો ઉલ્લેખ ૧૧મી સદીનાં ચીની મુસાફર તંગચુને (Tang chun) કર્યો છે. મધ્યયુગમાં ખોતાન 'તિબેટ'માં દિવાલો પર ચિત્રો દોરવાની કળા હોવાનું મનાય છે.

### (ઈ) મુઘલ શાખા (ઈ. સ. ૧૫૫૦થી ૧૮૦૦)

ચિત્રકળાની મુઘલશાખા અકબરના સમયમાં ૧૬મી સદીમાં વિકાસ પામી. જહાંગીરના સમયમાં તે ઉત્કૃષ્ટ થઈ. મુઘલ ચિત્રકલાનું

9. Percy Brown—Indian Printing. Page 75.

મૂળે સમરકંદ અને હેરાત હતું કે જે કલા તિમુર રાજાઓના સમયમાં ભારતમાં આવી પહોચી. મુઘલ બાદશાહ બાબર તિમુરનો વંશ જ હતો. તે તેના સ્મરણોમાં બિહઝદ કે જે ઉત્તમ ચિત્રકાર હતો તેનો ઉલ્લેખ કરે છે. તે ચિત્રકારની શાખા અકબરના સમયમાં ફેલાવી. અબુલફઝલ 'આઈને અકબરી'માં અકબર બાદશાહની ચિત્રકલાના શોખનો ઉલ્લેખ કરે છે. અકબરના દરબારના હિંદુ ચિત્રકારો બસવન, દસવંય અને કેસુદાસ હતા. મુઘલ ચિત્રકલા હિંદુ અને તિમુરીકલાનું મિશ્રણ હતી. જહાંગીરના સમયમાં ચિત્રકલા તેના દરબારી ચિત્રકારોને કારણે ઉચ્ચ શિખરે પહોચી. શિકારનાં દૃશ્યો ચિત્રકારોને પ્રિય હતાં. નાની છબીની કલા તે સમયની વિશેષતા હતી. ભારતીય ચિત્રકલાની અસર પણ આ સમયે પડવા લાગી. યુરોપિયનોની છબીઓ તથા ખ્રિસ્તી ધર્મના બનાવોનાં દૃશ્યોનાં ચિત્રો મુઘલ સમયમાં દેખાવા લાગ્યાં. શાહજહાંના સમયની ચિત્રકલામાં રંગને કારણે સૌન્દર્ય દેખાય છે, પરંતુ ચિત્રકારની કલા અવનતિ પામતી લાગે છે. તે સમયે સ્થાપત્યકલાની વૃદ્ધિ થઈ હતી. તાજમહાલ તેનું ઉદાહરણ છે. ઔરંગઝેબના સમયમાં ચિત્રકલાની પડતી ચાલુ રહી. ઔરંગઝેબના દક્ષિણ ભારતના વિજયને કારણે મુઘલ ચિત્રકલા દખ્ખણમાં ફેલાઈ અને દક્ખિણી કલમ તરીકે ઓળખાઈ. ઔરંગઝેબના મરણ પછી મુઘલ ચિત્રકલા ફક્ત લખનૌમાં (અવધના નવાબોના રાજ્ય દરમિઆન) ૧૮મી સદીમાં દેખાય છે. ૧૯મી સદીમાં યુરોપીય ચિત્રકળાની અસર નીચે મુઘલ ચિત્રકળાની નાની છબીઓ જ દેખાય છે.

મુગલ ચિત્રકળામાં જીવનદૃશ્યો, શિકાર તથા લડાઈનાં દૃશ્યો, ઐતિહાસિક કથાનકો, પૌરાણિક કથાઓ, વનસ્પતિ તથા પ્રાણીઓનો સમાવેશ થતો હતો. પશુપંખીઓનાં ચિત્રો બનાવવા માટે જહાંગીરના દરબારી ચિત્રકારોને દરતુરી આપવામાં આવતી. આ સમય દરમિયાન

દિલ્હીકલમ, જયપુરકલમ, લખનૌકલમ વગેરે કલમ અથવા શૈલીઓ જન્મી. મુઘલ શાખાની દિલ્હીકલમ શિષ્ટ કલમ છે. તેની રેખાઓ સ્પષ્ટ અને સુરેખ હોય છે. જયપુરકલમ આછી અને ગોળ ગોળ રેખાવાળી હોય છે. તે રજપૂત કળાથી જુદી છે. લખનૌ, કલમની છબીઓ દિલ્હીના જેવી છે. તેમાં કળાની દષ્ટિએ થોડો તફાવત છે. દક્ખિણી કલમનો વિકાસ રસપ્રદ છે. તેમાં સોનું છૂટથી વપરાતું. પટના કલમ પહેલી સદી દરમિયાન બિહાર અને બંગાળમાં વિકસી હતી. તેમાં રંગ યોજના કાચી હતી. કાશ્મીરી કલમ કાશ્મીરીઓની ચિત્રકળાનું રૂપ છે. ઈરાની કલમ કે જેનું નામ રૂમી અથવા યુરોપીય પડયું તે પરદેશી શૈલી છે.

## (૭) રજપૂત ચિત્રકળા (ઈ. સ. ૧૫૫૦ થી ૧૯૦૦)

રજપૂત ચિત્રકળા રજપૂતાના, બુંદેલખંડ, પંજાબ અને હિમાલયની ચિત્રકલા છે. આના બે મુખ્ય સમૂહો–રાજસ્થાની અને પહાડી છે પહાડીના બે પેટા વિભાગ–જમ્મુ અને કાંગ્રા શાખા છે. રેશમનું ચિત્રકામ લાહોર અને અમૃતસરમાં કાંગ્રા (સિમલા પાસે)માંથી આવેલું છે.

મુઘલ ચિત્રકલા સાથે આને સંબંધ છે. મુઘલ ચિત્રકલા લોક-કલા હતી અને બધા વર્ગોને અસર કરતી. રજપૂત ચિત્રકલા હિંદુ મહાકાવ્યોના જ્ઞાન સિવાય ન સમજાય તેવી હતી. મુઘલ ચિત્રકલામાં હિંદુઓના વિષયો લેવામાં આવ્યા હતા. રજપૂત ચિત્રકલામાં મીણ-બત્તીઓ અથવા મશાલોથી અજવાળું કરી રોશનીવાળા રાતના દેખાવો બનાવવામાં આવતા. કૃષ્ણની રાસલીલાનું ચિત્રકામ જયપુર મહેલના સંગ્રહાલયમાં છે. રજપૂત મહેલો (ઓરછા, ઉદયપુર, બીકાનેર)માં ચિત્રકળાનું દર્શન થાય છે. રાજસ્થાની ચિત્રકલા મંગલ દશ્યો (જેમકે કંડેરામાં આકર્ષક કુમારીઓના સમૂહનું દશ્ય)થી શરૂ થાય છે.

પહાડીની જમ્મુ શાખામાં રામાયણ તથા કૃષ્ણ સુદામાખ્યાનના વિષયો અને નાયકનાયિકાના ભેદ બતાવતાં દશ્યો છે. કાંગ્રા શાખામાં ગઢવાલની પેલ શાખાનો વિકાસ રાજસામસહચંદે (કાંગ્રાનો રાજ્યકર્તા) કર્યો. તેમાં સુજાનપુરના નિવાસ (સુંદર મહેલ) અને ઉદ્યાનોનું ચિત્રકામ છે. કૃષ્ણ, બલરામ તથા અર્જુનનાં સાહસોનાં ચિત્રકામો પણ થતાં હતાં. શીખ ચિત્રકળામાં ગુરુ, નેતા તથા દરબારની છબીઓ ચિતરવામાં આવતી. રજપૂતાનાના મહેલ લાકડાના બનેલા હોતા. ઉત્તમ મહેલમાં ચિત્રકળા અવશ્ય રહેતી.

રજપૂતકળા લોકભોગ્ય હતી. તે સાદા ગ્રામ્યજીવનનું પ્રતીક હતી. પૌરાણિક તથા ધાર્મિક જીવનનાં કાલ્પનિક દશ્યો તરંગી હતાં. વણકર, સોની વગેરે કારીગરો તથા રોજિંદા જીવનના બનાવોનાં ચિત્રો એ તે સમયની ખાસિયત હતી. છબીની ચિત્રકળા રાગમાલા, પહાડીકલા, ચિત્રકળા તથા સંગીતનું મિશ્રણ હતી.

## (ઊ) અર્વાચીન યુગની શાખાઓ (ઈ. સ. ૧૭૬૦થી ૧૯૧૫)

મુઘલ ચિત્રકળાના અસ્ત પછી મુસલમાન કુટુંબોમાં છબીઓ દોરવાની ચિત્રકલા ચાલુ રહી તથા ૧૯મી સદીના આરંભમાં લખનૌમાં યુરોપીય અસરવાળી મુઘલોની છબીની ચિત્રકળા પણ ચાલુ રહી. લાહોર અને અમૃતસરમાં શીખ ચિત્રકારોની ચિત્રકળામાં પૂર્વ અને પશ્ચિમનું વિચિત્ર મિશ્રણ હતું.[10] બંગાળમાં યુરોપીય વેપારીના પ્રોત્સાહનથી પટણામાં એક જુદા જ પ્રકારની ચિત્રકળા વિકસી હતી. દક્ષિણ ભારતની દખ્ખણમાં ૧૬મી સદીમાં ઈરાની શૈલી વિકાસ પામી હતી. આ શૈલી તે સમયમાં મુસલમાની રાજ્યોમાં હતી. ૧૮મી સદીમાં ઔરંગાબાદ અને દોલતાબાદના ચિત્રકારોની ચિત્રકળા ઉત્તર ભારત કરતાં ઓછી હતી. દખ્ખણનાં ચિત્રોનો વિષય અર્ધ ઐતિહાસિક હતો.

10. Percy Brown—Indian Printing. Page 62.

પાછળથી તાંજોર અને મૈસૂર નામની બે શાખાઓ થઈ. તાંજોર શાખામાં હાથીદાંત પર નાની છબીઓ ચિતરવામાં આવતી. મૈસુરની શાખા કૃષ્ણરાજના સમયમાં તેના દરબારમાં વિકસી.

## (જ) ચિત્રકલાનાં સાધનો

પુરાણા સમયમાં પ્રાથમિક કલાકારો લોહભસ્મનો રંગ વાપરતા હશે. છાયાવાળા ભાગો ચળકતા રંગો (કાળાશ પર પડતા પદાર્થના)નો ઉપયોગ કરતા હશે. કાચું લોખંડ પ્રાણીની ચરબીમાં પ્રાયઃ મેળવવામાં આવતું હશે કે જે રેસાવાળી પીંછીથી રંગવાના ઉપયોગમાં લેવાતું હશે. રેખાઓ અણીદાર કલમથી દોરાતી. પ્રાગૈતિહાસિક પતરીઓ પથ્થરની હોતી કે જેની ભૂમિકા રંગોથી થતી અને પછી તેના પર ચિત્ર દોરાતું. રામગઢની જોગીમારા ગુફામાં ત્રણ પ્રકારના રંગો (લાલ, સફેદ અને કાળો) ની પતરીઓ (*Palette*) છે. લાલ લોખંડનો, સફેદ ખડીનો અને કાળો આ બીબામાંથી બનાવવામાં આવતો. પીંછી માટે શાકભાજીનાં રેસાનો ઉપયોગ થતો હશે. બૌદ્ધ દશ્યો બનાવવામાં ગુફાની કોતરેલી ભીંતો પર છાણ, માટી અને ખડકના ભુકાનું મિશ્રણ લગાવવામાં આવતું. તે પર નાનું સફેદ પ્લાસ્ટરનું પડ લગાડવામાં આવતું. તેના પર પાણીવાળા રંગોથી ચિત્રો દોરવામાં આવતાં. બૌદ્ધ ચિત્રકાર લાલ, પીળો, ભુરો તથા કાળો રંગ ભારે પીંછીથી લગાવતા. રંગો કુદરતી માટીમાંથી બનાવવામાં આવતા હશે એવું અનુમાન કરવામાં આવે છે. અજંટા અને બાઘની ગુફાનાં ચિત્રોના રંગમાં લોખંડનો ભાગ છે. સફેદ રંગ ચુનાનો ભાગ હોય એમ જણાય છે. એવી રીતે બીજા રંગો પણ જુદા જુદા પદાર્થોમાંથી બનાવેલા માનવામાં આવે છે. બૌદ્ધ ચિત્રકળા ભીંતચિત્રોમાં રહેલી છે. જ્યારે રજપૂત ચિત્રકળા ઘણુંખરું સચિત્ર છબીઓમાં રહેલી છે. મુઘલ ચિત્રકળા હરિરી (રેશમી કાગળ કે જેમાં સમય જતાં તડ પડે) અને દૌલતાબાદી (દૌલતાબાદની બનાવટ) પ્રકારની હતી. સામાન્ય કાગળ કે જે હિંદી

તરીકે ઓળખાતો, તે પણ ચિત્રકળા માટે વપરાતો. પંજાબમાં સિયાલકોટી અને દક્ષિણમાં સુધલી કાગળ કહેવાતો. કાગળ વાંસ, શણ તથા રૂમાંથી બનાવાતો, તેને તુલટ કાગળ કહેવામાં આવતો. રજપૂત ચિત્રકળામાં પહેલાં રેખાઓ ગેરુથી બનાવાતી. કાનસની મેંશ ચિત્રકળાને પૂર્ણ કરવામાં વપરાતી. ચિત્રકાર . ઘણીવાર છોડ તથા ખનિજોમાંથી પોતાની ખાસ રીત પ્રમાણે રંગો બનાવતો. મુઘલ સમયમાં સોનેરી દેખાવ માટે સોનેરી રંગ છાંટવામાં આવતો. પીંછીઓ જુદાં જુદાં પ્રાણીઓ (ઘેટું, ઊંટ, ખિસકોલી, નોળિયો)ના વાળની બનાવવામાં આવતી. પાણીથી બધા રંગો ઓગાળવામાં આવતા. તૈલ ચિત્રકળાનો જહાંગીરના સમયમાં ઉદ્ભવ થયો, પણ બહુ ઓછો. આધુનિક યુગમાં ઊંચી જાતના કાગળ પર પેન્સિલથી રેખા દોરી ચિત્રો પાડવામાં આવે છે. પછી રંગ કરવામાં આવે છે. પહેલાં ભુરા રંગથી રેખાઓ દોરવામાં આવતી અને પછી ચિત્રને રંગવામાં આવતું.

**૧૧. હુન્નરકલા**

ભારતીય હુન્નરકલા અને ધંધાકીય જ્ઞાનમાં સોનાચાંદીનાં વાસણો, બીજી ધાતુઓનાં વાસણો, ઘરેણાં, ઝવેરાત તથા હાથીદાંતની કલાનો વિકાસ થયો છે. સુશોભિત ભાતની પ્રથા ગુજરાતના રેશમી પટોળામાંથી આવેલ છે. તરેહતરેહના રંગ અને સાધનોથી મુર્શીદાબાદ, બનારસ, ગુજરાત, ઔરંગાબાદ, હૈદ્રાબાદ (દક્ષિણનું), મદ્રાસ અને તાંજોરમાં સોનેરી તારો (કીનખાબ)નું કામ શરૂ થયું. કાશ્મીરી શાલ વણાટની ઉત્તમકૃતિ છે. રંગવાની ક્રિયા અને બ્લોકો શોધાયા છે. રંગકામ, ભરતકામ તેમજ ભાતવાળા દર્પણની કળા વિકસી છે. નૃત્ય, સંગીત તથા ધાર્મિક લોકનાટકોનો પણ વિકાસ થયો છે.

# ૧૨. મૂર્તિવિધાન

મૂર્તિપૂજા ઘણી પ્રાચીન છે. નૂતન પાષાણયુગમાં માટી, પથ્થર કે અસ્થિની પ્રતિમાઓ બનાવાતી અને ફળદ્રુપતા માટે તેમની પૂજા થતી. ઘણા માને છે કે ગૌતમ બુદ્ધને તેમના મૃત્યુ પછી પાંચેક સદીઓ બાદ દેવરૂપે પૂજવા તેમના ઉપાસકો પ્રતિમાઓ બનાવતા. તે સમયથી ભારતમાં મૂર્તિપૂજા ચાલુ થઈ, પરંતુ તે પહેલાં પતંજલિના સમયમાં પણ મૂર્તિનું અસ્તિત્વ હતું એમ મનાય છે. વેદકાળમાં મૂર્તિનું અસ્તિત્વ હતું કે નહિ તે વિશે ભિન્ન ભિન્ન મતો પ્રચલિત છે. રામાયણમાં લંકાનાં મંદિરોનો ઉલ્લેખ છે. તે પરથી જણાય છે કે દક્ષિણભારતમાં મૂર્તિપૂજા ઘણી પ્રાચીન હશે. મૂર્તિઓનો શિલ્પકલાનો જૂનામાં જૂનો નમૂનો ગુડીનલ્લમમાંથી મળી આવેલ લિંગનો છે. શિવની કોતરેલ મૂર્તિ ઈ. સ. પૂર્વે બીજા સૈકાની મળી આવી છે.[1] મધ્યભારતના ઉદયગિરિની ગુફાના શિલાલેખોમાં શિવાલયનો ઉલ્લેખ છે. બેઝનગરમાંથી મળી આવેલ ગરુડસ્તંભ પરના શિલાલેખમાં વાસુદેવનો ઉલ્લેખ છે. આ પરથી જણાય છે કે શિવ અને વિષ્ણુ સંપ્રદાયોનો ઉગમ ઈ. સ. પૂર્વેનો છે.

### ૧. ભારતમાં મૂર્તિપૂજાની પ્રાચીનતા

દેવદેવીની પૂજા મૂર્તિઓ, શાલિગ્રામ, બાણલિંગ, યંત્ર, કેટલાંક પશુપક્ષીઓ, કેટલીક પવિત્ર નદીઓ, વૃક્ષો તથા સંતોની શિલ્પાકૃતિઓ રૂપે થાય છે. દેવદેવીની પૂજા મંદિરો તથા ખાનગી ઘરોમાં થાય છે. મૂર્તિઓના ત્રણ વિભાગ પડે છે:—(૧) ચલ-એને

### ૨. મૂર્તિઓના પ્રકારો

1. Gopinath Rao—Elaments of Iconography. Page 6.

કૌતુકમૂર્તિ કહે છે. તે ઉત્સવોના વરઘોડામાં ફેરવી શકાય તેવી નાની મૂર્તિઓ હોય છે. (૨) અચલ–તે ધ્રુવ મૂર્તિ કહેવાય છે. તે મૂર્તિઓ મોટી, ખસેડી ન શકાય તેવી દિવાલને ચોટાડેલી હોય છે. તેના ત્રણ પેટાવિભાગ પાડવામા આવ્યા છે. (અ) 'સ્થાનક' એટલે કે ઊભી, (આ) આસન એટલે બેઠેલી (ઇ) શયન એટલે કે સૂતેલી. વૈષ્ણવ ધર્મની મૂર્તિઓમાં આ દરેક વિભાગના ચાર બીજા પેટાવિભાગ પડે છે–યોગ, ભોગ, વીર અને અભિચારિક. મૂર્તિના બીજા ત્રણ પેટાવિભાગ પણ પડે છે. ( ક ) ચિત્ર—ચારે બાજુથી કોતરેલી, ( ખ ) ચિત્રાર્ધ—અર્ધ કોતરેલી, ( ગ ) ચિત્રાભાસ—આછી કોતરેલી. આ સિવાય પણ મૂર્તિના રૌદ્ર અને સૌમ્ય તથા વ્યક્ત અને અવ્યક્ત નામના વિભાગો પાડવામાં આવે છે. (૩) ચલાચલ—જલદી ન ખસેડી શકાય તેવી મોટી મૂર્તિઓને ચલાચલ કહે છે.

૩. દેવાલયો

દેવોનાં મંદિરો માટે યોગ્ય સ્થળોનુ આગમોમાં વર્ણન કરાયુ છે.[2] મંદિરો તળાવની પાળે, નદીકિનારે, દરિયા કિનારે, નદીઓના સંગમસ્થાને, ટેકરીઓની ટોચે અથવા સંતપુરુષો રહેતા હોય ત્યાં બાંધી શકાય. કઈ દિશામાં કયાં દેવમંદિરો બંધાય તેની માહિતી પણ તેમાં અપાઈ છે. જુદાં જુદા દેવદેવીઓ માટે જુદી જુદી દિશાઓનો નિર્દેશ થયો છે. ઉલટી દિશામા મંદિર બંધાય તો ખરાબ પરિણામ આવે. દેવદેવીઓની મૂર્તિઓ તરેહતરેહના ખ્યાલોના પ્રતીકરૂપ છે. તેમના હાથમાં ધારણ કરેલ આયુધો પરથી તેમના ગુણોનુ દર્શન થાય છે.

ભારતમા શિલ્પકલાનો વિકાસ પ્રાચીન યુગથી આધુનિક યુગ સુધીમાં થયો છે. દેવોની ઉપસેલી પ્રતિમાઓ બનાવવામા શિલ્પકલાનો

---

2. Gopinath Rao—Elements of Iconography. Page 21.

ઉપયોગ થયો છે. ભારતીય શિલ્પકલાની ચાર શાખાઓ છે :—(૧) મથુરાની શાખા, (૨) બદામીના ચાલુક્યો તથા કાંચીના પલ્લવોની શાખા, (૩) ચાલુક્ય હોયશાલાની શાખા, (૪) બંગાળ, આસામ તથા ઓરિસ્સાની શાખા.

શિવ તથા વિષ્ણુના મંદિરોમાં વરાહ અને નૃસિંહની મૂર્તિઓ પણ મુખ્ય દેવની સાથે મૂકવામાં આવે છે. દક્ષિણ ભારતમાં કાર્તિકેય કે જેને સુબ્રહ્મણ્યમ્ કહેવામાં આવે છે, તેની વધુ પૂજા થાય છે. વિષ્ણુના બધા અવતારોની મૂર્તિઓ જુદી જુદી જગ્યાએ પૂજાય છે. આગમોમાં સૂર્યદેવની મૂર્તિનું વર્ણન કરવામાં આવ્યું છે. લાકડું, પથ્થર, રત્ન, ધાતુ, માટી અથવા આમાંની બે વસ્તુઓનું મિશ્રણ મૂર્તિઓ બનાવવામાં વપરાતું એવું આગમોમાં જણાવ્યું છે.[3]

ચૂસ્ત હિંદુઓના દેવોનો વિકાસ પુરાણ તથા તંત્ર સાહિત્યમાંથી માલૂમ પડે છે. પુરાણ તથા તંત્ર સાહિત્યનું ફલ વેદસાહિત્ય છે.[4] ત્રિમૂર્તિ (બ્રહ્મા, વિષ્ણુ અને શિવની એક મૂર્તિ) ઘણા પ્રકારની મળી આવી છે. દશ દિક્પાલ, કુબેર, વરુણ, અગ્નિ, ઇન્દ્ર વગેરેની મૂર્તિઓ કોતરકામ દ્વારા બનાવાઈ છે. કાલિ, તારા, ચામુંડા, વારાહી, ગૌરી, ચંડી, મહામર્દિની, કાત્યાયની વગેરે મુખ્ય દેવીઓ છે. દેવદેવીઓની મૂર્તિઓના વર્ણનમાં શંખ, ચક્ર, ગદા, ખડ્ગ (તલવાર) બાણ, પરશુ, અંકુશ, વજ્ર, શક્તિ, શુલ વગેરે હથિયારોનો ઉલ્લેખ આવે છે. અભયમુદ્રા, વ્યાખ્યાનમુદ્રા, યોગમુદ્રા વગેરે મુદ્રાઓ જુદી જુદી ઢબે આંગળીઓને ગોઠવીને પ્રકૃતિ બતાવનારી હસ્તમુદ્રાઓ છે. પદ્માસન, યોગાસન, વજ્રાસન, મકરાસન, આલિઢાસન વગેરે દેહના જુદા જુદા પ્રકારના અંગવિન્યાસ (Posture—આસન) છે.

### ૪. હિંદુ દેવોની પ્રતિમાઓ

---

3: Gopinath Rao—Elements of Iconiography. Page 48.
4. B. C. Bhattacharya—Brahnanical Images. Page 1.

(૧) ત્રિમૂર્તિ :—ભારતમાં અનુવૈદિક ધર્મોના ત્રણ મહાન દેવોના સંયોજનમાંથી પ્રગટેલા આ દેવ છે. આ મૂર્તિને ત્રણ માથાં હોય છે. એક બ્રહ્માનું, બીજું વિષ્ણુનું અને ત્રીજું શિવનું
૫. દેવો હોય છે. આ મૂર્તિ આર્ય જીવનની ત્રણ અવસ્થાઓ—બ્રહ્મચારી, ગૃહસ્થ અને સંન્યાસી–નું પ્રતીક છે. તે સર્જન, પાલન અને વિસર્જન તથા બાળપણ, યૌવન અને ઘડપણ સૂચવે છે.

(૨)અનંતશાયી નારાયણ :—અનંત નામના સાપ ઉપર શયન કરનાર વિષ્ણુનું લક્ષ્મી ધ્યાન રાખે છે. નાભિમાંથી કમળ ઉગેલું હોય છે. તત્ત્વજ્ઞાનની દષ્ટિએ અનંત પ્રકૃતિ છે. અને વિષ્ણુ મહાતત્ત્વ છે. ચક્ર, ગદા, શંખ અને વજ્ર તેમની પાસે હોય છે. પુરાણોનુસાર નારાયણ સમુદ્રમાં અનંત નામના નાગ ઉપર સૂતા હતા. મૂળમાં સૂર્યના વ્યાપક સ્વરૂપ તરીકે આરાધાતા અને આગળ જતાં જગતના પાલનના અધિષ્ઠાતા તરીકે ઉપાસાતા. આ દેવ ભારતના એક વ્યાપક ધર્મના સંપ્રદાયના ઇષ્ટ દેવ છે.

(૩) વિષ્ણુ :—આ દેવની બે પ્રકારની મૂર્તિઓ હોય છે. ૧લો પ્રકાર—ચાર મુખ (૧. સુંદર અને સૌમ્ય, ૨. વાનર જેવું ઘટવાળવાળું, ૩. ભૂંડ જેવું, ૪. નૃસિંહ જેવું.) વાળી મૂર્તિ. ૨જો પ્રકાર—એક મસ્તક અને બે ચાર હાથવાળી શાંત હાસ્યમૂર્તિ. વરાહમિહિરના કથનાનુસાર આ મૂર્તિને ચાર હાથ છે. જમણા હાથમા ગદા અનેડાબા હાથમાં શંખ તથા ચક્ર હોય છે. છાતી પર શ્રીવત્સનું ચિન્હ અને મસ્તક પર કિરીટ હોય છે. વિષ્ણુધર્મોત્તરમાં વિષ્ણુની મૂર્તિને લોકપાલવિષ્ણુ કહેવામાં આવે છે.

(૪) વાસુદેવ :—તે નારાયણ વિષ્ણુનું અનંત અને પ્રાથમિક સ્વરૂપ હતું. તેમનું માનવરૂપ વાસુદેવ કહેવાય છે. ઈશ (શિવ), બ્રહ્મા અને બીજા તેમનાં પરિવાર દેવતાઓ હોય છે. વાસુદેવને ચાર હાથ હોય

છે. તેમના ઉપલા જમણા હાથમાં ચક્ર, નીચલા જમણા હાથમાં કમળ, ડાબા ઉપલા હાથમાં શંખ અને નીચેના ડાબા હાથમાં ગદા હોય છે. રુક્મણી તથા સત્યભામા કે જે શ્રી અને પુષ્ટિ અથવા શ્રી અને સરસ્વતી કે ઈન્દીરા અને વસુમતી કહેવાય છે, તે એમની દેવીઓ તરીકે હોય છે. કિરીટ અને વનમાલા પહેરે છે. પૃથ્વી, ગરુડ અને બીજા શક્તિ તેમની હાજરીમાં રહે છે. રૂપક ગણીએ તો વસુદેવ સર્વવ્યાપી છે, ચક્ર અનંત કાળ છે અને ગદા દુશ્મનોનો નાશ છે. વિષ્ણુનું સ્વરૂપ ચતુર્વિધ છે, તેને ચતુર્વ્યુહ કહે છે:—૧. વાસુદેવ, ૨. સંકર્ષણ, ૩. પ્રદ્યુમ્ન, ૪. અનિરુદ્ધ. વિષ્ણુના મુખ્ય દસ અવતારો જાણીતા છે:—૧. મત્સ્ય, ૨. કૂર્મ, ૩. વરાહ, ૪. નૃસિંહ, ૫. વામન, ૬. પરશુરામ, ૭. રામ, ૮. બલરામ, ૯ બુદ્ધ, ૧૦. કલ્કી.

(૫) સૂર્ય :—સૂર્ય મૂર્તિ બે પ્રકારની હોય છે. પહેલા પ્રકારમાં સૂર્યદેવ કમળ પર બેઠેલા હોય છે. બે હાથમાં કમલ હોય છે અને સાત અશ્વોના રથમાં ફરતા દેખાય છે. બીજા પ્રકારમાં સૂર્યદેવના બે અથવા ચાર હાથમાં કમળ હોય છે અને સાત અશ્વોના રથમાં ફરતા દેખાય છે. રથનો સારથિ અરુણ લંગડો હોય છે. બે પુરુષ અનુચરો (લેખન સામગ્રી ધારણ કરતો કુન્દી અને શુલ પકડતો દંડ) અને બે સ્ત્રી અનુચારિકાઓ (બે પત્ની—છાયા અને પ્રભા) હોય છે. બખ્તર અને લાંબા બુટ પહેરેલા હોય છે. આ ઈરાનની અસર સૂચવે છે.

(૬) બ્રહ્મા :—આ સર્જનના અધિષ્ઠાતા દેવ છે. બ્રહ્માની મૂર્તિને ચાર હાથ અને ચાર મસ્તક હોય છે. તે કમળ પર બિરાજમાન દેખાય છે અને હંસ પર સ્વારી કરે છે. તેમના હાથોમાં કમંડલ, માળા, દંડ, સરવો, ઘીની વાડકી, ચાર વેદ પૈકી ચાર ચીજો ધારણ કરે છે. ડાબી બાજુએ સાવિત્રી અને જમણી બાજુએ સરસ્વતી હોય છે. માથે જટા હોય છે. તથા પેટ મોટું હોય છે.

(૭) હરિહર :—આ શિવનું એક વિશિષ્ટ સ્વરૂપ છે. આમાં જમણું અંગ હર (શિવ)નું હોય છે અને ડાબું અંગ હરિ (વિષ્ણુ)નું હોય છે. હરિ અને હરનું આ મિશ્ર સ્વરૂપ એ બે મહાન દેવોના અલગ અલગ જામેલા વર્ચસ્વનું સમાધાન કરતો સુભગ પ્રયત્ન સૂચવે છે. તે કાળ અને સ્થળના એકત્વનું પ્રતીક છે. શિવ કાલ ગણાય છે અને વિષ્ણુ સ્થલ ગણાય છે. તે દૈત્યોમાં જાણીતા છે. તે યોગી હોવાને કારણે તેમના ત્રીજા નેત્રને જ્ઞાનનેત્ર કહેવામાં આવે છે.

(૮) શિવ :—વેદકાળમાં રુદ્ર તેમજ શિવરૂપે આરાધાતા અને પૌરાણિક કાલથી ભારતના એક વ્યાપક ધર્મ સંપ્રદાયના ઈષ્ટદેવ ગણાતા. આ મહાદેવ ઈશ, ઈશ્વર કે પરમેશ્વર પણ કહેવાય છે. શિવના સૌમ્ય રૂપને શંભુ અને રુદ્ર રૂપને ભૈરવ કહેવામાં આવે છે. મસ્તક ઉપર જટાબંધમાં બીજનો ચંદ્ર, હાથમાં ત્રિશુળ, બાણ તથા રણશીંગું, ભાલ પર ત્રીજું નેત્ર, વાહનમા નંદિ (પોઠિયો), અને સર્પના અલંકાર હોય છે. કોઈ કોઈ શિવમૂર્તિને ૪, ૮, ૧૦ કે ૧૬ માથા હોય છે.

(૯) ગણેશ :—આ શિવના પુત્ર છે. વિઘ્નહર હોવાથી દરેક મંગલ કાર્યના આરંભે આરાધાય છે. એમની મૂર્તિમાં હાથીની સૂંઢ વાળું મસ્તક તથા લાબું ઉદર હોય છે. ચાર હાથમાં કમળ, હાથીદાંત, અંકુશ તથા પરશુ હોય છે. પુરાણાનુસાર ત્રણ આંખો, ઉંદરનું વાહન અને સર્પની જનોઈ હોય છે. તે મોદક પ્રિય છે.

(૧૦) મહાસેન અથવા સ્કંદ કે કાર્તિકેય :—આ શિવના પુત્ર છે અને દેવસેનાપતિ તરીકે પ્રખ્યાત છે. તેમને એક અથવા છ મસ્તક અને એથી બાર હાથ હોય છે. જમણા હાથોમાં શક્તિ અને ધ્વજ તથા ડાબા હાથમા ધનુષ્ય અને બાણ હોય છે. તારકાસુરને મારવા તેમનો જન્મ થયો હતો.

(૧૧) અગ્નિ :—અગ્નિદેવની મૂર્તિને બે કે ચાર હાથોમાં

માળા, કમંડલ, બકરાનું વાહન, લાંબી દાઢી અને જ્વાળાનું પાત્ર હોય છે. સ્વાહા અગ્નિની પત્ની છે. આ દેવ પ્રાચીન દેવ છે.

(૧૨) વરુણ :—આ મૂર્તિનું મુખ્ય લક્ષણ પાશ છે. બૃહત-સંહિતાનુસાર આનું વાહન હંસ છે. અગ્નિપુરાણાનુસાર મગર અને મત્સપુરાણાનુસાર મૃગ છે. વરુણ જળના દેવ છે.

(૧૩) કુબેર :—આ ધનના દેવ છે. એમની મૂર્તિમાં મોટું પેટ, ઘેટું અથવા માનવ વાહન તરીકે ગદા, નાણાંની વાંસળી અથવા થેલી, માથા પર મુગટ અને બેઢંગું શરીર હોય છે. મત્સ્યપુરાણ અનુસાર તે કિંમતી અલંકાર ધારણ કરે છે.

(૧૪) દિક્પાલો :—આઠ દિશામાં આઠ દિક્પાલદેવો છે. ઈશાનના ઈશ (શિવ), અગ્નિના અગ્નિ, પશ્ચિમના વરુણ અને ઉત્તરના કુબેરનું વર્ણન ઉપર આવી ગયું છે. બાકીના દિક્પાલો—ઇન્દ્ર પૂર્વના, વાયુ વાયવ્યના, નૈઋંતિ નૈઋત્યના અને યમ દક્ષિણના છે. ઇન્દ્રનું ચિહ્ન વજ્ર અને વાહન હાથી હોય છે. વાયુ મૃગ પર સ્વારી કરે છે અને ધ્વજ વહન કરે છે. નૈઋંતિનું વાહન ગધેડું છે અને ચિહ્ન તલવાર છે. યમનું ચિહ્ન દંડ હોય છે અને વાહન પાડો હોય છે.

(૧૫) કામદેવ અથવા કામ :—કામદેવની મૂર્તિને બે અથવા આઠ હાથ હોય છે. બે હાથવાળી મૂર્તિના હાથોમાં બાણ અને કુસુમો હોય છે. આઠ હાથવાળી મૂર્તિના ચાર હાથોમાં શંખ, કમળ, ધનુષ્ય અને બાણ હોય છે. બાકીના હાથ પત્નીઓના શરીર પર હોય છે. કામની બે પત્નીઓ પ્રીતિ અને રતિ હોય છે.

(૧૬) નવગ્રહ :—નવગ્રહોના નવ અધિષ્ઠાતા દેવ ગણાય છે, એમની મૂર્તિઓનાં મુખ્ય લક્ષણ રૂપમંડન અનુસાર નીચે પ્રમાણે છે :

| ગ્રહ | રંગ | શસ્ત્ર જમણા હાથમાં | શસ્ત્ર ડાબા હાથમાં | આસન અને વાહન |
|---|---|---|---|---|
| ૧. સૂર્ય | સફેદ | પદ્મ | પદ્મ | સાત અશ્વોવાળો રથ |
| ૨. ચંદ્ર (સોમ) | સફેદ | કુમુદ | કુમુદ | દસ અશ્વોવાળો રથ |
| ૩. મંગળ (ભૌમ) | લાલ | દંડ | કમંડલ | અજ (બકરો) |
| ૪. બુધ | પીળો | યોગમુદ્રાવાળા હાથ | | સર્પાસન |
| ૫. બૃહસ્પતિ (ગુરુ) | પીળો | અક્ષમાલા | કમંડલ | હંસ |
| ૬. શુક્ર | સફેદ | ,, | ,, | દર્દુર (દેડકો) |
| ૭. શનિ | કાળો | દંડ | ,, | — |
| ૮. રાહુ | ધુમ્રવર્ણ (રંગ) | — | — | કુંડ રાહુના દેહનો નીચેનો ભાગ સર્પાકાર હોવો જોઈએ. |
| ૯. કેતુ | ,, | અંજલિ અર્પવાની અવસ્થામાં | | — |

નવે ગ્રહો કિરીટ અને રત્નકુંડલથી શણગારાય છે.

(૧૭) રેવન્ત :—આ સૂર્યકુલના દેવ છે. આ મૂર્તિ અશ્વારોહણ તથા શિકાર કરતી જણાય છે. આ મૂર્તિને ઘણીવાર કલ્કીની મૂર્તિ તરીકે ઓળખવાની ભૂલ થાય છે.

૬. દેવીઓ

(૧) ગૌરી :—ગૌરી શિવ પત્ની છે. શિવ સાથેની તેની મૂર્તિ હરગૌરી અથવા ઉમામહેશ્વરની મૂર્તિ તરીકે ઓળખાય છે. ગૌરીની મૂર્તિના હાથમાં અરીસો તથા ત્રિશુલ હોય છે. કમળ અને સિંહ પર સ્વારી કરે છે, ત્યારે અંબિકા કહેવાય છે. હેમાદ્રીના કથનાનુસાર ગૌરી કુમારી છે

અને તેના હાથમાં માળા, કમળ, કમંડલ અને રક્ષણનાં ચિહ્નો હોય છે. ચર્મવસ્ત્ર, રણશીંગું, ડમરુ વગેરે પણ હોય છે.

(૨) દુર્ગા અથવા ચંડી :—આ મૂર્તિને દસ અથવા વધારે હાથ હોય છે. તે જુદી જુદી જાતનાં હથિયારો ધારણ કરતી સિંહારૂઢ, મહિસાસુરને ભાલો ભોંકી વધ કરતી દેખાય છે. યુદ્ધમાં પ્રવૃત્ત ન થયેલ સૌમ્ય મૂર્તિને મંગલા કહેવામાં આવે છે.

(૩) લક્ષ્મી :—આ મૂર્તિના બે પ્રકારો છે—૧. વૈષ્ણવી-આ મૂર્તિના હાથોમાં કમળદાંડી, શ્રીફળ, કડુ અને શંખ હોય છે. ડાબી બાજુએ સિંહ વાહન હોય છે. ૨. શ્રી-તેને કમળનું ચિન્હ હોય છે. સૌંદર્ય અને શાંતિનું પ્રતીક છે. બે હાથી તેના પર પાણી ઉછાળે છે.

(૪) પૃથ્વી :—આ મૂર્તિને ચાર હાથોમાં છોડ તથા કમળનું કુડું હોય છે. ચાર હાથી પાસે ઊભા હોય છે. વિષ્ણુની વરાહ મૂર્તિમાં મહી અથવા પૃથ્વીની મૂર્તિનો સમાવેશ થાય છે. કમળ શરીર-સ્વાસ્થ્યનું, છોડનું કુડું પોષણનું અને રત્નનું કુડું ધનનું પ્રતીક છે.

(૫) મનસા :—આ દેવીની મૂર્તિના ખોળામાં બાળક હોય છે. તે નાગના સાત ફેણરૂપી છત્રને ધારણ કરે છે. આ જ નાગમાતા છે.

(૬) કાલિ :—જુદાં જુદાં રૂપે હોય છે—૧. બે હાથોમાં ખોપરી તથા તાડની ડાળી હોય છે. ૨. કાલરાત્રિ-આ મૂર્તિને ઍરીંગ, વીણા તથા ડાબા પગમાં કાંટાળાં ધરેણાં હોય છે અને તે ગધેડા પર સ્વારી કરતી હોય છે. તેનું શરીર તેલ ચોળેલું હોય છે. ૩. મહાકાલિ-ચાર હાથોમાં ચપ્પુ, વાસણ, ખોપરી તથા ઢાલ હોય છે. ખોપરીનો હાર પણ હોય છે. અંધાધુંધી તથા નાશ માટે તે છે. જંગલી નૃત્ય પણ કરતી દેખાય છે.

(૭) ચામુંડા :—આ મૂર્તિ હાડપિંજર જેવી હોય છે. હેમાદ્રીના કથનાનુસાર તેને દસ હાથ હોય છે. સર્પ અલંકારરૂપે હોય છે. તેનું ભયાનક રૂપ હોય છે. દુર્ગાએ ચંડ અને મુંડ નામના રાક્ષસ માર્યા હતા, એટલે તે ચામુંડા કહેવાઈ.

(૮) અષ્ટમાત્રિકા :—બ્રાહ્મી, ઐન્દ્રી, ચામુંડા, મહેશ્વરી, કુમારી, વૈષ્ણવી, વરાહી તથા ચંડિકાના જૂથને અષ્ટમાત્રિકા કહેવામાં આવે છે. સ્ત્રીનાં અમુક ચિન્હો સિવાય બીજાં ચિન્હો તથા પ્રતીકો પુરુષ જેવાં હોય છે. આ મૂર્તિજૂથ મનોભાવના, લોભ, મિથ્યાભિમાન, ઉદાસીનતા, દ્વેષ, દુશ્મનાવટ તથા અજાતશત્રુત્વનું પ્રતીક છે.

(૯) સરસ્વતી :—આ મૂર્તિ ચતુર્ભુજ હોય છે. તેના હાથમાં પુસ્તક તથા માળા અથવા વીણા હોય છે. કેટલીકવાર તેના હાથમાં કમંડલ પણ હોય છે. શિલ્પમાં બ્રહ્મા સાથે પણ આની મૂર્તિ હોય છે. તેનું વાહન હંસ અથવા મોર હોય છે. આ વિદ્યાની દેવી છે.

(૧૦) ગંગા-યમુના :—ગંગા કમળ તથા કલશ સાથે મગર પર સ્વારી કરતી દેખાય છે. યમુના મસ્તક પર કલશ ધારણ કરતી હોય છે અને તેનું વાહન કૂર્મ હોય છે. ઉત્તર ભારતની આવી મૂર્તિઓ શોભા તથા પૂજા માટે બનાવાઈ હતી.

(૧૧) યોગિનીઓ :—તેમની સંખ્યા ૬૮ મનાય છે. દુર્ગા અથવા કામિની અનુચારિણીઓ હોય છે. ભૈરવ મંદિરમાં ૬૪ યોગિનીઓ હોય છે.

મહાન ભારતીય તત્ત્વજ્ઞાની બુદ્ધના નીતિપર રચાયેલા ધર્મનો તેમના મૃત્યુ પછી ઘણો ફેલાવો થયો. બૌદ્ધ ધર્મના નજીવા મતભેદને કારણે મહાયાન અને હીનયાન નામના બે વિભાગ

**છ. બૌદ્ધ મૂર્તિઓ**

પડયા. હીનયાન પંથના અનુયાયીઓ બુદ્ધને દેવ ગણે છે. મહાયાન પંથના અનુયાયીઓ બુદ્ધને દિવ્યજ્ઞાની માને છે અને બોધિસત્વ નામનું સુંદર બિરૂદ આપે છે[5] આ ધર્મની શિલ્પાકૃતિઓમાં ધ્યાનને ઘણું મહત્વ આપવામાં આવ્યું છે. બોધગયા, સાંચી ભારહુત, અમરાવતી વગેરેના સ્તૂપો બૌદ્ધ ધર્મની યાદ આપે છે. સર્વ દેવોની પંક્તિમાં પાંચ ધ્યાની બુદ્ધ અથવા વજ્રધર

5. B. C. Bhattacharya—Buddhist Iconography.

(વજ્રસત્ત્વ), મંજુશ્રી, અવલોકિતેશ્વર અને આદિબુદ્ધ છે. વજ્રધર સૌથી મહાન દેવ છે. **પાંચ ધ્યાની બુદ્ધ**–અમિતાભ, અક્ષોભ્ય, વૈરસેન, અમોઘસિદ્ધિ તથા રત્નસંભવ–નું વર્ણન નીચે આપ્યું છેઃ—

(૧) **અમિતાભ** મૂર્તિને લાલ રંગ, સમાધિમુદ્રા, કમળની કલગી તથા મોરનું વાહન હોય છે. અમિતાભ સ્વર્ગમાં સુખાવતીમાં વસનાર તથા કાળચક્ર પર નિયમન કરનાર છે (૨) **અક્ષોભ્ય** મૂર્તિનો રંગ ભૂરો હોય છે. સ્તૂપમાં તે મૂર્તિનો ડાબો હાથ ખોળામાં અને જમણો હાથ ઘૂંટણની આંગળીએ હોય છે. તે હાથની હથેળીથી જમીન સ્પર્શે છે. (૩) **વૈરસેનનો** રંગ સફેદ હોય છે. ધર્મચક્રની મુદ્રા હોય છે. વાહન ઝેરી સાપની જોડી હોય છે. (૪) **અમોઘસિદ્ધિનો** રંગ પીળો હોય છે. વાહન ગરૂડ હોય છે. જમણો હાથ અભયમુદ્રા બતાવતો હોય છે. (૫) **રત્નસંભવનો** રંગ પીળો હોય છે. વરદમુદ્રા તથા સિંહની જોડીનું વાહન હોય છે. (૬) **છઠ્ઠા ધ્યાની બુદ્ધ**—વજ્રસત્વ નેપાલના વજ્રાચાર્યે બનાવેલા છે. વજ્ર અને ઘંટ તેમનાં ચિન્હો છે.

**બુદ્ધશક્તિ મૂર્તિઓને** ચિન્હો અથવા યંત્રો હોય છે. વજ્ર ધાતિશ્વરી, લોચના મામકી, પાણ્ડરા, આર્યતારા અને વજ્રસત્વાત્મિકા બુદ્ધ શક્તિઓ છે. સામંતભદ્ર, વજ્રપાણિ, રત્નપાણિ, પદ્મપાણિ, વિશ્વપાણિ અને ઘંટાપાણિ બોધિસત્વો છે.

**માનુષી અથવા નાશવાન બુદ્ધોની** સંખ્યા ઘણી છે. તે મૂર્તિઓ પલાંઠી વાળેલી પીળા રંગની હોય છે.

**ગૌતમબુદ્ધ**-સાત માનુષીબુદ્ધો શિલ્પ તથા ચિત્રકલામાં બતાવેલા હોય છે. સાતનું જૂથ બોધિવૃક્ષની નીચે ઊભેલું પણ હોય છે.

**મંજુશ્રી**—આ મૂર્તિનાં જુદાં જુદાં રૂપ હોય છે. વિદ્યા માટે આ મૂર્તિ પૂજ્ય છે.

**અવલોકિતેશ્વર**—આ મૂર્તિ મહાયાન પંથમાં પ્રસિદ્ધ છે. આ દેવની પંદર પ્રકારની મૂર્તિઓ છે.

આયિણુદ્ધ—અગ્નિના સ્વરૂપમાં પ્રગટ થાય છે. આના મંદિર પાસે મંજુશ્રી કે જે સરસ્વતીનું સ્થાન કહેવાય છે, તે હોય છે.

આ દેવોને ઘણા અનુચરો હોય છે. આ સિવાય બીજાં દેવદેવી આ ધર્મમાં છે. ગણપતિ, વિઘ્નાતક, વજ્રહુંકાર, ભૂતદામ્બર, વજ્રજ્વાલાનલાર્ક, ત્રૈલોક્યવિજય, પટાશ્વ, નાભાસગિની વગેરે દેવો છે. સરસ્વતી, અપરાજિતા, વજ્રગાધારી, વજ્રયોગિની, ગ્રહમાતૃકા, ગણપતિહૃદયા, વજ્રવિદારની વગેરે દેવીઓ છે. બૌદ્ધધર્મે છેવટના ભાગમાં હિંદુ દેવોને પગ નીચે કચડતી બૌદ્ધમૂર્તિઓ ઊભી કરી હતી. જેમકે—ગણપતિ, શિવપાર્વતી, વિષ્ણુ

જૈન ધર્મમાં સંત પૂજાનું મહત્વ ઘણું હતું. બૌદ્ધ ધર્મમાં નિર્વાણ અને જૈન ધર્મમાં મોક્ષની ધારણા હતી.[૬] શ્રાવક ધ્યાન ધરતા હતા અને યતિ આરતી સાથે જલપૂજા, ચંદનપૂજા, અક્ષતપૂજા તથા નૈવેદ્યપૂજા કરતા. દિગંબર અનુયાયીઓ દિશાને વસ્ત્ર ગણતા અર્થાત્ દિગંબર રહેતા પણ શ્વેતાંબર અનુયાયીઓ સફેદ વસ્ત્ર પહેરતા અને મૂર્તિઓને શણગારતા. જૈન ધર્મમાં જીવનની મુખ્ય પાંચ ઘટનાઓને પંચકલ્યાણક કહે છે. (૧) ગર્ભ, (૨) જન્મ, (૩) તપસ, (૪) જ્ઞાન, (૫) નિર્વાણ

## ૮. જૈન મૂર્તિઓ

જૈન ધર્મના રિવાજ મુજબ તીર્થંકરો જૈન દેવો છે. શ્વેતાંબરોના મત પ્રમાણે ગૃહસ્થ પુરુષ કે સ્ત્રી (૧) શ્રાવક કે શ્રાવિકા અને અથવા (૨) દીક્ષા લઈ સાધુ કે સાધ્વી અને છેવટમાં જીન કે જીની થઈ શકે.

જૈન ધર્મમાં ૨૪ યક્ષ, ૨૪ યક્ષિણીઓ શાસનદેવતા ગણાય છે. યક્ષ ધનરક્ષક મનાય છે. તેઓ તીર્થંકરોના સાકતો હોય છે. યક્ષ યક્ષિણીઓ જુદા જુદા તીર્થંકરોની ઉપાસના કરે છે દરેકનું નામ તે તે તીર્થંકરની સામે નીચેના કોષ્ટકમાં આપવામાં આવ્યું છે. ૨૪ જૈન તીર્થંકરોનાં નામ, રંગ, વાહન અને અનુચર પણ કોષ્ટકમાં જણાશે[૬]

૬. જુઓ દૂરી હારે—મૂર્તિવિજ્ઞાન. પૃ. ૨૦૨, ૨૦૩, ૨૦૪.

| ક્રમ ક | તીર્થંકરનું નામ | રંગ | લાંછન | યક્ષ | વાહન | યક્ષી | વાહન |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | ઋષભદેવ | સોનેરી | વૃષભ | ગોમુખ | વૃષભ | ચક્રેશ્વરી | ગરુડ |
| ૨. | અજીતનાથ | ,, | હાથી | મહાયક્ષ | હાથી | અજીતબલા–અપરાજિતા (રોહિણી) | ઘો |
| ૩. | સંભવનાથ | ,, | અશ્વ | ત્રિમુખ | મોર | દુરિતારિ (પ્રજ્ઞપ્તિ) | મોર ? (હંસ,બતક) |
| ૪. | અભિનંદનનાથ | ,, | વાનર | નાયક ઈશ્વર (યક્ષેશ્વર) | હાથી | કાલિકા (વજ્ર શૃંખલા) | કમળ (હંસ). |
| ૫. | સુમતિનાથ | લાલ | ક્રૌંચ (ધર્મચક્ર) | તુંબરું | ગરુડ | મહાકાલી (પુરુષદત્તા) | કમળ (હાથી, ભેંસ ?) |
| ૬. | પદ્મપ્રભનાથ | ,, | કમલ (કમળકળી) | કુસુમ | હરણ (વૃષભ) | શ્યામા (મનો–વેગા–ગુપ્તી) | નર. ઘોડો ? (ઘોડા) |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૭. | સુપાર્શ્વનાથ | સોનેરી | સ્વસ્તિક | માતંગ | હાથી (સિંહ) | શાંતા (કાલી) | હાથી (વૃષભ, કમળ) |
| ૮. | ચંદ્રપ્રભનાથ | સફેદ | ચંદ્ર | વિજય | હંસ | ભ્રૃકુટી (જ્વાલા–જ્વાલા માલિની) | સિંહ (વૃષભ, બિલાડો) |
| ૯. | પુષ્પનાથ દંતનાથ સુવિધિનાથ | ,, | મગર | અજિત | કાચબો | સુતારકા (મહાકાલી અજિતા) | વૃષભ (?) |
| ૧૦. | શીતલનાથ | સોનેરી | શ્રીવત્સ (શ્રીવૃક્ષ, ધર્મચક્ર) | બ્રહ્મા બ્રહ્મેશ્વર | કમળ | અશોકા (માનવી) | કમળ (?) |
| ૧૧. | શ્રેયાંસનાથ | ,, | ગેંડો (હરણ) | યક્ષ–ઘેટ (ઈશ્વર) | વૃષભ | માનવી (ગૌરી) | સિંહ (વૃષભ, ઘો) |
| ૧૨. | વાસુપૂજ્ય | લાલ | પાડો | કુમાર | હંસ (મોર) | ચંડા–પ્રચંડા (ગાંધારી) | અશ્વ (સર્પ) |
| ૧૩. | વિમલનાથ | સોનેરી | ભૂંડ | ષણ્મુખ | મોર (મરઘો) | વિદિતા (વૈરોટી–ટ્યા) | કમળ (સર્પ) |

| ક્રમ ક | તીર્થંકરનું નામ | રંગ | લાંછન | યક્ષ | વાહન | યક્ષી | વાહન |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪. | અનંતનાથ | સોનેરી | બાજ | પાતાલ | મગર | અંકુશા–શી (અનંતમતી) | કમળ (હંસ) |
| ૧૫. | ધર્મનાથ | ,, | વજ્ર | કિન્નર | કાચબ (માછલી) | કંદર્પી (માનસી) | અશ્વ (સિંહ, હંસ) |
| ૧૬. | શાંતિનાથ | ,, | હરણ | ગરુડ | કુક્કર (વૃષભ) | નિર્વાણી (મહામાનસી) | કમળ (મોર, સિંહ) |
| ૧૭. | કુંથુનાથ | ,, | બકરો | ગંધર્વ | હંસ | બલા (જયા–વિજયા) | મોર |
| ૧૮. | અરિનાથ | ,, | નંદાવર્ત | યક્ષેન્દ્ર | શંખ (મોર) | ધના, ધારિણી (અજિતા) | કમળ (હંસ, મોરપીઠ) |
| ૧૯. | મલ્લિનાથ | ભુરો | કુંભ | કુબેર | હાથી | ધરણીપ્રિયા (અપરાજિતા) | કમલ (હંસ) |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦. | મુનિસુવ્રતનાથ | કાળો | કાચબો | વરુણ | વૃષભ (?) | નરદત્તા (બહુ-રૂપિણી) | સિંહ (સર્પ) |
| ૨૧. | નમિનાથ | સોનેરી | નીલકમલ (અશોકવૃક્ષ) | ભૃકુટી | વૃષ ? (વૃષભ) | ગંધારી–સુગંધારી (ચામુંડા–ડી) | હંસ ? (મગરી) |
| ૨૨. | નેમિનાથ | કાળો | શંખ | ગોમેધ | નર, ઘોડો ? (દેવાલય) | અંબિકા (કૂષ્માંડિણી) | સિંહ |
| ૨૩. | પાર્શ્વનાથ | ભુરો | સર્પ, ૭ ફણાનો નાગ | પાર્શ્વ યક્ષ, ધરણેંદ્ર | કૂર્મ | પદ્માવતી (પદ્મા વતી, વૈરોટી) | કુકકુટ (હંસ) |
| ૨૪. | મહાવીરસ્વામી | સોનેરી | સિંહ | માતંગ | હાથી | સિદ્ધાયિકા–ની | સિંહ (હંસ) |

દિશારક્ષક નવ દિક્પાલો છે. :—ઇન્દ્ર, અગ્નિ, યમ, નૈઋર્ત, વરુણ, વાયુ, કુબેર, ઇશાન, નાગબ્રહ્મ.

સોળ વિદ્યાદેવીઓ છે:—રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા વજ્રાંકુશી, ચક્રેશ્વરી, નરદત્તા, કાલી, મહાકાલી, ગૌરિકા—ગૌરી, ગાંધારી. મહાજ્વાળા માનવી, વૈરોટ્યા. અચ્છુપ્તિકા, માનસી, મહામાનસી.

નવગ્રહો પણ છે :—સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, રાહુ, કેતુ, શનિ.

બીજા જૈન દેવો :—નૈગમેષ, ક્ષેત્રપાલ, ગણેશ, લક્ષ્મી અથવા શ્રી, શાંતિદેવી અને યોગિનીઓ વધારાનાં દેવદેવી છે.

# ૧૩. ભારતની વર્ણવ્યવસ્થા

**૧. આદિ માનવની ભેદભાવના**

પાષાણ યુગમાં મનુષ્ય પથ્થરનાં હથિયારોથી પ્રાણીઓનો શિકાર કરતો અને એક જગ્યાએથી બીજી જગ્યાએ રખડતો રખડતો જતો. તેની પત્ની તથા બાળકો નિશ્ચિત નહોતાં. બાળકો માં સાથે રહેતાં. બાળકો મા સાથે એક જગ્યાએથી બીજી જગ્યાએ જતાં. તે યુગમાં ઊંચનીચ જેવું કંઈ નહોતું. પુરુષ જોખમ ઓછું કરવા માટે શિકાર કરતી વેળા બીજાઓને સાથે લઈ જવા લાગ્યો. આ રીતે ઘણા માણસોનો સમૂહ ટોળી કહેવાવા લાગ્યો. આવી ટોળીઓ એકબીજા સાથે સ્ત્રીઓની આપલે કરતી. મતભેદ થતાં લડાઈ થતી.

**૨. આદિજાતિઓ તથા વર્ણો**

વેદકાળમાં આર્યોના આગમનથી ઊંચનીચનો ભેદ શરૂ થયો, તે પહેલાં નિગ્રીટો, ઑસ્ટ્રિક, દ્રાવિડ તથા હડપ્પા અને મોહેન્જોદડોમાં રહેતા લોકો ભારતના રહેવાસીઓ હતા. તેમને આર્યોએ હરાવ્યા અને દાસ બનાવ્યા. આર્યો વિજયી ગણાયા અને અનાર્યો (આર્યેતર) પરાજયી ગણાયા. અનાર્યો હલકા મનાતા. તેમના શરીરનો રંગ શ્યામ હતો, તે કારણે તેઓ હલકા ગણાતા. આર્યોના વિજયથી ઊંચનીચનો ભેદ શરૂ થયો. ઊંચનીચના ભેદને કારણે તથા ધંધાને કારણે ચાર વર્ણો થઈ:—(૧) બ્રાહ્મણ, (૨) ક્ષત્રિય, (૩) વૈશ્ય, (૪) શૂદ્ર. બ્રાહ્મણો ઊંચા ગણાતા. વિદ્યા આપવાનો અધિકાર

તેમને જ હતો. ક્ષત્રિયનો ધર્મ પ્રજાનું રક્ષણ કરવાનો હતો. વૈશ્યનો ધર્મ વેપાર તથા ખેતી કરવાનો હતો. શૂદ્રનો ધર્મ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યની સેવા કરવાનો હતો. વેદકાલીન સમયમાં માનવજીવનના ચાર વિભાગો હતા. તે વિભાગો આશ્રમો કહેવાતા:—(૧) બ્રહ્મચર્યાશ્રમ, (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ, (૪) સંન્યાસાશ્રમ. બ્રહ્મચર્યાશ્રમ દરમિયાન માણસ ગુરુદ્વારા કેળવણી પ્રાપ્ત કરતો. ત્યારબાદના ગૃહસ્થાશ્રમમાં તે પ્રજોત્પત્તિદ્વારા પિતૃઋણ પુરું કરતો. ત્યારપછીના વાનપ્રસ્થાશ્રમમાં ગૃહસંસારનો ત્યાગ કરી વનમાં નિવૃત્ત જીવન ગાળતો. છેલ્લા સંન્યાસાશ્રમમાં માણસને પરમાત્માના ચિંતનમાં જીવન ગાળવાનું રહેતું.

**ક. વેદકાલીન વર્ણવ્યવસ્થા**

તૈતરીયસંહિતા ચાર વર્ણોને સૃષ્ટિસર્જક બ્રહ્માનાં અંગો ગણાવે છે. બ્રાહ્મણવર્ણ મુખ્ય છે કારણકે તે વર્ણ બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થઈ હતી. રાજન્ય (ક્ષત્રિય) વર્ણ બાહુમાંથી ઉત્પન્ન થઈ હતી. વૈશ્ય વર્ણ ઉદરમાંથી ઉત્પન્ન થઈ હતી અને શૂદ્ર વર્ણ પગમાંથી ઉત્પન્ન થઈ હતી. હિંદુધર્મ વર્ણાશ્રમ તરીકે જાણીતો હતો. બ્રાહ્મણો પૃથ્વી પરના દેવતા ગણાતા હતા. વેદકાળના બ્રાહ્મણો ક્ષત્રિય કન્યાઓને પરણતા. ક્ષત્રિયો વૈશ્ય અથવા શૂદ્ર કન્યાઓને પરણતા. આવાં લગ્ન અનુલોમ લગ્ન ગણાતાં કે જે સમાજમાન્ય હતાં. કોઈકવાર શૂદ્ર વૈશ્ય અથવા ક્ષત્રિય બ્રાહ્મણકન્યાને પરણતો, તે પ્રતિલોમ લગ્ન કહેવાતું. આવું લગ્ન ધિક્કારપાત્ર ગણાતું. વેદકાલીન સમયમાં લુહારી, સુથારી, વૈદકીય તથા રથ બાંધવાનું કામ લોકો કરતા એવું ઋગ્વેદમાંથી જાણવા મળે છે, પરંતુ તેમને પાછળ બતાવેલી ચાર વર્ણોથી અલગ કઈ વર્ણના ગણવા તે કહી શકાય તેમ નથી.

વેદકાલીન ચાર વર્ણો સમય જતા ધંધાને કારણે, આંતરવર્ણના કારણે કે ટોળીઓને કારણે વધતી ગઈ. વેદકાળ પછીના

સાહિત્યમાંથી જાણવા મળે છે કે ચાર વર્ણ ઉપરાંત સંકરવર્ણો (Mixed castes) વર્ણો બહાર મુકાયેલાઓની વર્ણો હતી. વેદકાલીન ચાર વર્ણોમાં પહેલી ત્રણ આર્ય કે જે દ્વિજ (બે વાર જન્મતી વર્ણ—ઉપનયનના સંસ્કારથી બીજો જન્મ મળતો મનાતો) ગણાતી અને ચોથી શૂદ્ર (અનાર્ય) ગણાતી.[1] રાજા પહેલી ત્રણ વર્ણોને રાજ્યના રક્ષણ માટે નોકરીમાં રાખતા. શૂદ્રને વેદ સાંભળવાની પણ મનાઈ હતી. વેદ સાંભળનાર શૂદ્રના કાન લાખથી ભરાતા. તેજ તેની શિક્ષા હતી. વેદના મંત્ર ઉચ્ચારનાર શૂદ્રની જીભ કાપી નાખવામાં આવતી. બ્રાહ્મણ શૂદ્રને ગાળો ભાંડે તો તેને શિક્ષા નહોતી થતી. શૂદ્રનો આપેલો ખોરાક તથા પાણી બ્રાહ્મણ લઈ શકતો નહોતો. શૂદ્ર કન્યા પરણનાર બ્રાહ્મણ બાર વર્ષ સુધી શૂદ્ર ગણાતો. શૂદ્ર આર્ય કન્યા સાથે વ્યભિચાર કરે તો તેની મિલ્કત લઈ લેવામાં આવતી અને તેની ઇન્દ્રિય કાપી નાખવામાં આવતી. ભગવદ્‌ગીતામાં તત્ત્વજ્ઞાન સાથે વર્ણોની ચર્ચા કરવામાં આવી છે. બુદ્ધ અને મહાવીરના ધર્મપ્રવચનોના સાહિત્યમાંથી જાણવા મળે છે કે ચાર વર્ણોમાં ક્ષત્રિયને ઊંચા ગણવામાં આવ્યા છે.[2] બૌદ્ધ સાહિત્યમાં કહેવામાં આવ્યું છે કે જીવનમાં વિજય મેળવવા માટે અથવા મરણ પછી બદલો મેળવવામા વર્ણ કશો જ ભાગ ભજવતી નથી. સામાજિક વ્યવહાર, સમૂહભોજન, આંતરજાતિય લગ્ન વગેરેને કારણે વર્ણોના ઝગડા વધ્યા. સ્પર્શાસ્પર્શને કારણે આભડછેટનો પ્રશ્ન ઉભો થયો. વર્ણ બહાર કાઢેલ ચાંડાલોને અડકવાથી નહાવું પડતું. વૃદ્ધહારિતમાં કહેવામાં આવ્યું છે કે ચાંડાલને અડકયા પછી અડકવાથી ત્રણ માણસો અભડાય, ચોથો ન અભડાય. હેમચંદ્રે 'ખીકખીરી અને ઝંઝરી' શબ્દો વાપર્યા છે કે જેનો અર્થ ચાંડાલોની લાકડી થાય છે. આ

1. G. S. Ghurye—Caste and Class in India. Page 55.
2. Ibid—Page 69.

લાકડી ચેતવણી માટે વપરાતી. ગૌતમમુનિના કહેવા પ્રમાણે બ્રાહ્મણને મારનાર ગામ બહાર રખાતો. ધન લેવા જ ગામમાં પેસવા દેવાતો. કૌટિલ્યના કથનાનુસાર મૌર્યકાળમાં શૂદ્ર પોતાને બ્રાહ્મણ તરીકે ઓળખાવે, તો ઉપરથી તેની આંખોનો નાશ કરવામાં આવતો અને આઠસો 'પણ' (તે સમયના સિક્કા)નો દંડ કરવામાં આવતો.

**૪. જ્ઞાતિબંધન** વેદકાલીન વર્ણો સમય જતાં અનુલોમ અને પ્રતિલોમ લગ્નને કારણે તથા જુદાજુદા ધંધાઓને કારણે વધવા લાગી. આ વર્ણો જ્ઞાતિઓ તરીકે ઓળખાવા લાગી. હિંદુ સમાજના બાહ્ય દેખાવો નીચે જણાવ્યા પ્રમાણે છે.

(૧) સમાજના ભાગલા:—હિંદુ સમાજમાં જન્મથી જ્ઞાતિ નક્કી થઈ જાય છે[3] અર્વાચીન યુરોપની માફક ભારતમાં ધનને કારણે વર્ગ પડતા નથી. માણસ ગમે તે ધંધો કરે, પરંતુ જે જ્ઞાતિમાં જન્મ્યો હોય તેજ જ્ઞાતિનો ગણાય. બ્રાહ્મણ, પ્રભુ, મરાઠા, વાણી, સોનાર, સુથાર, ભંડારી કે મહાર સૈનિક બને તો પણ તેની જ્ઞાતિ જન્મની જ્ઞાતિ હોય તેજ રહે. જ્ઞાતિનો વહીવટ ચલાવનાર સંસ્થા પંચાયત છે. અદાલતોમાં તેના ન્યાયને કાયદેસર ગણવામાં આવતો. નીચે જણાવેલા ગુનાઓનો તે ફેંસલો આપે છે—(અ) ખાવુંપીવું—મના કરેલ નીચલી જ્ઞાતિ સાથે ખાવાપીવાનો વ્યવહાર રાખવો, (આ) બીજી જ્ઞાતિની રખાત રાખવી, (ઇ) છિનાળુ–પરણેલી સ્ત્રી સાથે છૂપો સંબંધ રાખવો, (ઈ) વિવાહ તોડવો, (ઉ) પરણેલ સ્ત્રીને પતિને ઘેર ન મોકલવી (ઊ) પત્નીનું ભરણપોષણ ન કરવું, (ઋ) ઋણ અદા ન કરવું, (ક) નાના કુમલાઓ, (ખ) ધંધાની રૂઢિઓ તોડવી, (ગ) ભાવ ઊંચો નીચો કરવો,

3. G. S. Ghurye—Caste and Class in India. Page 2.

(ધ) ગૌહત્યા કરવી, (૩) બ્રાહ્મણનું અપમાન કરવું, (૫) જમણવારના રિવાજ તોડવા.

પંચાયત ગુનેગારને નીચે જણાવેલ શિક્ષા કરે છે:—(૧) જ્ઞાતિ બહાર કાઢવો. (૨) દંડ લેવો. (૩) જમણવાર લેવો. (૪) શારીરિક શિક્ષા કરવી. (૫) ધાર્મિક પ્રાયશ્ચિત કરાવવું.

ઘણી જ્ઞાતિઓને પોતાના દેવ હોય છે. લગ્ન અને મરણના રિવાજો દરેક જ્ઞાતિઓમાં જુદા જુદા હોય છે. આ પરથી જણાય છે કે જ્ઞાતિઓ સામાજિક વ્યવહારમાં વર્ચસ્વ ચલાવે છે.

**(૨) ક્રમિક અથવા બદ્ધશાસક પ્રથા:**—બ્રાહ્મણને ઊંચો માનવામાં આવ્યો છે. બુદ્ધ તથા મહાવીરે ક્ષત્રિયને ઊંચો માન્યો હતો. ભારતમાં ઘણી જગ્યાએ સામાજિક વ્યવહારમાં બ્રાહ્મણને શ્રેષ્ઠ માનવામાં આવે છે. દક્ષિણ ભારતમાં કારીગરોની જ્ઞાતિઓએ બ્રાહ્મણોની શ્રેષ્ઠતાનો વિરોધ કર્યો છે.[4]

**(૩) સામાજિક વ્યવહાર તથા ભોજનબંધી:**—ભારતમાં જ્ઞાતિઓના મુખ્યત્વે પાંચ સમૂહ છે:—[૧] દ્વિજ [૨] બીજી જ્ઞાતિઓ કે જેનું બ્રાહ્મણ પાકું ભોજન લઈ શકે [૩] બીજી જ્ઞાતિઓ કે જેનું બ્રાહ્મણ ભોજન ન લઈ શકે, પરંતુ પાણી લઈ શકે. [૪] એવી જ્ઞાતિઓ કે જેનું બ્રાહ્મણ ભોજન તેમજ પાણી પણ ન ગ્રહણ કરી શકે. [૫] અસ્પૃશ્યો—જેને કોઈ અડકી ન શકે તેમજ ભોજન પાણી પણ ગ્રહણ ન કરી શકે.

**(૪) જ્ઞાતિઓના નાગરિક તથા ધાર્મિક હકો:**—અસ્પૃશ્ય જ્ઞાતિના લોકોને ગામ બહાર રાખવામાં આવે છે. તેલુગુ અને કાનડી ભાષાપ્રદેશોમાં અસ્પૃશ્યોને ગામની ભાગોળે રાખવામાં

4. G. S. Ghurye—Caste and Class in India. Page 6.

આવે છે. પંજાબમાં અસ્પૃશ્યતાના નિયમો બહુ ઓછા છે, પરંતુ સંઝીને મોટાં ગામોમાં ઝાડુ હાથમાં રાખીને જ ફરવા દેવામાં આવતા કે જેથી તેમને અડી ન જવાય. અસ્પૃશ્યો માટેની નિશાળો પણ જુદી રાખવામાં આવતી. ધાર્મિક ક્રિયાઓ બ્રાહ્મણો જ કરી શકતા અને તે માટે બીજા કોઈ ને પુરોહિત તરીકે લઈ શકાતો નહોતો. બ્રાહ્મણોને બીજી જ્ઞાતિના માણસો નમસ્કાર કરે, તેનો જવાબ બ્રાહ્મણો આશીર્વાદથી દેતા. બ્રાહ્મણ પાસેથી જમીન મહેસુલનો દર ઓછો લેવાતો, જ્યારે બીજાઓ પાસેથી વધુ લેવાતો. બ્રાહ્મણોને દેશનિકાલની સજા નહોતી થતી અને કેદખાનામાં તેમને બીજી જ્ઞાતિઓ કરતા વધુ છૂટ મળતી. ત્રાવણકોર (કેરલ રાજ્ય)ના બ્રાહ્મણોને જેમ બને તેમ ઓછી શિક્ષા કરવામાં આવતી.[5]

(૫) **ધંધાની પસંદગીમાં મનાઈ:**—જ્ઞાતિના માણસો બાપ-દાદાનો ચાલ્યો આવતો ધંધો કરી શકતા. લોકો ખેતી, વેપાર, મજુરી, લશ્કરી નોકરી, કારીગરી વગેરે જ્ઞાતિ અનુસાર કરતા. પાછળથી લોકો પોતાની પસંદગી પ્રમાણે નોકરીધંધો કરતા થયા.

(૬) **લગ્નની મનાઈ:**—લગ્ન જ્ઞાતિમાં અને તેમાંય પેટા જ્ઞાતિ હોય તો તેમાં જ થતું. આ નિયમનો ભંગ કરનારને પંચાયત શિક્ષા કરતી. આંતરજ્ઞાતિય લગ્નની મનાઈ હતી, છતાંય પૌરાણિક સાહિત્યમાંથી જાણવા મળે છે કે ક્ષત્રિય રાજાઓ વૈશ્ય કે શૂદ્રોની કન્યાઓ પરણતા. લગ્નમાં બ્રાહ્મણ અને હજામ મોટો ભાગ ભજવતા.

હિંદુ સમાજમાં જુદા જુદા નામવાળા કેટલાય સમૂહો છે.[6] આમાંના ઘણા સમૂહો જ્ઞાતિઓ કહેવાય છે. જ્ઞાતિઓ વધવાનાં નીચે જણાવેલાં કારણો છે.

(૧) **વેપારધંધો:**—વાણિજ્ય (વેપાર) કરનાર વાણીઆ કહેવાય

5. G. S. Ghurye—Caste & class in India. Page 15.
6. Ibid. Page 30.

છે. સોની અથવા સોનાર સોનાની ચીજો બનાવનારને કહેતા. બરહઈ તરખંન, તચ્ચન અને સુથાર લાકડાની કારીગરીનું કામ કરનાર જુદા જુદા પ્રદેશમાં જુદા જુદા નામે ઓળખાય છે. લુહાર, તમ્બત, કસર અને ઠઠેર લોખંડ, તાંબુ, મિશ્ર ધાતુ તથા પિત્તરનું કામ કરનારની જ્ઞાતિ ધાતુ પરથી થઈ છે. ચમાર અથવા ચમ્ભાર ચામડાનું કામ કરવાને કારણે પડ્યું છે.

(૨) ટોળીનાં નામ :—ટોળીનાં નામને કારણે જ્ઞાતિનાં નામ પડે છે. ગુર્જર, લોહાણા, ભાટીઆ, નાયર, મરાઠા, ભીલ વગેરે ટોળીઓ હતી. પાછળથી તે જ્ઞાતિઓ થઈ.

(૩) ઉપનામ :—કોઈ ખાસિયતને કારણે પેટાજ્ઞાતિ અથવા જ્ઞાતિ થએલી હોય છે. મુસાહર (ઉંદર ખાનાર) સંયુક્ત પ્રાંતના લોકોની એક જ્ઞાતિ છે. જુલીઆ વણકરની એક જાત છે. ભૂલકણી જાતિને કારણે તેઓ જુલીઆ કહેવાયા.

(૪) આંતરજ્ઞાતિય લગ્ન :—એક જ્ઞાતિનો પુરુષ બીજી જ્ઞાતિની સ્ત્રી સાથે લગ્ન કરે અને સંતાન પેદા થાય તેમની જુદી જ્ઞાતિ બનતી. ભીલાલ રજપૂત પુરુષો અને ભીલ સ્ત્રીઓની ઓલાદ છે.

પેટા જ્ઞાતિઓ થવાનાં કારણો નીચે જણાવ્યા મુજબ છે.

(૧) પ્રાચીન શહેર :—પ્રાચીન શહેરમાં રહેતા લોકો છૂટા પડે ત્યારે તેઓ પોતાના મૂળ વતન પ્રમાણે પોતાની જાતિને ઓળખાવે. જિઝોટીઆ જ્ઞાતિ બુંદેલખંડના જઝોટી નામ પરથી થઈ છે. ગંગાપરી ગંગા કિનારેથી આવનાર જાતિનું નામ છે. કનોજમાંથી આવનારનું કનોજિયા નામ પડયું છે.

(૨) આંતરજ્ઞાતિય લગ્ન :—મધ્યપ્રાંતના ચમારની કોરચમાર નામની પેટા જ્ઞાતિ ચમાર અને કોરી (વણકર)ના આંતરજ્ઞાતિય લગ્નને

કારણે થઈ છે. માછીમાર ઢીમર જ્ઞાતિનું મૂળ ગોન્ડ જાતિ છે. તેલી-કલર તેલનો ધંધો કરનાર (ઘાણી ચલાવનાર)ના તથા તેલીઓ એટલે તેલની દુકાન ચલાવનારના મિશ્રણને કારણે નવી જ્ઞાતિ થઈ લાગે છે.

(૩) ધંધો :—ધંધાને કારણે પેટાજ્ઞાતિઓ થાય છે. ફૂલમાળી કચમાળી, જીરમાળી અને હલ્દેમાળી નામની પેટા જ્ઞાતિઓ ખાસ અમુક ધંધાને કારણે થઈ છે. ફૂલમાળી ફૂલનો ધંધો કરે છે. કચમાળી સતરાઉ વેણી બનાવે છે. જીરમાળી જીરૂ ઉગાડે છે. હલ્દમાળી હળધર ઉગાડે છે.

(૪) આર્થિક પ્રવૃત્તિ :—મરાઠા પ્રદેશના નાઈઓની બે પેટા જ્ઞાતિઓ વાજંત્રી અને મશાલજી થઈ છે, તેનું કારણ એક જ્ઞાતિ વાજિત્ર વગાડવાનો ધંધો કરે છે અને બીજી જ્ઞાતિ લગ્નના વરઘોડાઓમાં મશાલો ધરવાનું કામ કરે છે.

(૫) ધર્મસંપ્રદાય :—ઋગ્વેદને અનુસરનાર ઋગ્વેદી કહેવાયા અને યજુર્વેદને અનુસરનાર યજુર્વેદી કહેવાયા. દ્રાવિડ વણકરની પંક જાતિના કબીરપંથને અનુસરનાર કબીરહ કહેવાયા અને સક્ત પંથને અનુસરનાર સક્તહ કહેવાયા.

(૬) રિવાજ :—મુંબઈના બેરડ જાતિના લોકોની ખીલે અને કારે નામની બે પેટાજ્ઞાતિઓ થઈ છે. કારે ભેંસ, બળદ અને ડુક્કરનું માંસ ખાતા અને સ્ત્રીઓને વેશ્યાવૃત્તિની છૂટ આપતા, એટલે કાળા અથવા કારે કહેવાયા. ખીલે આવું સહન ન કરતા એટલે તેઓ ઉજળા અથવા ખીલે કહેવાયા.

(૭) સાહસિકવૃત્તિ :—મધ્યપ્રાંતના બેસોરની પુરાણીઆ અથવા જુઠિયા (ગેરકાયદેસરની પ્રજોત્પત્તિ) પેટાજ્ઞાતિ છે કે જે અહિર, દાઈ અને રજપૂતોની ઓલાદ છે. ઢીમરની પેટાજ્ઞાતિ નંદ છે કે જે વહેરા અથવા ઝરા ઉપર રહે છે.

દુનિયાના બીજા દેશોમાં પણ જ્ઞાતિની માફક વર્ગનું અસ્તિત્વ હતુ. ઇજીપ્તમાં સાત વર્ગો હતાઃ—(૧) પાદરી, (૨) સૈનિક, (૩) ગોવાળ, (૪) હંસ ઉછેરનાર, (૫) વેપારી, (૬) દુભાષિયા, (૭) નાવિક. રોમમાં રોમનની બે જાતિઓ હતી. (૧) પેટ્રીસિયન, (૨) પ્લેબિયન. પેટ્રીસિયન (એરીસ્ટોક્રેટ) ઉમરાવ હતા અને પ્લેબિયન સામાન્ય માણસો હતા ઈંગ્લેંડમા પણ ત્રણ વર્ગો હતા. (૧) ઉમરાવ, (૨) સામાન્ય સ્વતંત્ર માણસ, (૩) ગુલામ. ચીનમા ચાર વર્ગો છે. (૧) સદ્‌ગૃહસ્થ, (૨) ખેડુત, (૩) કલાકાર, (૪) વેપારી.[7]

**૫ ભારત બહાર જ્ઞાતિપ્રથા**

આધુનિક યુગમાં ગાંધીજીએ અસ્પૃશ્ય જાતિઓનો ઉદ્ધાર કર્યો છે તેમણે 'હરિજન' દ્વારા હરિજન ઉદ્ધાર અને અસ્પૃશ્યતાનિવારણ માટે ઝુંબેશ ઉઠાવી વેદકાળથી શૂદ્રોને હલકા ગણવામા આવતા તેમને આધુનિક સમાજમા સમાન સ્થાન અપાવનાર ગાંધીજી છે અસ્પૃશ્યતાની ચળવળને લીધે સરકારે કાયદાઓ કરી મંદિરો, રેલવે, શાળાઓ તથા દવાખાનાઓમા અસ્પૃશ્યોને પ્રવેશ કરવાનો હક અપાવ્યો. શાળાઓમા મફત અભ્યાસ કરી શકે તેની વ્યવસ્થા થઈ. નિમ્ન જાતિઓને સરકારે શિષ્યવૃત્તિઓ આપવા માંડી છે અને યોજનાઓ તથા ઈતર પ્રવૃત્તિઓથી તેમનો ઉદ્ધાર કરવા માંડયો છે

**૬. આધુનિક યુગમાં અસ્પૃશ્યોનું સમાજમાં સ્થાન**

૧૫મી ઑગસ્ટ ૧૯૪૭થી ભારતે આઝાદી પ્રાપ્ત કરી તેથી ૨૬મી જાન્યુઆરિ ૧૯૫૦ના રોજ નવુ રાજ્ય બંધારણ રચાયુ વ્યક્તિઓની સમાનતા વર્ગહીન સમાજમા જ હોઈ શકે એટલે નવુ રાજ્યબંધારણ

7. G. S. Ghurye—Caste and Class in India Page 146

ભારતીય સમાજને વર્ગહીન બનાવવાની પ્રતિજ્ઞા લે છે.[8] રાજ્ય નીચલા વર્ગ તરફ, કેળવણી અને આર્થિક ઉન્નતિ માટે ધ્યાન આપશે અને સામાજિક અન્યાય ન થાય તે જોશે. જ્ઞાતિનું દુરિત હઠાવવા માટે જ્ઞાતિઅભિમાન કાઢી નાખવું જોઈએ. દરેક કેળવાએલ ઉન્નતિમાં માનતા ભારતના નેતાએ જ્ઞાતિનો વિચાર મનમાંથી કાઢી નાખવો જોઈએ.[9] જ્ઞાતિની પવિત્રતા અને અસ્પૃશ્યતાને કારણે લોકોમાંથી જ્ઞાતિનું મૂળ કાઢવું મુશ્કેલ છે. મોટા ગામો તથા શહેરોમાં માસિક અટકાવ તથા મરણના સૂતકની અસ્પૃશ્યતા નીકળી ગઈ છે, પરંતુ નાના ગામોમાં હજી તે છે. જ્ઞાતિમંડળોના સભ્યો જ્ઞાતિબંધુને મદદ કરવાની મુરાદ રાખે છે. સિવીલ મેરેજના કાયદાથી જ્ઞાતિનું અસ્તિત્વ નહી રહે એવી માન્યતા ચાલે છે. પરંતુ સિવીલ મેરેજ એક સમસ્યા થઈ છે કારણ કે તેમનાં સંતાનો કયા સમાજમાં રહે તે એક પ્રશ્ન છે.

**૭. આધુનિક યુગમાં જ્ઞાતિસંસ્થા**

આધુનિક યુગમાં જ્ઞાતિસંસ્થા ઘસાતી જાય છે. જ્ઞાતિના લોકો મનગમતો ધંધો કરી શકે છે. દા. ત. સુથારનો છોકરો વેપાર અથવા નોકરી, જે ફાવે તે કરી શકે. વંશપરંપરાગત ધંધો કરવાની ફરજ બંધનકર્તા નથી, પરંતુ બેટી વ્યવહારમાં હજી બંધન છે. એક જ્ઞાતિની વ્યક્તિ બીજી જ્ઞાતિની વ્યક્તિ સાથે પરણે તો તે જ્ઞાતિસંસ્થા ચલાવી લેતી નહોતી. તેને જ્ઞાતિબહાર મુકતી અથવા દંડ કરતી. હવે કાયદાના પ્રતિબંધને લઈને જ્ઞાતિ તરફથી આવાં પગલાં સત્તાવાર રીતે ભરી શકાતાં નથી, પરંતુ સામાજિક દૃષ્ટિએ સગાઓ અને જ્ઞાતિજનો તરફથી એનો ભારે વિરોધ દર્શાવવામાં આવે છે. લગ્નવ્યવહાર પૂરતા જ જ્ઞાતિસંસ્થાના લીસોટા દેખા દે છે. પેટા જ્ઞાતિનાં વર્તુલ એટલાં સાંકડાં બની ગયાં છે કે એને વળગી રહીને

8. G. S. Ghurye—Caste and Class in India. P. 223.
9. Ibid. Page 234.

યોજાતા લગ્નસંબંધોમાં મોટે ભાગે આર્થિક, શૈક્ષણિક તથા સાંસ્કારિક વિષમતા વેઠવી પડે છે. પેટા જ્ઞાતિમાં વર કે કન્યાની અછતને કારણે જે મળે તેની સાથે લગ્ન કરવું પડે છે. કેટલીકવાર બહુ નજીકની સગાઈમાં લગ્ન કરવું પડે છે. કેટલાકમાં પરણું પાનું નિભાવી લેવાની વૃત્તિ રાખવી પડે છે કેટલાકમાં હમેશ માટે અસંતોષ રહે છે, તો કેટલાકમાં તે કારણે લગ્નો નિષ્ફળ નિવડે છે. પસંદગીના પૂરતા અવકાશના અભાવે લગ્નવયની મર્યાદા પણ દિવસે દિવસે વધતી જાય છે. પરિણામે અવિવાહિત રહી ગયેલી પ્રૌઢાઓ પણ સમાજમાં નજરે પડે છે. છતાં જ્ઞાતિસંસ્થાનું જડમૂળ જાય એ શક્ય નથી, કારણ કે સુશિક્ષિતો પણ સંસ્કારમાં ભેળવેલ જ્ઞાતિના વિચારો છોડી શકતા નથી. તેમના મનમાં જ્ઞાતિનાં વર્તુળો, મંડળો, ફંડો, છાત્રાલયો ઇત્યાદિ સ્થાપવાના અને તેમને મજબૂત બનાવવાના વિચારો સંકુચિત મનોવૃત્તિને કારણે આવે છે. રાજકારણમાં પણ જ્ઞાતિના ભેદભાવ લક્ષમાં લેવાય છે. દલિત વર્ગને માટે અનામત બેઠકો રાખવામાં આવે છે. વર્ગહીન સમાજ એ માત્ર આદર્શ છે. વર્ગભેદ જુદા જુદા સ્વરૂપે વિશ્વમાં રહ્યા કર્યો છે અને રહેશે. છતાં માત્ર જન્મથી નક્કી થતા વર્ગભેદ કરતાં બીજા વર્ગભેદ ઓછા અનિષ્ટ ગણાય.

'दैवायत्तं कुले जन्म, मदायत्तं तु पौरुषम् ।'

# ૧૪. હિંદુ સંસ્કારો

પૌરાણિક સાહિત્યનાં ગૃહ્યસૂત્રોમાં હિંદુ સંસ્કારનાં સામાજિક પાસાં બતાવવામાં આવ્યાં છે. વેદને હિંદુ ધર્મનું ઉદ્‌ભવસ્થાન કહેવામાં આવે છે. ઋગ્વેદમાં લોકપ્રિય ધાર્મિકક્રિયાઓ તથા સાંસારિક (લગ્ન, મરણ તથા ગર્ભધારણ ક્રિયા) ક્રિયાઓનાં

### ૧. વેદસાહિત્યમાં સંસ્કારનો નિર્દેશ

સ્તોત્રો છે. લગ્ન અને મરણક્રિયાની અથર્વવેદમાં વધુ માહિતી છે. શતપથ અને ઐતરેય બ્રાહ્મણમાં 'અંતેવાસી' શબ્દ ગુરુ સાથે રહેનાર માટે વપરાયો છે. આરણ્યકો અને ઉપનિષદોમાં મુખ્યત્વે તત્ત્વજ્ઞાન છે. તૈતરિય બ્રાહ્મણમાંથી જાણવા મળે છે કે મોટી ઉંમરનાં લગ્ન સામાન્ય હતાં. ગર્ભવતી કુમારિકાઓને પાપી ગણવામાં આવતી.[1] ઉપનિષદોમાં ઉપનયન સંસ્કાર તથા ચાર આશ્રમોના ઉલ્લેખ આવે છે. ધર્મસૂત્રો ધાર્મિક રિવાજો, ફરજો, સામાજિક નિયમો અને વર્ણ તથા આશ્રમને લગતાં છે. આશ્રમધર્મમાં ઉપનયન અને વિવાહના નિયમો બતાવવામાં આવ્યા છે.[2] ધર્મસૂત્રોનું મોટું પદ્ધતિસરનું સ્વરૂપ સ્મૃતિઓ છે. મહાભારતમા સંસ્કારોને લગતા વિવેચનો છે. વૃદ્ધ ગૌતમસ્મૃતિ, બૃહસ્પતિ સ્મૃતિ અને યમસ્મૃતિ મૂળમાં મહાભારતનો એક ભાગ છે. રામાયણ સંસ્કારોના કેટલાક મુદ્દાઓ ચર્ચે છે. પુરાણોમાં પણ સંસ્કારને લગતા વિષયો છે. બ્રાહ્મણો અને પુરાણોમાં કેટલાક જૂના રિવાજોની મનાઈ કરવામાં આવી છે. મધ્યકાલીન નિબંધોમાં સંસ્કારકાંડ નામનો વિભાગ પાડી સંસ્કારોની ચર્ચા કરાઈ છે. અવેસ્તા અને વેદમાં ઘણું સામ્ય છે, એટલે હિંદુ સંસ્કાર અને પારસી સંસ્કારમાં ઘણું સામ્ય છે.

### ૨. સંસ્કાર

સંસ્કાર ધાર્મિક ક્રિયા છે. સંસ્કૃત સાહિત્યમાં તેને શુદ્ધિ, પવિત્રતા, વ્રત, માનતા વગેરે કહે છે, જુદાં જુદાં ગૃહ્યસૂત્રોમાં સંસ્કારોની સંખ્યા જુદી જુદી આપવામાં આવી છે.

1. R. B. Pandey—Hindu Sanskaras. Page 8.
2. Ibid—Page 13.

| આશ્વલાયન ગૃહ્યસૂત્રો | પારસ્કર ગૃહ્યસૂત્રો | બૌધાયન ગૃહ્યસૂત્રો | વારાહ ગૃહ્યસૂત્રો | વૈખાનસ ગૃહ્યસૂત્રો |
|---|---|---|---|---|
| ૧. વિવાહ | ૧. વિવાહ | ૧. વિવાહ | ૧. જાતકર્મ | ૧. ઋતુ સંગમન |
| ૨. ગર્ભાધાન | ૨. ગર્ભાધાન | ૨ ગર્ભાધાન | ૨ નામકરણ | ૨ ગર્ભાધાન |
| ૩. પુંસવન | ૩. પુંસવન | ૩ પુંસવન | ૩ દંતોદ્‌ગમન | ૩. સીમંત |
| ૪. સીમન્તોન્નયન | ૪. સીમન્તોન્નયન | ૪. સીમંત | ૪. અન્નપ્રાશન | ૪. વિષ્ણુબલિ |
| ૫. જાતકર્મ | ૫. જાતકર્મ | ૫ જાતકર્મ | ૫. ચુડાકર્મ | ૫. જાતકર્મ |
| ૬. નામકરણ | ૬. જટાકર્મ | ૬. નામકરણ | ૬. ઉપનયન | ૬. ઉત્થાન |
| ૭. ચૂડાકર્મ | ૭. નિષ્ક્રમણ | ૭. ઉપનિષ્ક્રમણ | ૭. વેદવ્રતાનિ | ૭. નામકરણ |
| ૮. અન્નપ્રાશન | ૮. અન્નપ્રાશન | ૮. અન્નપ્રાશન | ૮. ગોદાન | ૮. અન્નપ્રાશન |
| ૯. ઉપનયન | ૯. ચૂડાકર્મ | ૯. ચૂડાકર્મ | ૯. સમાવર્તન | ૯. પ્રવસાગમન |
| ૧૦. સમાવર્તન | ૧૦. ઉપનયન | ૧૦. કર્ણવેધ | ૧૦. વિવાહ | ૧૦. પિંડવર્ધન |
| ૧૧. અંતેષ્ટિ | ૧૧. કેશાન્ત | ૧૧. ઉપનયન | ૧૧. ગર્ભાધાન | ૧૧. ચૌલક |
| | ૧૨ સમાવર્તન | ૧૨. સમાવર્તન | ૧૨. પુંસવન | ૧૨. ઉપનયન |
| | ૧૩. અંતેષ્ટિ | ૧૨. પિતૃમેધ | ૧૩. સીમન્તોન્નયન | ૧૩. પારાયણ |
| | | | | ૧૪. વ્રતબંધ-વિસર્ગ |
| | | | | ૧૫. ઉપાકર્મ |
| | | | | ૧૬. ઉત્સર્જન |
| | | | | ૧૭. સમાવર્તન |
| | | | | ૧૮. પાણિગ્રહણ |

ગૌતમધર્મસૂત્રમાં ૪૦ સંસ્કારો આઠ ગુણો સાથે ગણાવ્યા છે- ૧. ગર્ભધાન, ૨. પુંસવન, ૩. સીમન્તોન્નયન, ૪. જાતકર્મ, ૫. નામકરણ, ૬. અન્નપ્રાશન, ૭. ચૌલ, ૮. ઉપનયન, ૯થી૧૨. વ્રત વારિદેવવ્રતાનિ ૧૩. સ્નાન ૧૪. સહધર્મચારિણી ૧૫–૧૯ પંચમહાયજ્ઞ ૨૦–૨૬ અષ્ટકા, માધન, શ્રાદ્ધ, શ્રાવણી, અગ્રહાયની, ચૈત્રી, અશ્વયુજી ઇતિસપ્તપાક યજ્ઞ સંસ્થાઃ, ૨૭–૩૩ અગ્ન્યાધેયમ્, અગ્નિહોત્રમ, દર્શ પૌર્ણમાસ્ય, ચાતુર્માસ્ય આગ્ર, યાનેષ્ટિ, નિરૂઢપાશુબંધ સૌત્રામનિતિ ઇતિ સપ્ત હવિર્યજ્ઞ સંસ્થાઃ ૩૪–૪૯ અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ, વાજપેય, અતિરાત્ર, આપ્તોર્યામ ઇતિ સપ્તસોમયજ્ઞ સંસ્થાઃ.

હાલ સોળ સંસ્કાર પ્રચલિત છે. જુદાજુદા ગ્રંથોમાં ૧૬ની ગણત્રીમાં તફાવત છે. અદ્યતન પદ્ધતિઓમાં ૧૬ સંસ્કાર ગણાયા છે. સ્વામી દયાનંદ સરસ્વતીના સંસ્કારનિધિ ગ્રંથમાં અને પંડિત ભીમસેન શર્માના ષોડશ સંસ્કારનિધિ ગ્રંથમાં સોળ સંસ્કારો ગણાવ્યા છે. ગૌતમના ૪૦ સંસ્કારોમાં અંતેષ્ટિને સ્થાન મળ્યું નથી. ગૃહ્યસૂત્રો ધર્મસૂત્રો તથા સ્મૃતિઓએ અંતેષ્ટિ સંસ્કારને ગણ્યો નથી.

**૩. સંસ્કારનો હેતુ**

સંસ્કારના હેતુ બે પ્રકારના છે. (૧) લોક પ્રચલિત અને વહેમો (ભૂત, પેત, રાક્ષસ વિગેરે પીડા ન આપે તે માટે) વાળો અંધશ્રદ્ધાળુ હેતુ—દુશ્મનાવટવાળી અસરોને દૂર કરવા તથા અનુકૂળ બાળકો, ધન, અનાજ, વગેરે મેળવવા અને આનંદ તથા શોકપ્રદર્શિત કરવાના હેતુનો આમાં સમાવેશ થાયછે. (૨) પુરોહિતોનો સાંસ્કારિક (સમાજના વિકાસ માટે) હેતુ—વિદ્યા, વ્રતો, બલિદાન, યજ્ઞ, પ્રજોત્પત્તિ અને પાંચ મહાયજ્ઞોથી આત્મોન્નતિનો આમાં સમાવેશ થાય છે સમાજના સંસ્કારોથી મેળવાતા: ઉપનયન સંસ્કાર પછી માણસ વેદ-

સાહિત્યનો અભ્યાસ કરવાને અધિકારી ગણાતો. શુદ્રોને ઉપનયન સંસ્કારનો અધિકાર નહોતો અને તેથી તેઓ વેદને અડી પણ શકતા નહોતા. મોક્ષ તથા સ્વર્ગ મેળવવાનો હેતુ પણ સંસ્કાર વડે પાર પડાતો. સંસ્કાર ફરજિયાત બનાવવાથી માનવજાતિ ચારિત્ર તથા જીવનના આદર્શોમાં એકરૂપ થઈ શકે. સંસ્કાર આધ્યાત્મિકતાની કેળવણી છે.

સંસ્કાર રક્ષણ, ઇશ્વિરાર્પણ તથા સુધારા માટે છે. આ માટે ઇશ્વિરીય મદદ મેળવવાનો માનવમનમાં વિચાર આવ્યો અને કુદરતી તેમ જ અલૌકિક જગતના જ્ઞાનથી તેઓએ દેવોની મદદ મેળવી. સંસ્કારનું મુખ્ય તત્ત્વ અગ્નિ છે. તે દરેક સંસ્કારમાં આગળ પડતો ભાગ ભજવે છે. અગ્નિ ઠંડા પ્રદેશોમાં બહુ ઉપયોગી નીવડતો. અગ્નિ દેવ ગણાય છે. તે માંદગી, રાક્ષસ અને ભૂતોનો નાશ કરનાર છે. તે ફક્ત ગૃહદેવ નથી, પરંતુ માનવ અને દેવોનો સંદેશવાહક છે[3] સંસ્કારનાં બીજાં તત્ત્વો સ્તુતિઓ, અપીલ અને આશીર્વાદ પણ છે. તે ઉપરાતનાં તત્ત્વો યજ્ઞ (દેવોની કૃપા મેળવવા માટે), સ્નાન, પાણીનું આચમન, તેજસ્વિતા, પાણીનો છંટકાવ વગેરે છે. પૂર્વ દિશાનું મહત્ત્વ ગરમી, જીવન, સુખ અને તેજને કારણે છે. પ્રતીકાત્મકતાએ સંસ્કારોમાં ઘણો ભાગ ભજવ્યો છે. પ્રતીક માનસિક અને આધ્યાત્મિક મર્મને દર્શાવવાનું સાધન છે. પત્થર અડગતા દર્શાવવાનું પ્રતીક છે. સંસ્કારોમાં ઘણી મનાઈઓ પ્રવર્તે છે. ક્ટરો ન આવે તે માટે સંસ્કાર સાવચેતીનાં પગલાંરૂપ છે. ગર્ભાધાન, જન્મ, બાળપણ, યૌવન, લગ્ન, મરણ અને શબ વિશે જુદા જુદા નિષેધો છે. સંસ્કારમાં જાદુનાં તત્ત્વો પણ છે. સહીસલામતી તથા સહેલાઈથી દુષ્ટ તત્ત્વોમાંથી મુક્તિ મળે તે માટે સંસ્કારો જાદુરૂપ છે. અલૌકિક સત્તાની કૃપા મેળવવા માટેનું વિજ્ઞાન ઇશ્વરી જ્ઞાન છે. ધાર્મિક માન્યતાઓ ઉપરાંત સામાજિક રિવાજો, રૂઢિઓ,

3. R. B. Pandey—*Hindu Sanskaras*. Page 61.

નીતિશાસ્ત્ર, શરીર સંરક્ષણશાસ્ત્ર, ઔષધ વગેરે સંસ્કારોમાં છે. સામાન્ય સમજણનાં તત્ત્વો પણ સંસ્કારમાં છે. વિવાહની ક્રિયા સમયે વરવધૂને પોતાની સામાજિક સ્થિતિ અનુસાર કપડાં તથાં ઘરેણાંથી શણગારવામાં આવે છે. આનંદ દર્શાવવા તથા મહેમાનોની મહેમાનગીરી માટે સંગીત યોજવામાં આવે છે. સંસ્કારોમાં આધ્યાત્મિક વાતાવરણ છે, તેને ધાર્મિક રૂપ આપવામાં આવ્યું છે.

### ૪. સોળ સંસ્કારો

(૧) ગર્ભાધાન:—પુરુષ સ્ત્રી સાથેના સંયોગથી પ્રજોત્પત્તિનું બીજ મૂકે તે સમયની ધાર્મિક ક્રિયાને ગર્ભાધાન ક્રિયા, કહેવામાં આવે છે. આ ક્રિયા શરમ આવવાને કારણે પાછળથી છોડી દેવામાં આવી છે. પ્રજોત્પત્તિ માટે દેવની કૃપા મળે તે માટેની આ ક્રિયા હોવી જોઈએ. ગર્ભાધાન માટે સ્ત્રી પાસે કેવી રીતે જવું તેને લગતાં રૂપકો તથા ઉલ્લેખો કેટલાંક વેદસૂક્તોમાં છે. સૂત્રોમાં જુદા જુદા પ્રકારના પુત્રો પ્રાપ્ત કરવા માટે જુદાં જુદાં વ્રતો કરવાં પડે તેની માહિતી આપી છે. ધર્મસૂત્રો તથા સ્મૃતિઓમાં ગર્ભાધાનના નિયમો, અનેકપત્નીત્વના નિયમો તથા જ્યોતિષગણત્રી બતાવી છે. પ્રયોગો અને પદ્ધતિઓમાં પૌરાણિક દેવોની પૂજાને મહત્તા અપાઈ છે. ગૃહ્યસૂત્રો તથા સ્મૃતિઓ ઋતુકાળ પછીની ચોથી રાત્રિને ગર્ભાધાનની ક્રિયા માટે પવિત્ર ગણે છે. ગર્ભાધાન માટે દિવસના સમયની મનાઈ છે. અનેક પત્નીવાળાએ પત્નીની વર્ણની યોગ્યતા પ્રમાણે અને સંતાનહીને લગ્નની પ્રાથમિકતા પ્રમાણેની પત્ની પાસે જવું. આ સંસ્કાર પતિ અને પતિની ગેરહયાતીમાં નિયોગને યોગ્ય પુરુષ કરી શકે છે. સ્ત્રીની પવિત્રતાને ખાતર પાછળથી નિયોગનો રિવાજ કાઢી નાખવામાં આવ્યો. મનુ તથા યાજ્ઞવલ્ક્યનો મત એવો હતો કે આ સંસ્કાર ગર્ભસંસ્કાર કહેવાય. બીજા કેટલાક આને ક્ષેત્ર સંસ્કાર (માતાનો સંસ્કાર) કહે છે, કારણ કે પહેલીવાર જ પતિ-પત્નીની યોનિનો સ્પર્શ કરી 'વિષ્ણુર્યોનિમ્'

થી શરૂ થતો મંત્ર બોલે છે. એક બાળક ઉત્પન્ન થયા પછી યોનિ પવિત્ર જ મનાય છે. મનુ પતિની પત્ની પાસે જવાની ફરજને ફરજિયાત તથા પવિત્ર માને છે. વૃદ્ધ, વંધ્ય અથવા બદચાલ પત્નીની પાસે ન જવામાં પાપ નથી. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે જે સ્ત્રીએ સ્નાન ન કર્યું હોય, પીડાવાળી હોય, માસિક અટકાવમાં હોય, અપ્રશંસનીય હોય, ક્રોધી હોય, બિમાર હોય, ઉદાર ન હોય, બીજા પુરુષનો વિચાર કરતી હોય, વાસનાહીન હોય, ભૂખી હોય અથવા બ્યાધિઘરી હોય તેવી સ્ત્રીની પાસે જવું જોઈએ નહિ. મનુ કહે છે કે એક પુત્રથી પિતૃઋણ અદા થઈ જાય છે. પ્રાચીન અવસ્થાના માનવ માફક આધુનિક યુગનો માનવ પ્રજોત્પત્તિથી આશ્ચર્ય પામતો નથી અથવા દેવોની મદદ માગતો નથી. આ સંસ્કારથી જાણી શકાએ છીએ કે પૌરાણિક યુગનો પુરુષ સ્ત્રી પાસે પ્રજોત્પત્તિના હેતુ માટે અમુક પદ્ધતિથી ઉત્તમ બાળકો પેદા કરવા માટે જતો હતો.

(૨) **પુંસવન (પુત્રોત્પત્તિની ગતિવૃદ્ધિ)** :—ગર્ભાધાન પછી પુંસવન સંસ્કાર કરવામાં આવતો. પુંસવન એટલે પુમાન્ (નર) બાળક જન્મે તે અંગેનો પવિત્ર સંસ્કાર. આ પ્રસંગે વેદસૂક્તો પુત્રના જન્મ માટે ઉચ્ચારાતા. અથર્વવેદ અને સામવેદના મંત્રોમાં પુત્રપ્રાપ્તિ માટેની પ્રાર્થનાઓ છે. ગૃહ્યસૂત્રોના સમયમાં પુંસવન સંસ્કારવિધિ ગર્ભાધાન પછી ત્રીજા કે ચોથા માસમાં ચંદ્ર પુરુષ નક્ષત્રના શુકલ પક્ષમાં હોય ત્યારે કરવામા આવતી. ગર્ભવતી સ્ત્રીને તે દિવસે ઉપવાસ કરવો પડતો. સ્નાન પછી નવા વસ્ત્રો પહેરી રાત્રે વડવાઈનો રસ કાઢી એ રસ નાકના જમણા ભાગમા હિરણ્યગર્ભનાં સ્તોત્રો બોલતા બોલતાં ભરવામાં આવતો. વિજ્ઞાનેશ્વર પુંસવન અને સીમંતના સંસ્કાર ફક્ત એક જ વાર કરવાનું કહે છે. ગર્ભવતી પાણીની ચમચી ખોળામાં મૂકતી. આ બાળકને બરાબર સાચવવાનું સૂચન કરે છે.

(૩) **સીમન્તોન્નયન** :—આ સંસ્કારને ટૂંકમાં 'સીમંત'

ક્રિયા થાય. મનુ તથા યાજ્ઞવાલ્કયની સ્મૃતિઓમાં પણ આવું જ છે. જેવાં બાળક ઘડવાં હોય, તેવો ખોરાક પહેલી વાર આપવો જોઈએ. દા. ત. બાળકને વાચાળ બનાવવું હોય, તો ભારદ્વજ પક્ષીનું માંસ ખવડાવવું જોઈએ. હાલ લોકપ્રિય રિવાજ ભાત અને દૂધ આપવાનો છે. તે દિવસે દેવોનાં સ્તોત્રો ઉચ્ચારીને ભોજન બનાવવાનું હોય છે. વાકૃદેવીને બલિદાન અપાય છે. આ ક્રિયાના સમયથી ધાવણ છોડાવી મા તથા બાળકની તંદુરસ્તી સચવાય છે.

(૮) ચુડાકર્મ (મુંડન) :—સંસ્કૃતિનો વિકાસ થતાં મનુષ્યની સમજમાં આવ્યું કે તંદુરસ્તી અને સૌંદર્ય માટે વાળ ટૂંકા રાખવા જરૂરી છે. ગુંમડાથી બચવા શિરોમુંડન યોગ્ય લાગ્યું હોય એમ જણાય છે. ધારવાળો અસ્રો બાળકને વાગે નહિ તે માટે પ્રાર્થના થવા લાગી, એટલે આ ક્રિયાએ ધાર્મિક સ્વરૂપ લીધું. હાલમાં દેવ-મંદિરોમાં આ ક્રિયા થાય છે. તે સમયે ઉચ્ચારાતાં ગૃહ્યસૂત્રો વેદકાલીન સાહિત્યમાં મળે છે. બ્રાહ્મણ બાળકનું ચુડાકર્મ ૧લા અથવા ૩જા વર્ષમાં શુભ દિવસે થાય કારણ કે રાત્રે વાળ કાપવા ભયજનક છે. એક ચોટલી રાખવી જરૂરી છે. માની સગર્ભાવસ્થા દરમ્યાન આ ક્રિયા ન થઈ શકે.

(૯) કર્ણવેધ :—જંગલી જાતિઓ ઘરેણાં પહેરવા માટે શરીરના જુદા જુદા અવયવો વીંધતી. માનવવિકાસ થતાં પણ કાન વીંધવાની ક્રિયા તંદુરસ્તી માટે જરૂરી લાગી. આ સંસ્કારક્રિયા પાછળથી ઉમેરાઈ લાગે છે. બૃહસ્પતિના મત પ્રમાણે જન્મ પછી ૧૨મા અથવા ૧૬મા દિવસે આ ક્રિયા થાય છે. કાત્યાયનના સૂત્ર પ્રમાણે પિતાએ આ ક્રિયા કરવી પડે. સામાન્ય રીતે સોની કાન વીંધવાને માટે [illegible] ગણાતો. રાજકુમારના કાન વીંધવા માટે સોનાની સોય, વૈશ્યના કાન વીંધવા ચાંદીની સોય તથા શૂદ્ર માટે લોખંડની વાપરવી. કાન વીંધ્યા પછી રૂ વડે તેલ લગાડવું જોઈએ. તે

ક્રિયા પછી સોની અને જ્યોતિષીઓને દાન અપાતું. તે પ્રસંગે બ્રાહ્મણો, મિત્રો તથા સગાવહાલાંની મહેમાનગીરી થતી.

**(૧૦) વિદ્યારંભ :**—બાળકનું મન કેળવણી પ્રાપ્ત કરવાને યોગ્ય થાય ત્યારે વિદ્યારંભ સંસ્કાર અપાય છે. આ સંસ્કાર પાછળથી ઉમેરાયો છે. પહેલાં ઉપનયન પ્રાથમિક કેળવણીનો સંસ્કાર હતો. વિદ્યારંભ સંસ્કારની ક્રિયા બાળકના પાંચમા વર્ષે થતી. અષાડથી કારતક માસ સુધીનો સમય આ ક્રિયા માટે યોગ્ય નહોતો. માગસરથી જેઠ સુધીના સમયમાં કોઈ મંગળ દિવસે આ ક્રિયા થતી. તે દિવસે બાળકને નહવડાવી શણગારમાં આવતો. વિનાયક, સરસ્વતી, કુળદેવી તથા બૃહસ્પતિની પૂજા થતી.

**(૧૧) ઉપનયન :**—યૌવન પ્રાપ્ત થતાં આ ક્રિયા થતી. ઉપનયનની ક્રિયાથી બ્રાહ્મણ દ્વિજ ગણાતો. આ ક્રિયા યુવાનોને પૂર્ણ નાગરિકતા પ્રાપ્ત કરવા માટે પ્રેરે છે. ઋગ્વેદમાં 'બ્રહ્મચારી' શબ્દ વિદ્યાર્થી માટે અને 'આચાર્ય' શબ્દ ગુરુ માટે વપરાતો. ગુરુની મહત્તા બ્રહ્મવિદ્યા માટે પણ હતી. ઉપનિષદોમાંથી જાણવા મળે છે કે વિદ્યાર્થી જ્યારે જ્યારે નવા ગુરુ પાસે જતો ત્યારે તેને નવેસરથી ઉપનયનની ક્રિયા કરવી પડતી. અથર્વવેદમાં ઉપનયન શબ્દ 'વિદ્યાર્થી અવસ્થામાં પ્રવેશ કરવા' માટે વપરાયો છે. મનુ કહે છે 'બ્રહ્મજન્મ મુંજ ઘાસના મેખલા (પ્રતીક)થી માનવામાં આવે છે, ત્યારપછી સાવિત્રી માતા અને ગુરુ પિતા બને છે. ઉપનયન વિદ્વતા મેળવવા માટેની ધાર્મિક ક્રિયા છે. ગૃહ્યસૂત્રોમાં આ ક્રિયા બ્રાહ્મણ પુત્રની આઠમા વર્ષે, ક્ષત્રિય પુત્રની ૧૧મા વર્ષે અને વૈશ્ય પુત્રની ૧૨મા વર્ષે થવી જોઈએ એવો ઉલ્લેખ છે.[4] આ ક્રિયા માટે બ્રાહ્મણ માટે વધુમાં વધુ ૧૬ વર્ષની, ક્ષત્રિય માટે ૨૨ વર્ષની અને વૈશ્ય માટે ૨૪ વર્ષની ઉંમર હતી. આ ક્રિયા ન કરનાર વ્રાત્ય એટલે કે પતિત અથવા અનાર્ય થતો. ઉપનિષદોના અંત સમયે આ સંસ્કાર ફરજિયાત બન્યો. પિતામહના મત પ્રમાણે પિતા, પિતામહ, કાકા અથવા

4. R. B. Pandey—Hindu Sanskaras—Page 141.

મોટાભાઈ વિદ્યાર્થીને ગુરુ પાસે લઈ જતા. દરેક જાતિને માટે જુદીજુદી ઋતુઓ હતી. આ ક્રિયા કરતા પહેલાં એક છત્ર બનાવવું પડતું. તેની નીચે ક્રિયા થતી અને ગણેશ, લક્ષ્મી, મેધા, શ્રદ્ધા, સરસ્વતી વગેરેની પૂજા થતી. બીજે દિવસે માબાપ સાથે ભોજન તથા સ્નાન કરી કૌપિન પહેરીને વિદ્યાર્થી આચાર્ય પાસે જતો. આચાર્ય મંત્રો ઉચ્ચારી તેની કમરે કંદોરો બાંધતા. બ્રાહ્મણ માટે મુંજનો, ક્ષત્રિય માટે ધનુષ્યદોરીનો અને વૈશ્ય માટે ઊનની દોરીનો મેખલા (કંદોરો) બનાવવામાં આવતો. ત્યારપછી પવિત્ર જનોઈ વિદ્યાર્થીને આપવામાં આવતી. બ્રાહ્મણ સુતરાઉ, ક્ષત્રિય ઊનની તથા વૈશ્ય શણની જનોઈ પહેરી શકતો. તે પછી વિદ્યાર્થીને મૃગચર્મ અને દંડ આપી આચાર્ય વિદ્યાર્થીના હૃદયનો સ્પર્શ કરતા. વિદ્યાર્થીને અચલતા માટે પથ્થર પર ચઢાવતા. ત્યારબાદ તેનો જમણો હાથ પકડી તેનું નામ પૂછતા અને અગ્નિની પ્રદક્ષિણા કરતા તથા બલિદાન આપતા. તે સમયે સાવિત્રી મંત્ર શીખવાડાતો. ગાયત્રી મંત્ર શીખવાડયા પછી પવિત્ર અગ્નિ સળગાવવાની ક્રિયા થતી અને ભિક્ષા માટે વિદ્યાર્થીને મોકલવામાં આવતો. ત્રિરાત્રવ્રતમાં વિદ્યાર્થી મીઠા વગરનો ખોરાક ખાઈ શકતો.

(૧૨) વેદારંભ—ગૌતમે સંસ્કારની ગણત્રીમાં વેદારંભ અને ગોદાનની ગણત્રી કરી નથી. તેને બદલે ચાર વ્રતો (મહાનાગ્નિ, મહાવ્રત, ઉપનિષદ, ગોદાન) ગણ્યાં છે. આ વ્રતો દ્વિજને માટે હતાં. વેદનો અભ્યાસ ઓછો થતાં આ વ્રતો ગયાં અને વેદારંભ સંસ્કાર આવ્યો. પહેલાં ઉપનયન અને વેદારંભ સંસ્કાર સાથે થતા. સંસ્કૃત બોલચાલની ભાષા બંધ થઈ એટલે ઉપનયન સંસ્કાર જુદો પડયો. વેદારંભ સંસ્કારનો પહેલો ઉલ્લેખ વ્યાસ સ્મૃતિમાં મળે છે. આ સંસ્કાર ઉપનયનના સંસ્કાર પછી કોઈ મંગળ દિવસે થતો. આ સંસ્કાર લેનારને ગુરુ લૌકિક અગ્નિ પાસે બેસાડતા. ગુરુ ક્રિયા કરનાર બ્રાહ્મણને દક્ષિણા આપી વેદનો અભ્યાસ શરૂ કરાવતા.

(૧૩) કેશાન્ત અથવા ગોદાન—ગૃહ્યસૂત્રો ચુડાકર્મ સાથે આનું વર્ણન કરે છે. આ સંસ્કારની ક્રિયા પહેલીવારની દાઢી મુંડાવવા માટે છે. ગુરુને આ સમયે દાનમાં ગાય અપાતી અને હજામને ભેટ અપાતી. આ ક્રિયા સોળમા વર્ષે થતી. જ્યારે નાની ઉંમરમાં લગ્ન થવા લાગ્યાં, ત્યારે કેશાન્ત બ્રહ્મચર્યના અંતનો સમય ગણાવા લાગ્યો.[5] સમાવર્તન વિદ્યાર્થીજીવનનો છેલ્લો સંસ્કાર હતો.

(૧૪) સમાવર્તન અથવા સ્નાન—બ્રહ્મચર્યના અંત સમયે આ સંસ્કારક્રિયા થતી. આ સંસ્કારનો અર્થ 'ગુરુને ઘેરથી પોતાને ઘેર પાછા ફરવું.' સ્નાન આ સંસ્કારનો મુખ્ય ભાગ હતો. બ્રહ્મચર્ય મોટું બલિદાન ગણાતું. વિદ્યાર્થી વિદ્યાસ્નાતક કહેવાતો એટલે કે તે વિદ્યાર્થી સ્નાન કરાયેલો ગણાતો. જે વિદ્યાર્થીએ ગુરુને ઘેર વ્રતો કર્યાં હોય પણ પૂર્ણ અભ્યાસ ન કર્યો હોય તે વ્રતસ્નાતક કહેવાતો. અને (વિદ્યા અને વ્રતો) પૂર્ણ કરનાર ઉભયસ્નાતક કહેવાતો. આ સંસ્કાર લગ્નની યોગ્યતા પ્રમાણે આપતો. ગુરુ–દક્ષિણામાં ગાયનું દાન અપાતું. બ્રાહ્મણ વિદ્યાર્થીની પાસે ઘણા વિદ્યાર્થી આવે એવું આશીષ વચન અપાતું.

(૧૫) વિવાહ :—હિંદુ સંસ્કારોમાં વિવાહ અગત્યનો છે. ધાર્મિક જાગૃતિ વધતાં વિવાહ સામાજિક ફરજ નહિ, પરંતુ તેને ધાર્મિક ફરજ તરીકે માનવામાં આવતો. વિવાહ એક બલિદાન ગણાતો. તૈતરીય બ્રાહ્મણમાં કહેવામાં આવ્યું છે કે જેને પત્ની નથી, તે બલિદાન વગરનો છે. તે અધુરું જ અંગ છે, કારણ કે તેને પત્ની નથી. સ્મૃતિઓ આશ્રમ પદ્ધતિને માને છે. વિદ્યાર્થી જીવન પછી માણસે વિવાહ કરવો જોઈએ એવું પણ તેમાં જણાવ્યું છે. પત્ની વગરનાને ધાર્મિક ક્રિયા માટે યોગ્ય ગણવામાં આવતો નથી.

---

5. R. B. Pandey—Hindu Sanskaras. Page 247.

**વિવાહનાં કારણો :**—ખેતીની શરૂઆતમાં પત્ની આર્થિક દષ્ટિએ ઉપયોગી ગણાતી. વિવાહ કૌટુંબિક જરૂરિઆત હતી. વિવાહ વંશ વધારવા માટે જરૂરી હતો. દેવો અને પૂર્વજોની પૂજા પ્રજોત્પત્તિ ઉપર આધાર રાખતી. લગ્નનો અર્થ સ્ત્રીપુરુષનું એક રૂપ. પ્રેમ, ચેષ્ટા અને આકર્ષણ એકરૂપ થવામાં મદદરૂપ થાય છે.

**લગ્નની પદ્ધતિઓ :**—સ્મૃતિઓએ લગ્નની પદ્ધતિઓ ગણાવી છે. બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ. સ્મૃતિઓ પ્રમાણે પહેલી ચાર પદ્ધતિઓ પ્રશસ્ત છે અને બાકીની ચાર અપ્રશસ્ત છે.

૧. બ્રાહ્મ :—લગ્નની પવિત્ર અને વિકાસ પામેલ આ પદ્ધતિ છે. તે અનુસાર પિતા વિદ્વાન અને સચ્ચારિત્રવાળા પુરુષને ઘરેણાં સહિત કન્યા આપતો. કોઈ પણ જાતનો બદલો લેવાતો નહિ.

૨. દૈવ :—આ પ્રકારના લગ્નમાં શણગારાએલી કન્યા યજ્ઞ કરનાર પુરોહિતને દક્ષિણા તરીકે આપી દેવામાં આવતી. પુરોહિતો આવી સ્ત્રીઓ મેળવતા. તેમને વધૂ કહેવામાં આવતી.

૩. આર્ષ :—કન્યાના પિતા વર પાસેથી ગાયોની જોડી અથવા કોઈ બે ચીજ કાયદાનુસાર માગી લે અને લગ્ન કરાવી આપે તે આર્ષ લગ્ન કહેવાતું. આ કન્યાની કિંમત નહોતી ગણાતી. પણ એક જાતની બક્ષીસ ગણાતી કે જે કન્યાને પાછી આપી દેવામાં આવતી. પુરોહિતોમાં આવાં લગ્નો થતાં.

૪. પ્રાજાપત્ય :—આશ્વલાયનના મતાનુસાર પિતા મનથી પસંદ કરેલ વર સાથે કન્યાને 'સાથે રહી ફરજો પૂરી કરજો.' એમ કહે અને લગ્ન કરાવી આપે તે પ્રાજાપત્ય લગ્ન કહેવાતું. આમાં પ્રજાપતિનું ઋણ-એટલે કે વરવધૂ પાસેથી પ્રજોત્પત્તિ અને પાલનનું ઋણ અદા કરવાની બાંહેધરી માગવામાં આવે છે.

(૫) આસુર :—કન્યાનાં સગાંને પૈસા આપી કરેલું લગ્ન આસુર ગણાતું. આ એક જાતનો સોદો જ હતો. આવા લગ્નના રિવાજને કારણે લગ્ન પુખ્ત ઉંમર પહેલાં થઈ જતાં.

(૬) ગાંધર્વ :—પુરુષ અને સ્ત્રી પોતાની સંમતિથી કોઈ ન જાણે તેમ છુપું લગ્ન કરે, તે ગાંધર્વ લગ્ન ગણાતું. શકુંતલા તથા દુષ્યંતનું લગ્ન આ પ્રકારનું હતું.

(૭) રાક્ષસ :—મનુના કથનાનુસાર વિલાપ કરતી, રડતી, બૂમો પાડતી, સગાંથી વિખૂટી પડેલી કન્યાનું હરણ કરી લગ્ન કરવું તે રાક્ષસ લગ્ન ગણાતું.

(૮) પૈશાચ :—આશ્વલાયન ગૃહ્યસૂત્ર પ્રમાણે ઊંઘતી, ઘેનવાળી કે બેભાન સ્ત્રીને ઉપાડી લગ્ન કરે, તે પૈશાચ ગણાતું.

**લગ્નોની છૂટ** :—લગ્ન કરવાના નિયમો સામાજિક વિકાસને કારણે થયા. સમાજમાં સ્ત્રીપુરુષને એકથી વધુ સ્ત્રીપુરુષ સાથે લગ્ન કરવાની છૂટનાં ઉદાહરણો પ્રાચીન સાહિત્યમાંથી મળે છે

(૧) ગોત્રાન્તર વિવાહ અથવા બહિર્ગોત્રીય લગ્ન (Exogamy) :—આ પ્રથા કોઈ ને કોઈ સ્વરૂપે ભારત તેમ જ બીજા દેશોમાં તથા જંગલી, અર્ધસંસ્કારી અને સંસ્કારી પ્રજાઓમાં પ્રચલિત છે. આના કારણોમાં અંદરઅંદરના જાતીય સંબંધો અટકાવવા, સ્ત્રીની કમ સંખ્યા, વર્ણસંકરની ઉત્પત્તિ ન થાય, સાથે ઉછરેલા સંતાનોમાં જાતીય આકર્ષણનો અભાવ, કુટુંબની સ્ત્રીઓને કુટુંબનો વડો પોતા માટે રાખી લેતો હોવાથી તથા પોતાની જાતિની વ્યક્તિઓની ગણાતી પવિત્રતા છે. શિકારમાં નવી ટોળાઓનો પરિચય થતો અને તેથી નવી ટોળાઓની સ્ત્રીપુરુષો સાથે લગ્ન કરવામાં આવતાં. આ પ્રથાનું કારણ ઈર્ષા અને કલહ ન વધે તે હોવું જોઈએ. ગૃહ્યસૂત્રોમાં સગોત્ર લગ્નની

મનાઈ નથી. ધર્મશાસ્ત્રના ઉત્તરકાલીન લેખકો સગોત્ર અને સપિંડ લગ્નની મના કરે છે.

૨. અંતર્વિવાહ અથવા અંતર્લગ્ન પ્રથા (Endogamy):— આ પ્રથા અનુસાર એક વ્યક્તિ પોતાની જ્ઞાતિમાં જ લગ્ન કરી શકે.

૩. વેદકાલીન અનુલોમ વિવાહ :—આર્ય શુદ્ર કે દાસ કન્યાને પરણે અથવા વિપ્રાદિ વર્ણનો પુરુષ પોતાનાથી ઉતરતા ક્ષત્રિયાદિ વર્ણની કન્યાને પરણે તે પ્રકારના અનુલોમ વિવાહનાં અનેક દૃષ્ટાંત વેદકાળના સાહિત્યમાં છે.

૪. વેદકાલીન પ્રતિલોમ વિવાહ :—શૂદ્ર પુરુષ આર્ય કન્યાને પરણે તો પ્રતિલોમ વિવાહ કહેવાય. એવા પ્રતિલોમ વિવાહના દાખલા પણ થોડાક પ્રમાણમાં વેદસાહિત્યમાં મળે છે.

૫. ઉત્તરકાલીન અનુલોમ પ્રતિલોમ વિવાહ :—વેદકાળ પછીના કાળમાં વર્ણાંતર લગ્નને ઉત્તેજન આપવામાં આવતું નહોતું, પરંતુ નભાવી લેવામાં આવતું. એમાં સામાન્યતઃ અનુલોમ વિવાહની જેવી છૂટ ગણાતી તેવી પ્રતિલોમ વિવાહની ભાગ્યે જ ગણાતી.

૬. વર્ણાંતર વિવાહનો નિષેધ—છેવટે આગળ જતાં પ્રતિલોમની જેમ અનુલોમનો પણ નિષેધ થયો.

ઋગ્વેદ તથા અથર્વવેદ અનુસાર પુખ્ત ઉંમરનાં સ્ત્રીપુરુષો લગ્નની પસંદગી કરવાને લાયક થાય ત્યારે તેમનાં લગ્ન કરવાં જોઈએ. વૈદિક ક્રિયાઓમાં પ્રણયલગ્ન અને સંતાનોત્પત્તિ માટે પુખ્ત વયનાં હોય તેવાં વરવધૂનો ઉલ્લેખ આવે છે. સ્ત્રીઓ પોતાની મેળે વર ખોળી લેતી. ગૃહ્યસૂત્રો પ્રમાણે માબાપ પુત્રોને પુખ્ત ઉંમરે પહોંચતાં પરણાવી દેતાં. પરાશર ગૃહ્યસૂત્ર પ્રમાણે લગ્ન કરેલ જોડું પ્રેમની તથા દુઃખ સહન કરવાની કસોટી માટે ત્રણ દિવસ સુધી મીઠાવાળો ખોરાક નહોતું ખાઈ શકતું. વરવધૂ જમીન પર જ સૂઈ રહી શકતાં

અને ત્રણ રાત, છ રાત અથવા એક વરસ સુધી સાથે ન રહી શકતાં. લગ્નની ઉંમર સમય જતાં ઓછી થતી ગઈ. આનું કારણ પરદેશી હુમલાખોરો - (ગ્રીક, બેક્ટ્રીઅન, પાર્થિયન, સિથિયન, મુસલમાન) છે. આને કારણે બાળલગ્નની પ્રથા શરૂ થઈ. ઉત્તરકાલીન સ્મૃતિઓએ લગ્ન કરતી કુમારિકાઓના પાંચ વિભાગ પાડ્યા છે :—(૧) નગ્નિકા, (૨) ગૌરી–૮ વર્ષની, (૩) રોહિણી–૯ વર્ષની, (૪) કન્યા–૧૦ વર્ષની, (૫) રજસ્વલા–૧૦ વર્ષ ઉપરની.

**કન્યાની યોગ્યતા** :—સુંદર સ્ત્રીના ગુણો વિષે મતભેદ છે. ભારદ્વાજ ગૃહ્યસૂત્ર પ્રમાણે ધન, સૌંદર્ય, બુદ્ધિ અને કુળનો લગ્ન સમયે વિચાર કરવામાં આવે છે. બાહ્ય શુભ ચિહ્નો (હંસગામિની અથવા ગજગામિની, કોમળ અંગો, દાડમની કળી જેવા દાંત, પાતળી કોમળ કમર)વાળી સ્ત્રી લગ્ન માટે ઉત્તમ છે. સ્ત્રી માંદલી હોય, વાળ વગરની હોય, લાલ આંખોવાળી હોય તે લગ્ન માટે વર્જ્ય છે. વિધવા લગ્નની મનાઈ હતી. કન્યા વર કરતાં નાની હોવી જોઈએ. તેનામાં શીલ પણ હોવું જોઈએ.

**વરની યોગ્યતા** :—બધી સ્મૃતિઓ પ્રમાણે જેનું બ્રહ્મચર્ય પૂર્ણ થયું હોય તે જ લગ્નને માટે યોગ્ય છે. વરાહ ગૃહ્યસૂત્ર પ્રમાણે વરે ક્રોધ જીત્યો હોવો જોઈએ અને આનંદી વિચારોવાળો હોવો જોઈએ. પુરુષત્વની ખાસ જરૂર છે એટલે કે વર વીર્યવાન હોવો જોઈએ. લોકોથી ત્યજાએલ, જીવમાંથી મુક્ત થયેલ, બીજી જ્ઞાતિનો, રોગથી પીડિત, લકવાવાળો, વીર્યહીન, સગોત્ર, અંધ તથા બહેરો પુરુષ વર થવાને લાયક નથી.

**લગ્ન ક્રિયાઓ** :—પ્રાચીન યુગમાં લગ્ન સાદું હશે. પુરુષને સ્ત્રી અમુક નિયમોનુસાર આપવામાં આવતી હશે કે જેથી તેઓ પતિપત્ની થાય.[6] પાછળથી દરેક જાતિએ ક્રિયાઓ, રિવાજો અને

6. R. B. Pandey—Hindu Sanskaras. Page 345.

રૂઢિઓને જન્મ આપ્યો હશે. લગ્ન આનંદનો પ્રસંગ હોવાને કારણે મિજબાની, સંગીત, નૃત્ય, ઘર તથા કન્યાનો શણગાર વગેરેએ પ્રવેશ કર્યો. અથર્વવેદમાં વરને ઘેર જતી કન્યાનું ચિત્ર આપ્યું છે.

લગ્નના દિવસે કન્યાને સ્નાન કરાવવામાં આવતું. પછી સ્તોત્રો ઉચ્ચારતાં ઉચ્ચારતાં વસ્ત્રો પહેરાવતાં. મા આંસુ સારતી. લગ્નક્રિયા શરૂ થતી, તે સમયે જે ક્રિયાઓ થતી તે ગૃહ્યસૂત્રોમાં નીચે પ્રમાણે બતાવી છે.

| પારસ્કર ગૃહ્યસૂત્ર | બૌધાયન ગૃહ્યસૂત્ર |
|---|---|
| ૧. અર્ઘ્ય અને મધુપર્ક | ૧. વરપ્રેક્ષણમ્ |
| ૨. વસ્ત્ર પરિધાનમ્ | ૨. બ્રાહ્મણ ભોજન |
| ૩. સમગ્રાન | ૩. નાંદીમુખ વિવાહ હોમ |
| ૪. વધ્વાસહ નિષ્ક્રમણ | ૪. કન્યાની પાસે વરગમન |
| ૫. સમીક્ષણમ્ | ૫. સમીક્ષણમ્ |
| ૬. અગ્નિ પ્રદક્ષિણમ્ | ૬. હસ્તગ્રહણમ્ |
| ૭. વૈવાહિક હોમ | ૭ સપ્તપદી |
| ૮. લાજા હોમ | ૮. અર્ઘ્ય અને મધુપર્ક |
| ૯. પાણિગ્રહણમ્ | ૯. અલંકારણમ્ |
| ૧૦. અશ્મારોહણમ્ | ૧૦. અદિતિ હોમ |
| ૧૧. ગાથાગ્રાનમ્ | ૧૧. હૃદયસ્પર્શ |
| ૧૨. અગ્નિ પરિક્રમણ | ૧૨ કર્ણજપ |
| ૧૩. શેષ લાજા હોમ | ૧૩. પાણિગ્રહણમ્ |
| ૧૪. સપ્તપદી | ૧૪ અગ્નિ પ્રદક્ષિણમ્ |
| ૧૫. મૂર્ધાભિષેક | ૧૫. અશ્મારોહણમ્ |
| ૧૬. સૂર્યદર્શનમ્ | ૧૬. લાજાહોમ |
| ૧૭. હૃદયસ્પર્શ | ૧૭. બીજી અગ્નિ પ્રદક્ષિણા |
| ૧૮. અભિમંત્રણ | ૧૮. પ્રજાપત્ય બલિદાન |

| | |
|---|---|
| ૧૯. વૃષભયમીરોહણ | ૧૯. ઉદ્વાહ અથવા વિયોગ |
| ૨૦. પ્રામવચન | ૨૦. ગૃહપ્રવેશ |
| ૨૧. આચાર્યદાન | ૨૧. વૃષભયમીરોહણ |
| ૨૨. ધ્રુવ દર્શન | ૨૨. ધ્રુવ, અરુંધતી અને સપ્તર્ષિ દર્શનમ્ |
| ૨૩. ત્રિરાત્રવ્રત | ૨૩. ત્રિરાત્રવ્રત |
| ૨૪. આવસથ્ય હોમ | ૨૪. ચતુર્થી કર્મ |
| ૨૫. ઉવાહનમ્ | ૨૫. ઉપપ્રવેશનમ્ |
| ૨૬. ચતુર્થીકર્મ | |
| ૨૭. મૂર્ધાભિસિંચનમ્ | |
| ૨૮. સ્થલિપાકપ્રાશન | |
| ૨૯. લગ્ન વફાદારીનો પહેલો પાઠ | |
| ૩૦. ગર્ભાધાનમ્ | |

માંડલિક તથા ગદાધરે લગ્નની ક્રિયાઓ આપી છે, તેમાં તફાવત છે. આધુનિક સમાજમાં કેટલેક અંશે નીચેની લગ્નક્રિયાઓ જણાય છે.

૧. વાગ્દાન (વેવિશાળ):—લગ્નની પ્રથમ ક્રિયા વિવાહ છે. છે. વરકન્યાના માબાપ લગ્નનું વચન આપે, તે વાગ્દાન (વેવિશાળ) કહેવાય છે. જ્યોતિષ પ્રમાણે મંગલ દિવસે બેચાર કે આઠ જણને વરને ઘેર જઈ લગ્નની બાબત નક્કી કરવાની હોય છે. વરનો બાપ કન્યાને ચોખા, કપડાં અને ફૂલોથી વધાવતો.

૨. લગ્ન દિવસ:—લગ્નક્રિયા મહિનાના શુક્લ પક્ષમાં મંગલ દિવસે થતી.

૩. મૃદાહરણ:—લગ્ન પહેલાંના ત્રીજા, પાંચમા, સાતમા અથવા નવમા દિવસે ઉત્તર દિશામાં માટી લેવા જવાની ક્રિયા આમ છે.

૪. ગણેશ પૂજા:—લગ્ન પહેલાં ગણેશની પૂજા થતી.

૫. ઘટિકા :—લગ્નના દિવસે ઘટી (પાણી ચક્ર)ની સ્થાપના થાય છે આ ક્રિયા પ્રચલિત નથી.

૬. વિવાહસ્નાન :—વર કન્યા, પોતાને ઘેર સ્નાન કરી વસ્ત્રો સજીને પોતાને શણગારે છે.

૭. જાન :—કન્યાને ઘેર આવતાં વર ગૃહદ્વારે ઉભો રહે છે ત્યાં સ્ત્રીઓ પાણી તથા ભોજનથી તેનો સત્કાર કરે છે.

૮. મધુપર્ક :—વરને સસરા તરફથી આદરસત્કાર સાથે મધ અપાય છે.

૯. વરપૂજા :—સસરા વરને અત્તર, માળા તથા પવિત્ર દોરા અને ઘરેણાંથી સત્કાર કરતા. લૌકિક અગ્નિ પ્રગટાવાતો. ગૌરીપૂજા પછી કન્યાને મામા લાવતા.

૧૦. વસ્ત્રપરિધાપન :—વર કન્યાને વસ્ત્રો આપે છે.

૧૧. સમંજન :—કન્યાનો બાપ વરવધૂને અંજન કરે છે, કારણ કે અંજન સ્નેહનું પ્રતીક છે.

૧૨. ગોત્રોચ્ચાર :—કન્યાદાન પહેલાં ગોત્રો તથા પૂર્વજોનાં નામ ઉચ્ચારાય.

૧૩. કન્યાદાન :—કન્યાદાનની ક્રિયા ગૃહ્યસૂત્રો પ્રમાણે પિતા વડે થાય. પિતા કન્યાનું દાન કરે છે.

૧૪. શરતો :—કન્યાની પવિત્રતા, ધન અને ઇચ્છામાં દખલ ન કરવી. આ સમયે બ્રાહ્મણોને દક્ષિણા અપાતી.

૧૫. સૂચન :—'કન્યા કોણે આપી' તેનો જવાબ—'કામે આપી.' વરકન્યાને કહે છે 'વીરોને જન્મ આપ'.

૧૬. કંકણ બંધન :—રક્ષાબંધન અથવા મંગલસૂત્ર પણ આને કહેવામાં આવે છે. આ ક્રિયા મહત્ત્વની છે.

૧૭. વધૂના આદર્શનો વિકાસ :—કન્યાને પુખ્ત ઉંમરની જાણીને વર કહે છે. 'પહેલાં સોમની વધૂ થા, પછી ગાંધર્વની થા,

ત્યારપછી અગ્નિની થા અને ચોથી મારી—માનવની થા. હિંદુ માન્યતા છે કે જુદા જુદા દેવો કન્યાના વિકાસ માટે તેની પાસે આવે છે.

૧૮. રાષ્ટ્રભૃત :—રાષ્ટ્રભૃત, જય, અભયાતાન અને લાજા ઈત્યાદિ હોમ છે. લાજા હોમ શાંતિ માટે છે.

૧૯. પાણીગ્રહણ :—વર વધૂનો જમણો હાથ ગ્રહણ કરે છે.

૨૦. અશ્મારોહણ :—પત્નીને પતિભક્તિમાં અચળ બનાવવા પતિ કહે છે 'પત્થર પર ચઢ અને પત્થર જેવી સ્થિર થા.'

૨૧. નારી પ્રશંસા :—વર નારી પ્રશંસાનું ગીત ગાય છે.

૨૨. અગ્નિ પ્રદક્ષિણા :—જોડું અગ્નિની પ્રદક્ષિણા કરે છે. લાજાહોમની ક્રિયાઓ ફરી થાય છે.

૨૩. સપ્તપદી (સાત પગલાંની ક્રિયા) :—વર કન્યાને કહે છે, 'પહેલું પગલું રસ માટે, બીજું ફળના રસ માટે, ત્રીજું ધન વૃદ્ધિ માટે, ચોથું સુખ માટે, પાંચમું પશુઓ માટે, છઠ્ઠું ઋતુઓ માટે અને સાતમું પગલું ભરી મારી સાથે એકરૂપ થઈ જા' સપ્તપદીનાં સાત પગલાં પ્રેમ, તેજસ્વિતા, તક, શાંતિ, આશીર્વાદ, પ્રેમ અને પવિત્રતાનાં સૂચન માટે હતાં.

૨૪. અભિસિંચન :—આમાં મંત્ર ભણીને કન્યાના મસ્તક પર જળનું સિંચન કરવામાં આવે છે.

૨૫. હૃદય સ્પર્શ :—વર કન્યાના હૃદયનો સ્પર્શ કરે છે અને કહે છે 'પ્રજાપતિ તને મારી સાથે એકરૂપ બનાવે.'

૨૬. સિંદૂરદાન :—વર કન્યાની સેંથીમાં સિંદૂર પૂરે છે.

૨૭. વૃષભચર્મારોહણ :—વર કન્યાને વૃષભચર્મ પર બેસાડે છે.

૨૮. સ્થાનિક રિવાજો :—ગામવચન એટલે કે સ્થાનિક રિવાજોનુસાર વર કન્યાની કોઈ પ્રચલિત પ્રથાને અનુસરે. દા. ત. એક રિવાજ અનુસાર વર-કન્યા વડનો સ્પર્શ કરે છે.

૨૯. દક્ષિણા :—પુરોહિતને લગ્નક્રિયા પૂરી થતાં ભેટ આપવામાં આવે છે.

૩૦. ધ્રુવતારા દર્શન :—કન્યાને સપ્તર્ષિ અથવા ધ્રુવતારો બતાવવામાં આવે છે.

૩૧. ત્રિરાત્રવ્રત :—ત્રણ રાત્રિ સુધી મીઠા વગરનો ખોરાક તથા વિયોગ આ વ્રતમાં છે.

૩૨. કન્યાગમન :—રથ કે માફામાં કન્યાને બેસાડી વરને ઘેર લઈ જવામાં આવે છે.

૩૩. ગૃહ્યઅગ્નિ સ્થાપન-ચતુર્થીકર્મ :—લગ્ન પછી ચોથા દિવસે ઘરમાં અગ્નિ પ્રગટાવી ખોરાક તૈયાર કરવામાં આવે છે. વર વાયુ, સૂર્ય, ચંદ્ર અને ગાંધર્વની રક્ષણ માટે પૂજા કરે છે.

૩૪. સહભોજન :—ચતુર્થીકર્મને અંતે પતિ પત્નીને ખવડાવે છે. આ એકરૂપતાનું પ્રતીક છે.

૩૫. લગ્નચોરી કાઢવાનો સમય :—લગ્ન પછીના કોઈ બેકી દિવસે ચોરી કાઢવામાં આવે છે.

લગ્ન સ્થાયી અને અનિવાર્ય એકતા ગણાય છે. તે કામચલાઉ કરાર નથી. શારીરિક સંબંધનાં પ્રતીકો પણ લગ્નક્રિયામાં હોય છે. લગ્ન સુખી નીવડે તે માટે દેવ પ્રાર્થનાઓ લગ્નક્રિયામાં હોય છે.

(૧૬) અંત્યેષ્ટિ :—આ હિંદુ જીવનનો છેલ્લો સંસ્કાર છે. મરણ પછી મરનારના વારસો મરણક્રિયા કરે છે. બૌધાયન પિતૃમેધ સૂત્રો કહે છે. 'સંસ્કારોથી મનુષ્ય આ લોક જીતે છે.' મરણ પછીના સંસ્કારોથી તેને સ્વર્ગ પ્રાપ્ત થાય છે, તેથી ધાર્મિક ક્રિયા કરનારાઓ દહનક્રિયાની વધુ ચિંતા કરે છે.

મરણક્રિયાનાં કારણો :—મૃત્યુભય, પુનર્જન્મમાં સુખપ્રાપ્તિ, મૃત્યુ બાદ આત્માની હયાતી, ભય અને પ્રેમની લાગણીઓ, મૃતદેહને

દહન કરવાની વૈજ્ઞાનિક જરૂરિયાત, ભૂતને કાઢવાના કારણે મરણક્રિયા (દફન અથવા દહનક્રિયા) થાય છે. તે ક્રિયા સમયે મંત્રોચ્ચાર કરવાનું કારણ મૃત આત્માને યમ સ્વર્ગમાં લઈ જાય તે છે.

મરણક્રિયાના ચાર ભાગ પડે છે. (૧) અભિસિંચન, (૨) સ્મશાન ચિતિ (મડદાનું સ્નાન અને ચિતા), (૩) ઉદકકર્મ (અંજલિ), (૪) શાંતિકર્મ.

ગૃહ્યસૂત્રો અનુસાર વાંસની ઠાઠડી બનાવી, દક્ષિણ તરફ મડદાનું માથું રાખવાનું હોય છે. સ્નાન કરાવી જૂનાં વસ્ત્રો કાઢી નવાં પહેરાવવામાં આવે છે. સ્મશાનયાત્રામાં મુખ્ય વિલાપ કરનારને આગળ રાખવામાં આવે છે. મડદું ચિતામાં મૂકવામાં આવે છે, ત્યારે તેના કપડાનાં બધાં બંધનો તોડવામાં આવે છે. દોરાઓ પણ તોડવામાં આવે છે. મરણ પામેલાને—બ્રાહ્મણ હોય તો સોનાનો કકડો, ક્ષત્રિય હોય તો બાણ અને વૈશ્ય હોય તો ઝવેરાત આપવામાં આવે છે. પતિ સાથે સ્ત્રીને બાળવાનો એટલે કે સતીનો રિવાજ લુપ્ત થયો છે. દાહ દેતી વખતે કહેવામાં આવે છે, 'અગ્નિ, આ શરીરને દુઃખ આપ્યા વગર ખલાસ કરજે'. મરણશોક ભૂલવા પુરાણો વંચાય છે. ઉદકકર્મ એટલે મરણના સાતમા કે દસમા દિવસે નદી કે તળાવમાં સગાંઓ નાહીને પ્રજાપતિને અંજલિ આપે છે. સ્નાન પછી કોઈ પવિત્ર ઘાસવાળી જગ્યાએ બધા બેસે છે ઇતિહાસપુરાણની વાતોથી શોકગ્રસ્તોને દિલાસો આપવામાં આવે છે. બધા ઘેર આવે છે ત્યારે પાણી છાંટી બીજે સ્પર્શ કરે છે. અપવિત્રતા એટલે કે સૂતકના સમય માટે મતભેદ છે સૂતકનો સમય બ્રાહ્મણક્ષત્રિય માટે દસ, વૈશ્ય માટે પંદર અને શૂદ્ર માટે એક માસ કહેવામાં આવ્યો છે, મડદાનાં અસ્થિ વીણી દાટવાની અથવા નદીમાં પધરાવવાની ક્રિયા પણ હોય છે શાંતિકર્મમાં દસમા દિવસે સવારમાં રોવા કૂટવાનું હોય છે. પિતૃમેધ અથવા સ્મશાનની ક્રિયા એટલે કે મૃતદેહના અવશેષોની કબર

બાંધવાનો રિવાજ મુસલમાનોમાં તથા ખ્રિસ્તીઓમાં છે. મૃતદેહને બલિદાન આપવાની ક્રિયા અશૌચ સમયમાં હોય છે. પિંડ અથવા ચોખાના લાડુ પહેલા દિવસે મૃતને અર્પવા જોઈએ. તે દિવસે પાણી અને દૂધ ખુલ્લામાં મૂકવામાં આવે છે. બાર દિવસ સુધીની અમુક બલિદાનની ક્રિયા થાય છે. ક્રિયાનો અંત બ્રહ્મભોજનથી થાય છે. ખોરાક એક વર્ષ સુધી અપાય છે, કારણ કે આત્માને યમદ્વાર સુધી પહોંચતાં એક વર્ષ લાગે છે એવું માનવામાં આવે છે. સપિંડીકરણમાં ૧૬ શ્રાદ્ધ શરૂઆતમાં કરવામાં આવે છે. બૌદ્ધના મૃતદેહને સમાધિમાં બેસાડવામાં આવે છે. ગર્ભવતી સ્ત્રીને બૌધાયનના મત પ્રમાણે બાળકને બચાવી બાળવામાં આવે છે. પરિવ્રાજકો, સાધુઓ અને ધર્મપ્રચારકોના મૃતદેહને ખાઈમાં નાખી ભિક્ષાનો વાડકો આપી મંત્રોચ્ચારથી તે ખાઈ પૂરી દેવામાં આવે છે.

જીવન ખેદમય છે. સંસારચક્રની માફક જન્મોની ઘટમાળ છે એમ માનવામાં આવે છે. મોક્ષ પ્રાપ્ત કરવાના ત્રણ માર્ગ (કર્મમાર્ગ, ઉપાસનામાર્ગ, જ્ઞાનમાર્ગ) માનવામાં આવ્યા છે. સંસ્કાર

૫. સંસ્કારનું મહત્ત્વ માનવ લાગણીઓ તથા માન્યતાઓને કારણે ઉત્પન્ન થયા છે. સંસ્કારથી સમાજમાં નીતિનું ધોરણ જળવાઈ રહે છે, એવું માનવામાં આવે છે.

# ૧૫. ભારતની પ્રાચીન કેળવણી

### ૧. વેદકાલીન શિક્ષણ

વેદકાલીન શિક્ષણ તે સમયના વિચારો અને જીવનને લગતું હતું. વેદના વિષયનાં બે પાસાં–ધર્મ અને બ્રહ્મ હતાં. ધર્મ અમુક ક્રિયાકાંડોથી 'મળતું' ન દેખાય તેવું ફળ હતું. બ્રહ્મ જે સર્જનનું કારણ છે, તે શાસ્ત્રોથી જાણી શકાય છે. ક્રિયાકાંડોના ત્રણ વિભાગ પડે છે :—(૧) કર્મકાંડ, (૨) ઉપાસના-કાંડ, (૩) જ્ઞાનકાંડ

મંત્રો (મનન શબ્દ પરથી)નો ઉપયોગ ઋષિઓ ઈશ્વરની પ્રશંસા અને કામનાઓ પૂરી કરવા માટે કરતા. મંત્રના ત્રણ અર્થ–અધ્યાત્મ-જ્ઞાન, નૈરુક્ત (સૃષ્ટિનો) અને યાજ્ઞિક–હોય છે. આહ્વાન પ્રાચીન મંત્ર છે. તેમાં એક અક્ષરનો 'ઓમ્' (ॐ) અથવા પ્રણવ (અક્ષર કહેવાતો તે) મંત્ર છે કે જે મૂળ વેદમંત્ર ગણાય છે.[1] નિવિદ બીજા પ્રાચીન મંત્ર છે. તેનું મૂળ ઐતરેય બ્રાહ્મણમાં છે. પ્રજાપતિએ સર્જનની ઇચ્છા થતાં એક વર્ષ સુધી તપ કર્યું ત્યારપછી બાર વખત પહેલો શબ્દ બોલ્યા કે જેમાંથી વિશ્વ ઉદ્ભવ્યું. બાર એકસ્વરી અક્ષરનો શબ્દ નિવિદ તરીકે જાણીતો છે. મંત્રોના સંગ્રહો સંહિતા કહેવાય છે. વેદ-મંત્રોની સંહિતાઓ (ઋક, સામ, યજુ અને અથર્વ) કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસે ગોઠવી અને પહેલીવાર તેમના શિષ્યોને–પૈલ, વૈશમ્પાયન,

1. R. K. Mookerji—Ancient Indian Education. Page 3.

જૈમિનિ અને સુમન્તુને શિખવી. વેદમંત્રમાં વિગતો પાંચ પ્રકારની છે: ૧. કયા ઋષિનો રચેલો છે તે, ૨. છંદ, ૩. કયા દેવને સંબોધાયેલો છે તે, ૪. હેતુ, ૫ અર્થ. વેદના બ્રાહ્મણ વિભાગમાં બ્રહ્મ વિશે માહિતી હોય છે. બ્રાહ્મણપુસ્તકો વિધિ અને આશીર્વાદની દૃષ્ટિએ જોઈ શકાય. બ્રાહ્મણ-સાહિત્યનો અમુક ભાગ આરણ્યક કહેવાય છે. બ્રહ્મચારીઓ જે લગ્ન કર્યા સિવાય પોતાનો અભ્યાસ ચાલુ રાખવાની ઇચ્છા રાખતા હતા, તે આરણ્યમન કહેવાતા. તેઓ ઋષિઆશ્રમોમાં રહેતા. જ્યાં તેઓ રહેતા તેને અરણ્ય કહેવામાં આવતું. બ્રહ્મ, સર્જન, આત્મા, અમરત્વ વગેરે વિશેના આધ્યાત્મિક ચિંતનના ગ્રંથો આરણ્યક કહેવાતા. આરણ્યકો વાનપ્રસ્થો માટે, ઉપનિષદો સંન્યાસીઓ માટે અને બ્રાહ્મણો ગૃહસ્થો માટે હતાં. યજ્ઞદ્વારા બ્રહ્મની પૂજા થતી. બલિદાનો વેદીના અગ્નિને અર્પાતાં. મનુષ્યો અગ્નિદ્વારા બ્રહ્મને પહોંચતા. વિરાટ પુરુષ સર્જનની ઇચ્છા કરતાં સૃષ્ટિને સર્જે છે. યજ્ઞ માટે આહ્વાન, અગ્નિ અને આહુતિ જરૂરી છે. પુરુષ પ્રજાપતિ છે. યજ્ઞોમાં જુદા જુદા દેવોની પ્રાર્થના કરવામાં આવે છે, પરંતુ સર્વોત્તમ બ્રહ્મ જ પ્રાર્થ્ય છે. યજ્ઞનું બલિદાન તે આત્મબલિદાન છે. પ્રાણીઓના બલિદાનને બદલે પાછળથી ચોખા કે જવની રોટલીનું બલિદાન અપાતું. યજ્ઞોના ચાર પ્રકાર હતા—(૧) દ્રવ્યયજ્ઞ, (૨) તપોયજ્ઞ, (૩) યોગયજ્ઞ, (૪) સ્વાધ્યાય યજ્ઞ–જ્ઞાનયજ્ઞ. યજ્ઞનો સિદ્ધાંત બલિદાનનો હતો કે જેનાથી મનુષ્ય તેના સર્જક માફક પદ્ધતિને રાખી શકે અને જગતમાં લાવી શકે. મનુષ્ય યજ્ઞોથી આત્મવિકાસ સાધી શકે. પાંચ મહાયજ્ઞો હતાઃ—(૧) દેવયજ્ઞ, (૨) પિતૃયજ્ઞ, (૩) બ્રહ્મયજ્ઞ, (૪) ભૂતયજ્ઞ, (૫) નૃયજ્ઞ. ઋગ્વેદમાં યજ્ઞો અમુક દેવોના આદર માટે છે. અગ્નિ દરેક ઘરનો દેવ છે કારણ કે અગ્નિ જીવનનું મૂળ છે. તે યજ્ઞથી સવારસાંજ પૂજાય છે-તેને શ્રેષ્ઠ વસ્તુનું બલિદાન આપે, તે અગ્નિહોત્ર કહેવાય છે.

અમરતાનું પીણું એટલે કે અમૃત હતું. સત્ર વેદકાલીન સમયમાં રાષ્ટ્રીય ઉત્સવ હતો. તે નીતિ, આધ્યાત્મિક વિકાસ તથા સાહિત્ય

અને શિક્ષણ માટે ઉત્તમ હતો. ક્રિયા કરનાર યજમાન વિદ્વાનોને આખું વર્ષ જમાડતો. યાગના પાંચ ભાગ હતાઃ—(૧) દીક્ષણીય ઇષ્ટિ, (૨) પ્રાયનિય (આતિથ્ય) ઇષ્ટિ, (૩) પ્રાવર્ગ્ય ક્રિયા, (૪) પશુયાગ, (૫) સોમયાગ. વેદના બે વિભાગ છે. કર્મકાંડ અને જ્ઞાનકાંડ. ઋગ્વેદમા સાદું જીવન અને ઉચ્ચ વિચાર છે.

ઋગ્વેદમા સાદા જીવન માટે ઉચ્ચ વિચારોનાં સ્તોત્રો છે, ઋગ્વેદસહિતામાં કર્મપાથ અને પદપાથ છે. કર્મપાથ જે વિકૃત કહેવાય છે, તેના આઠ પ્રકાર છે—

**૨. ઋગ્વેદમાં અભ્યાસને લગતા ઉચ્ચારણો**

[૧] જરા, [૨] માલા, [૩] શિખા, [૪] રેખા, [૫] ધ્વજ, [૬] દંડ, [૭] રથ, [૮] ધન. ઋગ્વેદનાં મંડળો (વિભાગો) જુદા જુદા ઋષિઓના નામે છે. ઋગ્વેદની રચનાનો સમય સર્જનનો સમય હતો. પછી ટીકાનો સમય આવ્યો. ઋગ્વેદ બે પ્રકારનાં શિક્ષણપ્રસ્થાનો સૂચવે છે તેમાં ઋષિઓ તપમાં ભગ્ન થએલા વિશેના અને તપના બળે નીચલી કોટિનાને ઊંચી કોટીના બનાવવા વિશેના ઉલ્લેખો છે. તપના પ્રકારો જુદા જુદા છે :—[૧] કૃચ્છ્રચાદ્રાયણ, [૨] સ્વર્ગપ્રાપ્તિનું તપ, [૩] મહત્. ઋષિઓ ઇશ્વરધ્યાન માટે જંગલોમા રહેતા ઋષિમુનિઓ વધુ જ્ઞાન મેળવતા, ત્યારે તેમના પુત્રને જ્ઞાન આપતા. ઋષિનું દરેક કુટુંબ વેદકાલીન શાળા હતુ. તેમાં વિદ્યાર્થીઓ આવતા અને તેમને કેળવણી અપાતી. 'સખા' શબ્દ 'સાથે શિક્ષણ પામનાર' માટે વપરાતો. વેદની ગાવાની મહત્તા વધુ હતી. સાત છંદો જાણીતા છે. (૧) ગાયત્રી, (૨) પંક્તિ, (૩) અનુષ્ટુપ, (૪) બૃહતિ, (૫) વિરાજ, (૬) ત્રિષ્ટુપ, (૭) જગતિ. પરોઢમાં દરેક વિદ્યાર્થીને વેદના મંત્રો ઉચ્ચારવા પડતા હતા. એવું મનાય છે કે શ્રુતિ અથવા વેદ જ્ઞાનને યાચના કરે. અક્ષરો અને લખાણ શિક્ષણને મદદરૂપ થયું.

ઋગ્વેદશિક્ષણમાં સાચા ઉચ્ચારણનું મહત્ત્વ હતું. પાછળથી

તેની સમજુતી વધુ અગત્યની ગણાવા લાગી. ઋગ્વેદ પરથી જણાય છે કે ગુરુ શિષ્યને પોતાને ઘેર રાખતા અને અમુક આચારો વતાચારિ તરીકે પળાવવામાં આવતા. મોટા જથ્થને બ્રાહ્મણ સંઘદ્વારા શિક્ષણ મળતું. તે સંઘ જ્ઞાનના વધારા માટે તથા ચર્ચા માટે હતો. બ્રહ્મ સર્વોપરી છે, જેમાં સર્જન અને દેવો સમાયેલા છે. જે તેને જાણે છે, તે તેમાં સમાઈ જાય છે. એક સ્તોત્રમાં વિષ્ણુને (સર્વોપરી આત્મા) બ્રહ્મ કહ્યા છે કે જે વિશ્વમાં ફેલાયેલા છે. તે સમયે જ્ઞાતિપ્રથા હોય તેમ લાગતું નથી. બધા બ્રહ્મજ્ઞાન મેળવી શકતા. અંબરિષ રાજા રાજર્ષિ (રાજા ઋષિ હોય તે) કહેવાતા. પુરુમિલ્હ અને અજમિલ્હ રાજર્ષિઓ હતા. પત્ની યજ્ઞક્રિયામાં ભાગ લેતી. સ્ત્રીઓ પણ ઋષિકાઓ (લોપામુદ્રા, કદ્ર, જુહૂ, યમી, ઉર્વશી વગેરે) હતી. બ્રહ્મવાદિની શિક્ષણ નિયમનને કારણે હતી. શિક્ષણનો સ્ત્રીઓને પણ અધિકાર હતો. અનાર્યને વેદ ભણવા દેવામાં આવતો નહોતો.

ઋગ્વેદનું શિક્ષણ ધાર્મિક હતું અને તે યોગ્ય વ્યક્તિઓ માટે હતું. જેને બ્રહ્મ મેળવવાની ઈચ્છા હોય તેમને માટે તે હતું. બીજાઓ પોતાને યોગ્ય શિક્ષણ લેતા. ઋગ્વેદના મંત્રોમાં સુથાર, વૈદ વગેરેનું જ્ઞાન મેળવનારના ઉલ્લેખ છે. વેદનાં ૭ અંગો—શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ)ને સુરત વિદ્વાનો જરૂરી માને છે. આદર્શ જીવન અને શિક્ષણ જે વેદકાલીન ઋષિઓનું હતું, તે દેશનું આદર્શ બન્યું.

### ૩. બાકીના વેદોમાં અભ્યાસને લગતા ઉચ્ચારણો

સામ, યજુ અને અથર્વવેદ સંહિતાઓ બ્રાહ્મણગ્રંથોના સમયમાં લખાઈ હતી. આ સંહિતાઓ કર્મકાંડની ક્રિયાઓની પદ્ધતિઓ છે. ૧૬ પુરોહિતો નીચે પ્રમાણે ગણાવવામાં આવે છે.

૧. હોતૃ અને તેના સહાયકો (મૈત્રાવરુણ, અચ્છાવાક, ગ્રાવસ્તુત્)

૨. ઉદ્દગાતૃ અને તેના સહાયકો (પ્રસ્તોતૃ, પ્રતિહર્તૃ, સુબ્રહ્મણ્ય)

૩. અધ્વર્યુ અને તેના સહાયકો (પ્રતિષ્ઠાતૃ, નેષ્ટ્ર, ઉન્નેતૃ)

૪. બ્રહ્મન્ (બ્રહ્મા) અને તેના સહાયકો (બ્રાહ્મણાચ્છસિન્ અગ્નિધ્ર, પોતૃ)

આ સોળે ઋત્વિજ કહેવાતા. નીચલા દરજ્જાના પુરોહિતો અધ્વર્યુના સહાયકો (શમિત્રિ, વૈકર્ત, ચમસાધ્વર્યુ) હતા. કૌશિતકિનોએ ૧૭મો ઋત્વિજ ઉમેર્યો, જેને સદસ્ય કહેવામાં આવતો કે જે યજ્ઞક્રિયાનું ધ્યાન આપતો. ઉચ્ચ શિક્ષણ પુરોહિતની જરૂરિયાતોને લગતું તથા કર્મ-કાંડી ધર્મને લગતું હતું.[2] પૂજાનાં બાહ્ય, ભૌતિક અને કારીગરીનાં દ્રષ્ટિબિંદુઓ યજ્ઞ અભ્યાસના મુખ્ય વિષયો થયા. ચાર પ્રકારના અભ્યાસીઓ હતા. તેઓ પૂજા અથવા યજ્ઞના ચાર વિભાગોમાં પ્રભુત્વ મેળવતા:—(૧) સ્તોત્રોના ઉચ્ચારણમાં પ્રભુત્વ પ્રાપ્ત કરનાર હોત્રિ, (૨) સ્તોત્રો ગાવામાં પ્રભુત્વ મેળવનાર ઉદ્દગાત્રિ, (૩) યજ્ઞક્રિયાની ક્રિયાઓ અને પદાર્થોમાં પ્રભુત્વ મેળવનાર અધ્વર્યુ, (૪) પૂજા તથા યજ્ઞ પર ધ્યાન રાખનાર અને શંકાવાળા મુદ્દા તથા ઝગડા પતાવનાર બ્રાહ્મણ પુરોહિત. સામવેદ સૂરોના માધુર્યનો ગ્રંથ છે. સંગીતના અભ્યાસીઓ વેદસ્વરોમાં ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિતને સાત સ્વરો (સારીગમપધનિ)નાં મૂળ તરીકે જુએ છે. યજુર્વેદ અધ્વર્યુ પુરોહિતોનો ગ્રંથ છે. યજુર્વેદનો એક ભાગ મંત્ર, પ્રાર્થનાઓ અને યજ્ઞક્રિયાઓ વિશે છે. બીજા ભાગમાં યજ્ઞક્રિયાઓ ચર્ચા સાથે છે. અથર્વવેદમાં રોગોના ઉપાયો માટેની વનસ્પતિનું વર્ણન, ખગોળશાસ્ત્ર અને ગૃહ-ક્રિયાઓ છે. તેમાં આર્થિક, રાજકીય તથા તત્ત્વજ્ઞાનના વિચારો છે.

2. R. K. Mookerji—Ancient Indian Education Page 61.

प्राचीन भारतमां केळवणीनी पद्धति निश्चित हती. तेना आदर्शो अने आचरणने ब्रह्मचर्य कहेवामां आवतुं. अथर्ववेदमां ज आ पद्धतिनुं मूळ छे. प्राचीन भारतमां विद्यार्थीअवस्थामां जीवन केवी रीते जीववुं ते शीखववामां आवतुं. अथर्ववेदमां आचार्यद्वारा उपनयन क्रिया केवी रीते थती तेनी विगतो अपाय छे. ब्रह्मचारीनां शारीरिक

## ४. प्राचीन केळवणी पद्धति

कर्मो:—(१) कुश, कंदोरा अने मृगचर्म पहेरवां, (२) वाळ उगवा देवा, (३) बळतण मांजवुं अने अग्नि प्रगटाववो, (५) भिक्षा. आध्यात्मिक कर्मो :—(१) अग्निने रोज बे वार बळतण आपवुं, (२) इन्द्रियसंयम (३) तप, (४) आत्मापर्णनुं जीवन, (५) आचार्यने योग्य भेटो द्वारा संतोषवा. कुमारीओ माटे पण ब्रह्मचर्य हतुं, कारणके 'कुमारीओ पण ब्रह्मचर्यथी युवकोने मेळवे' एवो उल्लेख स्तोत्रमां छे.

वेदकालीन शिक्षणसंस्थाओमां वादळिया तथा ठंडीना दिवसोमां रजाओ पळाती. वृक्षो नीचे तथा जवना लीलाछम पाक साथे के पशुओनो अवाज थतो होय त्यां अभ्यास करवानी मनाई हती. यजुर्वेदमां विद्यार्थीओनां त्रण ऋणो गणाव्यां छे:—(१) ब्रह्मचर्य द्वारा ऋषिओ पासेथी ज्ञान मेळववुं अने फेलाववुं, (२) यज्ञो वडे आध्यात्मिक देवोनुं सानिध्य साधवुं, (३) वंश चलाववानुं पूर्वजोनुं देवुं चुकववुं.

ब्राह्मणो, आरण्यको अने उपनिषदो उत्तरकालीन वेदसाहित्य छे. भारतीय शिक्षण ऊंची कक्षाए पहोंच्युं हतुं. उपनिषदोमां जीवन समस्याओ अने आध्यात्मिक भेदोने उकेलवाना जेवा प्रयासो थया छे, तेवा विश्वसाहित्यमां कोई स्थळे थया नथी. ब्राह्मणोमां ब्रह्म एटले

## ५. ब्राह्मणो, आरण्यको तथा उपनिषदोनुं ज्ञान

કે ભક્તિ અને પ્રાર્થનાને લગતા વિષયો (વિધિ અને અર્થવાદ) છે. આરણ્યકોમાં આધ્યાત્મિક અને ભેદી સત્યોનાં કથન છે. ઉપનિષદોમાં યજ્ઞ અને આત્માના ગઠન સિદ્ધાંતો છે. ઋગ્વેદને લગતાં ઐતરેય અને સાંખ્યાયન બ્રાહ્મણો, ઐતરેય અને કૌશિતકી આરણ્યકો અને ઐતરેય અને કૌશિતકી ઉપનિષદો છે. સામવેદને લગતાં તાંડય, ષડ્વિંશ, અદ્ભુત, છાંદોગ્ય, તલવકાર બ્રાહ્મણો તથા છાંદોગ્ય અને કેન ઉપનિષદો છે, આરણ્યકો નથી. યજુર્વેદને લગતાં બ્રાહ્મણો તૈતરિય, તથા શતપથ છે. તૈતરિય આરણ્યક પણ છે અને તૈતરિય માહાનારાયણ, મૈત્રાયણ, કઠક અને શ્વેતાશ્વતર બૃહદારણ્યક અને ઈષ ઉપનિષદો છે. અથર્વવેદને લગતું ગોપથ બ્રાહ્મણ છે. મુંડક, પ્રશ્ન, માણ્ડૂક્ય ઉપનિષદો છે.

આ ગ્રંથો મૌલિક હતા. ઋષિમુનિઓના વંશજો વારસામાં આ જ્ઞાન આપતા. મૌખિક જ્ઞાન જુદી જુદી સંસ્થાઓ (શાખાઓ, ચરણો, પરિષદો, કુલો, ગોત્રો વગેરે) દ્વારા વિકાસ પામતું. કોઈ જૂથ ગ્રંથો ઘણા શીખે અને મનન કરે તે શાખા કહેવાતી. ચરણ એક જાતની સંસ્થા હતી. તેમાં વેદસ્તોત્રોના મતભેદો અને બ્રાહ્મણોની ભૂલોની ચર્ચા હતી. એ પરિષદ આજના વિશ્વવિદ્યાલય જેવી સંસ્થા હતી, જેમા જુદાં જુદાં ચરણો (વિદ્યાલયો)નો સમાવેશ થતો. શાખા, ચરણ અને પરિષદ જેવી જ ગોત્ર અને કુલ નામની સંસ્થાઓ હતી. વેદકાલીન અભ્યાસ-સંસ્થાઓ કાયદા અને વિદ્વતા માટે જાણીતી હતી. અભ્યાસમા ફક્ત પવિત્ર વિદ્યા જ નહોતી, પરંતુ આત્મસંસ્કાર અને જીવવાની પદ્ધતિ-ઓનો પણ તેમાં સમાવેશ થતો હતો. સ્વાધ્યાયનો ઉલ્લેખ શતપથ બ્રાહ્મણમાં આવે છે. શતપથ બ્રાહ્મણમાં અમરલોકને પ્રાપ્ત કરવાના યત્નને સ્વાધ્યાય કહે છે, વેદના અભ્યાસથી મન શાંત થાય છે. જ્ઞાન માટે ગુરુ અનિવાર્ય હતા. કેટલીકવાર પિતા તથા ગુરુ બંને પાસેથી જ્ઞાન મેળવાતું. શ્વેતકેતુએ બંને પાસેથી જ્ઞાન મેળવ્યું હતું. બ્રાહ્મણ તેના પુત્રને વેદઅભ્યાસ તથા ક્રિયાકાંડ કરાવતો. વિદ્યાર્થીજીવન ૧૨

વર્ષ પુરું થતું. ઉપકોસલ કામલાયન સત્યકામ જાબાલિના ગૃહમાં બાર વર્ષ રહ્યો હતો. શ્વેકેતુ ગુરુને ઘેર ૧૨ વર્ષ રહી પાછો ફર્યો હતો. વેદસાહિત્યના વિદ્યાર્થીને પહેલાં ઉચ્ચારણો શીખવાં પડતાં. બ્રહ્મનું જ્ઞાન વિદ્યાર્થી અવસ્થામાં બધા ન પ્રાપ્ત કરી શકે તેવું જ્ઞાન હતું. ગુરુઓ, વડીલો તથા ગૃહસ્થોની કામચલાઉ સભા કેટલાક સિદ્ધાંતો તથા સત્યોની ચર્ચા કરતી. બૃહદારણ્યકમાં યાજ્ઞવલ્કય મૈત્રેયી, જનક ગાર્ગી અને આર્તભાગને સૂચના આપે છે. મુણ્ડકમાં સૌનક ગૃહસ્થ અંગિરસ પાસે માર્ગદર્શન માટે જાય છે. અભ્યાસને અંતે વિદ્યાર્થીઓને ઘેર જતી વખતે આશીર્વાદ આપવામાં આવતા. શિક્ષણનો હેતુ પવિત્ર જ્ઞાનનો ફેલાવો કરી ચારિત્રને ઉજ્જવળ બનાવવાનો હતો. યોગ્ય શિષ્ય ગુરુ પાસે આવતો ત્યારે ગુરુની ફરજ શિષ્યને પોતાનું સર્વ જ્ઞાન આપવાની હતી. જ્યારે ગુરુ જાણે કે પોતે વિદ્યાર્થીને યોગ્ય નથી ત્યારે તે બીજા પાસે તેને મોકલતા. દરેક ગુરુ પોતાની શાખા ચાલે તે માટે તે યોગ્ય વિદ્યાર્થી પસંદ કરતા. ગૃહ્યસૂત્રો પરથી જણાય છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વેદસાહિત્યના અભ્યાસ માટે યોગ્ય ગણાતા. શૂદ્રોને વેદના અભ્યાસનો હક નહોતો. જનક રાજા વિદ્વાન ક્ષત્રિય હતા. ત્રણ બ્રાહ્મણો જનકના પ્રશ્નોને કારણે તેમની સાથે આધ્યાત્મિક ચર્ચા કરવા તૈયાર થયા હતા એટલે કે ક્ષત્રિય જ્ઞાનને કારણે ગુરુ થઈ શકતા ઉપનિષદો પરથી જણાય છે કે સ્ત્રીઓ ગુરુ (આચાર્યા) બની શકતી અને તત્ત્વજ્ઞાનની ચર્ચાઓમાં ભાગ લઈ શકતી. વેદ સિવાય બીજા વિષયો—અનુશાસન (વેદાંગ), વિદ્યા (તત્ત્વજ્ઞાનની ૭ શાખાઓ) વાકોવાકયમ્ (વિવાદો), ઇતિહાસ પુરાણ, આખ્યાન, અન્વાખ્યાન (શતપથનો અંતિમ ભાગ) અનુવ્યાખ્યાન, વ્યાખ્યાન, ગાથા, નારાશંતિ,બ્રાહ્મણ,ક્ષત્રવિદ્યા, રાશિ, નક્ષત્રવિદ્યા, ભૂતવિદ્યા (જીવનનું વિધાન) સર્પવિદ્યા, અથર્વાંગીરસ, દૈવ, નિધિ, પિત્ર્ય, સૂત્ર, ઉપનિષદ, શ્લોક, વેદોનો વેદ (જૂની સંસ્કૃત ભાષાનું વ્યાકરણ) એકાયન, દેવવિદ્યા, બ્રહ્મ-

વિદ્યા, વિજ્ઞાનવિદ્યા વગેરે હતા. આ જ્ઞાન અપરા હતું. બ્રહ્મજ્ઞાન પરાવિદ્યા હતી. સંન્યાસ અને યોગ ઉચ્ચજ્ઞાન માટે જરૂરી હતાં. ચારક એટલે કે ફરતા ગુરુઓ–પાસેથી પણ જ્ઞાન મેળવાતું. તેઓ ગુરુઓ માટે બહુ યોગ્ય ન હોવાને કારણે ફરતા ફરતા પોતાના જ્ઞાનનો લાભ લોકોને આપતા. અજાતશત્રુ (કાશીનો રાજા), અનીચીન મૌન, અતિધન્વન સૌનક, અગ્નિપ્રતાહીન કાથીસેની, અશ્વપતિ કૈકય, અશ્વલ, વહિન વાક્ષરથ્ય આકટાક્ષ, આરુણેય શ્વેતકેતુ, આસુરી, ઈન્દ્રોત દૈવાપ સૈનિક, ઉદંક, શૌલ્લાયન, ઉદ્દાલક, અરૂણી. ગાર્ગી, જનક, ત્રિશંકુ, નારદ, મૈત્રેયી, યૌનક, યાજ્ઞવલ્કય, જાબાલ, સુકેશિન, ભારદ્વજ વગેરે પોતાના સમયના પ્રસિદ્ધ ગુરુઓ હતા.

**૬. શિક્ષણ સંસ્થાઓ**

શિક્ષણ સંસ્થાઓના ત્રણ પ્રકાર હતા :—(૧) શિક્ષકોનાં ગૃહો, (૨) વિવાદો તથા પરિષદો, (૩) સભાઓ. યજ્ઞ ક્રિયાઓના સમયે પણ વિવાદો થતા. તે એક પ્રકારનું શિક્ષણ હતું. રાજાના દરબારો શિક્ષણ માટે પ્રસિદ્ધ હતા. તેનું ઉદાહરણ જનકનો દરબાર છે શતપથ બ્રાહ્મણમાં ઉલ્લેખ છે કે બ્રાહ્મણ સાંસારિક વિષયોનું જ્ઞાન વિદ્યાર્થીઓને આપતો, જેમાં વ્યાજખોર (વૈશ્ય), માછીમાર, મદારી, પારધિ (શૂદ્ર) અને શાસ્ત્રનો અભ્યાસ ન કરનારનો સમાવેશ થતો.

**૭. સૂત્રકાળ**

સૂત્રકાળમાં વધી ગમેલા ગ્રંથોને ટૂંકમાં આલેખવા સૂત્ર–સાહિત્યની રચના થઈ. બૌદ્ધધર્મમાં માનવજીવનનાં દુઃખોને નિવારવા માટે નીતિના આચરણને મહત્ત્વ અપાયું છે. તેમાં ક્રિયાકાંડને નકામું માન્યું છે. સૂત્રોમાં વિષયો જુદા જુદા હતા. શ્રોતસૂત્રોમાં ક્રિયાકાંડો અને આધ્યાત્મિક જ્ઞાન છે. ગૃહ્યસૂત્રોમાં સાંસારિક જીવનની વિધિઓની વિગતો છે. શુલ્વસૂત્રો ધાર્મિક ક્રિયા સંબંધી છે. ધર્મસૂત્રોમાં ધર્મનું સ્વરૂપ બતાવ્યું છે. વેદસાહિત્ય સૂત્રોમાં લખાયું છે. તેનાં ૭ અંગો (વેદાંગ) છે :—૧. શિક્ષા ૨. છંદ

૩. વ્યાકરણ ૪. નિરુકત (વ્યુત્પત્તિ) ૫. કલ્પ (ક્રિયાકાંડ) ૬. જ્યોતિષ. શૂદ્રો અને સ્ત્રીઓને નૃત્ય, સંગીત અને અર્થશાસ્ત્રની બીજી કળાઓ એટલે કે ઉપયોગી કળાઓ તથા વેપાર શીખવવાની છૂટ હતી. મનુએ પણ શૂદ્રને વેદસાહિત્યના અભ્યાસની મના કરી છે. અર્થશાસ્ત્ર અથર્વવેદનો ઉપવેદ મનાય છે. સૂત્રશાખાઓ અમુક ગુરુઓને કારણે છે. ઋગ્વેદનાં ગૃહ્યસૂત્રો આશ્વલાયન અને સાંખ્યાયનનાં છે. તે પરથી આપણે ગાર્ગીવાચકનવી, વદવા પ્રતિથેયી અને સુલભા મૈત્રેયી (પ્રસિદ્ધ ઋષિણીઓ) નામની સ્ત્રીઓને જાણીએ છીએ. દેશના નામ સાથે પણ સૂત્રોનો સંબંધ હોય છે. લાટયાયન શ્રૌતસૂત્ર લાટ સાથે સંબંધ ધરાવતું લાગે છે.

સૂત્રકાલમાં પ્રાર્થનાઓ નહોતી, પરંતુ ધર્મ અને સામાજિક જીવનની જુદી જુદી પદ્ધતિઓ હતી. શિષ્યની વિદ્યારંભની ક્રિયા પાંચમા વર્ષે થતી. ઉપનયનની ક્રિયા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની થતી. આ ક્રિયા ન કરાવનાર વ્રાત્યો કહેવાતા. યાજ્ઞવલ્ક્યે તેમના માટે વ્રાત્યસ્તોત્રની ક્રિયા જણાવી છે. બીજી શિક્ષાઓ પણ બતાવવામાં આવી છે. કેળવણી દ્વારા બીજો જન્મ થાય છે એમ મનાતું ઉપનયન પછી અમુક ખોરાક જ ખવાતો. મનુના કથનાનુસાર બ્રહ્મચારી મદ્ય, માંસ અને સ્વાદિષ્ટ ખોરાક ખાઈ શકતો નહોતો. બ્રહ્મચારીની ફરજ ભિક્ષા માગવાની તથા ઘરકામમાં મદદ કરવાની હતી. ગુરુના રોજિંદા શિક્ષણ પછી શિષ્ય આરામના સમયે શંકાસ્પદ વિષયોનો વિચાર કરતો. વેદો, ઇતિહાસ, વેદાંગ તથા સાંસારિક જ્ઞાન શીખવાડવામાં આવતું. જ્ઞાન ત્રણ પ્રકારનું હતું—સાંસારિક જ્ઞાન, પવિત્ર જ્ઞાન, આધ્યાત્મિક જ્ઞાન. વ્રત ખાસ વિષય માટે હતાં. ગોદાન વ્રત અગ્નિ, ઇન્દ્ર વગેરે દેવોનાં સ્તોત્રોના અભ્યાસ માટે હતું. ઉપનયન વ્રત સાવિત્રીના અભ્યાસ માટે હતું. વિદ્યાર્થીજીવન ઓછામાં ઓછું ૧૨ વર્ષનું હતું. એમાં પૂર્ણિમા, ધરતીકંપ કે ગ્રહણના દિવસે રજા પળાતી. શ્મશાન, ગામની ભાગોળ, મોટા રસ્તા

તથા ચાંડાલોના વસવાટમાં અભ્યાસ ન થઈ શકે. અભ્યાસવિરોધક છ અંતરાયો હતા. (૧) દ્યૂત, (૨) પુસ્તક શુશ્રુષા, (મૌખિક શિક્ષણ), (૩) નાટકાસક્તિ, (૪) સ્ત્રીઓ, (૫) પ્રમાદ, (૬) નિદ્રા[3].

વેદ, કલ્પ તથા રહસ્ય સાથે શીખવાડનાર તથા શિષ્યને ઉપનયન સંસ્કાર આપનાર આચાર્ય કહેવાતા. વેદનો અમુક જ ભાગ અથવા વેદાંગ શીખવાડનાર ઉપાધ્યાય કહેવાતા. મનુ અને વિષ્ણુ ફી લઈ શીખવાડનારને ઉપાધ્યાય ગણે છે. ભૂલો કરનાર વિદ્યાર્થીને મનુ દોરડાથી અથવા વાંસની સોટીથી મારવાની શિક્ષા કરવાનું જણાવે છે. ગૌતમ છેલ્લો ઉપાય મારવાનો જણાવે છે. તેની પહેલાં ડર બતાવવો, ઉપવાસ કરાવવો, ઠંડા પાણીએ નવરાવવો વગેરે શિક્ષાઓ કરવાનું તે જણાવે છે.

શિષ્ય વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી ખેતર, ગાય, અશ્વ, અનાજ વગેરે શક્તિ પ્રમાણે ભેટ આપતા. બૌદ્ધ સાહિત્યમાંથી જાણવા મળે છે કે ગરીબ વિદ્યાર્થીઓને મફત શિક્ષણ અપાતું. વ્યક્તિત્વના વિકાસ માટે શિક્ષણ આપવામાં આવતું. વેદકાલીન પ્રથા સૂત્રકાળમાં ચાલુ હતી. બૃહદ્ દેવતા ઋષિણીઓને બ્રહ્મવાદિની કહે છે. સમાવર્તન વિદ્યાર્થી-જીવનની અંતિમ ક્રિયા હતી.

સૂત્રશાખાઓમાં વેદાંગોની શાખાઓનો સમાવેશ થાય છે. કલ્પ, વ્યાકરણ, જ્યોતિષ વગેરેની પણ શાખાઓ હતી. પાણિનિની અષ્ટાધ્યાયી વ્યાકરણની શાખા હતી. યક્ષનું નિરુક્ત નિરુક્તની શાખા હતી.

પાણિનિના સમયમાં સૂત્રસાહિત્યનો પ્રચાર હતો. તેના બે ટીકાકારો (કાત્યાયન અને પતંજલિ)ના ગ્રન્થોમાં પાણિનિની મહત્તાનો

3. R. K. Mookerji—Ancient Indian Education. Page 197.

નિર્દેશ છે. પાણિનિના વ્યાકરણનાં સૂત્રો ઘણાં પ્રસિદ્ધ હતાં. પતંજલિ શિષ્યને છાત્ર કહે છે. ગુરુ છત્ર છે કે જે શિષ્યને આશ્રય આપે છે. શિષ્ય દંડ, કમંડળ ધારણ કરે તે પરથી તેનું મૂલ્ય કરી શકાતું. પતંજલિના કથનાનુસાર ગુરુ પવિત્ર ઘાસ લઈ પૂર્વાભિમુખ કરી કાળજીપૂર્વક શીખવવાની શરૂઆત કરે છે. તીર્થંકર, કુમારી, દક્ષા, ભીક્ષામાનવ, ઓવન પાણીનિયા, કમ્બચાર્યાયનીય વગેરે શબ્દો ન શીખનાર વિદ્યાર્થીઓને માટે વપરાતા શબ્દો હતા. ઉપાધ્યાયી, ઉપાધ્યાયા, આચાર્યા, વગેરે શબ્દો સ્ત્રીગુરુઓ માટે વપરાતા. કેટલીક સ્ત્રીઓ આખું જીવન બ્રહ્મચારિણી તરીકે ગાળતી, પરણતી નહિ.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં સૂત્રકાળ સમયની શિક્ષણ સંબંધી વિગતો અપાઈ છે. કૌટિલ્ય સૂચવે છે કે જ્ઞાન ચાર પ્રકારનું હતું :—(૧) આન્વીક્ષકી, (૨) ત્રયી, (૩) વાર્તા, (૪) દંડનીતિ. આ વિભાગોમાં ઘણા વિષયો અથવા વિજ્ઞાન હતાં.[6] આન્વીક્ષકીમાં આધ્યાત્મિક ચિંતન (સાંખ્ય, યોગ અને લોકાયત) ના વિષયોનો સમાવેશ થતો હતો ત્રયીમાં ત્રણ વેદ (ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ)ના વિભાગ છે, છતાં અથર્વવેદ, ઇતિહાસ, પુરાણ અને વેદાંત પણ તેમાં ગણાવેલ છે. વિદ્યાર્થીજીવનના વિષયોનો પણ ઉલ્લેખ છે. પ્રથમ ત્રણ વર્ણોને વિદ્યા પ્રાપ્ત કરવાનો અધિકાર હતો. ચાર આશ્રમ (બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, સંન્યાસાશ્રમ) માં પહેલો આશ્રમ (બ્રહ્મચર્યાશ્રમ) ફરજીયાત હતો.

વિદ્યાર્થીની ફરજો :—(૧) પવિત્ર શાસ્ત્રોનું પુનરાવર્તન, (૨) અગ્નિપૂજા, (૩) સ્નાન, (૪) ભિક્ષાવ્રત, (૫) ગુરુની સેવા (ગુરુની ગેરહયાતીમાં ગુરુના પુત્ર કે પટ્ટ શિષ્યની સેવા). ક્ષત્રિય વર્ણની શિક્ષણ કૌટિલ્યે આપી છે. રાજકુંવર ૧૬ વર્ષની વય સુધી અભ્યાસ

6. R. K. Mookerji—Ancient Indian Education. Page. 246.

કરતો અને પછી પરણતો. તે દરમિયાન ત્રયી (આન્વીક્ષકી) અને આન્વીક્ષકીનો અભ્યાસ કરતો પછી વાર્તા અને દંડનીતિનો અભ્યાસ કરતો. સૂત્રકાળમાં કૌટિલ્યના કથનાનુસાર નીચેની અર્થશાખાઓ (અર્થશાસ્ત્રને લગતી) હતી—માનવઃ, બાર્હસ્પત્યઃ, ઔશનસઃ, પારાશરાઃ, આમ્ભીયાઃ. ભારદ્વજ, વિશાલાક્ષ, પરાશર, પિશુન, કૌણપદંત, બાહુદંતિપુત્ર વગેરે અર્થનિષ્ણાતો હતા.

સ્મૃતિઓમાં (હિંદુ શાસ્ત્રીય સાહિત્ય)માં શિક્ષણ સંબંધી વિગતો છે. ગુરુ અને શિષ્ય વચ્ચેના સંબંધો માટે કાયદેસરનાં પગલાં ક્યારે લેવાય? આ સંબંધી નારદે કહ્યું છે,'જ્યારે વિદ્યાર્થી વચન આપ્યા પ્રમાણે આજ્ઞાંકિત ન રહે ત્યારે વચન દ્વારા આપેલ આજ્ઞાંકિતપણાનો ભંગ થયો ગણાય.'[5] નિયમના ભંગ માટે ગુરુ શિષ્યને શિક્ષા કરે તે કાયદેસર છે. સ્મૃતિમાં કહ્યું છે કે ગુરુ શિષ્યના ઝગડામાં બંનેનો દાવો કાયદેસર નથી. શિક્ષા કરવાનો હક ગુરુનો છે. ગુરુ શિષ્યને ગોટા દંડથી મારે તો તે રાજાને ફરિયાદ કરી શકે. વિદ્વતાને કારણે મળેલ ધનમાં કોઈનો ભાગ હોતો નથી. નારદ આને વિદ્યાધન કહે છે. તેના કથનાનુસાર ભાઈના અભ્યાસ સમયે તેના કુટુંબનું જે ભાઈ પોષણ કરે તેને તેના ભાઈની વિદ્યાને કારણે જે ધન મળે તેમાં તે ભાગ લઈ શકે. ગુરુના વારસદારો વિદ્યા આપી શકવાને યોગ્ય ન હોય તો ગુરુ પટ્ટશિષ્યને વારસદાર બનાવે. આને પાણિનિ વિદ્યાયોનિસંબંધ કહે છે. વાનપ્રસ્થ બ્રહ્મચારી કે યતિનો વારસો લેનાર 'ગુરુ સતિશ્ય' અને માનેલો ભાઈ કાયદેસર ગણાતા.

સૂત્રકાળમાં વેદને માન્ય રાખનાર તત્ત્વજ્ઞાનની ૭ શાખાઓ (કપિલની સાંખ્ય, પતંજલિની યોગ, ગૌતમની ન્યાય, કણાદની વૈશેષિક,

5. R. K. Mookerji—Ancient Indian Education. Page 249.

જૈમિનિની પૂર્વમીમાંસા, વાત્સ્યાયનની વેદાંત)નો વિકાસ થયો. સ્ત્રી-પુરુષો, બ્રાહ્મણો, ક્ષત્રિયો અને શૂદ્રોએ પણ લૌકિક પ્રવૃત્તિમાં ભાગ લીધો છે. સત્કામ જાબાલે (અજાણ્યા કુળનો–તેના માબાપની માહિતી નથી) અને શૂદ્ર રૈકવેએ તત્ત્વજ્ઞાન સંબંધી ગ્રંથો રચ્યા. વેદમાં માનનાર ૭ શાખાઓ ઉપરાંત બૌદ્ધ, જૈન અને ચાર્વાકની શાખાઓ પણ પ્રચલિત હતી. કેટલાંક સૂત્રો બીજાં સૂત્રોના અભિપ્રાયનો ઉલ્લેખ કરે છે એટલે કે ઘણી તત્ત્વજ્ઞાનની શાખાઓ હશે. આ શાખાઓ નિયમન અને શિક્ષણની શાખાઓ કહી શકાય. ધર્મજિજ્ઞાસાને કારણે નહિ, પરંતુ બ્રહ્મજિજ્ઞાસાને કારણે પૂર્વમીમાંસાની શાખા ઉદ્ભવી એવો શંકરાચાર્યનો મત છે. આત્મજ્ઞાનનાં ત્રણ પ્રસ્થાન શ્રવણ, મનન અને નિદિધ્યાસન છે. એવી આજ્ઞા ક્યાંય નથી કે પૂર્વમીમાંસા વેદને જાણવા માટેનું સાધન છે. મીમાંસા નિયમ તરીકે જાણીતી છે, વિધિ તરીકે નહિ. જૈમિનિના મતાનુસાર સ્ત્રીઓનો હક ભલે મિલ્કત પર ન હોય, પરંતુ તેઓ ખરીદ વેચાણની ચીજ નથી. તેમને સ્મૃતિ અનુસાર પહેરામણી આપવામાં આવે છે, નહિ કે વ્યાપારી લેવડદેવડ પ્રમાણે ઓછી વધારે. યજ્ઞયાગ પત્ની સાથે કરી શકાય. તેમના મતાનુસાર સ્વર્ગ પ્રાપ્ત કરવા શૂદ્ર પણ યજ્ઞ કરી શકે છે એટલે કે સ્ત્રીઓ અને શૂદ્રો ધાર્મિક બાબતોમાં રસ લઈ શકતા. સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક અને ઉત્તરમીમાંસા શાખાઓની ચર્ચા 'ભારતના દાર્શનિક મતો' નામના પ્રકરણમાં પાછળ થઈ ગઈ છે.

૮. મહાકાવ્યોમાં જ્ઞાનચર્ચા

મહાકાવ્યો (રામાયણ અને મહાભારત)માં નીતિ, અધ્યાત્મ અને સંસાર સંબંધી ઘણી વિગતો છે. બ્રહ્મચર્યાશ્રમની ફરજો, વિદ્યાર્થી-જીવન, ઋષિ આશ્રમો, વિદ્યાનાં કેન્દ્રો વગેરેની માહિતી મહાકાવ્યોમાં છે. મહાભારતમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની ફરજો ગણાવી છે. બ્રાહ્મણો ગુરુને ઘેર રહી ચારિત્રની શુદ્ધિ

વેદક્રિયાઓ, સંયમો, વ્રતો અને માનવતાથી • કરતા. 'મનસા, વાચા અને કર્મણા' ગુરુની સેવા કરવાનો નિયમ હતો. આરુણિ, ઉદ્દાક, ઉપમન્યુ, કચ વગેરે આદર્શ શિષ્યો હતા. યવક્રીત અને યાર્યતિસેનનાં નામ ઠોઠ વિદ્યાર્થીઓ તરીકે જાણીતાં છે. મહાભારતમાં ઋષિઆશ્રમોનાં વર્ણન છે. તેમાં નીચે જણાવેલા વિભાગો હતા :—(૧) અગ્નિસ્થાન (૨) બ્રહ્મસ્થાન (૩) વિષ્ણુસ્થાન (૪) મહેન્દ્રસ્થાન (૫) વિવસ્વતસ્થાન (૬) સોમસ્થાન (૭) ગરુડસ્થાન (૮) કાર્તિકેયસ્થાન. નૈમિષ, કણ્વ, વ્યાસ, વસિષ્ઠ તથા વિશ્વામિત્રના આશ્રમો મહાભારતકાળમાં પ્રસિદ્ધ હતા. યજ્ઞ સમયે વિદ્વાનો એકત્ર થતા અને ત્યાં વાદવિવાદો ચાલતા. મહાભારત જન્મેજય યજ્ઞ સમયે ઉચ્ચારાયું હતું. જનકના યજ્ઞ સમયે આધ્યાત્મિક વિવાદો થયા હતા. ક્ષત્રિયોની અભ્યાસ, યજ્ઞ અને દાન કરવાની ત્રણ ફરજો હતી. તે ઉપરાંત લોકોનું રક્ષણ કરવાની પણ ફરજ હતી. ભીષ્મે કુરુ અને પાંડુને ઉછેર્યા હતા. તેઓને ધનુર્વિદ્યા, વેદ તથા દ્વંદ્વયુદ્ધની શિક્ષા પણ અપાઈ હતી. દ્રોણ પાંડવો તથા કૌરવોના ગુરુ હતા રાજકુંવરોમાં અર્જુન શ્રેષ્ઠ વિદ્યાર્થી હતો. અર્જુને તેના પુત્ર અભિમન્યુને ધનુર્વિદ્યા તથા વેદસાહિત્ય શીખવાડયું હતું. રામાયણમાં સ્ત્રીઓ ભિક્ષુણીઓ બનતી તેના ઉલ્લેખો છે. શબરી, જટિલા, સિદ્ધા, તાપસી વગેરે ભિક્ષુણીઓ હતી. અયોધ્યા શિક્ષણનું કેન્દ્ર હતું. સૂત અને મગધની વિદ્યાપીઠોમાં ભાટો આવતા અને વિવાદો ચલાવતા. અયોધ્યામાં વધૂસંઘો એટલે કે સ્ત્રીઓની નિવૃત્તિસંસ્થાઓ હતી. નાટયસંઘો, ઉત્સવો અને સમાજોનું આયોજન થતું. ભારદ્વાજ ઋષિના આશ્રમમાં ભપકાદાર અતિથિગૃહ હતું. ત્યાં રાજ-મહેમાનોને કુમારીઓના સંગીત અને નૃત્યથી સત્કારવામાં આવતા.

આયુર્વેદનો અભ્યાસ કરનારને સુશ્રુતસંહિતાના કથનાનુસાર એક જુદી જ ઉપનયનની ક્રિયા કરવી પડતી. ભલે તે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય હોય પણ તે ક્રિયા તો ફરજિયાત નિયમોનુસાર કરવી પડતી. તે-

**૯. ઈતર અભ્યાસ**

ક્રિયા શારીરિક અવયવો અને નીતિમય જીવન પર વધુ ભાર દે છે. આ ક્રિયા ૧૮ ઈંચની ચોરસ વેદી પર દેવ, બ્રાહ્મણ અને વૈદ્યોની પૂજાની થતી. શૂદ્ર પણ ગુણવાન તથા કુલીન હોય તો તેને પણ આયુર્વેદ શીખવાનો હક મળતો. મહિનામાં આઠમ, ચૌદશ તથા શુક્લપક્ષના ૧લા અને ૧૫મા દિવસે રજાઓ પળાતી.

યુદ્ધવિદ્યા (ધનુર્વેદ) શીખવા માટે ઉપનયનની અલગ વિધિ કરવામાં આવતી. યુદ્ધની વિદ્યા શીખનાર બ્રાહ્મણને ધનુષ્ય, ક્ષત્રિયને તલવાર, વૈશ્યને ભાલો અને શૂદ્રને ઢાલ આપવામાં આવતી. ધનુર્વેદના શિક્ષકને બાણ, તલવાર, ભાલા અને હથિયારોની વિદ્યામાં પારંગત થવું પડતું.

ઉદ્યોગ ધંધાના શિક્ષણ માટે વિદ્યાર્થીઓ ગુરુ પાસે જતા. નારદે તેની સ્મૃતિમાં જણાવ્યું છે કે શિક્ષકે શિષ્યને પોતાને ઘેર રાખી ખાવાપીવાની વ્યવસ્થા કરવી. વિદ્યાર્થીને કોઈ બીજું કામ ન સોપવું અને પુત્ર તરીકે રાખવો.[6] સ્મૃતિઓએ સ્વીકાર્યું છે કે જરૂરિયાતના સમયે કાયદાને બાજુએ રાખવો. સંકટના સમયે કોઈપણ નીતિવાળો ધંધો કરી કમાવામાં શરમ નથી. સ્મૃતિઓમાં ખેડૂતો, ભરવાડો, વેપારીઓ, નાણાં ધીરનાર, કારીગરો, ચિત્રકાર અને નટોનાં મહાજનોની યાદી આપી છે. સંસ્કૃત, બૌદ્ધ અને જૈન સાહિત્યમાં ૬૪ કળાઓનો ઉલ્લેખ છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં કહ્યું છે કે ધનુર્વિદ્યાને કાબૂમાં રાખવા માટે દ્યુતાધ્યક્ષની નિમણૂંક થતી. વહાણવટાની કલા માટે નાવાધ્યક્ષની નિમણૂંક થતી.

પ્રાચીન ભારતમાં મઠો, તીર્થો અને મંદિરોમાં ધાર્મિક જ્ઞાન અપાતું. સમૂહ પ્રાર્થના પણ મંદિરોમાં થતી. ઉત્સવોના દિવસોમાં

---

6. R. K. Mookerji—Ancient Indian Education. Page 349.

મંદિરોમાં રોજેરોજ જામતાં. પુરીના જગન્નાથ મંદિરમાં ચૈતન્યે એક ખૂણામાં દૈવતું સાનિધ્ય મેળવ્યું હતું. બૌદ્ધ અને જૈનોના મઠો અને વિહારોમાં આધ્યાત્મિક જ્ઞાન અપાતું.

દક્ષિણ ભારતના આરકોટ જીલ્લાના અન્નાચિરમમાં વેદની વિદ્યાપીઠ સ્થાપવામાં આવી હતી એવું રાજેન્દ્ર ચોલ ૧લાના શિલાલેખ પરથી જાણવા મળે છે. ત્યાં ૩૪૦ વિદ્યાર્થીઓને મફત ખાવાપીવાની વ્યવસ્થા કરવામાં આવતી. શિક્ષકને અમુક ડાંગર તથા રોજનું ૧૬ માણસના ખોરાક જેટલું ભથ્થું મળતું. માળવાના ભોજરાજાએ ધારાના વાગ્દેવી મંદિરમાં વિદ્યાપીઠ સ્થાપી હતી.

બૌદ્ધ શિક્ષણ હિંદુ અથવા બ્રાહ્મણ ધર્મનું એક પ્રસ્થાન છે. બૌદ્ધધર્મ હિંદુ ધર્મમાંથી જ ઉદ્‌ભવ્યો છે. હિંદુ ધર્મનો વિકાસજ બૌદ્ધ ધર્મ છે. આત્મા, દુઃખ, મોક્ષ, ઇચ્છા કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતો ભારતીય વિચારોનીજ પ્રગતિ છે. યજ્ઞક્રિયાના ધર્મને

### ૧૦. બૌદ્ધ શિક્ષણ

બદલે માનવદુઃખો અને તેના ઉપાયોનું ચિંતન તથા માનવકલ્યાણ બૌદ્ધ ધર્મમાં છે. ઉપનિષદોએ સત્યની વેદી પર આત્મબલિદાન આપવાનો ભારતમાં પ્રચાર કર્યો હતો. બૌદ્ધ સંન્યાસીઓ એટલે કે શ્રમણો મઠો તથા વિહારમાં રહેતા. તત્ત્વજ્ઞાનની શુદ્ધના સમયે ૬૩ શાખાઓ હતી. શ્રમણોમાં જ્ઞાતિભેદ નહોતો. બધા જ સંસારનો ત્યાગ કરનાર સંન્યાસી થઈ શકતા. પરિષદોમાં બ્રાહ્મણ–શ્રમણોના ઝગડામાં શુદ્ધ સિંહ માફક ગર્જી ઉઠતા. શુદ્ધ શુદ્ધ વિચારોવાળા શુદ્રને આવકારતા એટલે કે ઉચ્ચ વિચારવાળા બ્રાહ્મણ અને ક્ષત્રિય જ તેમને ગમતા. બૌદ્ધધર્મમાં સાધુઓ માટે બ્રહ્મચર્યના નિયમો છે. ભિક્ષા લેનાર ભિક્ષુ કહેવાતો. પરિવ્રાજકને વર્ષામાં જવાની મનાઈ હતી, પરંતુ વિહારમાં રહેવું પડતું. બૌદ્ધ ધર્મશાસ્ત્રો–ત્રિપિટકમાં શ્રમણોના નિયમોની વિગતો અપાઈ છે. બૌદ્ધ કેળવણીનાં કેન્દ્ર બૌદ્ધ મઠો હતા. સાધુઓના હાથમાં બધી

કેળવણી હતી. બૌદ્ધ ધર્મની કેળવણી ગુરુ પાસેથી મળતી. શિષ્ય ગુરુ પાસે જઈ કહેતો, 'હું બ્રહ્મચર્ય માટે આવ્યો છું'. મારે બ્રહ્મચારી થવું છે'. ગુરુ શિષ્યને મેખલા (કંદોરો) બાંધી દંડ આપતા અને બ્રહ્મચર્યના નિયમો સમજાવતા. બૌદ્ધધર્મમાં આરંભની ક્રિયા પવજ્યા હતી. મહાવગ્ગ અનુસાર ઉપાધ્યાય ઉચ્ચપદના શિક્ષક હતા કે જે જુવાન ભિક્ષુઓને શાસ્ત્ર શીખવાડતા, જ્યારે આચાર્ય શિષ્યના ચારિત્ર માટે જવાબદાર હતા. શિષ્ય અને ગુરુની ફરજો બ્રાહ્મણ ધર્મ જેવી છે. વિહારોજ કેળવણી સંસ્થાઓ તરીકે હતા. શ્રમણોને શુદ્ધ ચારિત્ર રાખવું. પડતું તેમને માંદાં માબાપ, ભાઈ કે બહેનની મુલાકાત લેવા દેવામાં આવતી, પરંતુ તે કોઈપણ જાતની મિલકતની માલિકી રાખી શકતા નહિ. ગુનેગાર—ભિક્ષુ લીધેલી ચીજો પાછી આપે તો તેને બૌદ્ધસંઘ બચાવે. સંઘ બાગ અથવા આરામગૃહ, વિહાર, ખુરસી, પલંગ કે ગાદલું, વાસણો અને જીવનઉપયોગી સાધનો, વાંસ, મુંજ, માટી અને ઘાસ તથા લાકડાની ચીજોની માલિકી ધરાવી શકતો. બુદ્ધના યજમાનો મહાન ઋષિઓ તથા રાજદ્વારી પુરુષો હતા. માંદાઓની સેવા કરવી તે શ્રમણોની ફરજ હતી. તેમને બુટ અથવા ચંપલ પહેરવાની છૂટ ફક્ત ખરબચડા રસ્તા પર જતી વખતે મળતી. ઝૂંપડી એકાંત માટે બનાવવામાં આવતી. આને માટે ભિક્ષુઓ જરૂરિઆતની ચીજો માગી લાવતા. ત્યારપછી ગુફાની પદ્ધતિ આવી. ખડકને કોતરીને અથવા ઈંટો કે લાકડાનાં બાંધકામ પણ થતાં. બૌદ્ધો આરામ માટે વાંસના ખાટલા બનાવી વાપરતા. રાજગૃહ, શ્રાવસ્તી, વૈશાલી, કપિલવસ્તુ, કૌસાંબી વગેરે જગ્યાઓએ ઘણા બૌદ્ધ વિહારો હતા. ગૃહઉદ્યોગો અને કળાનાં કેન્દ્રો તરીકે આ વિહારો હતા. ભિક્ષુઓને શાળ તથા બીજાં સાધનો વાપરવાની છૂટ હતી. તેમના ઝભ્ભા તેઓ બનાવી લેતા.

ધાર્મિક શિક્ષણ તથા આધ્યાત્મિક સંસ્કાર માટે શ્રમણોને સાથે

રાખવામાં આવતા. ચુલ્લવગ્ગ પરથી જણાય છે કે શ્રમણના નિયમોનો ભંગ કરનાર શિક્ષાને પાત્ર થતો. સાધુઓને ધર્મ શીખવાડવામા આવતો. ઉચ્ચ વર્ગના ભિક્ષુઓને તપનો અભ્યાસ કરવા દેવામા આવતો. સંસ્કૃત, લોકાયત પદ્ધતિ, મંત્રો, શુકન, જ્યોતિષ દેવોનાં બલિદાન વગેરે મનાઈના વિષયો હતા.

ચર્ચા શિક્ષણની એક પદ્ધતિ હતી. ચર્ચા માટેના મોટા આશ્રમોને સંઘારામ કહેવામા આવતા. પૂરવાટક ફળના સિદ્ધાતને આઠ પ્રકારની સાબિતીઓ હતી (૧) સિદ્ધાત, (૨) હેતુ, (૩) ઉદાહરણ, (૪) સાધર્મ્ય, (૫) વૈધર્મ્ય, (૬) પ્રત્યક્ષ, (૭) અનુમાન, (૮) આગમ. જીલ્લાના શ્રમણો મહીનામા બે વાર (માસના પ્રથમ દિવસે અને પૂર્ણિમાના દિવસે) ભેગા થઈ પાપોનો એકરાર કરતા. ભિક્ષુઓ ભિક્ષા સાથે સ્ત્રીઓને મદદ કરી શકતા નહોતા બુદ્ધને તેના પટ્ટશિષ્ય આનદે ઘણુ સમજાવ્યા ત્યારે સંસાર તજનાર સ્ત્રીઓને ભિક્ષુણીઓ બનાવવા માંડી. થેરીગાથાઓમા આદર્શ ભિખ્ખુણીઓ (ભિક્ષુણીઓ) 'ભિક્ષુણીઓ'ના ઉદાહરણો છે. ઉપાસક અને ઉપાસિકાઓ ઘણી જગ્યાએ બુદ્ધ અને સંઘ સાથે આશ્રય લેતા. ત્યા ધર્મ અને ત્યાગના લાભ વિષે ચર્ચા થતી.

વિનયપિટકમાં સંસારીઓના ધંધા (લેખમ્, ગણના, રૂપમ્ વગેરે) ગણાવ્યા છે. વૈદકીય શિક્ષણ માટે જીવકનુ ઉદાહરણ વિનયમા આપ્યુ છે. મિલિન્દપઞ્હામા વૈદકીય વિજ્ઞાનની વિગતો આપી છે. જાતક-કથાઓમા દવા અને વાઢકાપના ઉલ્લેખો છે તક્ષશિલા શિક્ષણનુ કેન્દ્ર હતુ બનારસ, રાજગૃહ, ઉજ્જૈની, મિથિલા વગેરે સ્થળોએથી વિદ્યાર્થીઓ શિક્ષણ લેવા તક્ષશિલા આવતા શિક્ષણની ફી આપ્યા પછી શિષ્યોને દાખલ કરવામા આવતા. ગરીબ વિદ્યાર્થીઓને ફી માટે ધર્માદા રકમ જ્ઞાતિઓ તરફથી અપાતી વિદ્યાર્થીઓને ગામ તરફથી મફત ભોજન પણ કેટલીક વાર અપાતુ. ગૃહસ્થો પણ વિદ્યાર્થીઓ થઈ શકતા એક શિક્ષક વધારેમા વધારે ૫૦૦ શિષ્યો રાખી શકતો. રાત અને દિવસ બે વખત જુદા જુદા શિષ્યોને શિક્ષણ અપાતુ. જાતકોમાં

નાલંદા વિદ્યાપીઠની હરોળમાં મૂકે છે, નાલંદા વિદ્યાપીઠમાં મહાયાનનો વિશિષ્ટ અભ્યાસ થતો, જ્યારે વલભી વિદ્યાપીઠમાં હીનયાનનો થતો.

ઉત્તર મગધમાં ગંગાકિનારે વિક્રમશીલા વિહાર ધર્મપાલ રાજાએ સ્થાપ્યો હતો. આ વિહાર સમય જતાં વિદ્યાપીઠ રૂપે વિકાસ પામ્યો. તેને ૭ મહાવિદ્યાલયો અને વિશાળ સભાગૃહ હતું. આ વિદ્યાપીઠમાં પ્રવેશ આપવા માટે પ્રવેશદ્વારે દ્વારપંડિતો રહેતા.

ગંગાકિનારે રામપાલે બંધાવેલી રામાવતી નગરીમાં જગદ્દલનો વિહાર બંધાયો હતો. અહીં એક વિદ્યાપીઠ બની હતી, પરંતુ મુસ્લિમ આક્રમણને લઈને એ ફક્ત સોએક વર્ષ ચાલી.

વિદેહ દેશની પાટનગરી મિથિલા રાજર્ષિ જનકના સમયથી વિદ્યાધામ તરીકે વિખ્યાત હતી. દસમી સદી પછીના સમયમાં એ ન્યાયવિદ્યાનું ખાસ કરીને નવ્યન્યાયનું કેન્દ્ર બની. એમાં સ્નાતક થવા માટે શલાકા પરીક્ષા નામે એક ખાસ પરીક્ષા પદ્ધતિ પ્રચલિત હતી.[7]

નદિયા (નવદ્વીપ) ભાગીરથીને તટે આવેલી લક્ષ્મણસેનની પાટનગરી હતી. મુસ્લિમ સુલતાનોના અમલ દરમિયાન નાલંદા અને વિક્રમશીલામાં વિહારો નાશ પામ્યા ત્યારે સૈકાઓ સુધી આ વિદ્યાપીઠમાં આર્ય વિધિઓનો અભ્યાસ થતો. ત્યાં ન્યાય, સ્મૃતિ, તંત્ર અને જ્યોતિષનું ખાસ શિક્ષણ અપાતું. ત્યાંના અધ્યાપકો વાદવિવાદમાં વિશારદ હતા.

7. R. K. Mookerji—Ancient Indian Education. Page 585.

# ૧૬. ભારતીય સમાજમાં સ્ત્રીનું સ્થાન

વેદકાળમા સ્ત્રી પુરુષસમોવડી હતી. તે ઉપનયન સંસ્કાર તથા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાને યોગ્ય હતી.[1] દેવોને બલિદાન આપવાનો તેને હક હતો. ઋગ્વેદ ધાર્મિક વિચારોનો ગ્રંથ છે. તેના સ્તોત્રો જુદાજુદા ઋષિઓ તથા બ્રહ્મવાદિનીઓ (લોપામુદ્રા, યમી,

**૧. વેદકાલીન સ્ત્રી**

ઈન્દ્રાણી, સાવિત્રી, દેવયાની વગેરે)ના રચેલા હોવાનુ મનાય છે. ઋગ્વેદમાં એવો ઉલ્લેખ આવે છે કે કુમારીઓ તેમનું બ્રહ્મચર્ય પુરું કર્યા પછી પરણતી અને નદી સમુદ્રમાં ભળી જાય છે તેમ તેઓ ગ્રાની પતિ સાથે ઓતપ્રોત થઈ જતી યજુર્વેદમા પણ ઉલ્લેખ છે કે શિક્ષિત કુમારી તેના જેવા ભણેલા સાથે પરણતી અથર્વવેદમા પણ બ્રહ્મચર્ય પાળતી કુમારીઓના ઉલ્લેખ છે. વિદ્યાર્થી અવસ્થામાં બ્રહ્મચર્ય શિરત માટે જરૂરી હતુ ઉપનિષદોમાથી જાણવા મળે છે કે જનક રાજાની તત્ત્વજ્ઞાનીઓની સભામા વિદુષી ગાર્ગીએ તત્ત્વજ્ઞાની તરીકે સ્થાન પ્રાપ્ત કર્યું હતુ. જે સ્ત્રી શિક્ષિકા થતી, તેને આચાર્યા કહેવામાં આવતી. બૃહદારણ્યક ઉપનિષદમા એક એવી ધાર્મિક ક્રિયાનો ઉલ્લેખ આવે છે કે જેમા માણસ પંડિત પુત્રીના જન્મની યાચના કરે છે. તે કાળમાં પણ નૃત્ય અને સંગીતની સુંદર કળાઓ સ્ત્રીઓને શીખવાડાતી. ગૃહ્યસૂત્રમા પત્ની પતિ સાથે મંત્રોચ્ચાર કેવી રીતે કરતી તે વર્ણવ્યુ છે. નારીને ઘણુ માન અપાતું. તે ઋગ્વેદમાં

---

1. Dr. A. S. Altekar—The Position of Women in Hindu Civilization Page 5.

વર્ણવેલી દેવીઓ પરથી જણાય છે. અદિતિ, પૃથ્વી, સીતા, ઉષા, રાત્રિ, સૂર્યા, ઇન્દ્રાણી, વાક્, ઈલા, સરસ્વતી, ભારતી, અનુમતિ, યમુના, ગંગા, સરયૂ, ગોમતી (નદી) અને દિવ્યાંગનાઓ (અપ્સરાઓ) ને ઋગ્વેદમાં દેવીઓ ગણવામાં આવી છે.

કુમારી સ્વતંત્ર હોવાને કારણે પોતાની ઇચ્છા પ્રમાણે એકલી ફરી શકતી. રથ તથા ઘોડાદોડની શરતમાં ભાગ લેતી અને તેના પ્રેમીને ગમે તે જગ્યાએ મળી શકતી. તે શક્તિવાન તથા હિંમતવાન પણ હતી. સ્વતંત્રતાને કારણે ઉત્સવ તથા મેળાઓમાં એકલી જઈ શકતી અને તેથી ઘણા યુવકોના પરિચયમાં આવી શકતી.[2] પરિચિત યુવકોમાંથી કોઈને તે પસંદ કરી તેની સાથે લગ્ન કરતી. માબાપની સલાહ પણ લેતી. પતિની શોધમાં પિતા અથવા ભાઈ કેટલીકવાર તેને મદદ કરતા. આંતરજાતિય લગ્નો પણ જરૂરિયાત તથા પસંદગીને કારણે થતાં. લગ્નની આઠ પદ્ધતિઓ સ્મૃતિ-માન્ય હતી :—(૧) બ્રાહ્મ, (૨) દૈવ, (૩) આર્ષ, (૪) પ્રાજાપત્ય, (૫) આસુર, (૬) ગાંધર્વ, (૭) રાક્ષસ, (૮) પૈશાચ.[3] પહેલા ચાર પ્રકાર પ્રશસ્ત હતા અને અંતિમ ચાર અપ્રશસ્ત હતા. અથર્વવેદમાં પુનર્લગ્નની વિધવાનો ઉલ્લેખ આવે છે. સતી થવાનો રિવાજ ન હતો. સામાન્ય રીતે એકપત્નીત્વ નજરે પડતું. અપવાદરૂપે રાજાઓ, યોદ્ધાઓ તથા ઋષિઓ વધુ સ્ત્રીઓ પરણતા. અનેકપતિત્વ કોઈક વાર નજરે પડે છે. તે સમયનો પત્નીપ્રેમ, વફાદારી તથા આજ્ઞાધીનતા અદ્વિતીય છે. પુત્ર વિનાની પત્નીને નિયોગથી પ્રજાની ઉત્પત્તિની છૂટ હતી. ચામડાનાં, ઊનનાં તથા સુતરાઉ કપડાં સ્ત્રીઓ પહેરતી. બંગડીઓ, કડાં, ગળાના

**૨. વેદકાળમાં લગ્નપ્રથા**

2. Dr. A. S. Altekar—The Position of Women in Hindu Civilization. Page 297.

3. Ibid. Page 42.

હાર તથા સાંકળાં વગેરે સ્ત્રીઓના અલંકારો હતા. પાષાણયુગ પછીના ખેતી તથા પશુધનના (Mixed farming) યુગમાં સ્ત્રીઓને ગુલામ ગણવામાં આવતી, કારણ કે ખેતીના કામમાં તેમનો ઉપયોગ થતો. તેમને વેચવામાં પણ આવતી સ્ત્રી પુરુષની મિલકત ગણાતી મહાકાવ્યોના સમયમાં અનેકપત્નીત્વ તથા બહુપતિત્વની લગ્નપ્રથાઓ પ્રચલિત હતી. મહાભારતમાંથી જાણવા મળે છે કે પાંડવો દ્યુતમા દ્રૌપદીને હારી ગયા હતા. તે પરથી જણાય છે કે સ્ત્રી તે સમયે પણ કેટલેક અંશે પતિની ગુલામ હશે. વેશ્યાઓની હયાતી પણ આ સમયે હતી. યુવકયુવતીઓના સ્વતંત્ર મિલનને કારણે કેટલીકવાર પ્રેમ થતા કોઈ કોઈ યુગલો માબાપની અસંમતિ હોવાને લીધે નાસી જતા 'સમન' નામની રમતો ઘોડાદોડ તથા દિવસની રમતો હતી[4] 'સમન' એક સામાજિક મેળો પણ હતો કે જ્યા યુવકયુવતીઓ મળતાં અને પ્રેમ કરી છૂટાં પડતાં.[5] 'સમન' સામાજિક સંસ્થા પણ હતી કે જેના આધારે શણગારેલી યુવતીઓ મશાલના અજવાળામાં પ્રેમીઓ સાથે આખી રાત ગુજારતી[6] પરણ્યા પછી પત્ની પતિની મિલકત ઉપર હકદાર ગણાતી. ભાઈ વિનાની દીકરીને પિતાનો વારસો મળતો માતાના મૃત્યુ બાદ મિલકતના ભાગ પડતા. સ્ત્રીઓને વારસો મળતો નહોતો, પરંતુ કન્યાદાન તરીકે લગ્ન સમયે કંઈક અપાતું

## ૩. મૌર્યકાળમાં સ્ત્રીનું સમાજમાં સ્થાન

મૌર્યકાળ પહેલાં ગણરાજ્યો હતા તેમા કપિલવસ્તુના શાક્યરાજા શુદ્ધોધનને ઘેર બુદ્ધનો જન્મ થયો હતો બૌદ્ધધર્મમા સ્ત્રીઓને ભિક્ષુણીઓ તરીકે દીક્ષા દેવામા આવતી અને તેમનો સંઘ મઠમા રહી શકતો. જૈન ધર્મમા પણ ભિક્ષુણીઓ

4. B S. Upadhya—Women In Rgveda. Page 39.
5. Ibid. Page 186.
6. Ibid. Page 201.

હતી. મૌર્યકાળમાં આંતરજાતિય લગ્ન થતાં. કૌટિલ્યના મત મુજબ સ્ત્રીનો પતિ ખરાબ ચાલનો હોય, ઘણા વર્ષોથી પરદેશ ગયો હોય અથવા રાજદ્રોહી હોય તો પત્ની તેને તજી શકતી. અણબનાવને કારણે બન્નેની સંમતિથી છૂટાછેડા લઈ શકાતા. વેશ્યાના ધંધા માટેના નિયમો કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં આપેલા છે. વેશ્યાને રાજગૃહમાં નોકરી મળતી. દાસીઓને ગીત, નૃત્ય તથા વાજીંત્ર વગાડવાની કળા શીખવાડવામાં આવતી. મંદિરોમાં નૃત્ય માટે છોકરીઓ રાખવામાં આવતી. બહુપત્નીત્વ મૌર્યકાળમાં પણ હતું. ગુપ્તકાળમાં પણ આંતર-જાતિય લગ્નો તથા રાજકુટુંબોમાં અનેકપત્નીત્વ હતું. વાકાટક રુદ્રસેન (બ્રાહ્મણ) ગુપ્તવંશની રાજકુંવરી પ્રભાવતી ગુપ્તાને પરણ્યો હતો. કુટુંબની મિલકત દિકરીઓને સરખા ભાગે આપવામાં આવતી. સૌથી મોટાને થોડો ભાગ વધારે અપાતો. વિધવાને પતિના ભાગનો જીવતા સુધી હક રહેતો. લગ્નની ઉંમર ઈ. સ. પૂર્વે ૪થી સદીથી ઘટવા લાગી[7] એટલે કે મૌર્ય સમયમાં ૧૪ કે ૧૫ વર્ષની ઉંમરથીય ઓછી ઉંમરે છોકરીને પરણાવવામાં આવતી. મેગેસ્થિનિસે ઉલ્લેખ કર્યો છે કે મદુરાના પાંડ્યોમાં છોકરીને ૬ વર્ષની ઉંમરે પરણાવવામાં આવતી.[8]

વેદકાળમાં સ્ત્રીઓને જે ઉપનયનની વિધિ કરવામાં આવતી, તે આશરે ઈ. સ. ૨૦૦થી કાચી ઉંમરે લગ્ન થવાને કારણે બંધ થઈ. યાજ્ઞવલ્કય, જેમણે આ સમયે લેખનકાર્ય શરૂ કર્યું હતું, તેઓ છોકરીઓને પુખ્ત ઉંમર પહેલાં પરણાવવાનો આગ્રહ રાખતા. આ કાળનાં શિલ્પ પરથી જાણવા મળે છે કે સોનાના તથા મોતીના જુદી જુદી જાતના હારો તથા કંદોરાના અલંકારો સ્ત્રીઓ પહેરતી. મેળા

7. Dr. A. S. Altekar—The Position of Women in Hindu Civilization. Page 63.
8. Ibid. Page 65.

તથા નાટકો પણ તે જમાનામાં હતાં. વેદકાળમાં સ્ત્રીપુરુષો એક જાતનું વસ્ત્ર (વાસઃઅંતરમ્) પહેરતાં. મૌર્યકાળમાં નૃતિકાઓનો પોશાક આકર્ષક હતો કે જે સામાન્ય સ્ત્રીઓથી જુદો તરી આવતો. અજંતાનાં શિલ્પો પરથી જણાય છે કે નૃત્ય, સંગીત તથા ઉત્સવોમાં નૃતિકાઓનું સ્થાન મોખરે હતું. સ્ત્રીઓ તથા બાળકો દડો (કન્દુક) રમતાં. ગુપ્તકાળ પછીના હર્ષના સમયમાં જાણવા મળે છે કે માળવાના રાજાએ કનોજના મૌખરી રાજા ગૃહવર્મનને મારી નાખ્યો અને તેની પત્ની રાજ્યશ્રીને કેદમાં રાખી હર્ષે કેદમાંથી નાસી છૂટેલ પોતાની બહેન રાજ્યશ્રીને ખોળી કાઢી તેની સાથે રાજવહીવટ ચલાવ્યો.

**૪. મુસ્લિમ કાળમાં સ્ત્રીઓની સ્થિતિ**

મહંમદ ઘોરીની ચડાઈઓ તથા મુસલમાન રાજ્ય દરમિયાન સ્ત્રીઓની સામાજિક સ્થિતિ બગડી. પરદાનો રિવાજ શિયળના રક્ષણને કારણે શરૂ થયો. ગામડાઓમાં તે રિવાજ બહુ જ ઓછો હતો. બૌદ્ધ મઠોની કેળવણી અને ભિક્ષુણીઓનો અંત આવ્યો. સતી થવાનો રિવાજ રજપૂતોમાં હતો. કાલિદાસ, ભાસ તથા બાણની કૃતિઓ પરથી જણાય છે કે આ રિવાજ ઈ. સ. ૧૦૦૦ના અરસામાં બ્રાહ્મણ જ્ઞાતિમાં પણ શરૂ થયો. રજપૂતાણીઓ પતિની હાર અને મૃત્યુને લીધે કેસરીયાં કરી મરતી. આ સમયમાં વીર સ્ત્રીઓ પણ હતી. ૧૩મા સૈકામાં રઝિયા બેગમે રાજ્ય કર્યું હતું. ચાંદબીબી પુરુષ વેશમા અકબરના લશ્કર સામે અહમદનગરના કિલ્લામાં રહીને લડી હતી. ઔરંગઝેબની કતલનો સામનો કરનાર તારાબાઈ મહારાષ્ટ્રની વીરાંગના હતી. અહલ્યાબાઈ હોલકરે ઈ સ. ૧૭૬૬–૧૭૯૫માં મુશ્કેલીઓનો સામનો કરી રાજ્યકારભાર કુશળતાથી ચલાવ્યો.[9] ઔરંગઝેબના સમયમાં રોશનઆરા તથા ઝેબુન્નિસાએ

9. Dr. A. S. Altekar—The Position of Women in Hindu Civilization. Page 222.

મધ્યયુગમાં ઈ. સ. ૮૩૮ની આસપાસ સતીનો રિવાજ સતીના એક પાળિયા પરથી શરૂ થયો હોય તેમ લાગે છે.

મુસલમાનોને આ રિવાજ પસંદ નહોતો. હુમાયુએ આને બંધ કરવાનો વિચાર કર્યો, પરંતુ તેણે એના અમલમાં કંઈ કર્યું નહિ. અકબરે છૂપી પોલીસ રાખી સતી થવા માટે બળાત્કાર ન થાય તે માટે વ્યવસ્થા કરી. કેટલીકવાર સ્ત્રીઓ પોતાની મરજીથી સતી થતી. ઈ. સ. ૧૭૯૨માં રાણી અહલ્યાબાઈની દીકરી મુક્તાબાઈ માના રોવા છતાં સતી થઈ. ૧૯મી સદીની શરૂઆતમાં ઘણી સ્ત્રીઓ સતી થતી. ઈ. સ. ૧૮૨૯માં સતીનો રિવાજ બંધ કરવામાં આવ્યો, પરંતુ રજપૂતાનામાં ત્રીસેક વર્ષ વધુ ચાલ્યો. ૧૮૩૮માં ઉદયપુરના મહારાણા જીવણસિંહના મૃત્યુ સમયે તેમજ ૧૮૪૩માં જોધપુરના મહારાણા માનસીંગના મરણ સમયે કેટલીક સ્ત્રીઓ ચિતામાં ચઢી હતી. ઈ. સ. ૧૮૬૧થી કોઈ સતીનો કિસ્સો થયો નથી.

વેદકાલીન સાહિત્યમાં વિધવા પુનર્લગ્નનો ઉલ્લેખ પાછળ જણાવ્યા મુજબ મળે છે. ઈ. સ. ૨૦૦ની આસપાસ વિધવા પુનર્લગ્નની મના થઈ. મનુ કહે છે કે વિધવાએ ધણીના મરણ પછી પુનર્લગ્નનો વિચારજ ન કરવો,[16] પરંતુ ચંદ્રગુપ્તે (વિક્રમાદિત્ય) (ઈ. સ. ૩૭૫–૪૧૪) તેની વિધવા ભાભી સાથે પુનર્લગ્ન કર્યું હતું એવું જાણવા મળે છે. અને તેનો અર્થ એ થઈ શકે છે કે બ્રાહ્મણો સિવાયની બીજી જ્ઞાતિઓમાં પુનર્લગ્નની છૂટ હશે. આદિત્યપુરાણ જણાવે છે કે વિધવા પુનર્લગ્ન કલિયુગમાં ન થવું જોઈએ. ઈ. સ. ૧૦૦૦ના અરસામાં વિધવા પુનર્લગ્નની બાળવિધવા માટે પણ છૂટ નહોતી. બાળકોવાળી સ્ત્રીઓ ઘણેભાગે પુનર્લગ્નનો વિચાર કરતી નથી, પરંતુ બાળવિધવા

**૭. વિધવા પુનર્લગ્ન**

16. Dr. A. S. Altekar—The position of women in Hindu Civilization. Page 180.

કે જેણે જાતીય સુખ ભોગવ્યું જ નથી તેને જીવનભર વિધવા રાખવાથી તેનું જીવન ઝેર બને તે સ્વાભાવિક છે. રખાતો બનવાનું દ્વાર તેમને માટે ખુલ્લું રહેતું. વીસમી સદીમાં પશ્ચિમની કેળવણીનો પ્રચાર વધતાં જ ઈ. સ. ૧૮૫૬ના વિધવા પુનર્લગ્નની છૂટના કાયદાનો અમલ થવા લાગ્યો.

મુંડનનો રિવાજ સતીનો રિવાજ બંધ થતાં જ ચાલુ થયો લાગે છે. પહેલાં સાધ્વીઓ માથાનું મુંડન કરાવતી. મુંડનક્રિયા વિધવાની આસપાસ પવિત્ર વાતાવરણ પેદા કરે અને વિધવા પવિત્ર જીવન ગાળી શકે તે માટે હતી. નિયોગની છૂટ ઈ. સ. ૫૦૦સુધી હતી એટલે ત્યાર પછી આ રિવાજ શરૂ થયો હશે. ૬ઠ્ઠી સદીમાં પણ તે પ્રથા પ્રચલિત નહોતી. ફક્ત વેદવ્યાસની સ્મૃતિમાં વિધવાના શિરમુંડનનો ઉલ્લેખ છે. કદાચ ઈ. સ. ૧૨૦૦થી આ પ્રથા શરૂ થઈ હશે.

**૮. મુંડનનો રિવાજ**

વેદકાળમાં સ્ત્રીને ફરવાની છૂટ હતી અને નિરુક્ત (ઈ. સ. પૂર્વે ૫૦૦)માંથી જાણવા મળે છે કે વારસાના હકો માટે સ્ત્રીઓ કાયદા કચેરીઓમાં જતી. મહાભારત અને રામાયણની અર્વાચીન આવૃત્તિઓમાં પરદાના રિવાજના ઉલ્લેખો પહેલવહેલા મળે છે. રામાયણમાં વનમાં જતી સીતા માટે કહેવામાં આવ્યું છે કે જેણે હજીસુધી દિવસનું તેજ પણ જોયું નથી તેને જંગલમાં જવું પડે છે. લગ્ન સ્વયંવર, યજ્ઞ તથા જાહેર કાર્યક્રમો વખતે સ્ત્રીઓ જાહેરમાં આવે તો કંઈ વાંધો નથી. કૌશલ્યા, કૈકયી અને સુમિત્રા ચિત્રકૂટ પર રામને સમજાવવા જતાં, ત્યારે તેઓ પરદા વગર જતાં એટલે કે ઉપરનાં વર્ણનો પાછળથી ઉમેરાયેલાં લાગે છે. દ્રૌપદીનું દ્યૂત સભામાં આવવું તે બતાવી આપે છે કે તે સમયે પરદાનો રિવાજ નહોતો.

**૯. પરદાનો રિવાજ**

ખ્રિસ્તી સનની શરૂઆતથી આ રિવાજ શરૂ થયો લાગે છે, કારણે કે ભાસ (આશરે ઈ. સ. ૨૦૦)નાં નાટકોમાં આ રિવાજ દેખાય છે. તેના પ્રતિમા નાટકમાં સીતા પરદા સાથે નાટકની રંગભૂમિ પર આવે છે અને રામ રડતી પ્રજાને દર્શન કરાવવા પરદો હઠાવવાનું કહે છે. ઈ. સ. ૩૦૦ની આસપાસથી રાજદ્વારી કુટુંબોમાં પરદાનો રિવાજ શરૂ થયો હશે તેનું અનુકરણ ઉચ્ચ ખાનદાન કુટુંબોએ કર્યું લાગે છે. મૃચ્છકટિકમાં વસંતસેનાને પરદામાં ફરતી જોઈ શકીએ છીએ. લલિતવિસ્તારમાંથી જાણવા મળે છે કે ગોપા નામની કન્યાને પરદાનું કહેવામાં આવ્યું ત્યારે તેણે ચોકખી ના પાડી. અજંતાનાં ચિત્રો પરથી જણાય છે કે પમી અને છઠ્ઠી સદીમાં પરદાનો રિવાજ હતો.[17] રાજતરંગિણીમાં કાશ્મીરના દરબારનું આલેખન કરવામાં આવ્યું છે, પરંતુ તે સમય (ઈ. સ. ૭૦૦ થી ઈ. સ. ૧૧૫૦)નો પરદાનો ઉલ્લેખ ક્યાંય મળતો નથી. અબુઝઈદ નામના ૧૦મી સદીના અરબી મુસાફરે નોંધ કરી છે કે દરબારોમાં રાણીઓ પરદા વગર આવી શકતી.[18] એટલે કે ૧૦મી સદી સદી સુધીમાં પરદાનો રિવાજ બહુ જ થોડો હોવો જોઈએ. હર્ષ તેની વિધવા બહેન રાજ્યશ્રી સાથે પરદા વગર દરબારમાં આવતો.

મુસલમાનોના રાજ્ય દરમિયાન પરદાનો રિવાજ વધવા લાગ્યો. આ રિવાજ વિજયીઓના અનુકરણરૂપે તથા સ્ત્રીઓના રક્ષણને કારણે આવ્યો. ઈ. સ. ૧૨૦૦ની આસપાસ હિંદુ જીવન માટે માન સાચવવાના સંજોગો મુસલમાનોના રાજ્યને લીધે પ્રતિકૂળ હતા એટલે સૌન્દર્યવાન સ્ત્રીઓને વધુ રક્ષણ મળે તે માટે આ રિવાજ વધુ પ્રચલિત થયો. તેનું બીજું કારણ એ પણ ગણાય છે કે તે સમયે સ્ત્રીઓ બીલકુલ

17. Dr. A, S. Altekar—The Position of Women in Hindu Civilization. Page 122.

18. Ibid. Page 203.

અશિક્ષિત રહેતી એટલે તેમને પુરુષોનું કહ્યું માનવું પડતું. ૧૫મી અને ૧૬મી શતાબ્દિમાં બંગાળ તથા ઉત્તરપ્રદેશમાં આ રિવાજ સામાન્ય હતો, તેનો વિદ્યાપતિ અને ચૈતન્ય ઉલ્લેખ કરે છે. પુરીના રાજા રુદ્રપ્રતાપસીંગ ચૈતન્ય પાસે આવ્યા ત્યારે તેમની પત્નીઓએ પરદામાં બેસીને મુસાફરી કરી હતી.[19] બ્રિટિશ અમલમાં કેળવણીને કારણે સ્ત્રીપુરુષો સમજવા લાગ્યાં કે પરદાનો રિવાજ સ્ત્રીઓની સ્વતંત્રતા ઝૂંટવી લે છે. સમાજસુધારકો આનો નિર્દેશ ઘણીવાર કરતા. અસહકારની લડતે પરદાના રિવાજને સમાજમાંથી કાઢવા માટે ઘણીવાર સહાય કરી છે.

**૧૦. બ્રિટિશ અમલમાં સ્ત્રીનો પલટો**

બ્રિટિશોના સમય દરમિયાન હિંદુ સમાજની સ્ત્રીઓમાં પલટો આવ્યો. બ્રિટિશોએ શરૂઆતમાં ગૃહઉદ્યોગ તોડી નાખ્યો, તેથી ઘણી સ્ત્રીઓની આજીવિકા ગઈ અને વિનિમયનો વ્યવહાર બંધ થયો. ગૃહઉદ્યોગ તોડવાનો ઉદ્દેશ આર્થિક મુશ્કેલીઓ ઊભી કરવાનો હતો. અંગ્રેજી કેળવણીના ફેલાવાને કારણે ઈ. સ. ૧૮૭૮માં હિંદુ કુમારીઓને વિશ્વવિદ્યાલયમાં કેળવણી લેતી જોઈએ છીએ. ઈ. સ. ૧૮૮૮ માં પહેલવહેલી હિંદુ કુમારી ઔષધના અભ્યાસ માટે પરદેશ ગઈ અને બીજી ૧૮૯૨ માં કાયદાના અભ્યાસ માટે ઓક્સફર્ડ ગઈ. સ્ત્રીઓની કેળવણી માટે મંડળોની સ્થાપના થઈ 'અખિલ હિંદ મહિલા મંડળ' સ્ત્રીઓના હકોની પ્રાપ્તિ માટે સ્થપાયું. સ્ત્રીસ્વાતંત્ર્ય, સ્ત્રીકેળવણી અને રાજકીય બાબતોમાં ભાગ લેવા માટે સરોજિની નાયડુના નેતૃત્વ હેઠળ લડત શરૂ થઈ. બ્રિટિશોએ સ્ત્રીસ્વાતંત્ર્ય માટે ના પાડી હતી. સરોજિની નાયડુ તથા બીજી સ્ત્રીઓએ લંડનમાં સુધારાની કમિટીને સ્ત્રીસ્વાતંત્ર્ય માટે કહ્યું હતું. તેને કારણે ઈ. સ. ૧૯૨૬ની ચૂંટણીમાં

19. Dr. A. S. Altekar—The Position of Women in Hindu Civilization. Page 207.

સ્ત્રીઓને મતાધિકાર મળ્યો. ગાંધીજીએ દેશના અહિંસક સ્વાતંત્ર્ય યુદ્ધમાં સ્ત્રીઓને ભાગ લેવા આમંત્રણ આપ્યું હતું. કસ્તુરબાએ આમાં ભાગ લીધો હતો. સરોજિની નાયડુએ કાવ્યોની રચના કરી હતી. તેમણે ઈ. સ. ૧૯૩૦માં ધારાસણાના મીઠાના સત્યાગ્રહમાં નેતૃત્વ લીધું હતું. મદ્રાસમાં રૂક્મિણી લક્ષ્મીપતિ (દક્ષિણમાં મીઠાના સત્યાગ્રહમાં નેતૃત્વ લેનાર સ્ત્રી)ને અટકાયતમાં લેવામાં આવી હતી. સ્વાતંત્ર્ય યુદ્ધમાં સ્ત્રીઓ મદદરૂપ થઈ હતી. વિલાયતી કાપડના બહિષ્કારમાં હંસાબેન મહેતા, લીલાવતી મુનશી, મણીબેન વગેરેએ વિલાયતી કાપડના વેપારીઓને તેમનો ધંધો છોડવા સમજાવ્યા હતાં અને પછી તેમની દુકાનો આગળ ઊભા રહી માલ લેનાર ગ્રાહકોને સમજાવ્યા હતાં. દારૂબંધી માટે પણ સ્ત્રીઓએ ફાળો આપ્યો હતો. ૧૯મી સદીમાં બંગાળના રાજા રામમોહન રોયે, મુંબઈમાં રાનડેએ અને પંજાબમાં સ્વામી દયાનંદ સરસ્વતીએ સામાજિક સુધારણાની લડત શરૂ કરી. અનેકપત્નીત્વ, બાળલગ્ન, સતી તથા વિધવાના કુરિવાજો સમાજમાંથી કાઢવાનો પ્રચાર થયો.

એની બેસન્ટે ઈ. સ. ૧૯૧૪માં રાજકીય બાબતોમાં ભાગ લેવો શરૂ કર્યો અને ઈ. સ. ૧૯૧૭માં તે 'ઇન્ડીયન નેશનલ કોંગ્રેસ'નાં પહેલાં સ્ત્રીપ્રમુખ ચૂંટાયાં. પ્રાંતિય રાજ્યના બંધારણમાં સ્ત્રીઓએ ભાગ લીધો છે. વિજ્યાલક્ષ્મી પંડિત સંયુક્ત પ્રાંતમાં પહેલાં સ્ત્રીપ્રધાન બન્યાં હતાં.[20] અને તેઓ 'યુનાઇટેડ નેશનની ૮મી સામાન્ય સભાનાં પ્રમુખ થયાં હતાં. રાજકુમારી અમૃતકુંવર આંતરરાષ્ટ્રીય રેડક્રોસનાં ઓરિસ્યામાં પ્રમુખ થયાં હતાં. રમાબાઈ રાનડેએ પુનામાં 'આર્ય મહિલા સમાજ'ની સ્થાપના કરી. સેવાસદનો, વનિતાવિશ્રામો અને વિધવાગૃહની સ્થાપના પણ આ સમયે થઈ. કેળવણીના વધુ પ્રચારને કારણે સ્ત્રીઓએ સામાજિક, આર્થિક, રાજકીય તથા કેળવણીક્ષેત્રોમાં કામ કરવા માંડ્યું.

ઈ. સ. ૧૮૫૬ના વિધવા પુનર્લગ્નના કાયદાએ વિધવાઓનાં

20. Dr. A. S. Altekar—The Position of women In Hindu Civilization. Page 226.

લગ્ન કાયદેસર ઠરાવ્યાં. ઈ. સ. ૧૯૨૯માં બાળલગ્ન વિરોધક કાયદાએ બાળલગ્નો અટકાવ્યાં.

આઝાદ ભારતે પુખ્ત વયનાં તમામ સ્ત્રીપુરુષોને સરખો મતાધિકાર આપ્યો. ઈ. સ. ૧૯૫૫ના હિંદુ લગ્નધારાએ અનેકપત્નીત્વને ગેરકાયદેસર ગણ્યું. તે ધારા અનુસાર ભારતમાં એક પત્નીની હયાતીમાં બીજી પત્ની ન થઈ શકે. સ્ત્રીપુરુષને લગ્નવિચ્છેદનો સમાન હક અપાયો. 'હિંદુ કોડ બીલ' અનુસાર બાપની મિલ્કતમા દીકરા દીકરીને સમાન હક પ્રાપ્ત થયો. સ્ત્રીઓની તંદુરસ્તી માટે કુટુંબનિયોજનનો પ્રચાર થવા લાગ્યો છે. અદ્યતન સાધનોવાળાં પ્રસુતિગૃહોએ સ્ત્રીઓની સુવાવડની વેદના ઓછી કરી છે. કારખાનામાં કામ કરતી તથા બીજે કામ કરતી સ્ત્રીઓને સુવાવડના સમયે રજા મળે તે માટે કાયદા થયા. ઈ. સ. ૧૯૪૯ના આજીવિકાના ધારા અનુસાર પુરુષે હિંદુસ્ત્રીને તેનાં કાયદેસરનાં અને ગેરકાયદેસરનાં બાળકોને, ઘરડાં માબાપોને, કુંવારી તથા વિધવા પુત્રીઓને પોતે જીવે ત્યાંસુધી પોષવાં પડે. તે કાયદાનુસાર જો પત્ની સાબિત કરે કે તેનો પતિ ક્રૂર છે, કોઢના રોગવાળો છે અથવા બીજી પત્ની કે રખાત રાખે છે તો તે પતિથી જુદી રહીને પતિ પાસેથી આજીવિકા માગી શકે. જો સ્ત્રી દુરાચારી થાય અથવા બીજો ધર્મ ગ્રહણ કરે તો તેનો પતિ આજીવિકા આપવા બંધાએલો નથી. કળામાં પણ સ્ત્રીઓએ વિકાસ કર્યો છે. ધાર્મિક ઉત્સવોમાં સ્ત્રીઓ મોટો ભાગ ભજવે છે. દીપોત્સવીના દિવસોમા રંગોળી તથા દીવોની શોભા સ્ત્રીઓને આભારી છે. સ્ત્રીઓના રાસ, ગરબા તથા સંગીત નવરાત્રિના દિવસોને આનંદમય બનાવે છે. સ્ત્રીનો કોમળ કંઠ જાહેરસભાને નાટકો અથવા જલસાઓ દ્વારા મનોરંજન કરાવે છે

## ૧૧. આધુનિક યુગમાં સ્ત્રીઓનું સ્થાન

સ્ત્રીકેળવણીને લીધે લગ્નની ઉમર લંબાતી જાય જાય છે. શિક્ષિત સ્ત્રી યોગ્ય વરની શોધ તથા પસંદગી ભાવિ સુખને ધ્યાનમાં

-રાખીને કરે છે. મોટાં શહેરોમાં આધુનિક કેળવણી પામેલ નારી પોતાના વિચારોને અનુકૂળ પતિ મેળવવા પ્રયત્ન કરે છે. હજારો વર્ષની સમર્પણભાવના તથા પતિભક્તિ પરથી જણાય છે કે સ્ત્રી દબાયેલી હોવાને કારણે તથા તેને આર્થિક સ્વતંત્રતા ન હોવાને કારણે પુરુષની મરજી પ્રમાણે તેને પતિને આધીન રહેવું પડતું.

આજના સ્વાતંત્ર્ય યુગમાં સ્ત્રીઓ ગ્રામસેવિકાઓ થઈ છે. તેઓ ગ્રામો-દ્ધારમાં મદદરૂપ થાય છે. ગ્રામપંચાયતોમાં સભ્ય બની સ્થાનિક વહીવટમાં સ્ત્રીઓ ભાગ લે છે તથા રાજકીય ક્ષેત્રોમાં મંત્રી, રાજપાલ તથા પ્રમુખ થઈ દેશોદ્ધાર માટે પોતાની શક્તિનો ઉપયોગ કરે છે. ઔદ્યોગિક ક્ષેત્રમાં પણ સ્ત્રીઓ કામ કરે છે. કાપડની મીલો તથા કારખાનાઓમાં કેટલીય સ્ત્રીઓ નોકરી કરે છે. ગૃહઉદ્યોગ જેમકે ભરત-ગૂંથણમાં સ્ત્રીઓ કાર્યકુશળતા બતાવે છે. સીનેમાક્ષેત્રમાં નૃત્ય અને સંગીતદ્વારા સ્ત્રીઓ આનંદ અર્પે છે. કેળવણી ક્ષેત્રમાં કેટલીય સ્ત્રીઓને અધ્યાપિકાઓ તરીકે સેવા બજાવતી જોઈએ છીએ. પુરુષસમોવડી થવા માટે સ્ત્રીઓ આર્થિક સ્વતંત્રતા મેળવે છે. આર્થિક સ્વતંત્રતા મળતાં કેટલીકવાર સ્ત્રીઓ સ્વચ્છંદી થઈ જાય છે અને ગમે ત્યાં એકાંતમાં ગમે ત્યારે ફરે છે, તે કારણે કેટલીકવાર ગુંડાઓનો ભોગ બને છે. શારીરિક બળનો વિચાર કરી સ્ત્રીઓ ગમે ત્યાં અને ગમે ત્યારે ફરતી હોય તો આવું ન બને. આધુનિક સ્ત્રી ઘરેણાં વધુ પહેરતી નથી પણ રાખવાનો શોખ રાખે છે. આ શોખ દેવું કરી પૂરો કરવો એ અનિષ્ટ છે. આધુનિક સ્ત્રીઓ જુદીજુદી ફેશનોને અપનાવે છે અને પતિ કે પિતાની કમાણીથી આનો નિભાવ થશે કે કેમ તે વિચારતી નથી. આ ખર્ચ ન મળતાં સ્ત્રી અધોગતિને માર્ગે વળે છે.

ભારતની નારી નીડર, મજબૂત બાંધાવાળી, હિંમતવાન તથા બુદ્ધિશાળી બને તો જ સમાજનો ઉત્કર્ષ શક્ય બને.

# ૧૭. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ

સંસ્કૃતિ અને સંસ્કાર એ બે શબ્દો અનન્યાર્થ છે. પ્રાચીનોએ "સંસ્કૃતિ" શબ્દનો બહુ વ્યવહાર નથી કર્યો. સંસ્કારના જુદાજુદા અર્થ થયા છે. યોગભાષ્યમાં સંસ્કાર બે

**૧. સંસ્કૃતિ અને સંસ્કાર**

જાતના ગણ્યા છે. (૧) વાસના રૂપ (૨) ધર્માધર્મ રૂપ. વાસના અર્થ લોકવ્યવહારમાં પ્રચલિત છે. શુભ કે ઊંચા સંસ્કાર ઊંચે લઈ જાય છે. અશુભ અથવા હલકા સંસ્કારો નીચે દોરી જાય છે. સંસ્કાર એટલે ઓપ. સંસ્કાર ગુણાધાન વડે અને દોષાપનયનથી થાય છે. સંસ્કારથી મનુષ્યનાં મન, બુદ્ધિ, લાગણી, અહંકાર વગેરેનો ઓપ–કેળવણી–ખીલવણી ઉદ્દિષ્ટ છે. મનુષ્ય સ્વાભાવિક રીતે પશુ અથવા પામર છે અને સંસ્કારથી મનુષ્યત્વવાળો માણસ–સંસ્કારી મનુષ્ય થાય છે કેળવણીથી આણસમા સમાજહિતલક્ષી અને આધ્યાત્મિક ગુણો વધે એનુ નામ સંસ્કાર. ભારતીય સંસ્કારો' એ શબ્દોમાં ભારતદેશના મહાભારતના સમયમાં સ્પષ્ટ વિકાસ પામેલા અને બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન–ત્રણે ધર્મના શ્રેષ્ઠ જનોના જીવનને ઉજ્જ્વાળનારા સંસ્કારોનો અર્થ રહેલો છે વિવિધ ભારતીય સંસ્કારોનો સમન્વય સર્જાઈને ભારતમા ઊભો થયેલો સંસ્કારી જીવનનો આદર્શ, ભારતીય સંસ્કારોનો વિદ્યાકલામાં આવિર્ભાવ, ગુજરાતમાં તેનું અવતરણ અને સમાજને શુભ સંસ્કારોના લાભો ન ભોગવવા દેનાર કુસંસ્કારોનું આક્રમણ આપણે ઇતિહાસમાં જોઈ શકીએ છીએ. ઇતિહાસની આધુનિક ભાવનામાં રાજાઓની વંશાવળીઓ,

રાજ્યોની એકબીજા સાથેની લડાઈઓ અને સંધિઓ, રાજવંશોની કે રાજ્યતંત્રોની ઉથલપાથલો અને એમાં ઓછો વધુ ભાગ લેનારાં માણસો વગેરેનો સાથ ગૌણ બનીને પ્રજાજીવનનું સ્વરૂપ અને તેમાં વિવિધ કારણોથી થયેલાં પરિવર્તનોને મહત્ત્વનું સ્થાન મળ્યું છે.[1]

**૨. 'ગુજરાત' શબ્દ**

ગુજરાત શબ્દ ક્યાંથી આવ્યો તે વિશે અનેક મતો છે. પ્રાચીન સમયમાં ગુજરાતના જુદાજુદા ભાગોનાં જુદાંજુદાં નામો હતાં. ગુજરાતના ઉત્તર ભાગનું નામ આનર્ત હતું. દક્ષિણનું લાટ (અપરાન્ત) અને દ્વીપ ગુજરાતનું નામ સૌરાષ્ટ્ર હતું. આનર્ત અને લાટ વચ્ચેના પ્રદેશને 'સ્વભ્ર' (સાબરમતીની આસપાસનો પ્રદેશ) કહેવામાં આવતો. આબુની આસપાસનો પ્રદેશ મરુ કહેવાતો. લાટના ઉલ્લેખો મહાભારતના અનુશાસન પર્વમાં તથા વાત્સાયનના કામસૂત્રમાં આવે છે. ઉત્કીર્ણ લેખોમાં ગુર્જર દેશ ગુર્જત્રા અગર સંસ્કૃતમાં ગૂર્જરત્તા ભૂમિ તો ભિન્નમાલની આસપાસની અને ઉત્તર ગુજરાતના થોડા ભાગની ભૂમિ છે. ગૂર્જરોનું રાજ્ય નર્મદા સુધીનું હતું. ઉત્તર ગુજરાત એ કાઠિયાવાડમાં પણ હતું. પરદેશીઓએ ગુજરાત કાઠિયાવાડનાં અંદરોને ગૂર્જર સત્તાને લીધે ગુજરાત નામ આપ્યું એમ માનવાને વાંધો નથી.[2] ગુજરાતની ઉત્તરે મારવાડ, આબુ અને અરવલ્લીના ડુંગરાઓ આવેલ છે. પૂર્વમાં વિંધ્ય પર્વત છે. દક્ષિણમાં સાતપુડા પર્વત છે. ઇતિહાસની દૃષ્ટિએ ગુજરાતનો દક્ષિણ ભાગ તાપી સુધીનો છે. ભાષાની દૃષ્ટિએ વલસાડ અને પારડી સુધીનો છે. કચ્છનું રણ પશ્ચિમનો છેડો છે.

વેદના સમયને પ્રાગૈતિહાસિક સમય કહીએ તો છેક એ સમયથી એટલે કે ગુજરાત નામ પડ્યું તે પહેલાં ઘણી સદીઓથી ગુજરાતની

૧. દુ. કે. શાસ્ત્રી—ભારતીય સંસ્કારો અને તેનું ગુજરાતમાં અવતરણ. પૃ. ૩.
૨. ૨. ભી. જોટ—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. પૃ. ૬૭.

૩. ગુજરાતમાં સંસ્કૃતિ

ભૂમિનો કિનારાનો ભાગ જાણીતો હતો. દ્વારકા, પ્રભાસ, ભરૂચ, વલભી અને તે પછી સોપારા અને ખંભાતની 'જ્યાંએ સ્તંભતીર્થ' કે જે નામનું બંદર હશે તે, એ બધાંય પ્રાચીન સમયનાં બંદરો હતાં અને તે સમયના હિંદુસ્તાનનો સમુદ્રનો વ્યવહાર મોટે ભાગે આ બંદરોદ્વારા થતો હતો. ગુજરાતના સાંસ્કૃતિક વ્યક્તિત્વમાં જે વિશેષતા છે, એનો પાયો પ્રાચીન સમયમાં નખાયો હતો.[૩] ગુજરાતનાં ભૌગોલિક સ્થળોએ ગુજરાતી સંસ્કારિતામાં ખાસ કરીને સામાજિક બાબતમાં એક અગત્યનો ભાગ ભજવ્યો છે. તે બાબત ગુજરાતની જ્ઞાતિઓને લગતી છે. લોકોને લીધે સ્થળોનાં નામ કે સ્થળોને લીધે લોકોનાં નામ હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ મળે છે, પણ ગુજરાતમાં એની વિશેષતા જરા વિચિત્ર હદ સુધી ગયેલી છે. ઘણી જ્ઞાતિઓ ખાસ કરીને ઉચ્ચ વર્ણની જ્ઞાતિઓ અને તેની ઉપજ્ઞાતિઓનાં નામો ભૌગોલિક સ્થળોને લીધે પડેલાં છે. નાગર, મોઢ, શ્રીમાળી વગેરે બ્રાહ્મણવાણિયાની અનેક નાતોનાં નામો પ્રાચીન ભૌગોલિક સ્થળોને લીધે પડેલાં છે.[૪]

ગુજરાતમાં સંસારસુધારાનો ઇતિહાસ એટલે ગુજરાતી હિંદુઓના સંસારસુધારાનો ઇતિહાસ. નર્મદાશંકર કહે છે, 'તન મન અને ધનમાં વ્યવસ્થાપૂર્વક જે વધારો કરવો તે સુધારો.'[૫] દુર્ગારામ મહેતાજીના ગુરુ કૃષ્ણલાલ ઝવેરીના પિતાવહ ગ્યુકોઉસ.લને કવિ નર્મદાશંકર "ગુજરાતની પ્રસિદ્ધિનો પહેલો પુરુષ' કહે છે. નર્મદે 'ડાંડિયો' નામના પાક્ષિક પત્રથી લોકોને સમાજસુધારાઓ માટે લગાડ્યા. દલપતરામ, મહીપતરામ, રણછોડભાઈ, ભોળાનાથ સારાભાઈ, સ્વામી દયાનંદ સરસ્વતી,

---

૩. ર. બી જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ પૃ. ૬.
૪. એજન. પૃ. ૧૮.
૫. નવલરામ ત્રિવેદી—સમાજસુધારાનું રેખાદર્શન. પૃ. ૫.

મણિલાલ, ગોવર્ધનરામ, નંદશંકર વગેરેએ સમાજના કુરિવાજોને કાઢવા પ્રયત્ન કર્યો. સંસાર સુધારો આ પર નિર્ભર છે. સ્ત્રીઓની ઉન્નતિ માટે સ્ત્રીશિક્ષણ, વિધવાવિવાહ, તથા અનેક પત્નીઓ કરવાનો રિવાજ નાબુદ કરવો તથા વૃદ્ધ પુરૂષોનાં બાળકીઓ સાથે અને નાના બાળકોનો મોટી કન્યાઓ સાથે લગ્ન કરવાથી થતાં કજોડાં અટકાવવાં વગેરે માટે સુધારકોનો પ્રયત્ન હતો અને હજીયે છે.[6]

## ૪. ગુજરાતનો પ્રાગૈતિહાસિક કાળ

ગુજરાતમાં પ્રાગૈતિહાસિક અને આદ્ય ઐતિહાસિક અવશેષો સાબરમતી નદીના કિનારાનાં બે સ્થળો (વિજાપુર તાલુકાનું કોટ સડોલિયા અને પેઢામ્બલી) માંથી ઈ. સ. ૧૮૯૩માં પુરાતત્વવિદ્યાશાસ્ત્રી બ્રુસ-ફુટને મળી આવ્યા. કોટસડોલિયા-માંથી મળેલી અંગ્રેજી યુ (U) આકારની હાથકુહાડી ૭ × ૪ ઈંચની ખરબચડી સફેદ કવાર્ટઝાઈટ પથ્થરની છે. આ હથિયાર પ્રાગૈતિહાસિકકાળનાં ચીરીવાળાં હથિયાર જેવાં છે. સાબરમતીના ધોવાણને લીધે નીચલા ભાગમાંથી આ હથિયારો મળ્યાં છે. અહીંનો એટલે કે ગુજરાતનો પ્રથમ મનુષ્ય શિકાર કરી નદીની ગુફામાં રહેતો હશે. દક્ષિણ ભારતમાં મદ્રાસમાંથી કુહાડી મળી છે, તે સડોલિયાની કુહાડી જેવી છે, એટલે ગુજરાતના માણસને દક્ષિણ ભારત સાથે સંબંધ હોવો જોઈએ.[7] ટોડે ડૉ. એ. એચ. કલપેસીની સહાયથી બોરીવલી, કાંદીવલી અને બીજાં મુંબઈનાં પરાંઓમાંથી પ્રાચીન પાષાણ યુગનાં હથિયારો શોધી કાઢ્યાં છે. અમરેલી, વડ અને જેતપુરમાંથી નાનાં હથિયારો, માટીનાં વાસણોના અવશેષો, મણકા, ચીપ અને પિત્તળની બંગડીઓના કકડા મળી

૬. નવલરામ ત્રિવેદી—સમાજસુધારાનું રેખાદર્શન. પૃ. ૧૯૩.

7. K. M. Munshi—The Glory that was Gurjardesh Vol. I. Page 19.

આવ્યા છે. ફુટ આમને પાષાણ યુગનાં હથિયાર માને છે. સાબરમતી, મહી, ઓરસંગ અને અમરેલી બાજુની નદીઓમાંથી કેટલાક અવશેષો મળ્યા હતા, એટલે કે લાંઘણજ, વાસદ તથા ઓરસંગ કિનારે ગુજરાતનો આદિમાનવ એક લાખ વર્ષ પૂર્વે રહેતો હતો. ઉત્ખનન દ્વારા ઘણું પરિવર્તન થયું છે. પ્રાગૈતિહાસિક જ્ઞાન તેને લીધે મળે છે.

ખંભાતના અખાતની પાસે લોથલ ધોળકાથી ૨૫ માઈલ દૂર સરગવાલા વિસ્તારમાં આવેલું હડપ્પા સંસ્કૃતિનું સ્થાન છે. લોથલ નામના ટીંબા પરથી પુરાતત્ત્વ ખાતાએ ચાર પાંચ હજાર વર્ષ જૂની એક નગરી શોધી કાઢી છે. નૂતન પાષાણયુગના અંતભાગમાં એટલે કે પાંચેક હજાર વર્ષ પૂર્વે ગામોમાંથી નગરોનો વિકાસ થતો લાગે છે. જરૂરિયાત કરતાં ઉત્પન્નનો વધારો, વધારાની ઉપજનો વિનિમય, નાણાંદ્વારા વાણિજ્ય વગેરેને કારણે નગરની સ્થાપના થઈ હશે.[૮] હડપ્પા સિંધુ સંસ્કૃતિનું કેન્દ્ર મનાય છે. આ સંસ્કૃતિના અવશેષો ગુજરાત (સૌરાષ્ટ્ર–નર્મદા–તાપીના પ્રદેશો)માંથી પણ મળી આવ્યા છે. તેમાં લોથલ નામનું એક સ્થાન સિંધુ સંસ્કૃતિ જેવી સંસ્કૃતિનું છે. આ પ્રાચીન કાળનું મોટા પાયા પર વેપાર કરતું બંદર લાગે છે. પૂરનો સામનો કરવા માટે કાચી ઈંટોની ઊંચી દિવાલ બનાવી તેના ઉપર મકાનો બાંધ્યાં છે. રાજમાર્ગ કે ગલીઓનું વ્યવસ્થિત આયોજન નજરે પડે છે. નદી પાસે હોવાથી વધારાની ઉપજ બીજે મોકલવામાં આવતી હશે. અહીં એક કૂવો પણ મળી આવ્યો છે. મકાનોમાં નાહવાની ઓરડી તથા રસોડાની સગવડ કરવામાં આવતી અને તેનું પાણી મોરી તથા ખાળકૂંડી મારફતે નીચે જમીનમાં દાટેલ મોટા માટલાઓમાં જતું. ત્યાંથી મળેલ રંગીન તથા ચીતરેલાં રંગબેરંગી

૮. ડૉ. પ્રિયબાળા શાહનો 'સાબરમતી પર્વ'માંનો 'લોથલ' નામનો લેખ જુઓ. પૃ. ૨૧.

વાસણોના અવશેષો હડપ્પાનાં વાસણો જેવા છે. બાજોઠને સૂવાનાં કે દેવસેવા (ધૂપ, દીપ, નૈવેદ્ય માટે)નાં નાનાં વાસણો મળી આવ્યાં છે. ઘરઉપયોગનાં વાસણોમાં હાથાવાળા વાડકા, ઢાંકણાંવાળાં નાનાં મોટાં વાસણો, પ્યાલાઓ, થાળી, સુરાહી, ઘોડી કે પાયાવાળી થાળીઓ વગેરે મળી આવે છે. વાસણો સરસ રીતે પકવેલાં જણાય છે. માટીનાં ચિત્રિત વાસણો પર ઝાડપાંદડાં, પશુપક્ષીઓ તથા નાગની આકૃતિઓ મળી આવે છે. અલંકારોનાં જથ્થાબંધ નંગ મળ્યાં છે. બે સોનાનાં ગોળ પતરાં પણ મળ્યાં છે. મણકા કીમતી પથ્થરો, માટી કે સેલખડીના છે. ત્રાંબાની તેમજ માટીની વીંટીઓ પણ મળી છે. હાડકાંની તથા હાથીદાંતની સોયો પણ મળી આવી છે, તેથી અનુમાન થાય છે કે વલ્કલ કે ચામડાનું વસ્ત્ર સીવવા માટે સોયનો ઉપયોગ થતો હશે. હથિયારો અને ઓજારોમાં ઘણી વિવિધતા છે. ઓજારો ઘણાંખરાં ત્રાંબાનાં છે. તેમાં મુખ્યત્વે કુહાડીઓ, ભાલા, તીર અને માછલી પકડવાના અંકોડા છે. માટીના ગોળ દડા તથા પથ્થરનાં વજનિયાં હડપ્પા સંસ્કૃતિનું સામ્ય દર્શાવે છે. માટીની ઘડેલી વૃષભના આકારની આકૃતિઓ ઘણી મળી આવી છે. અહીંથી મળેલ મુદ્રાઓ અને મુદ્રાંકો, સેલખડી, હાથીદાંત, અકીક તથા ત્રાંબાની છે. તેના પરનું લખાણ [હડપ્પા જેવું] હજી ઉકેલાયું નથી. મુદ્રા પર પશુ આકૃતિઓ છે. તેમાં એકશૃંગ પ્રાણીથી અંકિત મુદ્રામાં પશુ પાસે એક પાત્ર મૂકેલું છે. બીજી કેટલીક મુદ્રાઓ પર ખાંધ વગરનો વૃષભ અને લાંબા શિંગડાંવાળો વૃષભ ગોથું મારતો હોય તેમ લાગે છે. હાથીદાંતની અનેક ચીજો મળે છે. લોથલમાં એક દફનસ્થાન મળ્યું છે. તેમાં સાથે મૃત્યુ પામેલ સ્ત્રી-પુરુષો જણાય છે એટલે કે સતી થવાના રિવાજને લીધે કે આકસ્મિક ઘટનાથી પ્રેમીયુગલ સાથે મર્યાં હોય. એક ભઠ્ઠા જેવી ઇમારત લોથલમાંથી મળી છે. તેના પર સમચોરસ વેદિકા જેવા બાર ભાગ છે. વચમાં જવાનો રસ્તો છે. કદાચ આ યજ્ઞની વેદિકા હોય. હડપ્પાના નાશને કારણે કદાચ ત્યાંથી લોકો અહીં આવ્યા હોય.

સૌરાષ્ટ્રમાં આવેલ લીમડી પાસેના રંગપુરના ખોદકામ પરથી જણાયું છે કે સિંધુ સંસ્કૃતિનો ફેલાવો અહીં પણ થયો હતો. અહીંથી સિંધુ સંસ્કૃતિ જેવી મુદ્રાઓ, માટીનાં વાસણોના ટુકડા તથા બીજી ઘણી ત્યાંના જેવી ચીજો મળી આવી છે. અહીંથી એક ઘણાં કાણાંવાળું વાસણ મળી આવ્યું છે, તેવું અખંડિત વાસણ લોથલમાંથી પણ મળી આવ્યું છે, તે કદાચ પૂજા કે ગરબા માટે વપરાતું હોય.

ગુજરાતમાં નર્મદાતટના કારવણ ગામ પાસેના ઊંડા ખોદકામમાંથી ફુલવાટકો, કુંભારોના અંગૂઠા, આંગળીઓની રેખાઓવાળાં માટીનાં વાસણો, કૂંડાં, થાળીઓ, ગોળ તથા ચોરસ તેમજ શંકુ આકારવાળાં માટીનાં વાસણો તથા લાલ મણકાઓ, માટીનાં, પથ્થરનાં, લોઢાનાં તથા માથે કાણાંવાળાં *શિવલિંગો, પશુપક્ષીનાં રમકડાં, ત્રાંબાની વીંટીઓ*, ફૂલની કિનારવાળી સોનાની ચીજો, સોનાનો ચાંદ, બંગડીઓ વગેરે મળ્યાં છે, જે કાશ્મીર, કૌશાંબી, રાજગૃહ, વૈશાલી વગેરે સ્થળોની સંસ્કૃતિના અવશેષો સાથે મળી આવે છે. અહીંથી મળી આવેલ એક પરદેશી સ્ત્રીનો મસ્તક વિભાગ વડોદરા વિદ્યાપીઠના ઉત્ખનન વિભાગના સંગ્રહાલયમાં છે. આ રોમ બાજૂની સ્ત્રીનું ઊર્ધ્વ અર્ધશરીરી શિલ્પ છે. આની સાથે રોમની કાળી, લાલ ચકચકિત અબરખ છાંટેલી માટીની કાયમી સામગ્રી મળે છે. ઉત્તર ગુજરાતના ખોદકામોમાં વડનગર અને વાલમ મુખ્ય છે. અહીંથી રોમની લાલ તથા કાળી માટીનાં પૉલિશવાળાં અવશિષ્ટ વાસણો મળી આવ્યાં છે. સીસાના અને તાંબાના સૂર્યની મૂર્તિવાળા સિક્કાઓ મળ્યા છે. વડનગરમાં પાકી ઈંટનું એક ઘર મળ્યું છે. અહીં તેલ મૂકવાના કૂપાઓ, લાંબી ડોકના ઝારાઓ, સાદી, નકશીવાળી, કાણાંવાળી અનેક ઘાટની બંગડીઓ, ચુડીઓ, માટીની મુદ્રાઓ, માનવ આકૃતિનાં તથા બળદ અને પશુપક્ષીની આકૃતિનાં રમકડાં, રેખાવાળી તથા ક્રોસના ચિહ્નોવાળી ઈંટની બનાવેલી ચોરસ પાટલીઓ, ગણેશ, બાળકને તેડતી માતૃકા, રોમશૈલીની

ઉલ્લેખો અને જૈનોએ આપેલી વિગતો તપાસીએ. યાદવ વંશના રાજાઓ પછી મૌર્ય સામ્રાજ્ય સુધીના ઇતિહાસની કોઈ માહિતી મળતી નથી. કદાચ યોધેય, આભીર અને આવી બીજી જાતિઓ સર્વોપરી સત્તા મેળવવાનો પ્રયત્ન કરતી હશે. ફક્ત રાજકુંવર વિજયના લાટના કિનારાથી નીકળી દ્વીપની [જે પાછળથી સિંહલદ્વીપ તરીકે ઓળખાયો] જીતની અને આર્ય રાજ્ય સ્થાપવાની કથા ઐતિહાસિક લાગે છે. ગૌતમબુદ્ધના મૃત્યુ સુધી એટલે કે ઈ. સ.ની પાંચમી સદી સુધીમાં આ માહિતી છે.

### ૬. મૌર્ય કાળ

ગુજરાતના ઐતિહાસિક સ્મરણસ્તંભોમાં સૌથી પ્રાચીન ગિરનાર પર્વતનો ખડકશિલાલેખ છે. ગુજરાતમાં ભારતીય સંસ્કારનું પ્રથમ દર્શન આપણને અશોકના લેખોમાં થાય છે. મગધના મૌર્યવંશના રાજાઓ ગિરિનગર (જૂનાગઢ)ને પાટનગર બનાવી સુબાદ્વારા રાજ્ય ચલાવતા હતા. ચંદ્રગુપ્તના સુબા પુષ્યગુપ્તે સુદર્શન તળાવ બંધાવ્યું હતું. અશોકના સમયમાં તેના સુબા તુશાસ્ફે સુદર્શનના પાણીનો નહેરો દ્વારા ખેતી માટે ઉપયોગ કર્યો. ગિરનાર પર્વતના ખડક પર ત્રણ (અશોકનો ઈ. સ. પૂર્વે ૨૩૪–૨૩૭, રુદ્રદામાનો ઈ. સ. પૂર્વે ૧૫૦નો તથા સ્કંદગુપ્તનો ઈ.સ. ૪૫નો) શિલાલેખો છે, જેની વિગતો આગલા પ્રકરણમાં આપવામાં આવી છે. ચાણક્યના અર્થશાસ્ત્રમાંથી જાણવા મળે છે કે સૌરાષ્ટ્રમાં ક્ષત્રિયોનાં અને બીજી વર્ણોનાં મહાજનો હતાં. ખેતી, પશુપાલન તથા વાણિજ્ય કરનારનાં અને હથિયારો વાપરનારાઓનાં મહાજનો હતાં. અપરાંતના હાથી મધ્યમ કદના હતા અને સૌરાષ્ટ્રના નાના કદના હતા. અપરાંતમાં વરસાદ પુષ્કળ પડતો હતો. ભરુચનું રૂ બહુ જ પ્રસિદ્ધ હતું.

ચંદ્રગુપ્ત મૌર્ય પછી મહાન અશોકના સમયમાં પણ ગુજરાત મૌર્ય રાજાઓનો એક પ્રાંત હતો. વહીવટ કરવા માટે સૂબો નીમવામાં આવતો. ગયા પાસેની બરાબર પર્વતની ગુફાના શિલાલેખ પરથી જણાય છે કે

સાંપ્રતિને અશોકના વારસદાર માનનારી બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન દંતકથાઓ છે. સાંપ્રતિના રાજ્યનો ઈ. સ. પૂર્વે ૧૯૭માં અંત આવ્યો હતો.

**૭ ગ્રીક સમય**

ઈ. સ. પૂર્વે ૧૮૦ થી ૧૦૦ સુધીમાં બેક્ટ્રિયન ગ્રીક હતા. આનું પ્રમાણ ગુજરાત, સૌરાષ્ટ્રમાંના ગ્રીક સિક્કા છે. આમાં મીનેન્ડર સૌથી વધુ નોંધપાત્ર છે. ગ્રીક લખાણ સાથે તેનું મુખ ટોપવાળું છે. ઉલટી બાજુએ અથેનપ્રોસેકોસની આકૃતિ છે. તેમાં બેક્ટ્રો પાલી લખાણ 'મહારાજશ્રી ત્રદતસ મેનન્દ્રસ' છે. મિલિન્દ અને નાગસેનના સંવાદથી મિલિન્દ બૌદ્ધધર્મી થાય છે. છેલ્લો બેક્ટ્રિયન ગ્રીક રાજા એપોલોડોટસ છે, જેના સિક્કાઓમાં લખાણ છે—'મહારાજસ ત્રદતસ અપલદટસ'. તેના પછી ઈ. સ.ની ૧લી સદી સુધીનો ઇતિહાસ અજ્ઞાત છે.

**૮. ક્ષત્રપ સમય**

શિલાલેખો તથા સિક્કાઓને કારણે ક્ષત્રપ સમયને આપણે જાણી શકીએ છીએ. ઈ. સ. ૭૮માં કનિષ્કનું રાજ્ય હતું. તે સમયે જે સંવત વપરાતો તે શક રાજકુંવરો વધુ વાપરતા હતા તેથી શક સંવત તરીકે ઓળખાતો હતો. ક્ષત્રપોના બે વંશો હતા. ૧. ક્ષહરાતોનો ૨. ચષ્ટનનો. ક્ષત્રપ માટે છત્રપ, છત્રવ અને પતપ શબ્દો વપરાય છે. ક્ષહરાતનું છહરાત રૂપ સિક્કાઓ ઉપર છે કે જે પ્રાકૃતમાં સમાયેલું છે. જેકસને કહ્યું છે કે ક્ષત્રપ ઈરાની ઈલ્કાબ હતો. તે ગાદીએ આવનારાઓએ ચાલુ રાખ્યો હતો.

નહપાન ગુજરાત સૌરાષ્ટ્રનો પહેલો ક્ષત્રપ રાજ્યકર્તા હતો. તે ક્ષહરાત ક્ષત્રપ હતો. સિક્કાઓ તથા શિલાલેખો પરથી જણાય છે કે તેણે દક્ષિણમાં નાસીક અને દખ્ખણ સુધીનો પ્રદેશ જીત્યો હતો. દખ્ખણના આંધ્રરાજાઓ તેને તાબે હતા. તેના સિક્કાઓ પર 'રાજ્ઞો ક્ષહરાતઃ

નહપાન' છે. આની ઉલટી બાજુએ નહપાનની મુખાકૃતિ છે. ઉષાવદાતના નાસીક અને કાર્લાના શિલાલેખ પરથી જણાય છે કે તેનો જમાઈ ઉષાવદાત તેની ઘણી માહિતી આપે છે. તે શિલાલેખમાં ક્ષહરાત ક્ષત્રપ નહપાનનો ઉલ્લેખ છે. મુંબઈના ગેઝેટીયર પ્રમાણે નહપાને ગુજરાત અને પશ્ચિમ દખ્ખણ જીતતાં શક સંવત સ્થાપ્યો કે જે ઈ. સ. ૭૮માં શરૂ થયો. ક્ષત્રપોના સિક્કાઓ તથા શિલાલેખોમાં આ સંવત છે. નહપાનને પુત્ર નહોતો એટલે તેની ગાદીએ તેનો જમાઈ ઉષાવદાત આવ્યો. થોડાક સમયમાં ક્ષહરાત ક્ષત્રપોનો આંધ્રરાજા ગૌતમીપુત્ર સાતકર્ણીએ નાશ કર્યો. તેના નાસીકના આશરે ઈ. સ. ૧૨૬ના શિલાલેખ પરથી જણાય છે કે સૌરાષ્ટ્ર અને અપરાન્ત તેના રાજ્યના વિભાગો હતા. તે દરમિયાન બીજો ચષ્ટન નામનો ક્ષત્રપ ગુજરાતનો રાજ્યકર્તા થયો હોય તેમ જણાય છે. આનું કુળ નહપાનના ક્ષહરાત કુળથી જુદું હતું. ચષ્ટનના કેટલાક સિક્કાઓ પર 'રાજ્ઞો ક્ષત્રપસ યશમોતિકપુત્રસ ચષ્ટન' લખેલું છે. બીજાઓ પર 'રાજ્ઞો યશમોતિક પુત્રસ ચષ્ટનસ' લખેલું છે એટલે કે યશમોતિક ઝમોતિકનો પુત્ર હતો. પહેલાં તે ક્ષત્રપ અને પછી માળવા અને ઉત્તર ગુજરાત જીતી મહાક્ષત્રપ થયો હશે. તે પચીસેક રાજાઓવાળા વંશનો સ્થાપક હતો. તેનું નામ તેના વારસદારોના સિક્કાઓમાં છે. તેના સિક્કાઓ પર તેનું મુંછોવાળું, સાદી ટોપી અને ગળા સુધીના લાંબા વાળવાળું મુખ દેખાય છે. એક સિક્કા પર તેના વાળ ગુંચલા વાળેલા છે. તેના સિક્કા પર સૂર્ય અને બીજનો ચંદ્ર છે. ચષ્ટનનો વારસદાર જયદામા હતો. ચષ્ટનના વારસદારોનાં નામ ભારતીય નામો છે. જયદામાના વારસદાર રુદ્રદામાના સિક્કાઓ પર 'રાજ્ઞો ક્ષત્રપ જયદામપુત્રસ રાજ્ઞો મહાક્ષત્રપસ રુદ્રદામાસ' લખેલું છે. તેના ગિરનારના શિલાલેખ પરથી જણાય છે કે તે મહાક્ષત્રપ હતો અને તે અવન્તી, આનર્ત, સૌરાષ્ટ્ર, સ્વભ્ર, મરુ, કચ્છ, સિંધ, સૌવીર, કુકુર, અપરાન્ત, નિષાદ, વગેરે પ્રદેશોનો ... હતો. તેણે યૌધેયના ગર્વનું તેણે ખંડન કર્યું હતું. તેણે દક્ષિણા-

ચષ્ટના રાજા સાતકર્ણીને બે વાર હરાવ્યો હતો, પણ સગપણને લીધે જવા દીધો હતો. તેણે ભાષા, અર્થશાસ્ત્ર, સંગીત, નૃત્ય અને ન્યાય (તર્કશાસ્ત્ર)માં નિપુણતા પ્રાપ્ત કરી હતી. તે યુદ્ધમાં પણ નિપુણ હતો. તે પ્રજાથી ચૂંટાયો હતો અને બજારો, શહેરો તથા ગામોનું ચોરોથી રક્ષણ કરતો. ગિરનારના શિલાલેખમાં સુવર્ણસિક્તા અને પલાશીની નદીઓના પૂરથી સુદર્શન સરોવરનો બંધ તૂટ્યાનો ઉલ્લેખ છે અને તેના સમારકામનો પણ નિર્દેશ છે. ઈ. સ. ૧૩૦ના કચ્છના શિલાલેખો પરથી જણાય છે કે બૌદ્ધધર્મનો ફેલાવો આ પ્રદેશમાં થયો હતો.

રુદ્રદામા પછી બાવીસેક રાજાઓ થયા, તેમાંના કેટલાક મહાક્ષત્રપો હતા અને બાકીના ક્ષત્રપો હતા. રુદ્રદામા પછી તેના પુત્ર દામાજડશ્રી અને તેના પછી તેનો પુત્ર જીવદામા ગાદીએ આવ્યો. જીવદામાએ તેના કાકા રુદ્રસિંહ ૧લાને ગાદી પરથી ઉઠાડી મૂકયો. હાલાર જીલ્લાના ગુંડ ગામના ઈ. સ ૧૮૧ના શિલાલેખમાં જાહેર કૂવાનાં બાંધકામોનો ઉલ્લેખ છે. રુદ્રસિંહ પછી ફરી તેનો ભત્રીજો જીવદામા તેના ઈ. સ. ૧૯૬ના સિક્કા પરથી આવ્યો લાગે છે. તેના પછી રુદ્રસિંહનો પુત્ર રુદ્રસેન ગાદીએ આવ્યો. તેના મુલિસર અને જસડનના શિલાલેખો છે. એવું કહેવાય છે કે રુદ્રદામાએ (જે સન્ડનીસ નામથી ઓળખાયો છે) ગ્રીક વહાણોને કલ્યાણમાં રોકયાં હતા. મુંબઈ ગેઝેટિયરમાં જણાવ્યું છે કે માળવાના ઉજ્જનમાં અને સૌરાષ્ટ્રમાં એક રાજ્યકર્તા હતો, જે ભરૂચ આવતાં પરદેશી વહાણોને પ્રોત્સાહન આપતો કૃષ્ણા નદી પાસે કરદ ગામમાથી મળી આવેલ સિક્કાઓ પરથી જણાય છે કે દિવ્યસેન (ઈ સ. ૨૩૮–૨૪૯) થી વિશ્વસેન (ઈ. સ. ૨૯૬–૩૦૦) સુધીના રાજાઓની સત્તા દમણ સુધી હતી. ઈ. સ.ની બીજી સદીમાં સૌરાષ્ટ્રમાં જૈન ધર્મ પાળનાર હતા એવું એક શિલાલેખ પરથી જાણવા મળે છે. ક્ષત્રપોની સત્તા ગુપ્ત વંશના રાજા ચંદ્રગુપ્ત બીજાએ ઝૂંટવી લીધી છે. સત્યસિંહના પુત્ર રુદ્રસિંહ રાજા પર હુમલો થયો હતો અને તેને ઈ. સ. ૩૯૫માં મારી નાખવામાં આવ્યો હતો.

**૯. ત્રૈકૂટક સમય**

આ સમયે દક્ષિણ ગુજરાતમાં ત્રૈકૂટકો રાજ્ય કરતા હતા. ત્રૈકૂટકોનાં મળેલાં ત્રણ દાનપત્રો (એક સંવત ૨૦૭નું દહસેનનું પારડીમાંથી મળેલ, બીજું સંવત ૨૪૧નું વ્યાઘ્રસેનનું સુરતમાંથી મળેલ અને ત્રીજું સંવત ૨૪૫નું નનામું ત્રૈકૂટકોના ઉલ્લેખવાળું કનેરીમાંથી મળેલ) પરથી ત્રૈકૂટક વંશની માહિતી મળે છે. દહસેનના અને તેના પુત્ર વ્યાઘ્રસેનના સિક્કાઓ પણ મળ્યા છે. દહસેનના સિક્કાની એક બાજુએ રાજાનું મુખ છે અને બીજી બાજુએ ચૈત્ય અને તારાઓ છે તથા 'મહા રાજેન્દ્રદત્તપુત્ર પરમ વૈષ્ણવ શ્રી મહારાજ દહસેન' લખેલું છે. વ્યાઘ્રસેનના ચાંદીના સિક્કાઓ ઉપર બ્રાહ્મીમાં લખાણ છે 'મહારાજ દહસેન પુત્ર પરમ વૈષ્ણવ શ્રી મહારાજ વ્યાઘ્રસેન'. સિક્કાઓ પર સંવત ચેદી અથવા કલ્ચૂરી છે. તેની શરૂઆત ઈ. સ. ૨૪૮–૪૯ થી થઈ છે એટલે કે ત્રણ તામ્રદાનપત્રો ઈ. સ. ૪૫૫, ૪૮૯ અને ૪૯૩નાં છે. ત્રૈકૂટક રાજાઓ દક્ષિણ ગુજરાત તથા ઉત્તર કોંકણ અને થોડો સમય સૌરાષ્ટ્રમાં પણ રાજ્ય કરતા હશે. મુંબઈ ગેઝેટિયરના કથનાનુસાર ક્ષત્રપ રાજ્યના મધ્ય સમયમાં આ વંશ થયો હતો. સિક્કાઓ તથા દાનપત્રો પરથી લાગે છે કે દહસેન તથા વ્યાઘ્રસેન વૈષ્ણવો હતા. તેમને હૈહયો સાથે સંબંધ હતો.[11]

**૧૦. ગુપ્તકાળ**

ઈ. સ. ૩૯૫થી ૪૭૦ સુધી ગુજરાત પ્રદેશ ગુપ્ત મહારાજાના રાજ્યનો ભાગ હતો. એ માટે સિક્કાઓ અને સ્કંદગુપ્તનો ગિરનારનો લેખ–એ સિવાય બીજા ખાસ મોટા આધાર મળતા નથી.[૧૨] ચંદ્રગુપ્ત બીજાએ ગુજરાતના વિજય પછી ચાંદીના સિક્કાઓ ક્ષત્રપ શૈલીમાં પાડ્યા. અહીં કુમારગુપ્ત ૧લાના સંખ્યાબંધ ચાંદીના સિક્કા મળે છે. ઈ. સ.

11. R. C. Parikh—Introduction to काव्यानुशासन P. 45.
૧૨. ર. છો. મોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. પૃ. ૪૭.

ઈ.સ.૪૫૫માં કુમારગુપ્ત પછી સ્કંદગુપ્ત આવ્યો, ત્યારે તેને હૂણોનો સામનો કરવો પડયો હતો. ગિરનારના શિલાલેખ પરથી જણાય છે કે તેણે સુદર્શનને સમરાવ્યું હતું. તે શિલાલેખમાં રાજાધિરાજ તરીકેની યશગાથા ગાવામાં આવી છે. શિલાલેખના બીજા ભાગમાં ચક્રપાલિત દ્વારા સુદર્શન સરોવર પાસે વિષ્ણુમંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે. તે ઈ. સ. ૪૭૦ માં મૃત્યુ પામ્યો, ત્યાર પછી ગુપ્તોની સત્તાનો પશ્ચિમ ભારતમાં અંત આવ્યો. ઉજ્જૈનીમાં તોરમાણ અને ગુજરાતમાં વલભી રાજાઓ થયા. મૌર્યો અને ગુપ્તોના સમયમાં રાજધાનીનું શહેર પાટલિપુત્ર હતું અને ક્ષત્રપોના સમયમાં ઉજ્જૈની હતું. આનંદપુર તથા કુશસ્થલી (દ્વારકા) પૌરાણિક સમયનાં રાજધાનીનાં શહેરો હતાં. ચંદ્રગુપ્ત મૌર્ય (ઈ. સ. પૂર્વે ૩૨૧) ના સમયથી સ્કંદગુપ્ત (ઈ. સ. ૪૮૦) ના સમય સુધી એટલે કે લગભગ ૮૦૦ વર્ષ સુધી ગિરિનગર (જૂનાગઢ) પાટનગર રહ્યું.

ગુપ્તકાલના અંતે ગુજરાતમાં સ્વતંત્ર સત્તા સ્થાપનાર વલભીના રાજાઓની માહિતી તેમના તામ્રદાનપત્રો પરથી મળે છે. તેમના સિક્કાઓ બહુ જ ઓછા મળે છે. યવનચ્યાંગના તથા અન્ય

**૧૧. મૈત્રક કાળ** સાહિત્યગ્રંથોમાંથી તેમની માહિતી મળે છે. ભટાર્કના બાપદાદાઓ અયોધ્યાના રાજ્યકર્તાઓ હતા, જેમને ગુપ્તોએ જીતી લીધા હતા. ભટાર્ક સ્કંદગુપ્તનો સેનાપતિ હતો. ગિરનારના શિલાલેખ જણાવે છે કે પર્ણદત્ત અપરાન્તનો સુબો હતો અને તેનો પુત્ર ચક્રપાલિત ગિરનારનો બાંધકામ ખાતાનો ઉપરી હતો. બારોના કથનાનુસાર ભટાર્કે ચક્રપાલિતને ખસેડી મૂકયો અને સ્કંદગુપ્ત પછી વલભીનો રાજા થયો. તે ભટાર્ક મૈત્રક નામના કુલનો હતો. જયસ્વાલે અર્થમંજુશ્રીકલ્પ અને મૈકુલી સરસેનીયનના અસુરિસ્તાનના શિલાલેખ પરથી અનુમાન બાંધ્યું છે કે મૈત્રકો યાદવોની એક શાખા હતી. ગુજરાતના ઐતિહાસિક મુદ્રાલેખો ભાગ ૧લા (કર્તા આચાર્ય)માં

મૈત્રકોનાં ૧૦૧ તામ્રપત્રો પ્રકાશિત કર્યાં છે. એમાંનાં પાંચ સમય દર્શાવતાં નથી. દ્રોણસિંહના તામ્રપત્રમાં વલભી સંવત ૪૪૭ (ઈ. સ. ૭૬૬-૭) છે એટલે કે ૨૬૫ વર્ષોનો ઇતિહાસ તામ્રપત્રોમાં છે. પહેલા દ્રોણસિંહના તામ્રપત્રોમાં તેના મોટા ભાઈ દ્રકસન કે પિતા ભટ્ટાર્કનો ઉલ્લેખ નથી 'પરમભટ્ટારક પાદાનુધ્યાતો' પરથી ભટ્ટાર્કનું અનુમાન થાય. ધ્રુવસેન ૧લાના તામ્રદાનપત્ર (ઈ. સ. ૫૨૫-૬)માં સ્થાપક ભટ્ટાર્ક અને તેના મોટા પુત્રનો ઉલ્લેખ છે. તામ્રપત્રોમાંનાં બિરુદો તથા સ્થળોના ઉલ્લેખો પરદેશી મૈત્રક રાજ્યના વિસ્તારનો ખ્યાલ આવે છે. ધ્રુવસેનના તામ્રપત્રમાં મહારાજા દ્રોણસિંહની માહિતી છે. દ્રોણસિંહે શિક્ષણ તથા વ્યવસ્થા પદ્ધતિનો આરંભ કર્યો હતો. તેણે પાંડુરાજદેવીના મંદિર માટે દાન આપ્યું હતું. ધ્રુવસેન ૧લાનાં ૧૬ દાનપત્રો મળ્યાં છે. કેટલાંકમાં તે 'પરમભટ્ટાર્કપાદાનુધ્યાન', કેટલાંકમાં 'મહાસામંત' અને બીજાંમાં 'મહારાજ'નું બિરુદ રાખે છે. વળા (પ્રાચીન વલભી)માંથી મળેલ તામ્રપત્રમાં તે 'મહાપ્રતિહાર', 'મહાદંડક' 'મહાકાર્તાકૃત્રિક' વગેરે છે. ધરસેન અને દ્રોણસિંહ પરમ મહેશ્વરો હોવાના તથા તેની બહેન દદ્દાએ બૌદ્ધ વિહાર બંધાવ્યાના ઉલ્લેખો પણ તામ્રપત્રોમાં આવે છે. વડનગરના બ્રાહ્મણોને દાન આપ્યાનાં તામ્રપત્રો પણ છે.

ધરપટ્ટ ધ્રુવસેન ૧લા પછી ગાદીએ આવ્યો હતો. તેણે ઈ. સ. ૫૦૯ થી ૫૪૯ સુધી રાજ્ય કર્યું. તેનાં કોઈ પ્રમાણ મળ્યાં નથી. ધરપટ્ટના પુત્ર ગુહસેનનાં તામ્રપત્રોમાં બૌદ્ધ મઠોના દાનની વિગતો છે. તેના પછી તેનો પુત્ર ધરસેન બીજો ગાદીએ આવ્યો. તેનાં તામ્રપત્રોમાં વેદમાં નિપુણતા મેળવેલ બ્રાહ્મણકુટુંબોને દાન આપ્યાના ઉલ્લેખો છે વિષ્ણુમિત્ર કે જે આનર્તપુરનો વતની હતો, પરંતુ ખેટક (ખેડા)માં રહેતો હતો, તેને દાન આપવામાં આવ્યું હતું. સુરસેન ધનુર્વિદ્યામાં એક્કો હતો. તેનામાં શ્રી અને સરસ્વતી બંનેનો વાસ હતો. શીલાદિત્ય (ધર્માદિત્ય) ગુહસેન પછી ગાદીએ આવ્યો. તેનાં દાનપત્રોમાં વિહાર અને મહાદેવને દાન આપ્યાના ઉલ્લેખો છે. યવનમાંસ તે

સમયની સંસ્કૃતિનો ખ્યાલ આપે છે. તેના કથનાનુસાર આ ભૂમિ ફળદ્રુપ હતી. ફળ, ફૂલ, છોડ વગેરે અસંખ્ય હતાં. સંઘારામો ઘણા હતા. શીલાદિત્ય રાજાના સમયમાં લોકો તથા પ્રાણીઓ સુખી હતા. તેના મહેલ પાસે તેણે વિહાર બંધાવ્યો હતો. દરેક વર્ષે તે મહાપરિષદ ભરતો અને બધા પુરોહિતોને બોલાવતો.

શીલાદિત્ય પછી તેનો ભાઈ ખરગ્રહ ગાદીએ આવ્યો. તેનાં દાનપત્ર મળ્યાં નથી. તે વિદ્યાને ઉત્તેજન આપતો. તેના પછી તેનો ભાઈ ધ્રુવસેન બીજો ગાદીએ આવ્યો. તેને મનુ સાથે સરખાવવામાં આવે છે. તેનાં દાનપત્રો પરથી જણાય છે કે બૌદ્ધો તેમજ બ્રાહ્મણોને તે દાન આપતો. તેના સમકાલીન રાજા દદ્દ બીજાના તામ્રપત્રો પરથી જાણવા મળે છે કે હર્ષે ધ્રુવસેન બીજાને હરાવ્યો હતો. પાછળથી હર્ષે ધ્રુવસેન બીજા સાથે તેની પુત્રીનું લગ્ન કર્યું હતું.

ધ્રુવસેન બીજા પછી તેનો પુત્ર ધરસેન ૪થો ગાદીએ આવ્યો. તે પરમભટ્ટારક મહારાજાધિરાજ કહેવાતો. તેણે ચક્રવર્તીનું બિરુદ ધારણ કર્યું હતું. વલભી રાજાઓ પાસે દરિયાઈ લશ્કર (વહાણનો કાફલો) હતું. તેનાં દાનપત્રોમાંના એકમાં આનર્તપુરના બ્રાહ્મણોને કરેલા દાનનો ઉલ્લેખ છે. બીજું દાનપત્ર ભરુકચ્છ (ભરુચ) જ્યાં વિજય છાવણી હતી ત્યાંથી કરેલું છે.

ધરસેન ૪થા પછી શીલાદિત્ય બીજાનો વારસદાર ધ્રુવસેન ત્રીજો ગાદીએ આવ્યો. તેનું એક દાનપત્ર દુદ્દાવિહાર માટે છે તે વિદ્યા વિશારદ હતો. તેનો વારસદાર ખરગ્રહ બીજો હતો. તેના પછીના ૭ રાજાઓ શીલાદિત્ય નામ ધારણ કરી ગાદીએ બેઠા. શીલાદિત્ય ત્રીજો વિશ્વપતિ કહેવાતો. શીલાદિત્ય બીજાથી સાતમા સુધીના રાજાઓ ગુજરાત અને પશ્ચિમ આખાના રાજાઓ હતા.

વલભી બૌદ્ધ ધર્મનું કેન્દ્ર હતું. તેમાં વેદને માનનાર બ્રાહ્મણો તથા જૈનો રહેતા હતા. પાટલિપુત્રનો દેવસેન વલભીમાં વેપાર ધંધા માટે આવ્યો હતો. ક્ષત્રપ અને મૈત્રક રાજ્ય દરમિયાન શૈવ ધર્મ રાજધર્મ હતો. આ શૈવ ધર્મ નકુલીશ કે લકુલીશની પાશુપત શાખાનો હતો. અશોકના ધર્મ પ્રચારને કારણે લોકોમાં બૌદ્ધ ધર્મ ચાલુ રહ્યો. ગુહસેનના એક તામ્રપત્રમાં પોતાને 'પરમોપાસક' કહે છે. આને માટે કોઈ દુદ્દા કે જે બૌદ્ધ સાધ્વી હતી તે જવાબદાર છે. જૈન ધર્મનો પ્રચાર જૈન શિલાલેખ પરથી માલૂમ પડે છે. જયસ્વાલના મતાનુસાર નહપાન જૈન હતો. વૈષ્ણવ સંપ્રદાય ગુપ્તોના સમયમાં વધુ પ્રચલિત હોય તેમ લાગે છે. ત્રૈકૂટક રાજાઓ 'પરમ ભાગવત' હતા. મૈત્રક રાજાઓ શૈવધર્મી હતા, છતાં બૌદ્ધ તેમજ બીજા ધર્મોને દાન આપતા.

વલભીના મૈત્રકવંશનો કેવી રીતે અંત આવ્યો તેને માટે કંઈ નિશ્ચિત થઈ શકયું નથી. મુંબઈ ગેઝેટિયરમાં અલ્બેરૂનીના કથનાનુસાર વલભીનો અંત ઈ. સ. ૬૭૦ માં આવ્યો એવું કહેવામાં આવ્યું છે. દંતકથા અનુસાર રંક નામના મારવાડીએ સિંધના આરબો મારફતે વલભીનો અંત આણ્યો. વલભીનો અંત વિ. સં. ૮૪૫ (ઈ. સ. ૭૮૮) માં આવ્યો.

**૧૨. ભિન્નમાલ**

ભિન્નમાલ અથવા શ્રીમાલ ગુર્જરત્રાની રાજધાનીનું શહેર હતું. યવનચાંગે ઈ. સ. ૬૪૧ માં એની મુલાકાત લીધી હતી. આ શહેર વલભીથી ૩૦૦ માઈલ દૂર હતું. તે આબુથી પશ્ચિમે ૫૦ માઈલ દૂર આવેલું છે. આની ભૂમિ તથા લોકોના રીતરિવાજ સૌરાષ્ટ્રના લોકો જેવા હતા. વસ્તી ગીચ હતી. બૌદ્ધોનો સંઘારામ પણ હતો. સર્વાસ્તિવાદ નામના સંપ્રદાયના લોકો ત્યાં વધુ હતા. રાજા ક્ષત્રિય હતો. જાવાની દંતકથાનુસાર ભુવિજય રવેલચલ જે

ઈ. સ. ૬૦૩ માં જાવાથી આવ્યો હતો, તે કસમમિત્ર અથવા ભલ્યસર (ગુજરાતનો રાજા હોય)નો પુત્ર હતો. ગુજરાતનું કુજરાત થયું હશે. ૭મી સદીમાં ગુર્જર રાજ્ય થયું. દક્ષિણ ગુજરાતમાં પણ નાંદોદની આસપાસ (ઈ. સ. ૫૮૦ થી ૮૦૮) ગુર્જરોનું એક નાનું રાજ્ય હતું. વિ. સં. ૯૯૦ (ઈ. સ. ૮૪૪)ના ભોજ ૧લા-પ્રતિહાર રાજાએ ગુર્જરાત્રા ભૂમિમાં આવેલ શિવગામ દાનમાં આપેલું હતું. કલિન્જરમાંથી મળેલ ૯મી સદીના શિલાલેખ પરથી જણાય છે કે ગુર્જરાત્રામંડળમાં મંગલાનક નામનું ગામ (જોધપુર પાસે) આવેલ છે. ધટીઆલ નામના જોધપુર પાસેના ગામમાંથી મળેલ લેખો (ઈ. સ. ૮૬૨) માં ગુર્જરત્રા અને ગુર્જરસ્તાના ઉલ્લેખો છે. ગુર્જરો કદાચ દક્ષિણમાં નર્મદા સુધી અને ઉત્તરમાં જોધપુર સુધી પહોંચ્યા હોય. ગુર્જરો પંજાબમાંથી આવ્યા હોય તેવું પણ અનુમાન થાય છે. ગુર્જરો પરદેશી હોવાનું કારણ એ મનાય છે કે મહાભારતમાં આવેલી જાતિઓમાં ગુર્જરોનું નામ નથી અથવા હર્ષચરિત પહેલાનાં કોઈ સંસ્કૃતગ્રંથમાં આ નામ નથી.

યવાનચાંગ ભિન્નમાલમાં અહીં આવ્યો, તે સમયે બ્રહ્મગુપ્ત (ભિલ્લમાલિકાચાર્ય–ઈ. સ. ૫૫૦)નો 'બ્રહ્મ સ્ફુટ સિદ્ધાંત' નામનો ગ્રંથ પુરો થયો નહોતો. તે સમયે ભિન્નમાલમાં વ્યાઘ્રમુખ નામનો ચાપ વંશનો રાજા રાજ્ય કરતો હતો. પંડિત ઓઝા સ્વીકારે છે કે ગુર્જરોનું રાજ્ય શરૂ થયું અને પુરું થયું તેની માહિતી મળતી નથી. કદાચ ચાપ, પ્રતિહાર વગેરે ગુર્જર જાતિના હશે. મુંબઈ ગેઝેટિયરના ભાગ ૧લામાં ભિન્નમાલના નાશની વિગતો આપી છે. ભિન્નમાલ એક ભવ્ય શહેર હોવું જોઈએ. મુંબઈ ગેઝેટિયર અનુસાર તે શહેરની એક ટેકરી પર ચામુંડા (શ્રી અથવા ભિન્નમાલનું ભાગ્ય)નું મંદિર હતું. પ્રાચીન ભિન્નમાલના ચિન્હો હાલના ભિન્નમાલ પરથી દેખાય છે. શ્રીમાલ મહાત્મ્યમાં શ્રીમાલની વિગતો આપી છે. આ પુરાણમાં

ગૌતમાશ્રમની દંતકથા છે. શિવે ગૌતમને ત્ર્યમ્બક સરોવર તરફ જવાનું કહ્યું. આ સરોવર પાસે ગૌતમે આશ્રમ સ્થાપ્યો અને તેની પત્ની અહલ્યા અને શિષ્યો સાથે ત્યાં રહ્યો. આ જગ્યા શ્રીમાલ કહેવાય છે. શ્રી અને લક્ષ્મીનું કથાનક પણ છે. શ્રીમાલ પુરાણ અનુસાર શ્રીમાલમાં ૧૦૦૦ ગણપતિ, ૪૦૦૦ ક્ષેત્રપાલ, ૮૪ ચંડિકા દેવીઓ, ૧૦૦૦ સરોવર, ૧૧૦૦૦ શિવલિંગ તથા ૯૯૯ મુખ્ય મંદિરો અને ૧૮૦૦૦ દુર્ગાનાં મંદિરો હતાં. ૪૦૦૦ બ્રહ્મશાળાઓ તથા ૮૦૦૦ દુકાનો અને ૧૦૦૦ સંમેલનો પણ હતાં તથા શહેરને ૮૫ દરવાજા હતા. 'પ્રભાવકચરિત્ર' (ઈ. સ. ૧૨૭૮) પ્રમાણે ગુર્જર દેશમાં શ્રીમાલ શહેરમાં ભવ્ય મહેલો હતા. તેના મુખ્ય રસ્તાઓ હાથીઓની શોભાથી સુશોભિત બનતા. જૈનમંદિરો તથા મહાન ઋષિઓ તે શહેરોમાં રહેતા. દંતકથાઓ પ્રમાણે વિ. સં. ૨૬૫ (ઈ. સ. ૨૦૯)માં શહેરનો નાશ થયો હતો. વિ. સં. ૪૯૪ (ઈ. સ. ૪૮૮)માં તે શહેર ફરીથી રાક્ષસથી નાશ પામ્યું અને વિ. સં. ૭૦૦ (ઈ. સ. ૬૪૩)માં ફરી બંધાયું. વિ. સં. ૯૦૦ (ઈ. સ. ૮૪૪)માં ત્રીજી વખત નાશ પામ્યું. વિ. સં. ૯૫૫ (ઈ. સ. ૮૯૬)માં શહેર ફરી બંધાયું. તેની ૧૪મી સદી સુધી આબાદી રહી.

ભિન્નમાલનો ઉલ્લેખ વર્મલાટ (પ્રભાવકચરિતાનુસાર ભિન્નમાલનો રાજા)ના શિલાલેખ (ઈ. સ. ૬૨૬)માં છે. કવિ માઘના દાદા સુપ્રભદેવ, વર્મલાટના મંત્રી હતા. શ્રીમાલ વિદ્યાનું કેન્દ્ર હતું. માઘ ત્યાંનો જ હતો. ખગોળશાસ્ત્રી ભીલસમલ્લાચાર્ય પણ ત્યાંનો હતો. જૈન વિદ્યાનું આ ધામ હતું. સિદ્ધર્ષિની ઉપમિતિભવ પંચાકથા (ઈ. સ. ૯૦૬) અહીં જ પુરી થઈ હતી. હરિભદ્રસુરીએ ત્યાં કેટલાક ગ્રંથ રચ્યા હતા. ભિન્નમાલ, ભિન્ન, શ્રીમાલ, પુષ્પમાલ અને રત્નમાલના નામે ઓળખાય છે. શહેર આબાદ થતાં તેનું નામ 'શ્રીમાલ' લોકોએ બદલ્યું હશે. અહીં શૈવ તથા વૈષ્ણવ સંપ્રદાયો હતા. યવનચાંગ દ્વારા જાણીએ

છીએ કે બૌદ્ધ ધર્મનું આ કેન્દ્ર હતું. વર્મલાટ (ઈ. સ. ૬૨૬) પછી વ્યાઘ્રમુખ ઈ. સ. ૬૨૮માં રાજ્ય કરતો હશે. એ ચાપ વંશનો હતો. ચાપ, પ્રતિહાર અને સોલંકીઓ ગુર્જર જાતિ અથવા ગુર્જરદેશ સાથે ગાઢ સંબંધ ધરાવતા. યવનચાંગ આવ્યો ત્યારે ત્યાં ૮૦ વર્ષની વયનો રાજા હતો. તે વ્યાઘ્રમુખનો પુત્ર હોવો જોઈએ. ચાલુક્ય સામંત પુલકેશીના તામ્રપત્રમાં ચાપોત્કટ ઉપરની મુસલમાનોની ચડાઈનો ઉલ્લેખ છે. આ જો ભિન્નમાલનો ચાપ હોય તો કહી શકાય કે ભિન્નમાલ પર ઈ. સ. ૭૨૨ થી ૭૪૦ની વચ્ચે હુમલો થયો હશે.

:

ચાપોત્કટ પછી ભિન્નમાલમાં પ્રતિહારો રાજ્ય કરતા હતા. પ્રતિહારોએ ચાપોને ક્યારે કાઢ્યા તે જાણી શકાયું નથી. પહેલો પ્રતિહાર રાજા નાગભટ્ટ કે નાગાવલોક હતો. જો તેને ચૌહાણ રાજા ભર્તૃવૃદ્ધ બીજાના તામ્રપત્ર (ભરૂચ જીલ્લાના હાંસોટમાંથી મળેલ)માં જણાવ્યા પ્રમાણે તેને નાગભટ (નાગાવલોક પણ કહ્યો છે.) સામંત માનીએ, તો આ નાગભટ્ટનું રાજ્ય ઉત્તરમાં માર-વાડથી દક્ષિણમાં ભરૂચ સુધીનું કહી શકાય. બીજા બે રાજાઓ કક્કુષ્ઠ અને દેવરાજ આવે છે. તે પછી વત્સરાજ આવે છે કે જેણે બંગાળના ગૌડ રાજાઓને જીત્યા હતા. માળવાના રાજા સાથે લડાઈમા તે હતો. તે સમયે રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવરાજે હુમલો કરી તેને હરાવ્યો. તેનો વારસ નાગભટ્ટ બીજો હતો. તેને નાગાવલોક કહે છે. કનોજના રાજા ચક્રાયુધને હરાવીને તે મહારાજા થયો. ગ્વાલિયરના શિલાલેખ પરથી જણાય છે કે તેણે આંધ્ર, સૈંધવ, વિદર્ભ, કલિંગ દેશના રાજાઓને જીત્યા અને આનર્ત, માળવા, કિરાટ, તુરુષ્ક, વત્સ અને મત્સ્યના પહાડી દુર્ગો જીત્યા. તેના સમયમાં ભિન્નમાલ ગુર્જરોની રાજધાનીનું શહેર મટી ગયું અને ફક્ત પ્રાંતીય શહેર થયું. ગુર્જર સામ્રાજ્યની રાજધાનીનું શહેર કાન્યકુબ્જ થયું. નાગભટ્ટ બીજા અને તેના પુત્ર રામચંદ્ર પછી ભોજદેવ પ્રતિહાર વંશનો મહાન સત્તાધારી રાજા થયો.

પાંચેક શિલાલેખો તથા ચાંદી અને ત્રાંબાના સિક્કાઓ પરથી તેની માહિતી મળે છે. સિક્કાઓ પરની એક બાજુએ ધનુષ્ય છે અને બીજી બાજુએ 'શ્રી મહાદીવરાહ' લખ્યું છે. તે ભગવતીનો ભક્ત હતો. તેની રાણીનું નામ ચંડભટ્ટારિકા દેવી હતું. એનો ૬હો શિલાલેખ સૌરાષ્ટ્રમાંથી મળ્યો છે, જેના પરથી તેના રાજ્યનો વિસ્તાર સમજી શકાય છે. તેણે અર્ધી સદી (ઈ. સ. ૮૪૦ થી ૮૯૦) સુધી રાજ્ય ભોગવ્યું હતું. તેનો વારસદાર મહેન્દ્રપાલ હતો. તેને નિર્ભયરાજ અથવા નિર્ભય નરેન્દ્ર કહેવામાં આવતો. તેના બે શિલાલેખો તથા તામ્રપત્રો (ઈ. સ. ૮૯૪–૯૧૧) મળ્યા છે. તેનો અધ્યાપક પ્રસિદ્ધ કવિ રાજશેખર હતો. તેનો વારસદાર મહિપાલ (ક્ષિતિપાલ) હતો. રાષ્ટ્રકૂટોની માહિતી અનુસાર તેણે ઈન્દ્રરાજ ત્રીજાને હરાવ્યો હતો. તેના પછી તેના ત્રણ વારસદારો ભોજ બીજો, વિનયપાલ અને મહેન્દ્રપાલ બીજો ગાદીએ આવ્યા. તેના સમયમાં અણહિલવાડનો મૂળરાજ સોલંકી ગુજરાતનો સ્વતંત્ર રાજા થયો. ઈ. સ. ૯૫૩ સુધી ભિન્નમાલ ગુજરાતનું અગત્યનું શહેર હતું. આ કદાચ ભિન્નમાલમાંથી અણહિલવાડ પાટનગર થયું તે કારણે હોય, શ્રીમાલ પુરાણ પ્રમાણે શ્રીએ ઈ. સ. ૧૧૪૭માં શહેર છોડયું.

**૧૩. ચાવડા સમય**

અણહિલવાડના ચાવડાનો પુરાવો વડનગરનો વિ. સં. ૧૨૦૮ (ઈ. સ. ૧૧૫૨)નો શિલાલેખ (કુમારપાલના રાજ્ય દરમિયાનનો) છે. ચાવડા વંશના પહેલા રાજા વનરાજનો ઉલ્લેખ હરિભદ્રસૂરિના અપભ્રંશ ભાષાના નેમિનાથ-ચરિઉમાં છે. યશપાલનું 'મોહરાજ પરાજય' નાટક અજયપાલ (ઈ.સ. ૧૧૭૩–૭૬)ના સમયમાં ભજવાયું હતું, તેમાં વનરાજનો ઉલ્લેખ છે. પ્રભાચંદ્રસૂરિના પ્રભાવકચરિતમાં વનરાજે ચૈત્યવાસી સાધુઓને આપેલા હકોનો ઉલ્લેખ છે. અરિસિંહના સુકૃતસંકીર્તન (ઈ. સ. ૧૨૨૨–૧૨૬૧)માં ચાવડા વંશના વારસોની વિગતો આપી છે. હેમચંદ્રના દ્વયાશ્રય પરની અભયતિલકગણિની

ટીકામાં અણહિલ ભરવાડ અને વનરાજની કથા છે. મેરુતુંગના પ્રબંધચિંતામણિ (ઈ. સ. ૧૩૦૫)માં અણહિલવાડ રાજ્યની વિગતો છે. મુક્તિજિનવિજયના 'પુરાતનપ્રબંધસંગ્રહ'માં અણહિલવાડના ઇતિહાસની ઘણી વિગતો છે. આ ગ્રંથોના અભ્યાસથી ગુજરાતની ઘણી વિગતો જાણી શકાય છે. હિંદી ભાષાના કૃષ્ણકવિના 'રત્નમાલ'માં પણ ગુજરાતનો ઇતિહાસ છે. દ્વયાશ્રય અને પ્રબંધચિંતામણિમાંથી પણ મધ્યકાલીન ગુજરાતમાં પ્રચલિત વહેમો સંબંધી ઠીક માહિતી મળે છે.[13]

ચાપ અથવા ચાવડાઓનાં ત્રણ રાજ્યો હતાં. ભિન્નમાલના રાજા વ્યાઘ્રસેન, વઢવાણના ધરણીવરાહ (જે કનોજનો પ્રતિહાર વંશનો રાજાનો ખંડિયો હતો. ઈ. સ ૯૧૪) અને પંચાસરના જયશિખરી એ ચાપ (ચાવડા) કુલના હતા. ચાપનો સંબંધ નિશ્ચિત નથી. કૃષ્ણકવિના 'રત્નમાલ'માં જયશિખરીની વિગતો છે. પંચાસરના ચાવડા રાજા જયશિખરી પર કલ્યાણ કટકનો રાજા ભુવડ વિ. સં. ૭૫૨ (ઈ. સ. ૬૯૬) ચઢી આવ્યો અને પંચાસરને ઘેરો ઘાલ્યો. ૪૨ દિવસ ઘેરો રહ્યો. જયશિખરીને લાગ્યું કે ભુવડ સામે ટકી શકાય તેમ નથી એટલે તેણે તેની ગર્ભવતી રાણી રૂપસુંદરીને તેના સાળા સુરપાલ સાથે જંગલમાં મોકલી આપી. રૂપસુંદરી વનમાં વનરાજને જન્મ આપ્યો. પુરાતન-પ્રબંધમાં કહેવામાં આવ્યું છે કે પંચાસર ગામમાં ચંડ ચામુંડ નામના ચાપોત્કટ જાતિના ભાઈઓ રહેતા હતા. એક જ્યોતિષીએ કહ્યું કે ચામુંડની ગર્ભવતી પત્નીનું બાળક ચંડને મારી નાખશે એટલે ચામુંડની પત્નીને કાઢી મુકવામાં આવી. તે પંચાસર ગઈ અને લાકડાં વીણી ગુજરાન ચલાવવા લાગી. તેણે જન્મ આપેલ બાળકનાં શુભ લક્ષણો બહાર ગએલા શ્રીશીલગુણસૂરિએ ઝાડ તરફ નમીને જોયાં. માને મંદિરમાં લઈ

૧૩. ડૂ. કે. શાસ્ત્રી—ભારતીય સંસ્કારો અને તેનું ગુજરાતીમાં અવતરણ. પૃ ૨૬૭.

જવામાં આવી. આમાં વનરાજના માબાપની વિગતો અપાઈ નથી. બાળક શીરમતીગણિનિ (ગુર્જર યાદવી)ને સોંપ્યો, જેનું નામ વનરાજ પાડયું બાળકના ચહેરા ઉપરથી શીલગુણસૂરિએ ભવિષ્ય ભાખ્યું કે વનરાજ રાજા થશે. વનરાજના મામા બહારવટિયું કરતા હતા. તેમની સાથે તે રહેવા લાગ્યો. આ પરથી લાગે છે કે વનરાજનો સંબંધ પંચાસર સાથે હતો. પ્રબંધ-ચિંતામણિ પ્રમાણે ભૂમરાજ કાન્યકુબ્જનો રાજા (રાજધાનીકલ્યાણ કટક) હતો કે જેનાં ૭ લાખ ગામો હતાં. કહેવામાં આવ્યું છે કે ગુજરાત તથા કાન્યકુબ્જનો પ્રદેશ તેનો હતો. આ પરસ્પર વિરોધી હકીકતો છે. પ્રતિહારો ૮મી સદીમાં ભિન્નમાલમાં રાજ્ય કરતા હતા. કદાચ એમ હોય કે ઉત્તર ગુજરાત ભિન્નમાલના પ્રતિહારોનું હોય. આ પ્રતિહારો પાછળથી કાન્યકુબ્જના સમ્રાટ થયા હોય એટલે ગુજરાતને કાન્યકુબ્જનો ભાગ માન્યો હોય. ચાપોને ભિન્નમાલના પ્રતિહારોએ કાઢી મૂકયા હોય. ચાપ વંશનો વ્યાઘ્રસેન ઈ. સ. ૩૨૮માં રાજ્ય કરતો હતો, યવનચાંગના સમયે જુવાન ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો. પુલકેશીના 'અવનિજનાશ્રય'ના તામ્રપત્રમાં આરબો અને ચાવોત્કટના સંઘર્ષનો ઉલ્લેખ છે. પંડિત ગૌરીશંકર ઓઝાના મતાનુસાર ચાવોત્કટ પર ભિન્નમાલ પાસે હુમલો થયો હતો. મુંબઈ ગેઝેટિયર પ્રમાણે આ પંચાસરના ચાવડાઓ હતા. પંચાસર કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતની સરહદ પર આવેલ છે. આનો અર્થ એ થાય છે કે ઉત્તર ગુજરાતના રાજા ચાવડા (ઈ. સ. ૭૩૯) હતા. તેમણે ભિન્નમાલથી પંચાસર રાજધાની કેમ બદલી તે જાણી શકાતું નથી. તેમની સત્તા પાછળથી પ્રતિહારોએ તેના રાજાને મારી છીનવી લીધી હશે એટલે ચાવડાઓ બહારવટીઆ થયા હશે. ચાવડાઓ લૂંટથી વેર વાળતા હશે. પૂરતાં સાધનો પ્રાપ્ત કર્યા પછી અણહિલવાડને રાજધાની : ું હશે. પ્રબંધચિંતામણિ અનુસાર તે વિ. સં. ૭૯૬ (ઈ. સ. -)માં જન્મ્યો હોય તો મૃત્યુ સમયે વિ. સ. ૮૬૨ (ઇ. સ. ૮૦૬)માં ૬૬ વર્ષનો હોય. તે બહારવટીઆ તરીકે રહ્યો હશે અને પછી સ્વતંત્ર રાજ્ય સ્થાપી શકયો હશે. પ્રબંધચિંતામણિ અનુસાર

વનરાજે કાન્યકુબ્જ રાજ્યના કર ઉઘરાવનારને લૂંટી ચાર લાખ પારુથક-દ્રામન (ગ્રીક સિક્કાઓ) લીધા. વનરાજે અણહિલવાડ નામે નવુ નગર વસાવ્યું. અણહિલ નામના ભરવાડે વનરાજને શહેર સ્થાપવાની જગ્યા બતાવી તે પરથી શહેરનું નામ અણહિલવાડ પડયું. આની સ્થાપનાનો સમય વિચારશ્રેણીમા સં. ૮૨૧ માન્યો છે. સ્વ. રામલાલ મોદી તથા દુર્ગાશંકર શાસ્ત્રી અણહિલવાડ પાટણની સ્થાપના સંવત ૮૦૨ (ઈ.સ ૭૪૬)મા માને છે. વનરાજે અણહિલવાડમા ધવલગૃહ નામનો મહેલ જાલિ વૃક્ષ નીચે બંધાવ્યો. તે વિ સં. ૮૦૨ના વૈશાખ માસમા ગાદીએ આવ્યો. તિલકવિધિ શ્રીદેવી (કાકર ગામના વાણિયાની બહેન) નામની તેની માનેલી બહેને કરી. જામ્બ નામના વેપારીને વનરાજે મહામાત્ય બનાવ્યો. તેની દંતકથાઓ છે. તેના લશ્કર અને ધનભંડારને દૈવી તેમજ ધનિકોની મદદ મળી હતી. વનરાજે કંટેશ્વરી અથવા કટેશ્વરી દેવીના સ્મરણાર્થે કંટેશ્વરીપ્રાસાદ નામનું મંદિર બંધાવ્યુ હતું. સુકૃતસંકીર્તન, પ્રબંધચિંતામણિ અને વિચારશ્રેણી અનુસાર વનરાજનો વારસદાર યોગરાજ તેની ગાદીએ આવ્યો. તેના સમયમા પરદેશી રાજાનાં વહાણો જે તોફાનથી સોમનાથ આવ્યા, તે લૂટાયા. યોગરાજના પુત્ર ક્ષેમરાજે આનો ક્રમજો લેવા રાજાને કહ્યુ તેમા અશ્વો, હાથીઓ અને બીજી કરોડો ચીજો હતી. યોગરાજે ના પાડી પણ ક્ષેમરાજે બધુ લૂટી લીધુ. યોગરાજે આ જાણ્યુ તથા એલચીઓના પત્રોથી એવુ પણ જાણ્યુ કે ગુર્જર દેશમાં ચોરોનું રાજ્ય છે એમ બીજા રાજાઓ કહે છે, ત્યારે યોગરાજે આમરણાંત ઉપવાસ આદર્યો. તેણે ભટ્ટારિકા શ્રી યોગેશ્વરીનુ મંદિર બંધાવ્યું હતું, જેને 'ભટ્ટારિકા શ્રી યોગેશ્વરીપ્રાસાદ' કહેવામા આવે છે. પ્રબંધચિંતામણિ અનુસાર ૧૯૦ વર્ષનુ ચાવડારાજ્ય હતું અને વિચારશ્રેણી અનુસાર ૧૯૬ વર્ષનુ તે રાજ્ય હતું. આ વંશના સાતમા રાજા આગડે કે આહડે સુકૃતસંકીર્તન અનુસાર 'આગડેશ્વર પ્રાસાદ બંધાવ્યો અને કંટેશ્વરી દેવીને અર્પણ કર્યો. આઠમા રાજા ભૂભટ (બી

મુજબ) 'ભૂયગડેશ્વર પ્રાસાદ' બંધાવ્યો અને કંટેશ્વરી દેવીને અર્પણ કર્યો. તેણે અણહિલવાડ પાટણની ચોતરફ દિવાલ બંધાવી કે જેથી તેને શ્રીપત્તન કહેવામાં આવે છે. સુકૃતસંકીર્તન અનુસાર તેના પછી તેનો ભાણેજ મૂળરાજ સોલંકી ગાદીએ આવ્યો.

## ૧૪. સોલંકી સમય (ઈ. સ. ૯૩૨ થી ૧૩૦૦)

સોલંકી વંશનાં દાનપત્રો તથા શિલાલેખોને કારણે સોલંકી વંશનો ઇતિહાસ જાણી શકાય છે. સાહિત્યિક સામગ્રી પણ ઘણી છે. ચાવડાવંશ માટે પાછળ જણાવેલ પુસ્તકો પણ ઉપયોગી થઈ પડે છે. ચાવડાઓ પાસેથી સોલંકી રાજાઓ પાસે રાજ્ય કેવી રીતે આવ્યું તે હજી એક સમસ્યા છે. વડનગરનો લેખ કહે છે કે ચાપોત્કટની રાજ્યકમલા (રાજસત્તા) તેની મરજીથી સોલંકીઓની દાસી બની. તેના પરથી કંઈ સમજાતું નથી. 'મોહરાજ પરાજય'માં કહેવામાં આવે છે કે ચાવડાઓ તથા વનરાજના કુટુંબીઓ દારૂની લતને લીધે નાશ પામ્યા. 'પ્રબોધચિંતામણિ'માં કહેવામાં આવે છે કે રાજ, બીજ, અને દંડક શ્રી ભુવરાજ (કાન્યકુબ્જના રાજા)ના કુટુંબીઓ–મુંજાલના પુત્રો સોમનાથની જાત્રાએથી પાછા ફરતાં અણહિલવાડ આવ્યા. રાજ સામંતસિંહની બહેન લીલાદેવીને પરણ્યો. તે ગર્ભવતી અવસ્થામાં મરણ પામી. વાઢકાપ કરી ગર્ભમાંથી બાળક કાઢવામાં આવ્યું. તે બાળકનો મૂળ નક્ષત્રમાં જન્મ થયો હોવાથી તેનું નામ મૂળરાજ પાડવામાં આવ્યું.[૧૪] છોકરો મોટો થયો ત્યારે સામંતસિંહ દારૂની અવસ્થામાં મૂળરાજને રાજા બનાવતો. એક વખત મૂળરાજે મામાને મરાવી નાખ્યો અને તે ગાદીએ બેઠો.

મૂળરાજના વિ. સં ૧૦૪૪ (ઈ. સ. ૯૮૭)ના તામ્રદાનપત્ર (કડીમાંથી મળેલ)માં મૂળરાજને 'चौलकीकान्वयो महाराजाधिराज श्री

૧૪. દુ. કે. શાસ્ત્રી-મધ્યકાલીન રજપૂત ઇતિહાસ. પૃ. ૧૪૪

મૂલરાજ મહારાજાધિરાજ શ્રી રાજીસુત : ।" કહ્યો છે. આનો અર્થ એ થાય છે કે મૂળરાજ ચાલુક્ય વંશનો હતો. અને તેનો પિતા મહારાજાધિરાજ રાજા હતો. પ્રબંધચિંતામણિ અનુસાર મૂળરાજે વિ. સં. ૯૯૮ થી વિ. સં. ૧૦૫૩ (ઈ. સ. ૯૪૨–૯૯૭) સુધી રાજ્ય કર્યું. મૂલરાજ ચાહમાન રાજા ભોજની પુત્રી માધવીને પરણ્યો હતો અને તેનો ચામુંડરાજ પુત્ર હતો. પ્રબોધચિંતામણિ અનુસાર મૂળરાજના બાપનું નામ મુંજાલ હતુ. કુમારપાલપ્રબંધ અને રત્નમાલ પરથી જણાય છે કે તેના પૂર્વજો—ભૂયડ, કર્ણાદિત્ય, ચંદ્રાદિત્ય, સોમાદિત્ય, વનાદિત્ય અને રાજ હતા. ચામુંડરાજના તામ્રપત્ર પ્રમાણે શ્રીવ્યાસ મૂળરાજનો પૂર્વજ હતો. ગુજરાતના ચૌલુક્યો ઉત્તરમાંથી કે દક્ષિણમાંથી આવ્યા તે નિશ્ચિત નથી. હેમચંદ્રે મૂળરાજનાં ગ્રહરિપુ અને દ્વારપ (લાટનો રાજા) સાથેનાં યુદ્ધોનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે. ચૌલુક્યોનો કુળદેવ શ્રી સોમનાથ હતો. મૂળરાજનું રાજ્ય પૂર્વમાં સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી, ઉત્તરમાં જોધપુર સુધી, દક્ષિણમાં નર્મદા સુધી અને પશ્ચિમમાં ઘણેભાગે ગોધરા સુધી હતું. વિ. સં. ૧૦૪૩ના તામ્રપત્ર પરથી જણાય છે કે રુદ્રમહાલય સરસ્વતીને કિનારે શ્રીસ્થલ પર બંધાયો હતો એટલે શિવમંદિર શ્રી મૂળનાથદેવ મંડલીમાં બાંધવામાં આવ્યું અને તેના માટે દાન આપવામા આવ્યું. પ્રબોધચિંતામણિ અનુસાર મૂલરાજે શ્રીપત્તન (અણહિલપુર)માં બે શિવમંદિરો બાંધ્યાં. એકનું નામ શ્રી મુલરાજવસહિકા અને બીજાનું (શ્રી મુંજાલદેવના સ્મરણાર્થે) નામ મુંજાલદેવપ્રાસાદ હતું. મૂલરાજે અણહિલવાડમાં ત્રિપુરુષ-પ્રાસાદ બંધાવ્યો કદાચ રાજ, બીજ અને દંડક (આદિ પુરુષો)ના સ્મરણાર્થે બંધાવ્યો હતો અથવા શિવ, વિષ્ણુ અને બ્રહ્માની ત્રિમૂર્તિ માટે બંધાવ્યો હોય. મૂલરાજે માલવપતિમુંજ, શાકંભરીપતિ વિગ્રહ-રાજ અને દક્ષિણના ચાલુક્ય રાજા તૈલપ જેવા ત્રણ દિશાના ત્રણ ત્રણ બળવાન પ્રતિપક્ષીઓ સામે ટકી રહીને ભાવી સામ્રાજ્યનો પાયો

નાખ્યો, એમાં એની દીર્ઘદષ્ટિ અને ખરી રાજકુશળતા છે.[૧૫] મૂલરાજે તેના પુત્ર ચામુંડને ગાદીએ બેસાડી શ્રીસ્થલ (સિદ્ધપુર)માં આવી સરસ્વતી કિનારે અગ્નિને તેના જીવનનું બલિદાન આપ્યું. નેમિનાથચરિઉમાંથી જાણવા મળે છે કે મૂલરાજ, ચામુંડ, વલ્લભ અને દુર્લભના રાજ્યમાં વીર નામનો મંત્રી હતો. તેના હાથમાં ટંકશાળ હતી. તેણે લક્ષ્મીની આકૃતિવાળા સિક્કાઓ પાડ્યા હતા. પ્રબોધચિંતામણિ અનુસાર ચામુંડરાજે ૧૩ વર્ષ (વિ. સં. ૧૦૫૩ થી ૧૦૬૬) સુધી રાજ્ય કર્યું. તેના રાજ્ય દરમિયાન તામ્રપત્ર તથા લાટવિજયના બે બનાવો મુખ્ય હતા. વડનગરપ્રશસ્તિમાં કહેવામાં આવ્યું છે કે ચામુંડરાજે સિંધુરાજને હરાવ્યો હતો, તે કદાચ લાટ દેશનો રાજા હોય. તેને વલ્લભરાજ, દુર્લભરાજ તથા નાગરાજ નામના ત્રણ પુત્રો હતા. હેમચંદ્ર તેમના શિક્ષણ વિશે કહે છે કે તેઓ હાથી તથા ઘોડાઓમાં પ્રવીણ હતા. આ પુત્રોના જન્મની વિચિત્ર દંતકથા છે. વીર નામના મંત્રીએ ચામુંડની રાણીઓ (કસુવાવડોથી પીડાતી) ને અમુક મંત્રેલી ભૂકી આપી જેથી આમનો જન્મ થયો. દ્વયાશ્રયના કથનાનુસાર ચામુંડરાજ માળવા સાથે યુદ્ધ કરવા ગયો. રસ્તામાં અસાધ્ય રોગથી પીડાઈ મરી ગયો. રાજાને ખૂબ આઘાત થયો એટલે તેના બીજા પુત્ર દુર્લભરાજને રાજ્ય સોંપી તે નર્મદાકિનારે શુક્લતીર્થ ગયો. ચામુંડારાજની છિનાળી વૃત્તિને કારણે તેની બહેન વાચિનીદેવીએ તેને કાઢી મૂક્યો અને વલ્લભરાજને ગાદીએ બેસાડ્યો એવું પણ કહેવાય છે. વલ્લભરાજનાં બે બિરુદ 'રાજમદન શંકર' અને 'જગઝંપન' (પૃથ્વીને ધ્રૂજાવનાર) હતાં. અભયતિલકગણિનિની ટીકા અનુસાર દુર્લભે જૈન મંદિરો બંધાવ્યાં. પ્રબોધચિંતામણિ અનુસાર તેણે દુર્લભસર, સાત માળનું ધવલગૃહ, ટિકાગૃહ તેમજ હાથીખાનું બંધાવ્યું. તેણે 'શ્રી મદનશંકર પ્રાસાદ'

---

૧૫. દુ. કે. શાસ્ત્રી—ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ પૃ. ૧૮૨.

તેના ભાઈ વલ્લભરાજના આધ્યાત્મિક લાભ માટે બંધાવ્યો હતો. દ્વયાશ્રય અનુસાર દુર્લભને પુત્ર નહોતો એટલે ભીમને દત્તક લીધો. પ્રબોધચિંતામણિ તેનું રાજ્ય ૪૨ થી ૪૩ વર્ષનું (વિ. સં. ૧૦૭૭–૭૮ થી ૧૧૨૦) માને છે. તેનાં પણ તામ્રપત્રો મળ્યાં છે. દ્વયાશ્રયમાં તેની બે મુખ્ય ઘટનાઓ–હમ્મુક (સિંધનો રાજા)ની હાર અને ચેદી રાજા કૃષ્ણની મિત્રતા મહત્ત્વની છે. ત્રીજી એક મહત્ત્વની ઘટના દ્વયાશ્રયમાં કહેલી નથી તે મહમૂદની ચડાઈ અને સોમનાથની લૂંટ. ભીમના સમયમાં બૌદ્ધિક પ્રવૃત્તિ વધુ ચાલી હતી. કવિઓ અને જુદા જુદા સંપ્રદાયોના પ્રચારકો ગુર્જર દેશના પાટનગરની મુલાકાત લેતા. શબ્દ-શાસ્ત્ર, તત્ત્વજ્ઞાન એટલે કે દર્શનો અને પ્રમાણશાસ્ત્રમાં મહત્તા મેળવનાર જૈન સંપ્રદાય હતો. સાહિત્યનો પણ ઘણો વિકાસ થયો હતો. તે સમયે ધારા અને અણહિલપુરની હરિફાઈ ચાલતી હતી. પ્રભાવક-ચરિતમાં નૃત્ય અને લાવણ્યમય દશ્યોનાં વર્ણન અજબ છે. જીનેશ્વર અને બુદ્ધિસાગર નામના બે મુનિઓ (સ્મૃતિઓમાં અને ઇતિહાસમાં પારંગત) જૈન થઈ આવ્યા હતા. ભૃગુકચ્છ (ભરુચ)ના ધર્મ નામના કવિ જે મેકલ કન્યા (નર્મદા)ને કિનારે રહેતા હતા, તેમની વિગતો અણહિલવાડના શન્યાચાર્ય તર્કશાસ્ત્રી સાથે પ્રભાવકચરિતમાં આપવામાં આવી છે. શાંતિસૂરિ ગુર્જરદેશ અને માળવાના સાહિત્ય-પ્રદેશમાં મહાન લાગે છે. વીરના બે પુત્રો નેઢ (ભીમનો મંત્રી) અને વિમલ (ભીમનો સેનાપતિ) હતા. વિમલે વિમલવસતિ નામનું આબુ પર સુંદર શિલ્પ અને કોતરકામવાળું આરસપહાણનું મંદિર બંધાવ્યું.

પ્રબંધચિંતામણિ પરથી જણાય છે કે ભીમને મૂળરાજ નામનો પુત્ર હતો કે જે નાનપણમાં મૃત્યુ પામ્યો. આ મૂળરાજે પિતાને કહી દુકાળ વખતે ખેડૂતોનું મહેસૂલ માફ કરાવ્યું હતું. મૂળરાજના સ્મરણાર્થે ભીમે ત્રિપુરુષપ્રાસાદ નામનું શિવમંદિર બંધાવ્યું હતું તેણે 'શ્રી ભટ્ટારિકા ભિરુઆની પ્રસાદ' નામનું મંદિર બંધાવ્યું હતું. તેની રાણી

ઉદયમતીએ પાટણ નજીક વાવ બંધાવી હતી. ભીમે ક્ષેમરાજને ગાદી આપી, પરંતુ ધાર્મિક મનોવૃત્તિને કારણે તેણે ના પાડી. બંનેએ કર્ણને ગાદી સોંપી. પ્રબોધચિંતામણિ અનુસાર કર્ણે વિ. સં. ૧૧૨૦થી ૧૧૫૦ સુધી રાજ્ય કર્યું. તેનાં બે તામ્રપત્રો મળ્યાં છે. એક તામ્રપત્રમાં 'ત્રૈલોક્ય-મલ્લ'નું બિરુદ છે. સુકૃતસંકીર્તનમાં કર્ણની માળવા પરની ચડાઈ તથા જીતની વિગતો આપી છે. કર્ણની સ્ત્રીઓને આકર્ષવા વિશેની દંતકથાઓ ઘણી છે. કર્ણાવતી શહેર કર્ણે બંધાવ્યું હોવાનું મનાય છે, પરંતુ તે ખરું લાગતું નથી. દ્વયાશ્રય કાવ્યમાં કર્ણ અને મીનલ (મયનલ્લા)ની પ્રેમકથા આકર્ષક છે. કર્ણાટકનો વિક્રમાદિત્ય છઠ્ઠો મીનલની બહેનને પરણ્યો હતો અને કર્ણ સંધિ અનુસાર જય-કેશીની દીકરી મયનલ્લાને પરણ્યો હતો. કદંબ વંશના જયકેશીની હયાતીમાં આ લગ્ન થયું હતું. મીનલદેવીનો પુત્ર જયસિંહ કર્ણનું મૃત્યુ થતાં ૮ વર્ષની વયે ગાદીએ બેઠો એટલે કે તેનો જન્મ વિ. સં. ૧૧૪૨ (ઈ. સ. ૧૦૮૬)માં થયો હશે. દ્વયાશ્રય અનુસાર કર્ણે જયસિંહની પુખ્ત ઉંમર થતાં તેને ગાદીએ બેસાડી હરિ અથવા વિષ્ણુના ભક્ત થઈ સંસાર ત્યાગ્યો. તામ્રપત્રોમાં તેની શિવપૂજાનો ઉલ્લેખ છે. પ્રબંધચિંતામણિ અનુસાર ભૈરવદેવી તરફથી કંઈક સારાં ચિન્હો મળ્યાં, એટલે કોચરબ (અમદાવાદનું પરું) દેવીના માનમાં મંદિર બંધાવ્યું અને જયંતિદેવીનું મંદિર ભીલ સેનાપતિને હરાવ્યો હતો ત્યાં બંધાવ્યું. કર્ણાવતીમાં કર્ણેશ્વર દેવતાયન નામનું મંદિર બંધાવ્યું અને કર્ણસાગર નામનું તળાવ (કાંકરિયા પણ હોય) પણ બંધાવ્યું. શ્રીપત્તનમાં શ્રીકર્ણમેરપ્રાસાદ બંધાવ્યો અને મોઢેરામાં કર્ણ મંદિર બંધાવ્યું. તેનાં તામ્રપત્રો પરથી જણાય છે કે તેના મહાસંધિવિગ્રહો શ્રી આદિત્ય અને શ્રી વટિલ છે. બિલ્હણની કર્ણસુંદરી નાટિકા પ્રસિદ્ધ છે. દ્વયાશ્રયમાં દુશાલ સાથેની લડાઈમાં તેનું મૃત્યુ થયું હતું તે તદ્દન ખોટું છે, કારણ કે હેમચંદ્રે (સમકાલીન ગણાતા) કંઈ નથી.

સિદ્ધરાજ જયસિંહ ગુજરાતના રાજાઓમાં ચિરસ્મરણીય છે. તેનાં નામની દંતકથાઓ તથા સાહિત્યિક ગ્રંથો (નવલકથા, નાટકો વગેરે) વિક્રમ અને ભોજ રાજાની માફક અનેક છે. દ્વયાશ્રય કાવ્યમાં તેની વિગતો વધારીને પ્રશંસાની દૃષ્ટિથી આપવામાં આવી છે તેમાં તેને સિદ્ધિઓનો ઉપરી કહ્યો છે. સિદ્ધહેમ વ્યાકરણ, દેશી નામમાલા, છંદોનુશાસન અને બીજા હેમચંદ્રના ગ્રંથોમાં તથા વાગ્ભટાલંકારમાં જયસિંહની વિગતો આપી છે. અલ-ઇદ્રિસી (નુઝહત-ઉલ-મુસ્તાક)ના લેખક અને મહમ્મદ ઉફી (જમે-ઉલ-હિકયતનો લેખક) જયસિંહની કેટલીક વિગતો આપે છે. જયસિંહના નવ મુદ્રાલેખો મુનિશ્રી જિનવિજયજીએ નોંધ્યા છે. જયસિંહને ત્રણ વર્ષની વયે ગાદીએ બેસાડવામાં આવ્યો હતો, ત્યારે તેનો મંત્રી સમ્પટકર રાજાની ફરજો બજાવતો હતો. જયસિંહ સોમનાથની જાત્રાએ તેની મા સાથે ગયો હતો ત્યારે નરવર્મા નામનો રાજા ચઢી આવ્યો હતો. તે સમયે ધાર્મિકતાને કારણે સંધિ કરી. જાત્રાએ જતા તેની મા મીનલદેવીએ બાહુંલોદ (તીર્થસ્થાન)માં જાત્રાવેરો લેવાતો જોયો અને ગરીબ યાત્રાળુઓને પાછા ફરતા જોયા. મીનલદેવી આ જોઈ પાછી ફરી. જયસિંહે માને સંતોષવા જાત્રાવેરો કાઢી નાંખ્યો. એક કીર્તિસ્તંભ પરથી જણાય છે કે શાંતુ જયસિંહનો પ્રધાનમંત્રી હતો અને તે જ વર્ષમાં આશુક મુખ્યમંત્રી હતો એટલે તે જ વર્ષે શાંતુ છૂટો થયો હશે. તેને 'સમસ્ત રાજાવલિ વિરાજિત મહારાજાધિરાજ શ્રી જયસિંહ' કહેવામાં આવે છે. જયસિંહનો પહેલો બનાવ દ્વયાશ્રય કાવ્ય અનુસાર બર્બરકની સાથેનું યુદ્ધ છે. સિદ્ધ ચક્રવર્તીનું બિરુદ તેના ઘણા કીર્તિસ્તંભોમાં છે. વિ. સં. ૧૧૯૨ના કીર્તિસ્તંભમાં તેનું વધારાનું બિરુદ અવન્તીનાથ છે એટલે કે માળવા તેણે જીતી લીધું હશે. પ્રબંધચિંતામણિ અનુસાર જયસિંહ ધારાનો કિલ્લો જીતી શક્યો નહોતો. તેણે મુંજાલ પ્રધાનની સલાહ લીધી અને ધારાના દક્ષિણ દરવાજે હાથીને મોકલ્યો દરવાજો તૂટ્યો અને ગણપતિની મૂર્તિ

નીકળી. ત્યાં સ્મરણસ્તંભ રચાયો. માળવાની જીત માટેના કીર્તિસ્તંભો પરથી જાણવા મળે છે કે વિ. સં. ૧૧૯૨ના ફાગણમાં તેને વિજય મળ્યો હતો. ઉજ્જનના વિ. સં. ૧૧૯૫ના લેખમાં યશોવર્માની હારનો ઉલ્લેખો છે. કચ્છના ભદ્રેશ્વરના લેખ પરથી જણાય છે કે ધારાવિદારણક અને ત્રૈલોક્યમલ્લ નામનાં બે બિરુદો વર્યાં હતાં. અણહિલપાટણના મુખ્ય મંત્રીએ સૌરાષ્ટ્ર અને માળવાના રાજાઓને કેદ કર્યાં હતા. કેશવને દધિપ્રદ જીલ્લા (દોહદ)માં સૈન્યનો સેનાપતિ બનાવ્યો હતો. સૌરાષ્ટ્રના રાજા ખેંગાર (જૂનાગઢનો રાજા) સાથે રાણકદેવીના પ્રેમને કારણે લડાઈ થઈ હતી. સૌરાષ્ટ્રના ખેંગારને જયસિંહે હરાવ્યો હતો. પ્રબંધચિંતામણિ ખેંગારને બદલે નવઘણ નામ આપે છે અને રાણકદેવીને બદલે સુનલદેવી નામ વાપરે છે. સજ્જન સૌરાષ્ટ્રનો સુબો થયો હતો એવું ગિરિનારના ઈ. સ. ૧૧૨૦ના શિલાલેખ પરથી માલૂમ પડે છે. બુંદેલખંડના મદનવર્મા પર ચડાઈ કરી. કલિંજરના શિલાલેખ પરથી જણાય છે કે મદનવર્માએ ગુજરાતના રાજાને હરાવ્યો. તલવડના શિલાલેખ પરથી જણાય છે કે જયસિંહે પરમર્દી (કલ્યાણનો રાજા વિક્રમાદિત્ય છઠ્ઠો)ને હરાવ્યો. જયસિંહે દક્ષિણમાં કલ્યાણ સુધી, ઉત્તરમાં અજમેર સુધી, પશ્ચિમમાં કચ્છ સુધી અને પૂર્વમાં માળવા સુધી રાજ્ય વધાર્યું.

પ્રબંધચિંતામણિ અનુસાર જયસિંહે ચાર કાર્યો કર્યાં—૧. મહાલય (રુદ્રમહાલય) ૨. મહાયાત્રા (સોમેશ્વરની યાત્રા), ૩. મહાસરસ્ સહસ્રલિંગ તળાવ બંધાવ્યું) અને ૪. મહાસ્થાન (કદાચ સહસ્રલિંગ પાસેની દાનશાળા). હેમચંદ્રના કથનાનુસાર સિદ્ધપુરની સરસ્વતી નદીને કિનારે જયસિંહે રુદ્રમહાલય બંધાવ્યો. મૂળરાજે બંધાવેલો રુદ્રમહાલય કદાચ જયસિંહે સમરાવ્યો હશે. દ્વયાશ્રય અનુસાર સિદ્ધપુરમાં મહાવીરનું મંદિર જયસિંહે બંધાવ્યું હતું. મીનલદેવીએ સોમનાથનો જાત્રાળુવેરો રદ કરાવ્યો હતો અને બે તળાવો—વીરમગામ

અને ધોળકામાં તેના નામથી બંધાવ્યાં. વિ. સં. ૧૧૯૩ના શિલાલેખ પરથી અંબાપ્રસાદનો મહામાત્ય અને વૈયાકરણ તરીકેનો ઉલ્લેખ છે. મુસલમાન વેપારીઓ સાથે જયસિંહ કેવી રીતે વર્તતો તેની માહિતી "અલઉફીસી"એ આપી છે યશઃપતઃ ધારાનો દરવાજો તોડનાર હાથી હતો. વિ. સં. ૧૧૯૯ના લેખ પરથી જણાય છે કે અણહિલપુરમાં કુમારપાલ રાજ્ય કરતો હતો.

કુમારપાલના ૨૩ કરતાં વધારે મુદ્રાલેખો છે તેમાંના બે તામ્રપત્રો પર અને બાકીના શિલા પર છે. સમકાલીન લખાણોમાં હેમચંદ્રનું પ્રાકૃતમાં દ્વયાશ્રય અથવા કુમારપાલચરિત, મોહરાજપરાજય નાટક, અને સોમપ્રભાચાર્યનું કુમારપાળપ્રતિબોધ છે. છન્દોનુશાસનના વીસેક શ્લોકોમાં, દેશી નામમાલાના આશરે ૧૦૫ શ્લોકોમાં, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતમાં અને પરિશિષ્ટપર્વના થોડા શ્લોકોમાં, કુમારપાળનું વર્ણન છે. હેમચંદ્ર આ બધા ગ્રંથોના કર્તા છે. કુમારપાલનો રાજ્યાભિષેક પ્રથાનુસાર નહોતો થયો. કુમારપાલ આની વિરુદ્ધ કેમ હતો તે જાણી શકાયું નથી. ભીમ ૧લાને ક્ષેમરાજ નામનો પુત્ર હતો, જે કર્ણથી મોટો હતો. ક્ષેમરાજ સરસ્વતીને કિનારે દધિસ્થલીમાં ધાર્મિક જીવન ગાળતો હતો. તેને દેવપ્રસાદ નામનો પુત્ર હતો. દેવપ્રસાદે તેના પુત્ર ત્રિભુવનપાલને ઉછેર્યો અને પોષ્યો. ત્રિભુવનપાલને કુમારપાલ નામનો પુત્ર હતો. આ વંશાવલી ચિતોડગઢના શિલાલેખમાં છે. કુમારપાલ જીંદગી બચાવવા સ્તંભતીર્થ (ખંભાત)માં ફરતો હતો. ત્યાં કુમારપાલના રાજ્યારોહણનો સમય (સંવત ૧૧૯૯ના કાર્તિક વદ ૭ને સોમવાર) કુમારપાલ અને ઉદયન (સ્તંભતીર્થનો સુબો)ને આપવામાં આવ્યો હતો. હેમચંદ્રે કુમારપાલને જીંદગી બચાવવા મદદ કરી હતી. કુમારપાલને તેના બનેવી કાન્હદેવે (પ્રબોધચિંતામણિ અનુસાર) રાજ્ય અપાવવામાં મદદ કરી હતી. કુમારપાલના સમકાલીન સોમપ્રભસૂરિ

હતા. પ્રબોધચિંતામણિ અનુસાર કુમારપાલ ૧૦ વર્ષની વયે ગાદીએ આવ્યો. કુમારપાલ કાયદેસરનો ગાદીનો હકદાર હતો એટલે જયસિંહ ધ્ર્યાળુ થયો હશે. પ્રબોધચિંતામણિ અનુસાર તેણે વિ. સં. ૧૧૯૯થી ૧૨૩૦ સુધી રાજ્ય કર્યું. શરૂઆતનાં વર્ષો દરમિયાન તેને ઘણી મુશ્કેલીઓ નડી. રાજગાદી મેળવી રાજ્ય વધારવામાં તેનાં કેટલાંક વર્ષો વીત્યાં. તેના રાજ્ય દરમિયાન ગુર્જર દેશ કીર્તિને શિખરે પહોંચ્યો. મુશ્કેલીઓ ઊભી કરનારાઓમાં તેનો સાળો પહેલો હતો. તેને કુસ્તીબાજો દ્વારા માર મરાવી પાઠ શીખવાડયો. તેના રાજ્ય સમયનો પહેલો શિલાલેખ માંગરોળના મોટાલિવાદનો છે. તે ગોહિલ વંશના મુલુક નામના રાજા (કુમારપાલનો ખંડિયો) એ કોતરાવ્યો હતો. આના પરથી જણાય છે કે જયસિંહના મૃત્યુ પછી તરત જ કુમારપાલે રાજગાદી મેળવી. તેમાં સિંહ સંવત ૩૨ એમ લખેલું છે એટલે કે રાખેંગાર પરની જીતની યાદગીરી માટે આ નવો સંવત શરૂ કર્યો હશે. ચિતોડગઢના વિ. સં. ૧૨૦૭ (ઈ. સ. ૧૧૫૧) ના મુદ્રાલેખ પરથી જણાય છે કે સમિદ્ધેશ્વર નામના શિવના મંદિરની પૂજા માટે એક ગામ દાન આપવામાં આવ્યું હતું. સપાદલક્ષના રાજા અર્ણોરાજને કુમારપાલે હરાવ્યો હતો, તેનો ઉલ્લેખ આમાં છે. દ્વયાશ્રય કાવ્યના ૧૬, ૧૭ અને ૧૮ મા સર્ગોમાં કુમારપાલના રાજ્યારોહણની, અર્ણોરાજ (અન્ન) ના વિરોધની તથા અચલેશ્વર મંદિરની વિગતો આપી છે. તેજપાલના મંદિરની પ્રશસ્તિ (વિ. સં. ૧૨૮૭) પરથી જણાય છે કે યશોધવલે (લાટ રાજા) માળવાના રાજા બલ્લલ (કુમારપાલનો વિરોધી) ને મારી નાખ્યો. વડનગરની પ્રશસ્તિમાં ચૌલુક્યની વંશાવળી આપી છે. નાગર તથા વડનગરનું વર્ણન અને શહેરના કોટનું વર્ણન તેમાં છે. અશોકની માફક કુમારપાલ અહિંસક (પ્રાણીઓ તરફ) થયો લાગે છે. અર્ણોરાજ અને બલ્લલ સાથેના યુદ્ધ પછી તેનાં લગ્ન જલહણ સાથે થયાં અને તેણે અહિંસક થઈ પ્રાણીઓની હિંસા ન કરવાનો પ્રચાર કર્યો. હલણદેવના શિલાલેખ પરથી જણાય છે કે

શ્રીમહાદેવ વિ. સં. ૧૨૦૯ (ઈ. સ. ૧૧૫૩) માં પ્રધાનમંત્રી હતો. નિઃસંતાનની મિલકત રાજ્યને મળતી. કુમારપાલે આ રિવાજ બંધ કરવા માટે એક વિધવાને આશ્વાસન આપ્યું અને રિવાજ નાબૂદ કર્યો. કુમારપાલ મંદિરોને ન સમરાવવા માટે પ્રધાનોને ઠપકો આપે છે તથા કેદાર અને સોમેશ્વરનાં મંદિરો સમરાવે છે.

કુમારપાલે પાર્શ્વનાથનું મંદિર અણહિલવાડમાં બંધાવ્યું હતું. પ્રભાસ-પાટણના શિલાલેખમા (વલભી સંવત ૮૫૦, વિ. સં. ૧૨૨૫) સોમનાથના સમારકામનો ઉલ્લેખ છે, છતાં રાજકીય બનાવ કોંકણના માલ્લિકાર્જુનની સાથેની લડાઈનો છે. અણહિલપુરના ચૌલુકયોની જીત દક્ષિણમાં કાંચી સુધી ગઈ. આ પ્રમાણે ચામુંડરાજનું મળેલું તામ્રપત્ર સાચું હોય તેમ લાગે છે. ઉત્તરમાં દિલ્હીનો વિસલદેવ વિગ્રહરાજ ચૌહાણ તેનો ખંડિયો હતો. પૂર્વમાં ગોડ સુધી તથા પશ્ચિમમાં સિંધ સુધી તેનું રાજ્ય હતું. તેના રાજ્યનાં છેલ્લાં વર્ષોમાં તે લગભગ આખા ભારતનો રાજા હતો. વિ. સં. ૧૨૦૯ (ઈ. સં. ૧૧૫૩) ના લેખ પરથી જણાય છે કે 'શ્રીમહાદેવ' અણહિલપુરમાં પ્રધાનમંત્રી હતો. તે માળવાનો સુબો હશે. વિ. સં. ૧૨૨૦ (ઈ. સ. ૧૧૬૪)ના લેખમાં યશોધવલનો મુખ્ય મંત્રી તરીકેનો ઉલ્લેખ છે. દ્વયાશ્રય કાવ્ય પરથી જણાય છે કે કુમારપાલના સેનાપતિઓ ગુર્જર, બ્રહ્મ અને સેનાની હતા. કુમારપાલને અજયપાલે હેમચંદ્રના મૃત્યુ પછીના બત્રીસમા દિવસે ઝેર ખવડાવી મારી નાખ્યો. આ બનાવ વિ. સં. ૧૨૩૦માં બન્યો હશે. કુમારપાલના છેલ્લા દિવસોમાં વિષનું બીજ રોપાયું લાગે છે. વીરધવલ વાઘેલાના વખતમાં ગુજરાતની કીર્તિ વધી અને કર્ણ બીજાના સમયમાં જ્યોતિ બુઝાઈ ગઈ.

કુમારપાલની દીકરીનો દીકરો પ્રતાપમલ્લ ગાદીએ આવે તો જૈન ધર્મનું જોર કાયમ રહે તે માટે એને ગાદી આપવાની તરફેણમાં કેટલાક હતા. આભડનો મત એવો હતો કે ગમે તેવો તો પણ પોતાના

વંશનો ઠીક. કુમારપાલને પુત્ર ન હોવાથી એના ભાઈ મહીપાલનો પુત્ર અજયપાલ પાટણની ગાદીનો હકદાર વારસદાર હતો. અજયપાલને જૈનધર્મ વિરોધી ગણ્યો છે, પરંતુ પ્રબંધચિંતામણિ, સુકૃતસંકીર્તન વગેરે પ્રબંધોમાં અજયપાલની નિંદા નથી. તેના રાજ્યકાળમાં ઘણા જૈન વિદ્વાનો હતા, એટલે પ્રબંધોની નિન્દામાં ધાર્મિક રાગદ્વેષ લાગે છે. અજયપાલના ત્રણ લેખ મળ્યા છે. પહેલો વિ. સં. ૧૨૨૯ (ઈ. સ. ૧૧૭૩)નો ઉદયપુરના શિવમંદિરમાંથી મળ્યો છે. તેમાં અજયપાલને 'સમરતરાજ્યવલિવિરાજિત' અને 'મહારાજાધિરાજ' વિશેષણ લગાડ્યાં છે. તે લેખ ગામના દાનનો છે. બીજા વિ. સં. ૧૨૩૧ના લેખથી જણાય છે કે આલવીક ગામ મંડલના સત્રાગાર માટે આપવામાં આવ્યું છે. ત્રીજો લેખ વિ. સં. ૧૨૩૧નો નગ્ના ગામમાંથી મળ્યો છે. અજયપાલ વિશે સોમેશ્વર કવિ કહે છે કે અજયપાલે દાનો આપી પૃથ્વી ભિખારીહીન કરી. તેણે મંગલ (અજમેર)ના રાજા પાસેથી હાથી સાથે મોતી મંડપિકા લીધી. તે હંમેશાં રાજાઓને દંડતો, દાનો આપતો અને સ્ત્રીઓને પરણતો. આ કથનમાં નજરાણાં લીધાના સોમેશ્વરના કથનને સુકૃતસંકીર્તનનો ટેકો છે અને ભીમદેવના વિ. સં. ૧૨૫૬ના ઉત્કીર્ણ લેખનો પણ ટેકો છે બાકીની વાતોમાં સત્ય ન પણ હોય. અજયપાલના સમયમાં સિદ્ધરાજનો દૌહિત્ર ચૌહાણ સોમેશ્વર અજમેરની ગાદી પર હતો. અજયપાલે મેવાડના રાજા સાથે યુદ્ધ કર્યું હોય એમ વિ. સં. ૧૨૮૭ની આબુની લુણિવસહિની સોમેશ્વરે લખેલી પ્રશસ્તિ પરથી લાગે છે. અજયપાલને સં. ૧૨૫૬ના ભીમદેવ બીજાના ઉપર ઉલ્લેખેલા લેખમાં 'પરમમાહેશ્વર' કહ્યો છે. આ અજયપાલને વયજલદેવ નામના પ્રતિહારે છરીથી મારી નાખ્યો, એવો પ્રબંધચિંતામણિમાં ઉલ્લેખ છે. ગમે તેમ પણ વિ. સં. ૧૨૩૨માં અજયપાલ ત્રણ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

અજયપાલનો પુત્ર મૂળરાજ બીજો વિ. સં. ૧૨૩૨માં ગાદીએ આવ્યો. તેનું વિ. સં. ૧૨૩૨નું તામ્રપત્ર મળ્યું છે. આ દાનપત્રથી

અજયપાલની પત્ની કર્પૂરદેવીના શય્યા ગ્રાહકનાગર બ્રાહ્મણ ધૂહડસૂત પ્રભાકરને બ્રાહ્મણવાડા ગામની કેટલીક જમીન આપવામાં આવી છે. મુસલમાનો સાથેની વિજયી લડાઈની નોધ પ્રબંધો કરે છે. સિદ્ધરાજે અને કુમારપાલે લાંબા રાજ્યકાલ દરમિયાન સારું રાજતંત્ર ગોઠવ્યું હતું એટલે મૂલરાજ વિજય પ્રાપ્ત કરી શક્યો. કુમાર નામના નાગર પુરોહિતે મૂલરાજના સમયમાં પડેલા દુકાળને કારણે લોકોનો કર માફ કરાવ્યો. મૂલરાજ બીજા પછી એનો નાનો ભાઈ ભીમદેવ બીજો વિ. સં. ૧૨૩૪ માં ગાદીએ આવ્યો. તેણે ૬૩ વર્ષનું લાંબુ રાજ્ય ભોગવ્યું. વિ. સં. ૧૨૩૭ ના પરમાર માંડલિકેશ્વરના લેખ પરથી નક્કી થાય છે કે આબુના રાજાએ સોલંકી રાજાનું આધિપત્ય ફેંકી દીધું નહોતું. આબુના ધારાવર્ષદેવે ભીમદેવના સામંત તરીકે મુસ્લિમો સામે ભારે ટક્કર લીધી હતી એવો તાજુલમયાસીરમાં ઉલ્લેખ છે ઈ. સ. ૧૨૦૬નું ભીમદેવ બીજાનું તામ્રપત્ર મળ્યું છે તે પરથી જણાય છે કે તેણે રાણી લીલાદેવીના નામથી લીલાપુરના ભીમેશ્વર તથા સોમેશ્વર મહાદેવને પરબ અને સત્રાગાર માટે ઇટિલા ગામ આપ્યું. આબુના ધારાવર્ષનો વિ. સં. ૧૨૭૫ નો લેખ મળ્યો છે, તેમા પોતાને મહામંડલેશ્વર કહેલ છે. ભીમદેવ બીજાના ઉત્કીર્ણ લેખો પરથી લાગે છે કે તેણે ૩૦ વર્ષ સુધી તો તેને મળેલો વિશાળ વારસો અખંડ જાળવી રાખ્યો. પાછળથી ધીમેધીમે રાજ્ય ક્ષીણ થવા લાગ્યુ. માળવાના રાજા અર્જુનવર્માએ ગુજરાત પર ચડાઈ કરી. ભીમદેવ તરફથી જયંતસિંહ સામો થયો હશે તે ભાગી ગયો એવું અર્જુનવર્માના તામ્રપત્રમા છે. ભીમદેવના રાજ્યકાળની શ્રીધરપ્રશસ્તિ પરથી લાગે છે કે ગુજરાત ભૂમિ સ્થિર થઈ. તે પ્રશસ્તિમા કહ્યુ છે કે વિ. સં. ૧૨૭૩મા વીર હમ્મીર સેનાને ધૂળ ભેગી કરી. હમ્મીર કુતુબુદ્દીન ઐબક જ હોવો જોઈએ. તેણે પાટણ ઉપર વિજય મેળવ્યા પછી પણ એની પાટણ પરની સત્તા ક્ષણિક હતી. એવું ભીમદેવનાં દાનપત્રો પરથી નક્કી થાય છે. શ્રીધર કહે છે કે ભીમદેવ બીજાએ સોમનાથપાટણમાં માતાના નામથી રોહિણી-

સ્વામી નામનું વિષ્ણુમંદિર અને પિતાના નામથી વલ્લેશ્વર નામનું મંદિર બંધાવ્યું. સોલંકી સમયમાં બૌદ્ધ ધર્મનો લોપ થયો અને જૈન ધર્મનો બહોળો પ્રચાર થયો. પુષ્કળ દાનોથી તથા મુસલમાની હુમલાઓથી ભીમદેવની તિજોરીનું તળિયું દેખાયું હતું. તે સમયે ભીમદેવના રાજ્યને બળવાન માંડલિકોએ તથા મંત્રીઓએ દબાવવા માંડયું અને છેવટે જયંતસિંહે પાટણની ગાદી જ પચાવી પાડી. વિ. સં. ૧૨૮૩ના મંડલી નામના મૂલેશ્વરદેવના મઠના સ્થાનાધિપતિને નતાઉલ ગામનું દાન આપ્યું છે. વિ. સં. ૧૨૮૯ના લેખમાં પણ મંડલીના મઠપતિને દેવાઉ ગામ આપેલું છે એટલે વિ. સં. ૧૨૭૪ થી ૧૨૮૦ વચ્ચે જયંતસિંહે પાટણની ગાદી લીધી હોય. ભીમદેવનો વિ. સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૨૭) માં દેહ પડી ગયો એવું વિચારશ્રેણીમાં લખ્યું છે. ઈ. સ. ૧૨૪૩ (વિ. સં. ૧૨૯૯) નું એના અનુયાયી ત્રિભુવનપાલનું દાનપત્ર મળ્યું છે. ભીમદેવના મંત્રીમંડળમાં મહામાત્ય તરીકે રાણક ચાચિકદેવ, રત્નપાલ, કાભૂ જેવાં તેમજ અક્ષપટલિક અને સંધિવિગ્રહક તરીકે સોમસિંહ અને રાજ્યદેવ જેવાં નામ ઉત્કીર્ણ લેખોમાં મળે છે. સામંતો ભીમદેવને ઘણા વખત સુધી નિમકહલાલ રહ્યા હતા. તેમાંનો એક સામંત આબુનો પરમાર રાજા ધારાવર્ષ હતો કે જેણે સ્વતંત્ર થવાનો પ્રયત્ન કર્યો ન હતો.

### ૧૫. સોલંકી વંશની વાઘેલા શાખા

ભીમદેવના સામંતોમાં વાઘેલા સામંત લવણપ્રસાદનો વૃત્તાંત અપાયો છે. ધવલનો પુત્ર અર્ણોરાજ ઉર્ફે આનક કુમારપાલની માસીનો દીકરો થાય. તેને કુમારપાલે એની સેવાથી ખુશ થઈ સામંતપદ અને ભીમપલ્લી કે વ્યાઘ્રપલ્લી નામનું ગામ આપ્યું હતું. પ્રબોધચિંતામણિમાં વ્યાઘ્રપલ્લી ઉપરથી એ વંશનું વાઘેલા નામ પડયું એમ લખ્યું છે. એ જોતાં આનક કે જે

ગામનો ધણી હતો, તે ગામનું નામ વ્યાઘ્રપલ્લી હોવું જોઈએ. આનક કુમારપાલની સેવામાં રહેતો. તેણે ભીમને ગાદી અપાવી દુશ્મનોનો નાશ કર્યો એમ પ્રબંધોમાં કહ્યું છે. આનકને લવણપ્રસાદ નામનો પુત્ર થયો. એ પણ ઘણો પરાક્રમી હતો. તેણે પોતાના પરાક્રમથી પોતાનું મંડળ વધાર્યું અને પોતાના પિતામહ ધવલના નામ ઉપરથી ધવલક્ક (ધોળકા) વસાવી રાજધાની સ્થાપી. આ લવણપ્રસાદને મદનરાણીથી વીરધવલ નામનો પુત્ર થયો.[16] લવણપ્રસાદ ઈ. સ. ૧૧૭૮ (વિ. સં. ૧૨૬૪)માં વ્યાઘ્રપલ્લી જેવા એકાદ ગામનો ધણી હતો. તેનો પુત્ર ઈ. સ. ૧૨૨૦ (વિ. સં. ૧૨૭૬)માં ધોળકાથી ખંભાત સુધીની વિશાળ જાગીરનો ધણી થઈ ગયો, પરંતુ ભીમદેવની પાટણની ગાદી પચાવી પાડવાનો તેણે વિચાર કર્યો નથી. ગિરનારના લેખોમાં સર્વેશ્વર પદ સાથે ઉલ્લેખ છે કે લવણપ્રસાદ તથા વીરધવલને મરાઠી ઇતિહાસના પેશ્વા જેવી સત્તા મળી હશે. આબુના લેખોમાં લવણપ્રસાદને 'મહામંડલેશ્વર' કહેલો છે. ઈ. સ. ૧૨૩૪થી ૧૨૩૭ વચ્ચે ભીમદેવે પાટણની ગાદી કદાચ લવણપ્રસાદની મદદથી મેળવી અને તેના બદલામાં તેને સૌરાષ્ટ્રનો થોડો મુલક મળવાથી તેને 'સર્વેશ્વર' પદ મળ્યું હશે. તે બ્રાહ્મણધર્મનો પક્ષપાતી હતો. લવણપ્રસાદને ખંભાત આગળ મુસલમાનો સાથે અને વઢવાણ નજીક કોઈ બળવાન શત્રુ સાથે લડાઈ થઈ હતી એવો ઉલ્લેખ ઈ. સ. ૧૨૫૦ની ડભોઈની પ્રશસ્તિમાંથી નીકળે છે. ખંભાતને વીરધવલે જીત્યું હતું અને વસ્તુપાલને સૂબા તરીકે નીમ્યો હતો.

લવણપ્રસાદ પર ચાર મારવાડી રાજાઓ ચડી આવ્યા હતા. તેઓ કોણ હતા તે અનિશ્ચિત છે. તેમની સાથે લવણપ્રસાદે સંધિ કરી હતી. વસ્તુપાલ લાટ દેશના શંખ રાજા સાથેની લડાઈમાં જીત્યો હતો. ગોધરાના યુદ્ધમાં વીરધવલે મંત્રી તેજપાલને મોકલ્યો હતો.

૧૬. દુ. કે. શાસ્ત્રી—ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ. પૃ. ૪૫૪.

ગુજરાત પર દેવગિરિના રાજા સિંઘણે ભીમદેવના રાજ્યકાળમાં ઘણી ચડાઈઓ કરી હતી. લવણપ્રસાદે સિંઘણ સાથે સંધિ કરી. વીરધવલના મરણ પછી સિંઘણે ચોથી ચડાઈ કરી હતી. ગુજરાત પર મુસલમાની હુમલાઓ થયા હતા. મુસલમાનોએ મેવાડની ભારે દુર્દશા કરી હતી. તે સમયે વીરધવલ મેવાડ જવા લાગ્યો. તેની બીકથી મુસલમાનો ભાગી ગયા. વસ્તુપાલ તેજપાલ વીરધવલના મંત્રીઓ હતા. તેઓ મોરવાડના વાણિયા હતા. તેમના પૂર્વજો સોલંકી રાજાની સેવામાં હતા. તેઓને ભીમદેવે જ વીરધવલને સોંપ્યા અને વીરધવલે વિ. સં. ૧૨૭૬માં પોતાના મંત્રી બનાવ્યા. તેમણે (અણહિલવાડ, ખંભાત, પાલીતાણા, ધોળકા, શેત્રુંજા; ગિરનાર, તારંગા)માં અદ્ભુત કારીગરીવાળાં મંદિર બંધાવ્યાં. તેમની શૂરાઓની તથા બુદ્ધિની કુશળતાએ વાઘેલાનું રાજ્ય વધાર્યું. વસ્તુપાલની તીર્થયાત્રા નોંધપાત્ર છે. વસ્તુપાલે જૈન સાધુઓનાં ઉપાશ્રયો, તળાવો, વાવો, પરબો, બ્રહ્મપુરીઓ (બ્રાહ્મણોને રહેવા માટે પરાં), ધર્મશાળાઓ, સત્રાગાળો વગેરે લોકોપયોગી સ્થાનો બંધાવ્યાં અને આબુ ઉપર દેલવાડા ગામમાં વિમલવસહિ પાસે પોતાના પુત્ર લૂણસિંહ અને પોતાની સ્ત્રી અનુપમાદેવીના પુણ્યાર્થે ભીમદેવ બીજાના મહામંડલેશ્વર આબુના પરમાર રાજા સોમસિંહની અનુમતિથી ઉત્તમ કારીગરીવાળું મંદિર વિ. સં. ૧૨૮૭–ઈ. સ. ૧૨૩૦)માં બંધાવ્યું. વીરધવલનો દેહ ઈ. સ. ૧૨૩૮માં પડી ગયો એમ પ્રબંધચિંતામણિમાં લખ્યું છે. વીરધવલને વીરમદેવ તથા વીસલદેવ નામના બે પુત્રો હતા તથા વીસલદેવને મારી નખાવવાની દંતકથા ખોટી લાગે છે કારણ કે વીરધવલને વીરમદેવ નામનો પુત્ર હતો જ નહિ એમ કેટલાક પુરાવા પરથી જણાય છે.

વસ્તુપાલ વીરધવલના મરણ પછી બહુ જીવ્યો નહિ છેલ્લાં વર્ષોમાં વીસલદેવે વસ્તુપાલને મહામાત્યપદેથી ઉતારી નાગડ નામના બ્રાહ્મણને મહામાત્યપદ આપ્યું હતું તે કથન સાચું લાગતું નથી કારણ કે વીરમદેવ વિ. સં. ૧૨૦૫માં ગાદીએ બેઠો અને વિ. સં.

૧૨૯૬ના માઘ માસમાં વસ્તુપાલે વસંતવિલાસ અનુસાર દેહત્યાગ કર્યો એટલે કે તે બંને કથનોનો મેળ મળતો નથી. વસ્તુપાલ તેજપાલે ઘણા વિદ્વાનોને આશ્રય આપ્યો હતો.

ભીમદેવ બીજા પછી અણહિલપુર પાટણની ગાદી પર વિ. સં. ૧૨૯૮માં તેનો પુત્ર ત્રિભુવનપાલ ગાદીએ આવ્યો. તેના ઈ. સ ૧૨૪૩ના તામ્રપત્ર પરથી જણાય છે કે તે મહારાજાધિરાજ હતો. મેવાડના રાણા જૈત્રસિંહ સાથે ત્રિભુવનપાલને યુદ્ધ થયું હોવાનું ચીરવાના લેખ પરથી અનુમાન થાય છે

વીસલદેવ મંડલેશ્વર તરીકે ઈ. સ. ૧૨૩૮ થી ૧૨૪૪ સુધી અને પાટણના મહારાજાધિરાજ તરીકે ઈ સ. ૧૨૪૪ થી ૧૨૬૪ સુધી હતો. ત્રિભુવનપાલનું મરણ થતાં વારસ ન હોવાના કારણથી કે મારીને ગમે તેમ પણ વીસલદેવ મહારાજાધિરાજ પદ ધારણ કરીને પાટણની ગાદીએ બેસે છે[૧૭] વીસલદેવે પાટણ ઈ. સ. ૧૨૪૪માં લીધું છતાં ઈ. સ. ૧૨૪૭ સુધી તેજપાલ મહામાત્ય હતો ઈ. સ ૧૨૪૮મા તેનો દેહ પડી ગયો. તેના મૃત્યુ પછી નાગર જ્ઞાતિનો નાગર મહામાત્ય તરીકે નીમાયો. કેટલાક ઉત્કીર્ણ લેખો પરથી વીસલદેવના માળવાના તથા મેવાડના વિજયની વિગતો જાણી શકાય છે વીસલદેવના સૈન્યે સિંઘણના પૌત્ર કૃષ્ણ અથવા કન્હને હાથે હાર ખાધેલી એમ વ્રતખંડની પ્રસ્તાવનાની પ્રશસ્તિમા વર્ણવ્યુ છે. વીસલદેવના ધાર્મિક કાર્યોની માહિતી ડભોઈના વૈજનાથ મહાદેવના મંદિરની પ્રશસ્તિ પરથી મળે છે. તેણે અનેક શિવમંદિરો બંધાવ્યા હતા. કૈલાસ જેવા મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. બ્રાહ્મણોને દાન આપ્યા હતા. વીસલદેવના વખતના વિદ્વાનો સોમેશ્વર કવિ, અરિસિંહ, અમરચંદ્રસૂરિ વગેરે હતા. વીસલદેવના સમયમા વિ સં. ૧૩૧૨ થી ૧૩૧૫ સુધીનો ત્રણ વર્ષનો એક દુકાળ પડયો હતો. એમાં કચ્છના જગડૂશાએ

૧૭. દુ. કે. શાસ્ત્રી—મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પૃ. ૪૬૧.

મદદ કરી હતી. વીસલદેવે વીસનગર અને ડભોઈના કિલ્લા બંધાવ્યા કે સમરાવ્યા એમ ભાટ લોકો કહે છે.

વીસલદેવે પોતાના ભાઈ પ્રતાપમલ્લના પુત્ર અર્જુનદેવનો રાજ્યાભિષેક કરી દેહ છોડયો એમ ઈ. સ. ૧૨૮૭ની 'ત્રિપુરાન્તક' પ્રશસ્તિમાં લખ્યું છે. પ્રબંધોમાંથી તેના વિશે કંઈ જાણવા મળતું નથી. તેના સમયના ત્રણ ફિરીણું લેખો મળ્યા છે. તે પરથી મુસલમાની વેપારીઓ અને વહાણવટીઓ સાથે ગુજરાતના રાજાઓ તથા લોકોએ કેવો ગાઢો સંબંધ બાંધ્યો હતો, તેનો ખ્યાલ આવે છે. કચ્છના એક લેખમાં અર્જુનદેવના રાજ્યમાં માલદેવ મહામાત્ય હતો, ત્યારે રાળમાં એક વાવ બંધાવ્યાની નોંધ એ લેખમાં હોવાનું મુંબઈ ગેઝેટિયરમાં લખ્યું છે. તેના સમયમાં કવિ નાનક, 'કુવલયાશ્વચરિત'ના કર્તા રત્ન, એનો પુત્ર કૃષ્ણ અને ધારાધ્વંસના લેખક ગણપતિ વ્યાસ વગેરે વિદ્વાનો વિદ્યમાન હતા એમ વિ. સં. ૧૩૨૮ની નાનકપ્રશસ્તિથી જણાય છે.

અર્જુનદેવનો રાજ્યકાળ ઈ. સ. ૧૨૭૫ (વિ. સં. ૧૩૩૧)માં પૂરો થયો. તેના પુત્ર રામદેવે પિતા જીવતાં થોડા વખત સુધી નાનાભાઈ સાથે રાજાનો ભાર ઉપાડયો હશે પણ અર્જુનદેવ પછી તો એનો નાનો પુત્ર સારંગદેવજ ગાદીએ બેઠો. વિ. સં. ૧૩૫૨ના ખંભાતના લેખમાં રામ અને સારંગદેવ હોવાનું સ્પષ્ટ કથન છે. મોટો ભાઈ પિતા જીવતાં પરલોકવાસી પણ થયો હોય. માળવાના ગાંગને સારંગદેવે વિ. સં. ૧૩૩૧-૩૨માં હરાવ્યો હોવાનું અનુમાન છે. તેણે સોમનાથના મંદિરનો વિશાળ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. સારંગદેવના શ્રી કાન્હ, મધુસુદન, શ્રી વાઘૂર તથા માધવ એટલા મહામાત્યો જાણવામાં આવ્યા છે.

કર્ણદેવ ગાદીએ બેઠાનું વર્ષ વિચારશ્રેણી પ્રમાણે વિ. સં. ૧૩૧૩ (ઈ. સ. ૧૨૪૬) છે. તેના સમયના બે લેખ મળ્યા છે. એક માંગારોળનો

છે. તેમાં કર્ણના નામ સિવાય બીજું કંઈ નથી. બીજો ઈડર નજીક ઝિલોડા તાલુકામાં આવેલા મુરલીધર ભગવાનના જૂના મંદિરના મંડપની ભીંતે કાળા પત્થર પર કોતરેલો છે. તેમાં કર્ણદેવ વિશે લખ્યું છે કે તે વેદશાસ્ત્રથી અવિરુદ્ધ વર્તીને પ્રજાનું પાલન કરતો. કર્ણદેવ ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા હતો. વિચારશ્રેણી અનુસાર તેનો મહામાત્ય નાગર બ્રાહ્મણ માધવ હતો. મુસલમાનોને ગુજરાત પર હુમલો કરવા તે તેડી લાવ્યો હતો. તેનો પુરાવો વિચારશ્રેણી, કાન્હડદે પ્રબંધ અને મોઢ બ્રાહ્મણોનું જ્ઞાતિપુરાણ ધર્મારણ્યથી છે. સમકાલીન મુસ્લિમ ઇતિહાસલેખકોએ આ પ્રસંગમાં માધવનું નામ લખ્યું જ નથી, પણ મેરુતુંગ અને જિનપ્રભાસૂરિના પુરાવા અસંદિગ્ધ હોવાથી ગુજરાત ઉપર થયેલા મુસલમાનોના આક્રમણમાં કર્ણથી રિસાયેલા પ્રધાન માધવનો કોઈ હાથ કહેવામાં શંકા રાખવાનું કારણ નથી. પદ્મનાભ કવિએ ચડાઈનું વિસ્તારથી વર્ણન કર્યું છે. તેમાં કહે છે કે માધવની માગણીથી સુલતાને લશ્કરની તૈયારી કરી અને તે ચડી આવ્યો. લૂંટો ચલાવી લોકોને રંજાડયા. છેલ્લે સોમનાથના મંદિર આગળ જીવસટોસટ યુદ્ધ થયું, તેમાં છેવટ સોમનાથનું મંદિર પડયું અને લૂંટાયું. કર્ણ નાસી ગયો પણ એની રાણી પકડાઈ. તેને મુસલમાનો દિલ્હી લઈ ગયા એમ ઝિયાઉદ્દીન બર્ની કહે છે. કર્ણ દેવગઢ રામદેવ રાજા પાસે ગયો. ઈ. સ. ૧૩૩૭માં રચાયેલ 'નાભિનંદનોદ્ધાર' પ્રબંધમાં લખ્યું છે કે અલાઉદ્દીનના પ્રતાપથી કર્ણરાજા હારીને પરદેશ ગયો. ત્યાં રખડી રઝળીને રાંક માણસ પેઠે મરણ પામ્યો. કર્ણની રાણી કૌલાદેવીને અલાઉદ્દીને બેગમ બનાવી. અને તેની પુત્રી દેવળદેવીને દેવગઢથી પકડી મંગાવી અને શાહજાદા ખિજરખાન સાથે પરણાવી એવી વાત પાછળના ફિરસ્તા બદાઉની વગેરે મુસ્લિમ ઇતિહાસ લેખકોએ ખુશરૂના 'દવલરાની ખિજરખાન' નામના ફારસી કાવ્ય પરથી લખી છે. તે સમયના ઇતિહાસ લેખક ઝિયાઉદ્દીન બર્નીએ કૌલાદેવીને બેગમ બનાવ્યાની કે દેવળદેવીને શાહજાદા સાથે પરણાવ્યાની કોઈ

વાત લખી નથી. વળી 'નાભિનંદનોદ્ધાર' પ્રબંધ કે 'કાન્હડદેપ્રબંધમાં' પણ આવું કંઈ સૂચન નથી. એ જોતાં મુસ્લિમ કવિની આ કલ્પના છે એમ સ્વ. રામલાલ ચુનીલાલ મોદીનું માનવું છે. કર્ણને બીજી બે રાણીઓ હતી. તેના પુત્રો સારંગદેવ અને વરસંગદેવ હતા. તેમણે બાદશાહ પાસેથી પાંચસો ગામ લીધાં તેવી ભાટોની દંતકથા પાછળથી વાઘેલા ગરાસિયાને કર્ણના વંશના ઠરાવવા માટે ઉપજાવેલી છે. સુલતાન અલાઉદ્દીનના સરદાર ઉલુઘખાનને હાથે કર્ણ વાઘેલાની હાર થઈ અને ગુજરાતના રજપૂત સામ્રાજ્યનો ઈ. સ. ૧૩૦૦ (વિ. સં. ૧૩૫૦) માં નાશ થયો. મૂળરાજ, કર્ણદેવ ૧લો, સિદ્ધરાજ એ કુમારપાળ જેવા પરાક્રમી રાજાઓના રાજ્યકાળમાં સામ્રાજ્યનો ઘણો વિકાસ થયો હતો અને ગુજરાતનાં શહેરોની સમૃદ્ધિ શિખરે પહોંચી હતી.

ગુજરાતનો મોટો ભાગ અણહિલપુર પાટણ રચપાયા પહેલાં જ વસેલો હતો. સુરત, ભરૂચ અને સૌરાષ્ટ્રમાં વસતા લોકો પૈસે ટકે સુખી હતા. ઈ. સ. ૧૩૩૭ (વિ. સં. ૧૩૯૩)માં કક્કસૂરિએ તેના 'નાભિનંદનોદ્ધારપ્રબંધ'માં લખ્યું છે

**૧૬. સોલંકી સમયમાં સમાજવ્યવસ્થા**

કે ગુજરાતની ભૂમિ સર્વપ્રકારનાં ધાન્ય ઉત્પન્ન કરવામાં સમર્થ છે. પૃથ્વીમાં જેટલાં ફળફૂલનાં ઝાડ થાય છે, તે બધાં ગુજરાતમાં થાય છે. ગુજરાતના વતનીઓ ઘણાં બંદરોમાં વેપાર ખેડે છે અને અઢળક ધન મેળવે છે. મુસાફરોને પરબો, કુવા, સરોવરો અને અન્નસત્રોને કારણે ભાથુંપાણી રાખવાં પડતાં નથી. શત્રુંજય, ગિરનાર, સોમનાથ, બ્રહ્મસ્થાન, સૂર્યનું સ્થાન (મોઢેરા) વગેરે તીર્થો છે. રંગીન ઊંચી જાતનાં વણાટવાળાં કપડાં લોકો પહેરે છે. વિવેકબૃહસ્પતિ કહે છે કે લોકોના ઉપકાર, મીઠા બોલ અને સદાચારથી પંડિતો ખુશ થતા. અણહિલપુર, ખંભાત વગેરે અસંખ્ય શહેરો સ્વર્ગનાં શહેર જેવાં છે. ગામડાના લોકો બળદગાડીઓની હોડ કરતા અને ક્ષત્રિયો ઘોડેસવારીની શરત મારતા.

દ્યુત, દારૂ અને વેશ્યાઓની વિલાસમયતાનાં ઘણાં ચિન્હ પ્રબંધોમાં મળે છે. નવરાત્રિ જેવા ગુજરાતના મોટા તહેવારોનો ઉલ્લેખ દ્વયાશ્રયમાં મળે છે.

સોલંકી સમયમાં ગ્રામપંચાયત તથા મહાજનવ્યવસ્થા બાદ કરતાં પ્રજામતનું રાજ્યવ્યવસ્થામાં કંઈ પણ સ્થાન હોય એમ લાગતું નથી. રાજા જ સર્વસત્તાધીશ અને એના અધિકારીઓ મારફત બધી રાજ્યવ્યવસ્થા જાતે કરે એ સ્થિતિ હતી.[૧૮] મહેસૂલી વ્યવસ્થાઓ, મંડળ, વિષય, આહાર વગેરે વિભાગો જૂના સમય પ્રમાણેના હતા. રાજદરબારમાં પુરોહિત, મંત્રી, વિદ્વાન કે કવિ તરીકે બ્રાહ્મણોનું સન્માન થતું.

ચાર વર્ણની વ્યવસ્થા ચાલુ હતી, છતાં નવી જ્ઞાતિવ્યવસ્થા જોરમાં હતી. બ્રાહ્મણો ઈતર વર્ણની કન્યા પરણી શકતા એટલે અંદરોઅંદર લડી વ્યવહારની દિવાલો ઊભી થઈ હતી. બ્રાહ્મણ વાણિયાની અનેક જ્ઞાતિઓમાં નામ તે સમયના ઉત્કીર્ણ લેખોમાં તથા પ્રબંધોમાં મળે મળે છે. શિલ્પ અને સ્થાપત્યને ગુજરાતના રાજાઓ, મંત્રીઓ અને શ્રીમંત વેપારીઓએ ઘણું ઉત્તેજન આપ્યું હતું. વારસાહકના, લેવડદેવડના કે મારામારીના ઝગડાઓના ચુકાદા ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના ગ્રંથો પ્રમાણે ધર્માધિકરણ (ન્યાયમંદિર)ના પંડિતો કરતા હશે, અને નાના ગામમાં ગ્રામપંચો પતાવતા હશે. સુવર્ણનો તથા રૂપાનો નાણાં તરીકે ઉપયોગ થતો એવા ઉલ્લેખો મળે છે.

પાટણ શહેર ભવ્ય શહેર હોવાના પુરાવા પ્રબંધોમાંથી મળે છે. જૂના પાટણના માત્ર બે અવશેષો. રાણીની વાવનો ખાડો અને સહસ્રલિંગ સરોવરની જગ્યા એ બે દેખાય છે. કર્નલ ટૉડે વેસ્ટર્ન ઇન્ડિયામાં કોઈ પ્રબંધમાંથી પાટણનું વર્ણન ઉમેર્યું છે—'અણહિલપુર

૧૮. દુ. કે. શાસ્ત્રી—મધ્યકાલીન રજપૂત ઇતિહાસ. પૃ. ૫૮.

નો ઘેરાવો બાર ગાઉનો છે. એમાં ૮૪ ચોક અને ૮૪ બજાર છે. સોના તથા રૂપાના સિક્કા પાડવાની ટંકશાળો છે. દરેક જાતિનો જુદો મહોલ્લો છે. એક શરાફોનું ચૌટું છે, એક સુવાસિત તેલો અને કેળાનું ચૌટું છે. એક વૈદ્યોનું, એક કારીગરોનું, એક સોનીઓનું, એક રૂપાના ઘાટ ઘડનારનું બજાર છે. ઉત્તર દિશાના સહસ્રલિંગ સરોવર પર દશાવતાર અને બીજાં દેવદેવીઓનાં મંદિર તીર્થો તરીકે ઓળખાતાં એવું સરસ્વતીપુરાણમાં લખ્યું છે. દક્ષિણનો ઊંચો કીર્તિસ્તંભ અને શહેરને ફરતો કાકરાવાળો ઊંચો કોટ તથા રાણીની વાવ પ્રસિદ્ધ હતાં. રાજમહેલનો મુખ્ય ભાગ ઘણું કરી સાત માળનો આરસનો બનેલો હશે. દિવાલો ઉપર ચિત્રો અને થાંભલા ઉપર પૂતળીઓ વગેરેની શોભા તો હોવી જ જોઈએ. મોહરાજપરાજયમાં કહ્યું છે કે ઉત્સવ પ્રસંગે રસ્તાઓ પર પાણી છંટાતું. દુકાનો મોતીનાં તોરણો, ધજાઓ, પતાકાઓ વગેરેથી શણગારતી. ઠેકાણેઠેકાણે સુવર્ણ કળશો મૂકવામાં આવતા. અમુક ખાસ સ્થળોએ માંચડાઓ ઉપર વેશ્યાઓ નાચ કરતી. રાજમાર્ગ પર હાથી પર બેઠેલા રાજાની સવારી પણ નીકળતી.

ભારતમાં શિલ્પ અને સ્થાપત્યની કારીગીરી જગપ્રસિદ્ધ છે. ઇમારતોમાં ત્રણ પ્રથમ સ્થાને ગણી શકાય. (૧) ગુજરાતમાં આવેલાં જૈન મંદિરો, (૨) મૈસૂરમાં આવેલાં બેલુર અને હોલીવુડનાં હિંદુ મંદિરો, (૩) આગ્રાનો તાજમહાલ. મૂર્તિઓનાં શિલ્પમાં મૈસૂરનાં મંદિરો ચઢે છે, પરંતુ એ કાળા પથ્થરોનાં છે. મૂર્તિઓ અને ફૂલવેલની આકૃતિઓમાં ગુજરાતનાં મંદિરો ચઢે. સફેદ આરસમાં હોવાને લીધે એની મનોહરતામાં વધારો થયો છે.[૧૯] સુંદરતા સફેદ આરસને લીધે છે. તેનો ઘુમટ જુદો તરી આવે છે. આબુના મંદિરોનો કોઈ અલંકાર અસ્થાને નથી. શિલ્પ સ્થાપત્ય એ માણસની સંસ્કૃતિઓનું

---

૧૯. ર. ભી. જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. પૃ. ૧૨૧.

પથ્થરમાં કોતરેલું પુસ્તક છે. સંસ્કૃતિનાં મહત્ત્વનાં અંગોમાંનું આ એક મહત્ત્વનું અંગ છે.

**૧૭. ગુજરાતમાં દિલ્હી સુલતાનોનો અમલ**

ગુજરાતમાં ઈ. સ. ૧૨૯૮માં રજપૂત રાજ્યનો મુસલમાનોની જીતથી અંત આવ્યો. દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખિલજીએ ઈ. સ ૧૨૯૮ માં ઉલુઘખાનને કર્ણની સાથે યુદ્ધ કરવા મોકલ્યો હતો. કાફુર ખિલજી સલ્તનતનો સૂબો ઈ. સ. ૧૩૦૦માં થયો. દિલ્હી સુલતાન અલાઉદ્દીને નીમેલો સુબો અલપખાન (મલેક ખંજર) ગુજરાતનો પહેલો નાઝિમ (સુબો) હતો. તેની પાટણમાં બંધાવેલી ખદીના મસ્જિદ આલિશાન ઈમારત છે. પેટલાદની મસ્જિદમાં ઈ. સ. ૧૩૧૩નો એક લેખ છે. ઈ. સ. ૧૩૦૯માં અલપખાને ગોહીલવાડ તથા પાયતખ્ત સોજકપુર અને રાણપુર જીતી લીધાં. અલપખાને ગુજરાતમાં ઈ. સ. ૧૩૧૬ સુધી એટલે કે ૧૬ વરસ હકૂમત કરી. તેને દગાબાજીથી મલેક-કાફૂરે દિલ્હી બોલાવી મારી નાખ્યો. તેના મરણ પછી કુતબુદ્દીન મુબારકશાહે (અલાઉદ્દીનની ગાદીએ બેસનાર) કાફૂરે મોકલેલ કમાલુદ્દીન ગુર્ગ નામના નાઝિમથી ગુજરાતનાં તોફાનો ન શમતાં તેના તેના સસરા મલેકદીનારને ઝફરખાનનો ખિતાબ આપી ઈ. સ. ૧૩૧૮માં ગુજરાતના નાઝિમ તરીકે નીમ્યો,[૨૦] પણ ખુસરૌ-ખાને દિલ્હીમાં કાવતરું કરી તેની કતલ કરાવી. તે પછી ખુસરૌખાને પોતાના સાવકા ભાઈ મલેક હુસ્સામુદ્દીનને ઈ. સ. ૧૩૧૯મા ગુજરાતમાં નાઝિમ બનાવી મોકલ્યો. મલેક હુસ્સામુદ્દીન બળવો કરવા તૈયાર થયો હતો. એટલે મુસલમાન ફોજી અમલદારોએ ગિરફતાર કરી દિલ્હી રવાના કર્યો. તેના પછી મલેક વહીદુદ્દીન અકલ મુક્ક ઈ. સ. ૧૩૨૦માં

૨૦. પ્રો. મૌલાના નદવી—અનુવાદક ડૉ. છોટુભાઈ નાયક—ગુજરાતનો ઇતિહાસ. ભાગ રજો પૃ. ૫૮.

ગુજરાતનો નાઝિમ થયો. ઈ. સ. ૧૩૧૪માં ખુસરૌખાને ગુજરાતનું નાઝિમપદ પોતાના નામે કરાવ્યું. ખુસરૌખાન પાટણનો હિંદુ ન્યાતે બટવાર (ભરવાડ) હતો. માળવાની લડાઈમાંથી કેદી તરીકે તેને લઈ જવામાં આવ્યો હતો. તેણે ઘણાં કામો કર્યાં હતાં એટલે તેને ખુસરૌખાનનો ખિતાબ આપવામાં આવ્યો હતો. સુલતાનનું અવસાન અને ખુસરૌખાનનો રાજ્યાભિષેક જાણે કે એક જ દિવસે થયો અને એજ રીતે ખુસરૌખાનનું અવસાન અને મોહમ્મદ તગલકની તખ્ત-નશીનીની પણ જાણે એજ તારીખ હતી. ગિયાસુદ્દીન તગલક, રજબ અને અબૂબક એ ત્રણ ભાઈ ખુરાસાનથી દિલ્હી આવ્યા. એ સમય અલાઉદ્દીન ખલજીનો હતો. ગિયાસુદ્દીન ઈ. સ. ૧૩૨૦માં દિલ્હીની ગાદી ઉપર બિરાજમાન થયો. ગિયાસુદ્દીને ખુસરૌખાન પછી મલેક તાજુદ્દીન તુર્કને ઈ.સ. ૧૩૨૦માં ગુજરાતમાં નાઝિમ તરીકે મોકલ્યો હતો. તેને કાયમ રાખ્યો. મૌહમ્મદશાહ તગલક ઈ.સ. ૧૩૨૪માં પિતાના અવસાન બાદ તખ્ત ઉપર બિરાજમાન થયો. વિદ્વતામાં તે ઊંચો દરજ્જો ધરાવતો હતો. ફિલસુફી અને તર્કશાસ્ત્રનો તેને અતિશોખ હતો. પાયતખ્ત દિલ્હીથી દૌલતાબાદ બદલવાથી શાહી ખજાના ઉપર ખર્ચનો બોજો વિશેષ પડયો.[૨૧] ઈ.સ. ૧૩૨૪માં મલેક મોહમ્મદ શરફુલમુલ્ક અલપખાનને ગુજરાતનો નાઝિમ બનાવવામાં આવ્યો. તેના સમયમાં પાલનપુરમાં આવેલ પાલણ ગામમાં સફેદ પથ્થરની એક જામે મસ્જિદ તૈયાર કરવામાં આવી હતી. તે બે મજલાની માંગરોળની જામે મસ્જિદ જેવી હતી. તેની જ સાથે માંગરોળનો કિલ્લો બાંધવામાં આવ્યો હતો. તે ઉપરનો શિલાલેખ બરાબર ઉકેલાતો નથી. ઈ. સ. ૧૩૪૪માં શેખ મુઈઝુદ્દીનની ગુજરાતના નાઝિમ તરીકે નિમણૂંક કરવામાં આવી હતી. દિલ્હીથી દૌલતાબાદ પાયતખ્ત બદલતી વેળાએ ગુજરાતમાં અંધેર ફેલાયું.

૨૧. પ્રો. મૌલાના નદવી—અનુવાદક ડૉ. છોટુભાઈ નાયક—ગુજરાતનો ઇતિહાસ. ભાગ ૨જો પૃ. ૧૦૩.

અબાવાખોરોએ મક્કમતાથી લડાઈ કરી પણ છેવટે તેમને નાસી જવું પડયું. ઈ. સ. ૧૩૪૫માં નિઝામુલમુલ્કને નાઝિમ તરીકે નીમવામાં આવ્યો, તેની વ્યવસ્થા કરવાની કાબેલિયતને કારણે તે લાંબા સમય સુધી (ઈ. સ. ૧૩૬૨ સુધી) ટકયો. ઈ. સ. ૧૩૫૧માં મોહમ્મદ તગલકના અવસાનના ત્રીજે દિવસે શાહજાદા ફીરોજ સલ્તનતના તખ્ત ઉપર બેઠો. તેણે લશ્કરી ખોરાક ન મોકલવાને કારણે નિઝામુલમુલ્કને બરતરફ કર્યો. તેણે કુરાનની રીત પ્રમાણે ઈ. સ. ૧૩૬૨માં ઝફરખાનને ગુજરાતનો નાઝિમ બનાવ્યો. ઈ. સ. ૧૩૬૯માં ઝફરખાનના અવસાનને કારણે તેના પુત્ર દરિયાખાન (ઝફરખાન બીજો)ને ઈ. સ. ૧૩૬૯માં નાઝિમ બનાવ્યો. ઈ. સ. ૧૩૭૯માં શમ્મુદ્દીન દામગાની નાઝિમ થયો અને ૧૩૮૦માં મલેક મુફરહ સુલતાન નાઝિમ થયો. ઈ. સ ૧૩૮૯માં મલેક યાકુબ સિકંદરખાન નાઝિમ થયો. ઈ. સ. ૧૩૮૮માં ગિયાસુદ્દીન બિન ફતેહખાન બીન ફિરોઝિયા દિલ્હીની ગાદીએ આવ્યો. ઈ. સ. ૧૩૮૮માં જ સુલતાન અબૂ ઈકસન ઝફરખાન તગલકખાન ફિરોજશાહે તેને મારી નાખ્યો અને તે ગાદીએ આવ્યો. ઈ. સ. ૧૩૮૯માં મોહમ્મદશાહ બીન ફીરોજશાહ તગલક ગાદીએ આવ્યો. ઈ. સ. ૧૩૯૦માં ઝફરખાન ગુજરાતનો નાઝિમ થયો. ઈ. સ ૧૩૯૩માં સિકંદરશાહ તગલક તખ્તનશીન થયો. સુલતાન નાસિરૂદીન પણ ઈ. સ. ૧૩૯૩માં તખ્તનશીન થયો. હુસનશાહ થોડા માસ દિલ્હીની ગાદીએ બેઠો લાગે છે. તેનો એક સિક્કો મળ્યો છે. અમીર તૈમુર ગુરૂઆની ઈ. સ. ૧૩૯૮માં સિંધુ ઓળંગી સુલતાન થઈ દિલ્હી આવ્યો. તે સમયનો દિલ્હીનો બાદશાહ મુહમદ તગલક મદદ માટે ગુજરાતમાં ઝફરખાન પાસે આવ્યો. તેણે મુહમદની મહેમાનગીરી કરી, પરંતુ અમીર તૈમુરની વિરુદ્ધ મદદ કરવાની ના પાડી. મુહમદ નિરાશ થઈ દિલ્હી ગયો. ઘણા સુબાઓ સ્વતંત્ર થયા. તે સમયે ઝફરખાનના હાથમાં ગુજરાતની ખુદમુખત્યાર હકૂમત આવી. તેના પુત્ર

તાતારખાનને મહમદશાહ નામથી સ્વતંત્ર સુલતાન બનાવ્યો. તેને કોઈએ ઝેર આપી મારી નાખ્યો.

ઝફરખાન મુજફ્ફરશાહ નામ ધારણ કરી આશાવલ રાજધાની બનાવી ગુજરાતની ગાદીએ બેઠો. તેના પૌત્ર અહમદે તેને પોતાના પિતાના મૃત્યુનું વેર લેવા કેદ કર્યો અને ઝેર આપી ઈ. સ. ૧૪૧૦માં મારી નાખ્યો. તેણે સાબરમતીને કિનારે અમદાવાદ શહેર વસાવ્યું.

### ૧૮. ગુજરાતના સ્વતંત્ર સુલતાનો

ઈ. સ. ૧૪૧૪માં તેણે ભદ્ર પાસે અહમદશાહ મસ્જીદ બંધાવી. ફિરિસ્તા કહે છે કે શહેરની દિવાલોનું બાંધકામ ઈ. સ. ૧૪૮૭માં પુરું થયું હતું. ભદ્ર, શાહપુર, દિલ્હી, દરિયાપુર, ખાનપુર અને રાયપુર મુખ્ય દરવાજા હતા. તેના સિક્કાઓ અહમદનગર (હિંમતનગર)માં પડાયા હતા. અહમદશાહની આખી જિંદગી લડાઈઓ લડવામાં પૂરી થઈ. પડોશી મોટાં રાજ્યો સાથેના ઝગડા અને બધાએ ભેગા મળીને અહમદશાહને ઉથલાવી નાખવાના કરેલા પ્રયત્નો છતાં પણ ગુજરાત ઉપર બહારની એક પણ ચડાઈ આવી શકી નથી. જુનું પાટનગર અને નવું પાટનગર અમદાવાદ એ બંનેના દરવાજા સુધી એક પણ શત્રુ આવી શક્યો નથી. અહમદશાહનો વિજય તેની લશ્કરી વ્યવસ્થાને આભારી છે.[૨૨] અહમદશાહના અમલમાં અમદાવાદમાં ગુજરાતની પહેલી ટંકશાળ એ એક મહત્ત્વની ઐતિહાસિક બીના ગણી શકાય. અહમદના સિક્કા ઉપર આગલી બાજુ 'અહમદશાહ અસ્સુલતાન' એવા શબ્દો છે. અને પાછળની બાજૂ એવા શબ્દો છે જેનો અર્થ 'દુનિયા તથા દીનનો પાલક, ફતેહનો પિતા તે સુલતાન અહમદશાહ' એવો થાય છે.

અહમદ પહેલા પછી તેનો પુત્ર મુહમદશાહ બીજો ઈ. સ.

૨૨. ૨. ભી. જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. પૃ. ૩૪૪.

૧૪૪૨માં ગાદીએ આવ્યો. સરખેજમાં પીરાણાના ઇમામશાહી સંપ્રદાયને કારણે તેણે મસ્જિદ બંધાવી. પીરાણામાં દેવમંદિરો છે. બાહિયા, સાતીયા અને પંચીઆ એવા મોટા પંથો વખત જતાં પડી ગયા. મુહમદશાહનું અમદાવાદમાં ઈ. સ. ૧૪૫૧માં ૨૮ વર્ષની ઉંમરે મૃત્યુ થયું. તેના પછી તેનો પુત્ર કુતુબશાહ ગાદીએ આવ્યો. તેણે કાંકરિયા તળાવ બંધાવ્યું. તે ચિતોડના રાણા કુંભા ઉપર ચડાઈ કરવા ગયો હતો, તે સમયે મીરાંબાઈ (કુંભાની રાણી) સ્ત્રી કવિ (ગુજરાતની પ્રસિદ્ધ કવયિત્રી) હયાત હતી. ઉસમાનપુરામાં તેણે જે મસ્જિદ બંધાવી હતી, તે ઈ. સ. ૧૪૪૯ની કુતુબુદ્દીનશાહની મસ્જિદ હતી. તેના મરણ પછી ઈ. સ. ૧૪૫૮માં મહમદ બેગડો ગાદીએ આવ્યો.

મહમૂદ બેગડાએ ઈ. સ. ૧૪૬૭માં જૂનાગઢ પર ચડાઈ કરી અને ત્યાંના રાજા રા'માંડલિકને હરાવ્યો અને ત્યાં તેના પુત્રને જાગીરદાર બનાવ્યો. મુસ્તફા શહેર પણ ત્યાં વસાવ્યું. ઈ. સ. ૧૪૮૨માં ચાંપાનેરના પતાઈ રાવલને હરાવી પાવાગઢનો પ્રખ્યાત ગઢ જીત્યો એટલે તે બેગડો (બે ગઢ જીતનાર) કહેવાય છે. કાલિકા માતાનું મંદિર ઊંચી ટોચે આવેલું છે. નવલખા કોઠાર અને બીજા અવશેષો હજી જોવા મળે છે. જૌહરથી રજપૂતો મરી ગયા હતા અને કેટલાકને મુસલમાન બનાવવામાં આવ્યા હતા. ના પાડનારને મારી નાંખવામાં આવ્યા હતા. મહમૂદ બેગડાની ચાંપાનેરની જામી મસ્જિદ પ્રસિદ્ધ છે. વાત્રકને કાંઠે તેણે મહેમદાવાદ શહેર વસાવ્યું હતું તેણે રાજવહીવટ માટે ગુજરાતના પાંચ વિભાગો પાડયા હતા. (૧) સોરઠ (૨) ગોધરા, (૩) દ્વારકા, (૪) અમદાવાદ, (૫) જૂનાગઢ. તેના સમયમાં લૂંટારાઓનો ભય નહોતો. વેપાર સારો ચાલતો હતો અને મહેસૂલ ઠરાવેલું લેવામાં આવતું. તેના સમયમાં સરખેજના તળાવ પર મહેલ બાંધવામાં આવ્યો હતો. ત્યાં એક રોજો બંધાવ્યો હતો. તેમાં તેની બેગમ રાજબાઈને તથા દીકરા મુજફ્ફર બીજાને દાટવામાં આવ્યો હતો. રાણી રૂપમંજરીને

અમદાવાદના માણેકચોકમાં દાટવામાં આવી હતી, જેના ઉપર કબર અને રોજો બંધાવ્યાં, તે રાણીના હજીરા તરીકે ઓળખાય છે. રૂપમતીની મસ્જીદ મિરજાપુરમાં છે. અસારવાની દાદાહરિની વાવ, દરિયાખાનનો ઘૂમટ વગેરે તેના સમયનાં છે. પોર્ટુગીઝો તેના સમયમાં આવ્યા હતા.

ઈ. સ. ૧૫૧૧માં મહમદ બેગડાનો પુત્ર મુજફ્ફરશાહ ગાદીએ આવ્યો. તે ગુજરાતના સુલતાનોમાં સર્વથી વધારે વિદ્યા સંપાદન કરનાર હતો. ઊંચા સંસ્કારના એક લક્ષણ તરીકે એનામાં વધારે પડતી દયા હતી. એથી રાજ્યને નુકસાન એ થયું કે અમીરો સત્તાશીલ થઈ ગયા અને અવ્યવસ્થા વધી. ગુજરાતમાં એ અજાતશત્રુ જેવો હતો. તે ધાર્મિક હતો. તેને કુમારપાલ સાથે સરખાવી શકાય. તેને આઠ પુત્ર અને બે પુત્રીઓ હતી. ઈ. સ. ૧૫૨૬માં સુલતાન સિકંદર અને મહમૂદ બીજો ગાદીએ આવ્યા. સિકંદરે બે માસ ૧૬ દિવસ રાજ્ય કર્યું. તેનું ખૂન કરવામાં આવ્યું એટલે તેના પછી મુઝફ્ફરના પાંચ વર્ષના પુત્રને 'મહમૂદ બીજો' નામ ધારણ કરાવી ગાદીએ બેસાડવામાં આવ્યો. તેને કાઢી મૂકી ઈ. સ. ૧૫૨૬માં બહાદુરશાહ ગાદીએ આવ્યો. તે દક્ષિણમાં ઈ. સ. ૧૫૨૮માં અહમદનગર સાથેના યુદ્ધમાં ગયો. ભરૂચનો કિલ્લો તેણે બંધાવ્યો હતો. પોર્ટુગીઝો સૌરાષ્ટ્રમાં પગપેસારો કરી દીવ લેવા તજવીજ કરતા હતા, એટલે બહાદુરશાહ ખંભાત, દીવ અને ઘોઘામાં રહેતો. પોર્ટુગલ રાજાની ઇચ્છા પ્રમાણે સુલતાન મુઝફ્ફરશાહના દરબારમાં તેના એલચીએ આવીને દીવમાં કિલ્લો બાંધવાની પરવાનગી માગી હતી, પરંતુ કંઈ વળ્યું નહોતું. આ કારણે પોર્ટુગીઝોનો ભય ઊભો થયો હતો. ચિતોડની ચડાઈને લીધે આ સમયમાં દિલ્હીના બાદશાહ હુમાયુએ ઈ. સ. ૧૫૩૫માં ગુજરાતનો કબજો લીધો, પરંતુ શેરશાહના બળવાને કારણે તે જતો રહ્યો. પોર્ટુગીઝોએ બાદશાહનું ઈ. સ. ૧૫૩૭માં ખૂન કર્યું હતું એમ કહેવાય છે. આ સમયે પોર્ટુગીઝોએ દીવ લઈ લીધું હતું.

મહમૂદ ત્રીજો ઈ. સ. ૧૫૩૮માં સુલતાન થયો. તેણે રજપૂતોની જાગીરો જપ્ત કરવા માંડી હતી એટલે રજપૂતો બહારવટે નીકળી હીટકાર કરતા. આ સુલતાનના સમયમાં હિંદુઓના ઉત્સવો બંધ થયા અને બીજા જુલમો પણ તેમના પર ગુજારવામાં આવતા હતા. તેના સમયમાં પોર્ટુગીઝો સાથેનો સંઘર્ષ ચાલુ હતો, તેમાં ગુજરાત હાર્યું અને પોર્ટુગીઝોના ઇતિહાસમાં આ મહત્વની જીતથી એમની આબરૂ યુરોપમાં વધી.[૨૩] તે કારણે ગોવામાં ઉત્સવ ઉજવાયો હતો. મહમૂદ ત્રીજાને ઈ. સ. ૧૫૫૪ માં બુરહાન નામના નોકરે ખંજર મારી મારી નાખ્યો. તેના મરણ પછી ગુજરાતનું ગૌરવ તૂટયું. તે વારસ મૂકી ગયો નહોતો એટલે તેના સગા કિશોર અહમદખાનને અમીરોએ ઈ. સ. ૧૫૫૪ માં ગાદીએ બેસાડયો. તે બાલરાજા હતો તેને અહમદશાહ નામ ધારણ કરાવી ગાદીએ બેસાડયો હતો. તેના સિક્કાઓ મળે છે. હિજરી સન ૯૬૧-૨ માં તેનું ખૂન થયું. તેને માણેકચોકમાં અહમદશાહના રોજામાં દફન કરવામાં આવ્યો. અહમદશાહનું ખૂન કરાવનાર ઇતિમખાને નથુ નામના યુવાનને મુજફ્ફરશાહ ત્રીજો નામ ધારણ કરાવી અહમદ ત્રીજાનો પુત્ર છે એમ કહી ગાદીએ બેસાડયો. બીજા અમીરો અદેખાઈથી જુદા જુદા ભાગો કબજે કરી સ્વતંત્ર થયા. તબકતે અકબરીનો લેખક ખ્વાજા નિઝામુદ્દીન અહમદ ગુજરાતનો બક્ષી હોવાથી અને અકબરના સમયની મુઝફર સાથેની લડાઇઓમાં પોતે ભાગ લીધેલો હોવાથી સ્પષ્ટ અને ગૂંચવણ વિનાનું લખાણ કરે છે તે નોંધપાત્ર છે[૨૪] ઇતિમાદખાનની અકબરે ગુજરાતના સૂબા તરીકે નિમણૂક કરી. ભરૂચના ચંગીઝખાને ઇતિમાદખાનને નસાડી ગુજરાતની સત્તા લીધી. તેનું ખૂન જુઝારખાન હબસીએ કર્યું. ગુજરાતની સ્થિતિ બગડતાં ઇતિમાદખાનના આમંત્રણથી

૨૩. ર. ભી. જોટ—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ પૃ. ૮૫૮.
૨૪. એજન. પૃ. ૯૧૩.

અકબર ગુજરાત પર ચઢી આવ્યો. ગુજરાતના સુલતાનોનો આ વખતે અંત આવ્યો. મુજફ્ફરશાહ ગુજરાત પાછું મેળવવા તેના સાથીઓની મદદથી પ્રયત્ન કરતો હતો, તેને કચ્છમાં મુગલ લશ્કરે પકડયો. તે લશ્કર પાછું ફરતું હતું, તે વખતે ધ્રોળ મુકામે હાજત જવાનું બહાનું કાઢી ઝાડ પાછળ જઈ લેંઘામાં છુપાવેલો અસ્ત્રો કાઢી મુજફ્ફરશાહે ગળું કાપી આપઘાત કર્યો[૨૫] દિલ્હીના બાદશાહની સત્તા નીચે ગુજરાત ફરી આવી ગયું.

ગુજરાતની ભૂમિ ઉપર પ્રાગૈતિહાસિક સમયથી અનેક મિશ્રણો અને અનેક ફેરફાર સાથે બંધાઈને સજ્જ થયેલા સમાજ ઉપર મુસલમાનોનો અમલ આવ્યો ત્યાં સુધીના સામાજિક બંધારણ પર દષ્ટિપાત કરવો જરૂરી છે.

## ૧૯. મુસ્લિમ શાસનકાલનો સમાજ અને તે સમયનું સ્થાપત્ય

પ્રાચીન સાહિત્ય એટલે કે વૈદિક સાહિત્યમાં જે ક્ષતિઓનું વર્ણન કરાયું છે અને આપણાં પુરાણોએ જેને ટેકો આપ્યો છે તેનું આજના સમયમાં થયેલું અદ્ભુત મિશ્રણ મોહેંજોદડોની શોધ પછી વૈદિક સમયના વિદ્વાનો પહેલા માનતા હતા તેના કરતાં વધારે પ્રાચીન ઠરે છે.[૨૬] મહાભારત યુદ્ધ પછી મિશ્રણ એવું અદ્ભુત થયું કે આર્ય શબ્દ વિજયને કારણે ઉત્તમ ગુણોનો વાચક બન્યો અને અસુર તથા અનાર્ય અધમ ગુણોના વાચક થઈ ગાળરૂપે વપરાવા લાગ્યા. અસુર અને દ્રાવિડોના રીતરિવાજ આર્યોમાં એવા પેસી ગયા કે જે ઓળખવા પણ મુશ્કેલ થઈ પડે તેમ છે. દ્રાવિડોની મૂર્તિપૂજાને આર્યોએ પાછળથી ગ્રહણ કરી છે કારણ કે પહેલાં તો આર્યો યજ્ઞથી

---

૨૫. ર. ભી. જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. પૃ. ૧૦૨૯.

૨૬. એજન. પૃ. ૧૯૮–૮૯.

પૂજા કરતા. અસુરોની સાથે રહી નાગોએ મુખ્ય ભાગ ભજવેલો અને છેવટે આર્યોનો વિજય થયો હતો. આ પ્રથમ જાતિઓના મિશ્રણની સફળતા હતી.

પૌરાણિક સમયમાં આર્ય, અસુર અને નાગજાતિ મિશ્ર થઈ અને બ્રાહ્મણોની ચાતુર્વર્ણ્યમાં સમાઈ ગઈ. નવી જાતિઓ ભરતખંડમાં આવતી હતી. યવનો, શકો, કુષાણો, હૂણો, ગુર્જરો વગેરે પરદેશીઓ આ દેશમાં આવ્યા. વૈદિક ધર્મની સામે ભગવાન બુદ્ધે અને ભગવાન મહાવીરે પોતાના દયાધર્મનો પ્રચાર શરૂ કરી દીધો હતો, તેથી બધી જાતિઓ આર્યોમાં ભળી ગઈ. બૌદ્ધ ધર્મના ઘણા સિદ્ધાંતો બ્રાહ્મણધર્મે ગ્રહણ કર્યા. હાલની જાતિઓમાં તે જાતિઓ ન ઓળખાય એવી થઈ ગઈ છે. પ્રાચીન જાતિઓનાં નામનિશાન મળતાં નથી. નવાં નામ અને નવી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ પુષ્કળ થઈ. સહિષ્ણુતા એ આપણો મોટામાં મોટો સદ્‌ગુણ છે. વધુ પેટાજ્ઞાતિઓને કારણે સહકાર બંધ થતો ગયો. આપણા સમાજના બંધારણનો વિચાર કરવા જેવો છે. છેલ્લા મિશ્રણ પછી આપણે પરદેશીઓનો સામનો ન કરી શક્યા અને અંદરોઅંદરના અસહકારની મનોદશાથી થયેલી ઉદાસીનતા અને કુસંપ પણ વધુ જ્ઞાતિઓનું કારણ હોય. પરદેશી જાતિઓ આવ્યા પછી અનુલોમ તથા પ્રતિલોમ લગ્ન થવા લાગ્યા. તે કારણે જ્ઞાતિઓના નવા વાડા થવા લાગ્યા.

નાગરો પોતાને ગુજરાતના સર્વથી ઊંચા અને સુધરેલા બ્રાહ્મણો કહે છે. નગર–વડનગર ઉપરથી નાગરોની જ્ઞાતિ થઈ એમ સામાન્ય રીતે મનાય છે. નાગરોની ઉત્પત્તિ માટે સ્કંદપુરાણમાં એક મોટો નાગરખંડ દાખલ કરાયેલો છે. રજપૂત જાતિ શંક અથવા તાક નામે ઓળખાતી. રાજસત્તાવાળા જાતિઓને રજપૂત નામ અપાયું છે. તક્ષ અથવા તાક નામની જાતિ નાગ જાતિમાંથી થયેલી છે અને

એમનું વતન પંજાબ અને દક્ષિણ કાસ્મીરમાં હતું તેથી એ ભાગને નક્ક દેશ કહેતાં હતા.૨૭

ગુજરાતના બ્રાહ્મણોમાં ભૌગોલિક નામ ન હોય એવા મુખ્ય ઔદિચ્યોને। ઇતિહાસ પ્રસિદ્ધ છે. ભોજક અને ગુગની બ્રાહ્મણોના ઇતિહાસ પણ રસપ્રદ છે. કાયરથો પ્રાચીન યુગમાં લહિયાનો ધંધો કરતા હતા. ક્ષત્રિયોની એ મુખ્ય જ્ઞાતિ પોતાને બ્રહ્મક્ષત્રિય કહે છે. લડાયક જાતિ તરીકે ક્ષત્રિયો આજે ગુજરાતમાં દેખાતા નથી. કેટલાક બ્રહ્મક્ષત્રિયો જે સામાન્ય રીતે ખત્રી કહેવાય છે, તેમની 'હસ્તી ગુજરાત કાઠિયાવાડમાં મોટી છે. ગુજરાતના રજપૂતોને રાજસ્થાનના રજપૂતોની સાથે ગણવા જોઇએ. રજપૂતો સૂર્ય અગર ચન્દ્રવંશ સાથે અને તેથી રામ અને કૃષ્ણ સાથે પોતાનો સંબંધ જોડે છે.૨૮ ભાટી અને રાઠોડ રજપૂતોમાંથી થયા લાગે છે. આહીર, મેર તથા કાઠી વગેરેનાં મૂળ વિષે ભિન્ન ભિન્ન મતો છે. કાઠિયાવાડના બાબરિયાવાડને મૂલસ્થાન ગણનાર બાબરિયા જાતિનું મુંબઈ ગેઝેટિયરમાં વર્ણન થયું છે. રબારીઓને બાબરિયા, કાઠી, આહીર સાથે સંબંધ છે. ગુજરાતમાં સામાન્ય રીતે જે કણબી તરીકે ઓળખાય છે, તેમને ખરી રીતે લેવા, કડવા અને આંજણ પાટીદાર કહેવામાં આવે છે. એવા પાટીદાર આબરૂદાર અને ખેતીવાડીમાં ખાસ રસ લેનારા છે. એમની ગુજરાતમાં મોટી વસ્તી છે. એમનામાં ભૌગોલિક નામો નથી એ ખાસ નોંધ કરવાની વસ્તુ છે. ગેઝેટિયરનો લેખક એમને હૂણ ગુર્જરોમાંથી થયેલા માને છે. ભાટ, ચારણ અને તરગાળા પણ ગુજરાતની વિલક્ષણ અને વિશિષ્ટ જ્ઞાતિઓ છે. સામાન્ય રૂઢિમાં ૧૮ વર્ણ (ચાર મુખ્ય, નવ નારૂ, પાંચ કારૂ) ગણાય છે. નારૂ, કારૂ એટલે કામ કરનાર લોકો. કંદોઈ, કાછિયા,

૨૭. ર. ભી. જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. પૃ. ૨૨૭

૨૮. એજન. પૃ. ૨૩૧.

કુંભાર, રબારી, સુથાર, ભરવાડ, તંબોળી, મહંતિઆ અને સોની એ નવ નારૂ; ધોબી, છીપા, લુહાર, મોચી, ચમાર એટલા પાંચ કારૂ કહેવાય છે. નારૂ કારૂને વસવૈયા પણ કહે છે.[૨૯] કોળી ગુજરાતના હલકા પડેલા રજપૂતો છે. આજસુધી તેમની ઠકરાતો હતી. અમદાવાદના પૂર્વાવતાર આશાપલ્લીને નામ આપનાર આશો ભીલ મોટો કોળી હતો. ભીલ, દૂબળા વગેરે મૂળ વતનીઓની જાતો છે. શિવ, સૂર્ય, રામ, ગણેશ, હનુમાન અને બ્રહ્માની પ્રજા ગુજરાતમાં થાય છે. દ્રાવિડ દેશમાં પીપળા નીચે નાગની મૂર્તિઓની પ્રતિષ્ઠાનો રિવાજ આજે પણ છે અને કોઈ કોઈ સ્થળે તેનાં મંદિરો છે. ગુજરાતમાં નાગમંદિરો પણ બીજાં સ્થાનો કરતાં બહુ જ ઓછાં છે. તેમાં શેષ અને વાસુકિની પૂજા થાય છે. ગાંગને નામે પણ નાગની પ્રજા થાય છે. નાગપૂજા મધ્યયુગથી શરૂ થઈ હોય એમ લાગે છે. બૌદ્ધ અને જૈન ધર્મ પણ પ્રચલિત છે.

મુસલમાન વિજેતાઓ અને જીતાએલા દેશીઓનાં સામાજિક અને ધાર્મિક મંતવ્યોમાં પહેલાંના આવનારાઓ કરતાં જુદો અને મૌલિક ફેર હતો. એ કદાચ મોટું કારણ હોઈ શકે.[૩૦] ઈ. સ. ૧૦૩૦ જેટલા જૂના સમયમાં અલ્બરૂની જેવો આપણા સંસ્કૃત પ્રાચીન ગ્રંથોનો સહૃદય અભ્યાસી પણ લખે છે કે હિંદુ અને મુસલમાન રિવાજો દરેક રીતે ઊંધા છે. અને જ્યાં મળતા આવે છે, ત્યાં અર્થ ઉલટા છે.[૩૧] પરદેશીઓના હુમલા સામે બધા સંપ્રદાયોવાળા હિંદુઓએ સંપ ન કર્યો એટલે મુસલમાનોની જીત થઈ. કર્મવાદ અને રામમાં ઇશ્વરનો અંશ હોવાની માન્યતા, સંકુચિત મનોદશા, કુસંપ વગેરે સામાજિક અવનતિનાં કારણો છે. રજપૂતોના અંદરોઅંદરના ઝગડાઓને કારણે અમદાવાદના

---

૨૯. ર. ભી. જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. પૃ. ૨૩૬.
૩૦. એજન. પૃ. ૨૬૯.
૩૧. એજન. પૃ. ૨૭૦.

સુલતાનો અને મોગલોના સમયમાં તેમની સત્તા ઘણી ઓછી થઈ ગઈ. મુસલમાનો ગુજરાતમાં આવ્યા ત્યારે સોલંકીઓ (વાઘેલા)નું ગુજરાત સૌરાષ્ટ્ર ઉપર સર્વભૌમત્વ હતું. સૌરાષ્ટ્રમાં ગોહિલ, વાળા, જેઠવા, ભીલા વગેરે રજપૂતોની સત્તા ખાસ હતી. કાઠીઓની જાતિ મધ્યકાલીન યુગમાં સિંધ તરફથી સૌરાષ્ટ્રમાં આવી.

[ સોમનાથના મંદિરનો નાશ કરીને ગુજરાતના સૂબા ઝફરખાને મુસલમાન ધર્મનો પ્રચાર કર્યો અને કાજીની નિમણુક કરી.[32] ઈ. સ. ૧૪૦૧માં ઝફરખાને ઈડરમાં હિંદુ મંદિરોનો નાશ કર્યો. ત્યાંના કિલ્લામાં થાણું મૂક્યું અને મુલક ખાલસા કર્યો. ઈડર મૂળસ્વામીને હાથ થોડા સમય પછી ગયું. દીવમાં મંદિરોનો નાશ કરી મસ્જિદ બાંધી એ પાછો પાટણ આવ્યો. ઈ. સ. ૧૪૦૩માં ઝફરખાને તેના પુત્ર તાતારખાનને સ્વતંત્ર ગુજરાતનો પહેલો સુલતાન બનાવ્યો. ઝફરખાન બીજો સુલતાન થયો. પછી તેનો પુત્ર મહમદ ગાદીએ આવ્યો. આ બધા એકબીજાને મારીને ગાદીએ આવ્યા હતા. ગુજરાતના સુલતાનોમાં મુઝફ્ફરશાહનું ચારિત્ર શુદ્ધ હતું. તેણે તેના પૌત્ર અહમદશાહને દારૂ ન પીવાનો, પ્રજાને ન રંજાડવાનો તથા ગરીબોનું ધ્યાન રાખવાનો ઉપદેશ આપ્યો હતો.

[ મુસ્લિમ સમયમાં બાંધકામ કરનારા બધા કારીગરો હિંદુઓ હતા. એટલે મુસ્લિમોની ધાર્મિક માન્યતાને પોષનારા ખાસ જરૂરી ફેરફારો એ સમયમાં કરવામાં આવ્યા હતા. એ બાંધકામોની ખરી ખૂબી ગુજરાત સલ્તનતના સમયમાં વધી ૩૩ પેટલાદમાં બેઠી જાળી બાંધણીનું દિલ્હીની ગિયાસુદ્દીન તઘલખની દરગાહની બાંધણીને મળતું બાબા અર્જુનશાહ ચીરીની દરગાહનું મકાન પહેલું ગણાવી શકાય. તેમાં અરબી ભાષામાં

---

૩૨. ર. ભી. જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. પૃ. ૨૯૪
૩૩. એજન. પૃ. ૩૦૮

સુંદર રીતે કોતરેલો લેખ છે. ખંભાતની જુમા મસ્જિદ ઈ.સ. ૧૩૨૫માં સુલતાન મુહમ્મદ તઘલખના સમયમાં બંધાઈ હતી. પ્રાર્થના ખંડની આગળ વિશાળ ચોક અને તેની ત્રણ બાજૂ થાંભલા અને ઘૂમટવાળી પડાળીઓ છે. ચોકમાં છત્રીવાળો પાણીનો હોજ છે. મસ્જિદ લાલ પથ્થરની બનેલી છે. મસ્જિદની પાછળ ૨૦૪ ફૂટ લાંબી અને ૪૯ ફૂટ પહોળી જગ્યામાં એક મોરા રોજો છે, તેનો ઘૂમટ પડી ગયો છે. રોજો બે માળની ભવ્ય બાંધણીવાળો છે. તેમાં સુંદર કોતરણીવાળી કબરો છે. ત્યાં શહેરથી બે માઈલ દૂર એક ઈદગાહ છે. તેના ઉપર ઈ. સ ૧૩૮૧ નો ફીરોઝશાહ સમયનો લેખ છે. ભરૂચની જુમા મસ્જિદ ખંભાત કરતાં નાની છે. ત્યાંની સુંદર નકશી ચૂલા સળગાવવાથી કાળી થઈ ગઈ છે. થાંભલા હિંદુ મંદિરના ઘાટના છે. સામાન્ય માન્યતા હિંદુ મંદિરને ફેરવીને મસ્જિદ બાંધવાની છે. કદાચ બીજા મંદિરોની સામગ્રી પણ વપરાઈ હોય. પ્રવેશદ્વારની છત્રી હિંદુ મંદિરની છે ઘૂમટોમાં અસાધારણ કોતરણી છે. ભરૂચની બહાર પશ્ચિમે એક ઈદગાહમાં ઈ. સ. ૧૩૨૬નો ફારસીમાં લેખ છે.

ધોળકામાં ઈ. સ ૧૩૩૩ માં હિલાલખાન કાજીની મસ્જિદ બંધાઈ હતી. તે ૧૨૨ × ૧૪૭ ફૂટની છે તેના ઉપર માત્ર નાના દેખાવના મિનારા છે. થાંભલા તથા ઘૂમટની અંદરની છતોમાં સુંદર કોતરણી છે આ મસ્જિદમાં અમદાવાદની મસ્જિદોની પેઠે મુલુકખાનું–સ્ત્રીઓને માટેની જગા પણ કરેલી છે. ત્યાં તે જૂની જુમા મસ્જિદના નામે ઓળખાતી. મસ્જિદ ઈ. સ. ૧૩૬૧ મા ફીરોઝશાહ તઘલખના વખતમાં બંધાઈ હતી, તેમાં પણ લેખ છે. માંગરોળની જુમા મસ્જિદ અમદાવાદની જુમા મસ્જિદ સાથે સરખાવવામાં આવે છે. માંગરોળમાં મસ્જિદે રહેમતની મસ્જિદ અને રાવળી મસ્જિદ નામની બે મસ્જિદો છે. દરબારગઢ બહાર રાવળી વાવ ઉપર આવેલી બીજી

મસ્જિદને રાવળી મસ્જિદ કહે છે. રાવળના મંદિરને ફેરવી મસ્જિદ બનાવી હશે. માંગરોળનો કિલ્લો ઈ. સ. ૧૩૯૫ નો છે. તે ગુજરાતના સુબા મુઝફ્ફર ઝફરખાનના સમયનો છે.

અહમદશાહના સમયનાં શરૂઆતનાં નાનાં બાંધકામોમાં જે સામ્ય દેખાય છે તે શરૂઆતથી જ હોય એમ માનવાને પણ વાંધો નથી. સુધારાવધારા થઈ ઊંચી કક્ષાએ આ સ્થાપત્ય પહોંચ્યું તે અહમદશાહની સત્તા પછી.[૩૪]

મિનારા એ ગુજરાતના મુસ્લિમ સ્થાપત્યની એક વિશેષતા છે. ગુજરાતમાં મિનારા કોઈ મસ્જિદમાં વચલી કમાનની બન્ને બાજુએ અને કોઈ લિવાનને છેડે યોજાયા છે. અમદાવાદની જુમા મસ્જિદ, મુહાફિઝખાનની મસ્જિદ, રૂપમતીની મસ્જિદ વગેરે ઘણી મસ્જિદોમાં આ જાતના મિનારા વચલી કમાનની આસપાસ કર્યાં છે રાણી સિપ્રીની, શાહઆલમની, સૈયદ ઉસ્માનની, હસન મુહમ્મદ ચિસ્તીની અને સીદી સૈયદ વગેરેની મસ્જિદોમાં મિનારાને લિવાનની છેડે રાખવામાં આવ્યા છે. મિનારાને મળતો એક મોટો કીર્તિસ્તંભ ચિતોડમાં ઉભો છે. હિંદુ અને જૈન મકાનોમાંથી મુસ્લિમ સ્થાપત્યને ઘણી પ્રેરણા મળેલી છે એ તો જાણીતી વાત છે.[૩૫] મુસલમાન સ્થાપત્યમાં મંદિરની પેઠે મૂર્તિઓની વિપુલતા બંધ થવાથી ગોળ અને જાળીઓની કારીગરીની પેઠે બીજા અલંકારો પણ હિંદુ સ્થાપત્યમાંથી લેવા પડયા. મહેલોમાં ઝરૂખા એક સુંદર અંગ ગણાતું હતું. ગુજરાતની મસ્જિદમાં એ જાતના મનોહર ઝરૂખા કર્યા છે એવા હિંદની બીજી મસ્જિદોમાં દેખાતા નથી. મસ્જીદોની પેઠે દરગાહ અગર રોજા ધાર્મિક મુસલમાન સ્થાપત્યનું અંગ ગણી શકાય. આ રોજાઓના થાંભલા અને પાટડા હિંદુ બાંધણીથી જ

૩૪. ર. ભી. જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. પૃ. ૩૨૪.
૩૫. એજન. પૃ. ૩૮૮.

ઘણે ભાગે બાંધવામાં આવ્યા છે. મહમદશાહનો રોજો એ રીતે બાંધી ઉપર ઘૂમટ કરી ફરતી સુંદર જાળીઓ કરેલી છે. એની સામે રાણીઓનો રોજો ઘૂમટ વગરનો પણ ઊંચી બેસણી ઉપર સુંદર કારીગરીથી ભરેલો કરેલો છે. સરખેજનો રોજો બાંધણીમાં મોટામાં મોટો કહી શકાય. દરિયાખાનના ઘૂમટનું સ્થાપત્ય જોઈને મરણની ભયાનકતાની કલ્પના સહજ આવે છે. અમદાવાદના સુંદર રોજાઓમાં આ એક જાડો અને બુલંદ રોજો મોર અને હંસના ટોળામાં ઘૂવડ હોય એવો વિચિત્ર દેખાય છે. રેલવે સ્ટેશને ઊભેલા બે ઊંચા મિનારા ઈંટોના બનાવેલા છે. તે મસ્જિદના મિનારા હશે. તે મસ્જિદ મહમૂદ બેગડાના સમયના શરૂઆતના ભાગમાં બંધાઈ હશે એમ લાગે છે. એને વહોરાની મસ્જિદ પણ કહે છે. દાદાહરિની વાવ સુલતાન મહમૂદ બેગડાના અંતઃપુરની કોઈ હરિર નામની ધાવે બંધાવી છે.[૩૬] અડાલજની વાવ બાંધણી અને અલંકારોમાં એનાથી ચડિઆતી છે.

સુલતાન મુઝફ્ફરના સમયમાં ગુજરાતનું સ્થાપત્ય ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું હતું. અમદાવાદમાં આસ્ટોડિઆ ચકલામાં સુલતાન મુઝફ્ફરના સમયમાં એની સાવકી મા રાણી સબરાઈની સુંદર મસ્જિદ બંધાઈ છે. તે સિપ્રી નામે લોકોમાં જાણીતી છે. આમાં કોતરણી સારી છે. મસ્જિદમાં લેખ છે :—"મહમૂદશાહના પુત્ર મુઝફ્ફરશાહના રાજ્યસમયમાં મહમૂદશાહના પુત્ર અબુબકરખાનની માતા રાણી સબરાઈએ રાજ્યના ચોથા વર્ષમાં ઈ. સ. ૧૫૧૪માં બાંધી." આ મસ્જિદ સુંદરતા અને નાજુકતા માટે સ્થાપત્યના પ્રસિદ્ધ કલાવિવેચકોમાં ખૂબ જ પંકાએલી છે. આ મસ્જિદની સાથે જ રાણીનો રોજો છે. તે ઉત્તમ કારીગીરીવાળો છે. સુલતાન મુઝફ્ફર અને એના પુત્ર બહાદુરશાહના સમયમાં બાંધકામ અમદાવાદમાં ખાસ વધ્યાં હોય એમ લાગતું નથી. ચાંપાનેર ઝડપથી વધતું જતું હતું. તે રાજધાનીનું નગર બન્યું

૩૬. ર. ભી. જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ. ૩૬.

હતું એટલે ત્યાં આ સમયનાં મકાનો ખૂબ થયાં હશે, પરંતુ એ આજે જંગલથી ઘેરાયેલું પડયું છે. ત્યાં સંશોધન થાય તો ઘણું મળી આવે એવો સંભવ છે. ત્યાં એક સુંદર રોજો છે. તેના થાંભલાની કોતરણી ઘણા જ ઊંચા પ્રકારની છે. તે રોજો આ બે સુલતાનોના સમયનો હશે એમ લાગે છે.

મહમૂદ ત્રીજાના સમયમાં અમદાવાદમાં કારંજ વિસ્તારમાં ફરહત ઉલ્મુલ્કની મસ્જિદ છે. તેની બાંધણીનું વર્ષ ઈ. સ. ૧૫૩૮ છે એવું તે મસ્જિદના લેખમાં લખેલું છે. તે બહાદુરશાહના અમલના અંત સમયમાં બંધાવવી શરૂ થઈ હશે એમ લાગે છે. તેને જામી મસ્જિદ કહી છે. તે ઉપરથી ફરહત ઉલ્મુલ્ક કોઈ મોટી પદવી ધરાવતો અમીર હશે. તે ખાસ બજારમાં શાહ ખૂબ સૈયદ ચિશ્તીની મસ્જિદને નામે ઓળખાય છે કારણ કે પાસે જ એ પીરની કબર છે. મહમૂદ ત્રીજાએ મહમૂદ બેગડાએ વસાવેલ મહેમદાવાદ પાસે ઉપવન બનાવ્યું. તેમાં તરેહતરેહનાં વૃક્ષો વવડાવ્યાં અને ચારે ખૂણે મહેલો તથા મકાનો કરાવ્યાં. અંદર કુંડ, કૂવા, તળાવો તથા સુંદર વાટિકાઓ કરાવી. ઈ. સ. ૧૫૪૬માં આ બધું તૈયાર થયું ત્યારે તેણે અમદાવાદથી નિવાસસ્થાન મહેમદાવાદમાં રાખ્યું. આજે તેમાંનું ખાસ નિશાન રહ્યું નથી. ત્યાં ભીંતો ખંડેર દશામાં ઊભેલી જણાય છે. મહેમદાવાદ પાસે આવેલો સુપ્રસિદ્ધ ભમ્મરિઓ કૂવો મહમૂદ ત્રીજાના ઉપવનમાં આવેલો એક નમૂનેદાર કૂવો હતો. તેની બાજુમાંથી ગોળ ફરતી નીસરણી કરી પાણીની સપાટી સુધી અંદર ઠંડકમાં બેસી શકાય એવા ખંડ બનાવેલા છે. મહમૂદ ત્રીજાના સમયમાં ઈ. સ. ૧૫૪૦માં પોર્ટુગીઝોને ભય પમાડવા માટે સુરતના મુખ્ય સુબા ખુદાવંદખાન ...જા સફરે સુરતનો કિલ્લો બંધાવ્યો હતો.

મુઝફ્ફર ત્રીજાના સમયમાં બંધાયેલી અમદાવાદની લાલ દરવાજે આવેલી સીદી સઈદની મસ્જિદ સ્થાપત્યકલામાં રસ લેતી દુનિયાભરની

આલમમાં પ્રસિદ્ધ છે. સુલતાન મુઝફ્ફરના અમલમાં સૌરાષ્ટ્રનાં કેટલાંક રાજ્યોના ચલણમાં કોરીનું ચલણ ચાલતું હતું અને એમાં તે રાજાઓ ઉપરાંત ગુજરાતના સુલતાનને સર્વોપરી ગણી એનું નામ આપવામાં આવતું. એવા સિક્કાઓને 'કોરી' કહેતા. છેક આ જમાના સુધી કોરીનું ચલણ સૌરાષ્ટ્રનાં કેટલાંક રાજ્યોમાં અને ખાસ કરીને કચ્છમાં ચાલુ હતું.[37]

ગુજરાતના સુલતાનોના સમય પછીના અકબરના સમયમાં રાજનીતિ ઉદાર હતી. અકબરના ફરમાનમાં પુરાતન ઇમારતોની મરામત કરવાની આજ્ઞા હતી. લશ્કરી માણસો પ્રજાના ઘરમાં વગર રજાએ નહોતા જઈ શકતા. દારૂ ગાળવાના નિયમો અને તેની શિક્ષા ફરમાનમાં હતી. ધનિકો માલ હાથ કરી થોડું થોડું વેચી વધુ નફો ન કરે તે માટે ભાવનિયમનની પણ આજ્ઞા તેમાં હતી. નદીઓ ઉપર સ્ત્રીપુરુષને નાહવાના ઘાટ જુદા રાખી પાણી ભરવાના ઘાટ તેનાથી પણ જુદા રાખવાની આજ્ઞા હતી. તેણે ખાધાખોરાકીની અને બીજી લોકોપયોગી જરૂરી ચીજો ઉપરની જકાત ઈ. સ. ૧૫૯૦–૯૧માં માફ કરી હતી. ઈ. સ. ૧૬૦૧–૨માં અકબરે ખંભાત બંદરના મહેસૂલમાંથી દર વર્ષે એક લાખ રૂપિયા શાહજાદા સલીમને ઈનામ તરીકે આપવાનો હુકમ ગુજરાતના સૂબા ઉપર મોકલ્યો હતો. ઈ. સ. ૧૬૦૫થી જહાંગીર ગાદીએ આવ્યા પછી ગુજરાતમાં મુઘલ સત્તા સ્થિર થઈ. ગુજરાત સલ્તનતનું એ પછી નામનિશાન ન રહ્યું.

---

૩૭. ર. ભી. જોટે—ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ૯૪૩.

# ૧૮. ગુજરાતની પ્રાચીન સંસ્કૃતિ

ગુજરાત એક વિશાળ ફળદ્રુપ પ્રદેશ છે. ગુજરાતની ઉત્તરે આરવાડ છે. પશ્ચિમે અરબી સમુદ્ર છે. સૌરાષ્ટ્રની ઉત્તરે કચ્છનું રણ છે. ગુજરાતની દક્ષિણે દખ્ખણની ઊંચી સપાટ ધરતી છે. પૂર્વમાં નર્મદા અને તાપીની ખીણો તથા સાતપુડા પર્વત છે.

પ્રાચીનયુગમાં ગુજરાતના ત્રણ વિભાગ હતા—(૧) આનર્ત, (૨) લાટ, (૩) સૌરાષ્ટ્ર. આનર્ત ઉત્તર ગુજરાતને કહેવામાં આવતો. તેનું પાટનગર આનર્તપુર (હાલનું વડનગર) હતું. લાટ મહીનદીથી તાપી નદીના દક્ષિણ પ્રદેશને કહેવામાં આવતો. સૌરાષ્ટ્રને હવે સૌરાષ્ટ્ર જ કહે છે. લાટ અને સૌરાષ્ટ્રનાં નામો મધ્ય યુગ સુધી વપરાતાં. ઉત્તર ભારતમાં ગુર્જરો ફેલાયા, ત્યારપછી દસમી સદીમાં ચૌલુકયના રાજ્ય દરમિયાન ઉત્તર ગુજરાત ગુર્જરમંડલ, ગુર્જરપ્રદેશ અને ગુર્જરાત્ર કહેવાતો. મુસલમાનોના સમયમાં એટલે કે મધ્યયુગમાં ઈ. સ. ૧૨૯૫થી ૧૪૭૩માં અર્વાચીન ગુજરાત પ્રદેશ 'ગુજરાત'ના નામે ઓળખાવા લાગ્યો.

## (અ) પ્રાચીન યુગ

ગુજરાતમાં પ્રાચીન યુગનું સ્થાપત્ય તે સમયની કલાનું દર્શન કરાવે છે. સૌરાષ્ટ્રમાં ગિરનાર ખડક પર અશોકનાં ધર્મશાસનો કોતરાયેલાં છે. ચંદ્રગુપ્તે ત્યાં સુદર્શન તળાવ બંધાવ્યું હતું અને અશોકે નહેરો કરાવી હતી, તેના અવશેષો રહ્યા નથી. ક્ષત્રપ સમયમાં કચ્છના ખાવડા પ્રદેશમાં

**૧. સ્થાપત્ય**

અન્ધાવમાંથી ૭ પ્રાચીન શિલાલેખો મળ્યા છે. શિલાલેખોમાં કીર્તિ-

સ્તભોને 'યષ્ટિ' કહેવામા આવ્યા છે. આ ચષ્ટન રુદ્રદામાના સમયના છે. જૂનાગઢ પાસે ઇંટવાનો અને શામળાજી પાસેનો ઇરરી સ્તૂપ ક્ષત્રપ કાલનો છે. બાવાપ્યારાના મઠ [હાલમાં મંદિર તરીકે] પાસે ગુફાઓનો સમૂહ છે ગુફાઓ ત્રણ પંક્તિઓમાં છે સપાટ છતવાળી ચૈત્યગુહા દરેકની બાજુમા છે. ઉત્તર અને પૂર્વ ખૂણામા સાદાં શિલ્પ વગરના ઓરડાં છે ત્યાંનો ચૈત્ય ભાજા, કાર્લા તથા બેડસાની ગુફાઓની જેમ સ્વતંત્ર રીતે ઉભો હોવો જોઈએ. ચૈત્યબારી બેએક જગ્યાએ નજરે પડે છે. તે સ્થાપત્યની દષ્ટિએ જોવાલાયક છે. એક ચૈત્યબારીનો સામેનો ભાગ આડા સળીયાથી સહેજ ઊંચે બનાવેલ અર્ધગોળાકાર તોરણવાળો છે બીજી ચૈત્યબારીનો અંદરનો ભાગ ગોળાકાર છે, જ્યારે બહારનો ભાગ તોરણ જેવો આડા સળીયાથી તરી આવે છે અંદર આડો સળીયો છે, પરંતુ બહારના ગાળાઓ ગુમ થયા છે ગુફાના એક સ્તભના ઉપરના ભાગના ત્રણ વિભાગ પડે છે અને નીચે કોઠી જેવો આકાર છે નાસીકના નહપાન વિહારના સ્તભોનો આવો આકાર છે. બીજા સ્તભોના શિખર પર બેઠા જેવા પ્રાણીઓના આકારના શિલ્પો છે જે રામેશ્વર, ઈલોરા અને ભારહૂતની ગુફાઓના શિલ્પોને મળતા છે, સ્તભનો તદ્દન નીચલો ભાગ પિત્તળ કે ત્રાંબાના દેગડા જેવો છે આ ગુફાઓમા જૈન સાધુઓ રહેતા હતા તેવુ ત્યાથી મળેલ એક શિલાલેખ પરથી માલૂમ પડે છે. આ ગુફાઓ પહેલા (ઈ. સ. ૨૦૦) બૌદ્ધોની હશે પછી ઉત્તરકાલીન ક્ષત્રપો (ઈ સ. ૨૦૦ થી ૩૦૦)ના સમયમા જૈનોની બની હશે

જૂનાગઢની પાસે ઉપરકોટની ગુફાઓના બે માળ છે. પહેલા માળમા એક ૧૧ ફૂટનો ચોરસ કુંડ છે કે જેની ત્રણ બાજુએ વરડા છે[1] તેને અડીને એક મોટો છતવાળો છ સ્તભોનો ખડ છે. ગુફાના

1 H D Sankalia—The Archeaology of Gujarat Page 49.

નીચલા માળમાં ખંડો, પરસાળ, રતંભો, પત્થરના બાંકડા (વિશ્રામસ્થાનો) અને ચૈત્યબારીઓ છે. ચૈત્યબારીઓનો દેખાવ બાવા પ્યારાની ચૈત્યબારીઓ કરતાં વધુ સારો છે. અંદરનો ભાગ ગોળ છે, નીચેના ભાગમાં વેદિકા છે. ઉપર સ્ત્રીની બે આકૃતિઓ છે. બહારની બાજુઓમાં તાજ જેવી મસ્તકની આકૃતિ છે. પહોળો પટો અંદર તથા બહારની બાજુઓને નાની કમલાકૃતિઓથી ઓપાવે છે. ગોપમંદિરની ચૈત્યબારી કરતાં આ પ્રાચીન જણાય છે. આના સ્તંભો ચાર પ્રકારના છે—(૧) ગોળાકાર ચેચાકારવાળા, ત્રણ ટેકાઓવાળા અને ષટ્કોણ પાયાવાળા, પાન તથા ભૂંગળાની આકૃતિવાળા તથા પ્રાણીઓની આકૃતિવાળા. અષ્ટખૂણી પાયાવાળા સ્તંભ ઇલોરા અને અજંતામાં નથી.[2] પંચાકારવાળા ગોળાકાર સ્તંભો બૌદ્ધ ગુફાઓમાં છે. (૨) ચોરસ સ્તંભો મધ્યમાં અષ્ટખૂણીઆ થાય છે. જૂનાગઢના સ્તંભની માફક શિખર ફલક અને ગોળાકાર થાળા જેવું બનેલું છે. [૩ અને ૪] આ પ્રકારના સ્તંભોનાં શિખર અને શોભામાં થોડો જ તફાવત છે. દંડ [મધ્યભાગ] ગોળાકાર અને વાસણી આકારના વધુ પાસાંવાળા લાગે છે. ફલકનો ઉપરનો ભાગ ચોરસ હોય છે. તેના પર ખૂણામાં સિંહની આકૃતિઓ છે અને વામન (ઠીંગણી) આકૃતિ દરેકની બાજુમાં હોય છે. શિખર પર સ્ત્રીઓની જુદાજુદા આકારની ઉપસેલી આકૃતિઓ હોય છે. કમર ઉપરનો ભાગ નગ્ન હોય છે. ઇલોરાની વિશ્વકર્મા ગુફામાં જેવી માળાઓ છે તેવી અહીં છે. ફલક પરનાં પ્રાણીઓની આકૃતિઓ કનેરી, કાર્લા અથવા બેડસા કરતાં જુદી જ છે. અહીં ગજાકૃતિઓ નથી. આ ગુફાઓ ૬ઠ્ઠી કે ૭મી સદી પહેલાંની નહિ હોય.

તલાજાની ૩૦ ગુફાઓમાં બે જાણવા જેવી છે. એક 'એભલ મંડપ'ના નામે ઓળખાય છે. તે મંડપ ૭૫ ફૂટ લાંબો, ૬૭½ ફૂટ પહોળો અને

2. H. D. Sankalia—The Archeaology of Gujarat. Page 50.

૧૭½ ફૂટ ઊંચો છે. આમાં ભોયરાં નથી. છતના ટેકા માટે ચાર અષ્ટકોણી સ્તંભો છે. આગળના ભાગમાં ચૈત્યબારીઓ છે, જેને પહોળો વેદિકા જેવો પટો છે. ચૈત્યબારી અંદરથી અર્ધગોળાકાર કમાનવાળી છે. તેની નીચે લંબચોરસ ભાગ છે અને બાજુઓમાં અર્ધચક્રો છે. સાનામાં આશરે ૬૨ ગુફાઓ છે. ટેકરી પર 'ભીમચોરી' નામની ગુફા છે તેની આગળના ભાગમાં વરંડા છે. સ્તંભો કોડી આકારના અને ફલક ચોરસ તકતીના આકારના છે. બાજુમાં ચૈત્ય ગુફા છે. તે ૧૮ ફૂટ પહોળી, ૩૧ ફૂટ ઊંડી અને ૧૩½ ફૂટ ઊંચી છે. અંદર તથા પાછળનો ભાગ અર્ધગોળાકાર છે. છત સપાટ છે પ્રદક્ષિણામાર્ગ નથી. ચૈત્ય ૭ ફૂટ ૧૦ ઇંચનો સાદો છે. તેનું શિખર ગુમ થયેલ છે. આ ઈ. સ. પૂર્વેની જૈન ગુફાઓ હશે.

ઢંકની ગુફાઓ જૈનોની હશે. સ્થાપત્યના નમૂનાઓ દિવાલની ઉપર છે.

ગુપ્તના કીર્તિસ્તંભો, ગુફાઓ, મંદિરો વગેરે મધ્ય ભારતમાંથી મળ્યાં છે, પરંતુ ગુજરાતમાંથી કંઈ મળ્યું નથી. સ્કંદગુપ્તનો જૂનાગઢનો શિલાલેખ ગિરિનગર (જૂનાગઢ)ના વિષ્ણુમંદિરનો ઉલ્લેખ કરે છે. તેના અવશેષો દામોદર મંદિરમાં કદાચ હશે.

સૌરાષ્ટ્રનાં પ્રાચીન મંદિરો વલભી સામ્રાજ્ય યુગમાં ધ્રુમલીના જેઠવા નામના રાજકર્તાઓના સમયમાં બંધાયાં હશે. પૂર્વ ચાલુક્ય સમયનાં મંદિરો ૧૦મી તથા ૧૧મી સદીના સ્થાપત્યનો વિકાસ બતાવે છે. આ વિકાસ ગોપ, વિસાવાડા, બિલેશ્વર, સુત્રાપાડા, થાન અને કદવારનાં મંદિરો પરથી માલૂમ પડે છે.

ગોપનું મંદિર પૂર્વ ચાલુક્યોનાં મંદિરોમાં પ્રાચીન છે. તે ચોરસ, ગર્ભાગાર, બે વાડા (Courtyard)વાળું અને જુદી જાતના શિખરનું બનેલું છે તેને ૧૫ ફૂટ ૯ ઈંચનું સમચોરસ ૨૩ ફૂટ ઊંચું ગર્ભગૃહ છે. દિવાલો ૧૭ ફૂટ સીધી અને ત્યારબાદ શિખર બનવા

માટે ઢળે છે. મંદિરની દિવાલો સાદી છે. તેમાં ગોખલા કે શોભા નથી. તે વાડામાંનો અંદરનો વાડો તૂટેલો હોવાથી તેનો પ્રદક્ષિણા માર્ગ તરીકે ઉપયોગ થાય છે. નીચેના ભાગમાં, મધ્યમાં તથા ખૂણામાં એકએક ગોખલો છે. તેમાં દેવોની મૂર્તિઓ છે. પગથિયાંવાળા પિરામિડની જેમ શિખર હારોવાળાં છે જેના ત્રણ ભાગ પડ્યા છે. ચૈત્ય બારીઓમાં દેવોની મૂર્તિઓ છે. કાશ્મીરના મંદિરને (ખૂણાવાળી છતનો વિહાર) ગાંધારશૈલીનું માનવામાં આવે છે. તેની ગોપના મંદિરમાં અસર છે.

બીજાં પૂર્વચાલુકયોનાં મંદિર વિસાવાડા, બિલેશ્વર, સુત્રાપાડા, થાન, કદવાર, કિન્દરખેડ, સોન, કંસારી અને પારથરમાં છે. તેના બે સમૂહો પડે છે. ૧. વિસાવાડા–થાન, ૨. કદવાર–પારથર. પહેલા અને બીજા સમૂહનાં મંદિરોની યોજનાઓમાં સમચોરસ અને લંબચોરસ ગર્ભગૃહ બે વાડાઓ વચ્ચે હોય છે. બીજા સમૂહનાં મંદિરો ચાલુકયોનાં ગૂઢમંડપ જેવાં થતાં જાય છે, જેને ઘણા સ્તંભો હોય છે. અંદરનો વાડો પ્રદક્ષિણામાર્ગ બને છે.

વિસાવાડાના વાડાની દિવાલો હાલ નથી. બિલેશ્વર અને સુત્રાપાડામાં સાદી દિવાલો છે. પાયાના ચણતરને પહોળાં પાનની આકૃતિઓથી શણગાર્યું છે. થાનમાં દિવાલો હતી કે નહિ તેની શંકા છે. દેવમંદિરની દિવાલો સાદી ગોખલા વગરની (થાન સિવાય) હતી. તેના ત્રણ ભાગ પડતા. નીચેનો ભાગ ચાલુકય મંદિરોનો જાદંબ અથવા પદ્મ જેવો હતો. બીજો ભાગ સીધો હતો (જેમાં ખૂણાઓમાં બેઠકો હતી). થોડોક ગોળાકાર થતો કે જે કલશ કહેવાતો. આની ઉપર ચૈત્યબારીઓથી શણગારાયેલ ભાગ રહેતો. મંદિરની ત્રણ દિવાલોમાં એકએક ગોખલો રહેતો. તેમાં દક્ષિણે ગણેશ, ઉત્તરમાં મકર પર ઊભેલ ગંગા અને પશ્ચિમમાં વરાહની મૂર્તિઓ રાખવામાં આવતી. ગોખલાઓ ચૈત્ય બારીની શોભાથી શણગારાતા. દિવાલોનો કાર્નીસ

(શિખર શરૂ થતું હોય તે ભાગ) સુંદર તોરણ તથા ઘંટાકારથી શણગારાયેલો હોય છે. સુત્રાપાડા અને કિન્દરખેડ સિવાય બીજાના વાડાના સ્તંભો (છતના આધારરૂપ) જળવાયા નથી. કદવારના સ્તંભોની વિગત આગળ આપવામાં આવી છે. કિન્દરખેડના સ્તંભો ભારે દાંડા (Shaft)વાળા ચોરસ છે. તેના શિખરના ટેકાનો થોડો ભાગ લંબચોરસ ચોસલાઓનો અને બીજો ભાગ સાદો ગોળ છે.

વિસાવાડાનું ચાર પ્રસ્થાનનું શિખર ચૈત્યબારીઓથી શણગારાયું છે. ઉપરનો ભાગ આમલક એટલે કે કલશ જેવો છે. બિલેશ્વરના શિખરને ઘણાં પ્રસ્થાનો છે. તેમની ચૈત્યબારીઓ આમલક અને કલશથી શણગારાયેલી છે. આમલક અને કલશ વડે ટોચના ભાગને શણગારવામાં આવ્યો છે. સુત્રાપાડાનું શિખર પૂર્વ ચાલુક્ય શૈલીનું છે અને પિરામિડ પદ્ધતિનો મંડપ ચાલુક્ય શૈલીનો છે.

કદવારના મંદિરને ચોરસને બદલે લંબગોળ ગર્ભગૃહ છે. તેની ત્રણ બાજુએ દિવાલ છે અને એક બાજુ ખુલ્લી છે કે જેથી મંડપ બને છે. ૭ સ્તંભો મંડપની છતના ટેકારૂપે છે અને ટૂંકા વામનરૂપના સ્તંભો ખૂણામાં છે. તે પ્રવેશદ્વારોનો આધાર છે. આનું શિખર નથી. આ વરાહનું મંદિર છે. તે દશાવતારનું પણ હોય, કારણ કે બીજા દેવોની મૂર્તિઓ પ્રલાવલિ તથા પ્રવેશદ્વારોની દિવાલો પર છે. દેવમંદિરનું પ્રવેશદ્વાર રેશમી ફીતની ગુલાબ આકૃતિઓથી શણગારાયેલ છે વિષ્ણુ અને ગણેશની મૂર્તિઓનાં શિલ્પ પ્રવેશદ્વારની ઉપર છે. પ્રવેશદ્વારના પાટડા પર સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને ચંદ્રની શિલ્પાકૃતિઓ છે. તે મંદિરનું શિખર ચૈત્ય બારીથી શણગારાયેલ છે.

કિન્દરખેડ, સોન, કંસારી અને પાસ્થરમાં આવી યોજનાવાળાં મંદિરો સ્થાપત્યના થોડા તફાવતથી બનાવેલ છે પોરબંદર તરફ કિન્દરખેડ અને બર્ડા ટેકરીની ખીણમાં સોન, કંસારી અને પાસ્થર છે.

કિન્દરખેડનું મંદિર જોવા રાજ્યકર્તાઓના વહીવટ દરમિયાન ઈ. સ. ૧૦મી સદીમાં બંધાયું હતું. સોન કંસારીમાં ગર્ભગૃહની રોચનો ભાગ નાનો થતો જાય છે અને એકાદ ફૂટનું બાકું રહેતાં તે પર એક પત્થરનો લારો મૂકવામાં આવ્યો છે.

## (આ) મધ્યયુગ

મધ્યયુગના સ્થાપત્યના બે વિભાગ પડે છે. (૧) સાંસારિક, (૨) ધાર્મિક. સાંસારિકમાં પાટણનું લાકડાનું સ્થાપત્ય તથા શહેરની દિવાલો અને તેના દરવાજાઓનો સમાવેશ થાય છે. ધાર્મિક સ્થાપત્યમાં સરોવર, કૂવા, કુંડ અને મંદિર વિગેરેનો સમાવેશ થાય છે. કોઈ મુદ્રાલેખ કે ઇતિહાસમાં રાજાના મહેલનો ઉલ્લેખ મળતો નથી. લાકડાનાં નિવાસસ્થાનો હશે કે જે જલદી નાશ થતાં હોવાને કારણે નજરે પડતાં નથી. અણહિલવાડપાટણ તથા સિદ્ધપુરમાં લાકડાંના સ્થાપત્યના નમૂનાઓ હજી છે. ચૌલુક્યોના પ્રકારોનો ચોતરફની દિવાલોના શિલાલેખમાં ઉલ્લેખ છે. વડનગરનો કોટ નાશ પામ્યો છે. ડભોઈના કિલ્લાની ભીંતો અને દરવાજા વાઘેલા વંશના વીસલદેવ (ઈ. સ. ૧૨૪૪–૬૧) ના મનાય છે. કદાચ સિદ્ધરાજના પણ હોય ડભોઈના દરેક દરવાજાને જુદું નામ છે. પૂર્વમાં હીરા દરવાજો, પશ્ચિમમાં વડોદરા દરવાજો, ઉત્તરમાં ચાંપાનેર અથવા મોતી દરવાજો અને દક્ષિણમાં નાંદોદ અથવા ચાંદોદ દરવાજો છે. વડોદરા દરવાજો નાશ પામ્યો નથી. વડોદરા દરવાજાને ૭ અર્ધગોળાકાર પટાવાળા સ્તંભોથી શણગારવામાં આવ્યો છે. તેનાં શિખરો ફૂલપાંદડાંની આકૃતિઓથી શણગારેલ છે. તેમના ટેકાઓ શિલ્પાકૃતિઓ અને ભાત (Design) થી શણગારાયા છે. બીજા પણ આવી રીતે શણગારાવવામાં આવતા. ગુજરાતમાં બધે જ દરવાજાનું સ્થાપત્ય આ પ્રકારનું છે. તેમાં તોરણનો ઉમેરો પાછળથી થયો. બરજેસના કથનાનુસાર જીંજુવાડામાં ચૌલુક્યોએ આવો કિલ્લો

બનાવ્યો હતો. અહીં ઘોડેસ્વાર, શાર્દૂલ તથા નૃત્ય કરતી નર્તિકાઓની શિલ્પાકૃતિઓ છે. ઘુમલીનો દરવાજો રાજકોટના અજાયબઘરમાં છે. જૂનાગઢના ઉપરકોટમાં એક સુશોભિત દરવાજો છે.

ધાર્મિક સ્થાપત્ય ચૌલુક્ય સમયના શિલાલેખો (સર, વાપિ, કૂપ, તડાગના ઉલ્લેખો) તથા ઇતિહાસ પરથી જાણવા મળે છે. ભીમ પેલાની રાણીએ અણહિલવાડમાં રાણીવાવ, કર્ણે કર્ણસાગર, અને સિદ્ધરાજે સહસ્રલિંગ તળાવ બંધાવ્યું હતું. વિરમગામનું માનસર સરોવર મીનળદેવીએ બંધાવ્યું હતું. સહસ્રલિંગ તળાવના ઘાટ પર ૫૨૦ ગર્ભાગારો (નાનાં મંદિરો, દેરીઓ) હતાં. હાલમાં આશરે ૩૫૭ છે. આ વૈષ્ણવનાં દેવમંદિર હતાં. પૂર્વમાં શૈવમંદિરો હતાં, પરંતુ નાશ પામ્યાં છે. ગર્ભાગારનાં શિખર, ચૈત્યબારીના શણગારને કારણે સુનક અને સંદેરનાં મંદિરો જેવાં લાગે છે. દરેક ગર્ભાગારને ત્રણ ગોખલા હતા. તેમાં મહાકાલ, ભૈરવ અને મહેશની મૂર્તિઓ હતી. ચોદેશના તળાવને રામકુંડ કહે છે. બાજુમાં સૂર્યમંદિર હોવાને કારણે તેને સૂર્યકુંડ પણ કહે છે. કુંડના ઘાટની અંદર નીચે ઉતરતાં અમુક અમુક અંતરે નાનાં ગર્ભાગારો આવેલાં છે. આ કુંડ સહસ્રલિંગ–તળાવનું અનુકરણ હશે. અણહિલવાડ, લોકેશ્વર, વાયડ, વઢવાણ અને દાન્ડલપુરમાં વાવના અવશેષો છે. અણહિલવાડની રાણીવાવનો થોડો ભાગ જીવંત છે. વાયડની વાવ ૧૨૦ ફૂટ લાંબી અને ૧૨ ફૂટ ૮ ઈંચ પહોળી છે. આ ચાર માળની ઇમારત છે. વઢવાણની માધવવાવ, ગંગાવાવ, દાંડલપુરની એક વાવ તથા અણહિલવાડની બારોટવાવ વાયડની વાવ જેવી છે. સ્થાપત્યમાં થોડો તફાવત છે. વાયડમાં સ્તંભો ચોરસ પાયાવાળા છે તે અષ્ટકોણી અને અંતમાં ગોળ છે. ઉપરનાં થાળી જેવાં શિખરોના ટેકા વામન રૂપના છે. ટેકાઓને કીર્તિમુખો છે. માધવવાવમાં નાના ચોરસ સ્તંભો છે. બારોટ વાવના સ્તંભો પાયામાં ચોરસ, મધ્યમાં કોતરણીવાળા અને અંતમાં કલશની ગોળ ભાતવાળા છે. વાવો

ધાર્મિક શિલ્પો, કલામય શણગારો અને અનેરી કોતરણીથી ધાર્મિકતાનું દર્શન કરાવી ગુજરાતની શોભા પ્રદર્શિત કરે છે.[3]

ચૌલુકયોનાં મંદિરોનાં બે વિભાગ પડે છે :—(૧) પૂર્વકાલીન શૈલીનાં, (૨) ઉત્તરકાલીન શૈલીનાં. (૧) (અ) નાનાં મંદિરો : સુનક, સંદેર, રુહાવી, દિલપાલ. કસર, ધીનોજ, માનોંદ (ઉત્તર ગુજરાતનાં સ્થળો) પરબડી, ચૌબારી અને બીજાં સૌરાષ્ટ્રનાં મંદિરો (બ) મોટાં મંદિરો :—મોઢેરા, રુદ્રમાળ (ઉત્તર ગુજરાતનાં) હિરણ્યા, ભીમનાથ (સોમનાથ પાસે). (૨) સોમનાથનું શિવમંદિર, સેજકપુર અને ઘુમલીનું મંદિર.

સુનક પાસેના કર્ણના શિલાલેખ પરથી સુનકનું નીલકંઠ મહાદેવ ૧૧મી સદીનું લાગે છે. તેને ગર્ભગૃહ, મંડપ અને સામે પ્રવેશદ્વાર છે. પ્રવેશદ્વારની છત ચાર ખૂણાના ચાર સ્તંભોને આધારિત છે. મંડપને સોળ સ્તંભો છે. તેમાંના આઠ ઘુમ્મટને ટેકો આપે છે. ઘુમ્મટમાં ચક્રો છે. સ્તંભો સુંદર કોતરણીથી બનાવવામાં આવ્યા છે. મધ્યમાં લટકતી કળીની આકૃતિ છે. બાજુમાં બાર દેવીઓ (કદાચ નૃત્ય કરતી બાલિકાઓ) હતી એમ મનાય છે. મંડપ પર નાના પિરામિડોના આકાર છે. તેનાં શિખરોને નાનાં આમલક અને કળશ છે. મંડપના સ્તંભોને ગોળાકાર ભાતો છે. નીચેના ભાગને સર્પાકાર પટા છે. તેની ઉપર કીર્તિમુખો છે. જંઘા અથવા દેવમંદિરની દિવાલ દેવદેવીઓની આકૃતિઓથી શણગારાએલ છે. ગર્ભાગારમાં લિંગ છે, જે પ્રાચીન કહી શકાય નહિ. ગર્ભાગારની દિવાલોમાં ફેરફાર છે:—(૧) બાજુમાં અને ખૂણામાં બેઠકો, (૨) આકૃતિનું સ્થાપત્ય, (૩) પાયા અને દિવાલની વક્રતા.

મોઢેરાનું મંદિર ચણતરવાળા ભોયતળિયા પર બંધાયેલ નથી.

3. H. D. Sankalia—The Archeaology of Gujarat—Page 73.

પાયો બેવડી પ્લીન્થ (Plinth) નો બનેલો છે. જાદંબ પહોળાઈ પાનવાળી નાની આકૃતિઓનો બનેલ છે. એની ઉપર કણીઓ, તેની ઉપર કીર્તિમુખો અને સૌથી ઉપર ગજરથ અને નરરથ (માણસોની હારમાળ) છે. આ પીઠિકા છે. પીઠિકાની નીચેનો ભાગ કુંભ કહેવાય છે કે જે દેવદેવીઓ તથા આનંદ કરતાં યુગલોની શિલ્પાકૃતિઓથી સુશોભિત છે. ગર્ભગૃહ ઉપર કળશ અને ચૈત્યબારી તથા પગથિયાંવાળું શિખર હશે. ચાલુક્ય શૈલીનું ૧૧મી સદીના નમૂનાનું આ એક મંદિર છે. ધીનોજ, માનોદ, રૂહાવી વગેરેનાં મંદિરો આવાં છે.

બીજા સમૂહના વીરમગામના એકાંત જગ્યાએ બંધાયેલ બે ગર્ભાગાર (શિવ, વિષ્ણુ)વાળાં મંદિરો છે. ત્રીજા સમૂહમા કસરનુ ત્રિમૂર્તિ (શિવ, વિષ્ણુ, બ્રહ્મા) મંદિર છે. કણોદનો મંડપ અને પરબડીના મંદિરનો આ સમૂહમા સામાવેશ થાય છે. ચોથા સમૂહમા સણદેર અને વઢવાણના નાના મંદિરોનો સમાવેશ થાય છે.

સુનકના મંદિરમા ગર્ભાગાર, મંડપ અને પ્રવેશદ્વાર છે. સણદેર તથા માનોદનાં મંદિર આવાં છે. માનોદના મંદિરની છત પર અનંતશાયી વિષ્ણુની શિલ્પાકૃતિઓ છે રૂહાવી મંદિરનું પ્રવેશદ્વાર તથા મંડપ નાશ પામ્યા છે. ગોરાડ મંદિરનો મંડપ નાશ પામ્યો છે, તેને મુસ્લિમ ઘુમ્મટ લગાડવામાં આવ્યો છે. દિલમાલના મંદિરનું ગર્ભાગાર અને મંડપ છે. ધીનોજનુ મંદિર ફરી બધાયુ છે. ધીનોજમા પિરામિડની પદ્ધતિ છે, પણ આમલક નથી. દિલપાલના મંદિરમા કીર્તિમુખોની હાર છે. સણદેરના મંદિરનો ગજરથ એટલે કે હાથીઓની હાર થોડી ઘણી દેખાય છે. સુનકના મંદિરની કુભી ઘણા સરસ શિલ્પોથી શણગારાઈ છે. રૂહાવીના મંદિરમા ઉત્તરના ગોખલાઓમા બ્રહ્મા, સરસ્વતી અને દક્ષિણના ગોખલાઓમા લક્ષ્મી-નારાયણ પશ્ચિમના ગોખલાઓમાં શિવપાર્વતી છે. પરબડીમા કઝીન્સના અનુમાન પ્રમાણે શિવ, વિષ્ણુ અને સૂર્ય કે બ્રહ્મનુ ત્રિમૂર્તિમંદિર હશે.

ગૂઢમંડપમાં અષ્ટકોણી આકસ્તંભો હતા. ઘણી શિલ્પાકૃતિઓ નાશ પામી છે. એક ખૂણામાં શિવના તાંડવનૃત્યનાં અને શિવપાર્વતીની શિલ્પાકૃતિઓ છે.

ધુમલીનું નવલખા મંદિર કદાચ ૧૦ મી સદીમાં જેઠવાઓએ ધુમલી જીતતાં બંધાવ્યું હશે.[4] સ્તંભ, છત તથા ટેકાઓની શોભા પૂર્વચાલુક્યકાળ કરતાં જુદી જ છે. મંદિરનું પ્લેટફોર્મ ૧૫૩½ × ૧૦૨ ફૂટનું છે. તે મંદિર પ્રદક્ષિણા માર્ગ, મંડપ તથા પ્રવેશદ્વારોનું બનેલું છે. તે મંદિર ચોરસ છે,અને તેના ઘુમ્મટની છત સાદી છે. પાટડા ઉપર ધાર્મિક પક્ષીઓની આકૃતિઓ છે. લિંગ પોરબંદરના કેદારનાથ મંદિરમાં ખસેડાયું હતું. પ્રદક્ષિણામાર્ગને ત્રણ બારીઓ હતી. પાયો પદ્માકૃતિઓ, કીર્તિમુખો વગેરેથી શણગારાયો છે. અહીં અશ્વરથ નથી, પરંતુ ગજરથની સામે તથા ગર્ભાગારની સામે બે મોટા હાથીઓ અને કૂદતો સિંહ છે. બારી નીચે પ્રદક્ષિણામાર્ગ છે. દક્ષિણે બ્રહ્માસરસ્વતી, પશ્ચિમે ઉમામહેશ્વર અને ઉત્તરે ઘણે ભાગે લક્ષ્મીવિષ્ણુ છે. જંઘા ઉપર દેવદેવીઓની આકૃતિઓ છે. મંડપ બે માળનો છે. ત્રણ બાજુ પ્રવેશદ્વાર છે. મંડપનો અંદરનો ભાગ ઘુમ્મટ ઘાટની છતથી ઢંકાએલો છે, જેના પર બીજા માળના સ્તંભો છે. દરેક ટેકો જુદા જુદા શિલ્પથી શણગારાએલ છે, બરગેસે ૧૭ જાતનાં શિલ્પો ગણાવ્યાં છે. તેમાં કીર્તિમુખો, હાથી, મત્સ્ય, હંસ, વૃષભ વગેરે છે.[5]

સેજકપુરના નવલખા મંદિરના સ્તંભની શોભા ધુમલીના મંદિર કરતાં આકર્ષક છે. સુનકના મંદિર જેવું આ મંદિર છે. ગર્ભાગાર ચોરસ છે. તેમાં લિંગ છે. તે મંદિર પૂર્વાભિમુખ છે. મંડપને ૧૨ ટેકાની આકૃતિઓ છે. ઘુમ્મટ આકારની છત છે.

---

4. H. D. Sankalia—The Archeaology of Gujarat Page 102.
5. Ibid. Page 105.

તારંગા, ગિરનાર શત્રુંજય, તથા આબુમાં જૈન મંદિરો છે. આમાંના ઘણાં મંદિરોનો પુનરુદ્ધાર થવાને કારણે મૂળ કારીગરી બરાબર સમજાતી નથી.

આબુ પર વિમલનાથનું (ભીમ ૧લાના દંડનાયકે ઈ. સ. ૧૪૩૨માં બંધાવેલ) મંદિર છે. દેલવાડામાં જૈન મંદિર છે. તેમાં મૂળગભારો, ગુઢામંડપ, સભામંડપ, પ્રદક્ષિણામાર્ગ (ભમતિ કે જગતિ), દેવકુલિકાઓ વગેરે છે. બીજા ભાગમાં હસ્તિશાળા છે, જ્યાં વિમલ કુટુંબનાં શિલ્પો હતાં. સભામંડપમાંથી ઉંચે ગભોગારમાં આદિનાથ–પહેલા તીર્થંકરની મૂર્તિ છે. સભામંડપમાં અસંખ્ય સ્તંભો છે.

'લુણસિંહ વસહિકા'–નેમિનાથ (૨૨મા તીર્થંકર)નું મંદિર તેજપાલે ઈ. સ. ૧૨૩૦માં બંધાવ્યું હતું. તેમાં નૃત્ય કરતી આકૃતિઓ દેખા દે છે. મંડપ શિલ્પો અને કોતરણીથી સુશોભિત છે. પરસાળ અષ્ટકોણી કાપા, કીર્તિમુખ તથા સાદા ટેકાથી શોભાયમાન થઈ છે. હસ્તિશાળામાં તેજપાલ અને વસ્તુપાલ તથા તેમની પત્નીઓની શિલ્પાકૃતિઓ છે.

શત્રુંજય તથા પાલીતાણાનાં મંદિરો વસ્તુપાલ અને તેજપાલે બંધાવ્યાં છે. આમાં શિલ્પીકામ નાશ પામ્યું છે. ગિરનારનાં જૈન મંદિર કદાચ કુમારપાલે બંધાવ્યાં હશે. આમાં શિલ્પી કામ રહ્યું નથી. ગિરનારના નેમિનાથના મંદિરમાં પણ રંગરોગાનને કારણે શિલ્પીકામ રહ્યું નથી. વસ્તુપાલનું (ઈ. સ. ૧૨૩૧–૩૨) ત્રિમૂર્તિ મંદિર કસરના મંદિરની યાદ આપે છે. ગિરનાર પર મંડપ બહુ લાંબો છે. સરોત્રાનું મંદિર બાવનધ્વજ કહેવાય છે.

તારંગાનું કુમારપાલે બંધાવેલ મંદિર ૧૨મી સદીનું છે, પરંતુ ૧૬મી સદીમાં તેનો પુનરુદ્ધાર થયો હતો. તેમાં પ્રદક્ષિણા માર્ગ અને મંડપ છે. પરસાળ અને દેવકુલિકાઓ પણ છે. આ અજીતનાથ (જૈનતીર્થંકર)નું મંદિર છે.

સરનથના ગલતેશ્વર મંદિરમાં ગર્ભગૃહ અને મંડપ છે. ગર્ભાગાર સમચોરસ છે. મંડપને અસંખ્ય આગળ પડતા ખુણાઓ છે. સ્તંભો કીર્તિમુખોથી શણગારાએલા છે. મૂળ શિખરના આકાર વિશે કંઈ કહી શકાતું નથી.

ભારતીય શિલ્પ એકલું ભાગ્યે જ મળે. તે સ્થાપત્ય સાથે જ તેની શોભારૂપે હોય છે. પ્રાચીન સમયની થોડી ગોળ મૂર્તિઓ મળી આવી છે. આ શિલ્પના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે—(૧) દેવદેવીઓ અને અન્યનાં માનવરૂપો. (અ) દેવદેવીઓનાં રૂપો, (આ) માનવરૂપો, (૨) પ્રાણીઓના રૂપો, (૩) ભાતો (Designs)નું શિલ્પ.

**૨. શિલ્પ**

દેવદેવીઓનાં રૂપ મૂર્તિવિધાનના શિર્ષક હેઠળ ચર્ચવામાં આવશે. પ્રાણીઓનાં રૂપોમાં પ્રાણીઓ તથા કલ્પિત પ્રાણીઓની આકૃતિઓ આવી જાય છે:—દા. ત. કીર્તિમુખ, મકર વગેરે. ભાતોના ત્રણ પ્રકાર છે (અ) સ્થાપત્યની દૃષ્ટિએ (આ) ભૂમિતિની આકૃતિઓથી (ઇ) ફૂલ-પાંદડાંની આકૃતિઓથી. શિલ્પમાં સૌથી પ્રચલિત રૂપ સામાન્ય રીતે ઉપાસકોનું હોય છે. ઉપાસકો સામાન્ય રીતે ચમરધારી હોય છે અથવા નર્તકોરૂપે પણ હોય છે. રાજાઓ તથા નાગરિકોનાં શિલ્પ વિરલ હોય છે.

જૂનાગઢ પાસે ઉપરકોટમાં સ્તંભનાં શિખરો પર સ્ત્રીઓની આકૃતિઓ છે. બે સ્ત્રીઓનાં શિલ્પો ચૈત્યબારીઓમાં દિવાલોની શોભા માટે છે. શિખરોની આકૃતિઓનો પોષાક બહુ આછો છે. સાંચી, મથુરા અને અમરાવતીની ગુફાઓની આકૃતિઓમાં પણ આવો આછો પોશાક છે. દરેક સ્ત્રી જુદા જુદા પહેરવેશથી સજ્જ થયેલી જણાય છે. આવી આકૃતિઓ દ્વારા કંઈ કથા કહેવાનો ઉદ્દેશ હશે તે સમજાતું નથી. સાંચીના સ્તૂપના દરવાજાઓના ટેકાઓ (architaves) પરની શિલ્પાકૃતિઓ જેવી ઉપરકોટની શિલ્પાકૃતિઓ છે. આ આકૃતિઓ પ્રેક્ષકોની લાગે છે.

ચૌલુક્ય સમયનાં શિલ્પો અને દશ્યો જૈન તીર્થંકરોનાં છે કે જે આબુ પર છે. વસ્તુપાલ, તેજપાલ, તેમનાં કુટુંબીજનો તથા ઘોડેસ્વારની માનવાકૃતિઓ વિમલમંદિરમાં છે. ધનેશ્વરીઓનાં શિલ્પો બૌદ્ધ ગુફા સ્થાપત્ય નાશ પામતાં નાશ પામ્યાં હશે. આબુની માનવાકૃતિઓ પરથી લાગે છે કે માણસો મૂછો તથા દાઢી રાખતા અને ધોતી, કલ્લા, કડાં તથા પહોંચીઓ પહેરતા. તેઓ ખભા પર ઉપરણું રાખતા અને કપાલ પર ચાંલ્લો કરતા. ઘોડેસ્વારી સમયે તાજ જેવો શિરપોષાક, લાંબો સખત બંધબેસતો કોટ અને મખમલની મોજડી પહેરાતી. સ્ત્રીઓ ચોળી તથા ઓઢણી પહેરતી. તે સમયે ચણીઓ નહોતો, પરંતુ પાતળું કાપડ કમરની આસપાસ વીંટવામાં આવતું. સ્ત્રીઓ કુંડલ, કડાં, કલ્લાં, હાર તથા બંગડીઓ પહેરતી. કપાળે ચાંલ્લો પણ કરતી. તેજપાલ વસ્તુપાલની પત્નીઓમાંની એક વાંસળી (પૈસાની થેલી) પકડી છે. નેમીનાથનાં લગ્ન અને ગૃહત્યાગનાં દશ્યો આબુના એક જૈન મંદિરમાં છે.

સૌરાષ્ટ્રમાં ઢાંકમાં ઉપાસકોની આકૃતિઓ પહેલી નજરે પડે છે. તે યક્ષ અથવા જૈન ઉપાસકોની હશે. પૂર્વ ચૌલુક્યોનાં મંદિરોમાં આવી માનવાકૃતિઓ નથી. ઉત્તરકાલીન ચૌલુક્યોના મંદિરોમાં પૂજા કરનારની આકૃતિઓ હોય છે. નારદ એક જગ્યાએ વીણા વગાડતા જણાય છે. સુનકના નીલકંઠ મંદિરમાં શિવની અંધકાસુરવધ મૂર્તિ સાથે ઢોલીઓની આકૃતિઓ છે. પૂર્વ ચૌલુક્ય મંદિરોમાં નર થર હોતા નથી. રૂહાવી, સત્રેદર વગેરે નાં ચૌલુક્ય મંદિરોમાં નર થર છે. અહીં નરથરની માનવઆકૃતિઓ નાની છે. ચૌલુક્ય મંદિરોનાં મોજમજાહ માણતાં યુગલો ચાલુક્ય મંદિરોમાં છે, પરંતુ તે ખજુરાહોના ચંદેલાનાં મંદિરોના યુગલો જેવા નથી. કામશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્ર પ્રમાણે નૃત્ય કરતી આકૃતિઓનું પ્રતિનિધિત્વ હોય. મોટાભમાં આનંદ કરતાં યુગલો અને મોઢેરામાં નૃત્ય કરતી આકૃતિઓ નજરે પડે છે.

જૂનાગઢની બાવા પ્યારાની ગુફાઓમાં તથા ઉપરકોટની ગુફાઓમાં સિંહ તથા અશ્વોની આકૃતિઓ છે. કાર્લા, બેડસા, નાસીક અને પીટલખોરામાં આવી આકૃતિઓ સ્તંભના શિખરોની શોભા માટે છે. અહીં પણ તેવો જ હેતુ છે. પૂર્વ ચૌલુક્યનાં મંદિરોમાં પ્રાણીઓની આકૃતિઓ નથી. એકલા કદવારનાં વરાહ મંદિરમાં ગંગાની આકૃતિને કારણે મકરની આકૃતિ છે. ચૌલુક્ય મંદિરોમાં અશ્વથો તથા ગજરથોની આકૃતિઓ પાયામાં છે. સુનક, રૂહાવી, મોટાબ, મોઢેરા અને સોમનાથનાં મંદિરોમાં આવી પ્રાણીઓની આકૃતિઓ છે, ઘુમલીમાં નથી. નવલખા મંદિરમાં સિંહ, વૃષભ તથા વાનરની આકૃતિઓ છે.

કલ્પનાની આકૃતિઓ (કીર્તિમુખો તથા મકર) ગુજરાતમાં છે. પૂર્વ-ચૌલુક્ય સમયનાં થાન અને સૂત્રાપાડાનાં મંદિરોમાં આવી આકૃતિઓ નથી. ઉત્તરકાલીન ચૌલુક્યના સમયનાં મંદિરોમાં કીર્તિમુખની આકૃતિઓ છે. પાયા તથા સ્તંભોની ટોચો કીર્તિમુખોથી શણગારાય છે. મોઢેરાના સ્તંભોનાં શિખરો પર અને દિલમલના મંડપની દિવાલની ટોચે કીર્તિમુખો છે. કસરના ત્રિમૂર્તિ મંદિરમાં ઉમરાની દરેક બાજુને કીર્તિમુખો છે. ચૌલુક્ય કીર્તિમંદિરોમાં મકરનો શણગારની આકૃતિ તરીકે ઉપયોગ થયો છે. મકરતોરણ સાથે સ્તંભોના ટેકા મોઢેરા, સોમનાથ, આબુ, સિદ્ધપુર, વડનગર, કપડવંજ અને પીલુડ્રામાં છે. ઘુમલીના નવલખા મંદિરમાં મત્સ્યની આકૃતિઓ સ્તંભોના ટેકાઓ પર છે. તેમાં હંસની આકૃતિ પણ છે. ગુજરાતમાં વામનની મૂર્તિઓ પણ છે. આ નગ્ન મોટા પેટવાળી વામન આકૃતિઓ સ્તંભના ટેકાઓ બની સુનક, કસર, દિલમલ અને ઘુમલીના મંદિરોની શોભામાં અભિવૃદ્ધિ કરે છે.

તલાજા અને જૂનાગઢની ગુફાઓમાં તથા ગોપમંદિરોમાં ચૈત્યબારીઓ છે. શિલ્પની દૃષ્ટિએ ચૈત્યબારીનો આકાર અર્ધગોળ બનાવવામાં આવ્યો લાગે છે. બાવા પ્યારાની ગુફાઓનો સામેનો ભાગ

ઉપરકોટની ગુફાઓ (દિવાલો પર શિલ્પની ભાત) જેવો છે. ઉપરકોટમાં બારીના ચોકઠા પર ફૂલની આકૃતિઓની ભાત (design) છે. આકૃતિઓનો બનેલો પિરામિડ તથા ચૈત્યબારીની ભાતો ચૌલુકય મંદિરોની વિશેષતા છે. ચૈત્યબારીઓ અલંકૃત અને થોડા વાંકવાળી બનાવવામાં આવી છે.

વેદિકાની ભાત શિલ્પથી બનાવેલ છે. તે તલાજાની ગુફામાં છે. ઉપરકોટની ચૈત્યબારી નીચે છે. ભૂમિતિની આકૃતિઓ છતમાં હોય છે. પૂર્વ ચૌલુકયનાં મંદિરો તથા ગુફાઓમાં આવી આકૃતિઓ છે. ચૌલુકય મંદિરોમાં સભામંડપની છત ભૂમિતિની આકૃતિઓવાળી હોય છે. સૂનક, સણદેર તથા ઘીણોજમાં આવી આકૃતિઓ છે. અર્વાચીન મંદિરોની આવી આકૃતિઓને 'ઝૂમર' કહેવામાં આવે છે.

ફૂલપાંદડાંની આકૃતિઓ જૂનાગઢની ઉપરકોટની ગુફાઓમાં છે. નગ્ન આકૃતિઓ–હાર લેનાર (અમોરિની) ગાંધાર શિલ્પો છે. તેઓના હાથમાં કમળની ઊંધી આકૃતિ હોય છે. વાસણ અને ફૂલપાંદડીની આકૃતિઓ ચૌલુકયોના મંદિરોમાં છે. સૂનક, સણદેર, કસર અને મોઢેરાના સભામંડપના ટૂંકા સ્તંભો પર આવી આકૃતિઓ હોય છે. ગુપ્તનાં દેવગઢ અને ભૂમેરનાં મંદિરોમાં આવી આકૃતિઓ છે.

હાર (Garland)ની ભાત ફૂલપાંદડાંની હોય છે. બાવા પ્યારાની ગુફાઓમાં આવી આકૃતિઓ છે. તેવી જ આકૃતિઓ ચૌલુકયોના મંદિરોમાં મંદિરના દ્વાર પર છે. દ્વારના ચોકઠાની શોભા ગુફાઓનાં મંદિરોમાં પ્રચલિત નહોતી. ગુપ્તનાં મંદિરોમાં આવી શોભા નજરે પડે છે. પાયામાં કમળનાં પાન ફૂલ સાથે હીરાની ભાત સૌરાષ્ટ્રનાં કેટલાંક મંદિરોમાં જણાય છે.

ગુજરાતનાં દેવાલયોના બે વિભાગ પડે છે. ચૌલુકયોનાં મંદિરોના પેટા વિભાગો–શૈવ, વૈષ્ણવ, બ્રહ્મા, સૂર્ય વગેરે (ધર્મસંપ્રદાયો)

### ૩. મંદિરોનું સાંપ્રદાયિક વર્ગીકરણ

છે. જે ધર્મસંપ્રદાયની મૂર્તિ મંદિરમાં સ્થાપવામાં આવી હોય તે ધર્મસંપ્રદાયનું મંદિર કહેવાય. આનું પૃથક્કરણ નીચે પ્રમાણે થાય છે. (૧) ધર્મ સંપ્રદાયની મૂર્તિ, (૨) દ્વારના પાટડાની મૂર્તિ, (૩) દ્વારના ચોકઠા ઉપર મૂર્તિઓની પંક્તિ (૪) દેવમંદિરનું ભારતીય રૂપ, (૫) પ્રદક્ષિણામાર્ગ (૬) નંદી-શિવનો વૃષભ (દેવકુલિકાની સામે).[6]

શૈવમંદિરોમાં શૈવનાં જુદાં જુદાં રૂપો હોય છે. સુનક, રૂહાવી અને વીર્તમાં શિવને નીલકંઠ કહે છે. ગોરાડમાં સોમેશ્વર. સોમનાથમાં સોમનાથ, કમ્બોઈ–સોલંકીમાં સંદલેશ્વર, આનંદપુરમાં અનંતેશ્વર, બિલેશ્વરમાં બિલેશ્વર, સેજકપુરમાં નવલખા, આનંદપુરમાં અનંતેશ્વર તથા સરનાલમાં ગરુડેશ્વર કહે છે. સણદેર તથા ધુમલીમાં દેવમૂર્તિ નથી કારણકે લિંગ ખસેડવામાં આવ્યાં છે. બધે જ લિંગ પૂજવામાં આવે છે. દ્વારના પાટડા પર ઘણી જગ્યાએ ગણેશની મૂર્તિ જોવામાં આવે છે. સણદેર અને રૂહાવીમાં બ્રહ્મા, વિષ્ણુ તથા શિવની પંક્તિ બારણાના ચોકઠા પર છે. વઢવાણમાં ગણેશ, બ્રહ્મા, શિવ અને વિષ્ણુની મૂર્તિઓ છે. બીજે દેખાતી નથી. બિલેશ્વરમાં ગોખલા નથી. સુનકના ગોખલા-ઓમાં નરેશ, કાલિ અને ત્રિપુરાંતકની મૂર્તિઓ છે. સણદેરના ગોખલાઓમાં શિવ, વિષ્ણુ અને બ્રહ્માની મૂર્તિઓ છે. રૂહાવીના ગોખલાઓમાં ઉમામહેશ્વર, બ્રહ્માસરસ્વતી અને લક્ષ્મીનારાયણની મૂર્તિઓ છે.

ગોરાડ તથા વીર્તના ગોખલાઓમાં મહાકાલ, નરેશ અને ભૈરવની મૂર્તિઓ છે. કમ્બોઈ–સોલંકીમાં ગોખલા નથી. તેમજ વઢવાણના મંદિરમાં ગોખલા પણ નથી. સેજકપુરની દિવાલો પર ભૈરવ, મહાકાલિ, શિવપાર્વતી,

6. H. D. Sankalia—The Archeaology of Gujarat: Page 132.

લક્ષ્મીનારાયણ, વિષ્ણુ, ગણપતિ, બ્રહ્મા અને શીતળામાતાની મૂર્તિઓ છે. આનંદપુરના ગોખલાઓમાં કાલભૈરવ અને ચામુંડા છે. સોમનાથના ગોખલાની મૂર્તિઓ નાશ પામી છે. ઘુમલીના ગોખલાઓમાં શિવપાર્વતી, લક્ષ્મીનારાયણ અને બ્રહ્માસરસ્વતીની મૂર્તિઓ છે.

બિલેશ્વર, સૂનક, સણદેર, રુહાવી, સેજકપુર, આનંદપુર, સોમનાથ અને ઘુમલીનાં ગર્ભાગારો પૂર્વાભિમુખી છે, જ્યારે પીંઢ અને કણ્ણોઇ–સોલંકીનાં ગર્ભાગારો પશ્ચિમમાં છે.

બિલેશ્વર, સેજકપુર, સોમનાથ અને ઘુમલીને પ્રદક્ષિણામાર્ગો હતા.

બિલેશ્વર, સૂનક અને સેજકપુરમાં નંદી છે.

વૈષ્ણવ મંદિરો કદવાર, યાન અને માનોદમાં મળે છે. કદવારમાં વરાહમૂર્તિ છે. સ્તંભના નીચલા ભાગમાં નરસિંહ, ગરુડ પર બિરાજેલ વિષ્ણુ અને શિવપાર્વતીની મૂર્તિઓ છે. આની ઉપર સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને સોમ કે ચંદ્ર (મૂર્તિઓ)ની પંક્તિ છે. નીચેના ભાગમાં ગંગાયમુના દેવીઓ છે. યાનમાં સંપ્રદાયની મૂર્તિ નથી પણ આસન છે. ગોખલાઓમાં ગણપતિ, મકર પર ગંગા તથા વરાહની મૂર્તિઓ છે પૂર્વાભિમુખી ગર્ભાગાર છે. બરજેસ માનોદના મંદિરને નારાયણનું મંદિર કહે છે. બીજી માહિતી મળતી નથી.

ગુજરાતમાં બ્રહ્માનું મંદિર ખેડબ્રહ્મામા છે. ગુજરાત બહાર વસંતગઢમાં બ્રહ્માનું મંદિર છે. ખજુરાહો અને સેવડી (જોધપુર પાસે)માં બ્રહ્માનાં મંદિરો છે ખેડબ્રહ્માનુ મંદિર ૧૨મી સદીનું લાગે છે. તે શાકલ યજુર્વેદને અનુસરનાર ઔદિચ્ય ખેડાવાળ બ્રાહ્મણોથી પૂજાય છે. બ્રહ્માની મુખ્ય મૂર્તિ તેમાં છે દ્વારના પાટડા પર ગણેશ છે. ગોખલામાં બ્રહ્મા છે અને પૂર્વાભિમુખી ગર્ભગૃહ છે. દિવાલ પર નારીની આકૃતિઓ અનેક છે. કસરમાં શૈવ, વૈષ્ણવ અને બ્રહ્માનાં ગર્ભગૃહો છે. શિવગર્ભગૃહમાં લિંગ, ગણેશ તથા શૈવ દેવદેવીઓ છે.

બ્રહ્માના ગર્ભાગારમાં બ્રહ્માની મૂર્તિ છે. દિવાલ પર બ્રહ્મા અને સરસ્વતીની શિલ્પાકૃતિઓ છે.

ગોપ અને વિસાવાડામાં સૂર્ય સંપ્રદાયની મૂર્તિ નથી, પણ પહેલાં હતી. કિન્દરખેડ, પારથર, સુત્રાપાડા, થાન તથા ત્રિવેણીમાં સૂર્યની મૂર્તિઓ પણ મંદિર જેટલી જૂની ન હોય. થાન અને બણાવદરમાં સૂર્યમૂર્તિઓ અર્વાચીન છે. મોઢેરાની સૂર્યમૂર્તિ અદશ્ય થઈ ગઈ છે; પણ આસન છે, જેના પર સૂર્યના સાત અશ્વો કોતરાએલા છે.

પારથર, સુત્રાપાડા, થાન અને બણાવદરમાં દ્વારના ચોકઠા પર ગણેશમૂર્તિ છે. ભીમનાથ અને ત્રિવેણી (સોમનાથ નજીક)ની ગણેશ-મૂર્તિની માહિતી નથી. થાન, ત્રિવેણી અને બણાવદરમાં નવગ્રહો છે. મોઢેરામાં સૂર્યની બેઠેલી મૂર્તિઓ છે. થાન અને મોઢેરામાં સૂર્યની ઊભી મૂર્તિઓ છે. ત્રિવેણીના મંદિરના ઉત્તર ગોખલામાં લક્ષ્મીનારાયણ, દક્ષિણ ગોખલામાં બ્રહ્મા તથા સરસ્વતી અને પશ્ચિમ ગોખલામાં ઉમામહેશ્વરની મૂર્તિઓ છે. ગોપ, સુત્રાપાડા, થાન, ભીમનાથ અને ત્રિવેણીનાં ગર્ભાગારો પૂર્વાભિમુખી છે. ઘણાં મંદિરોને પ્રદક્ષિણામાર્ગ છે. કિન્દરખેડ, થાન અને બણાવદરમાં પ્રદક્ષિણા માર્ગ નથી.

**દેવી મંદિરો**—(૧) દસ માળનું લીમ્બોજી માતાનું મંદિર—લીંબુના ઝાડ નીચેથી મૂર્તિ મળી હતી એટલે લીમ્બોજી માતા કહેવાય છે. આ વૃક્ષ વિષ્ણુનું ઘર ગણાય છે અને શિતળા માટે પૂજાય છે. લીમ્બોજી માતાના સંપ્રદાયની મૂર્તિ છે. દ્વારના પાટડા પર ગણેશ છે. દ્વાર પર દેવીઓની મૂર્તિઓ હોય છે. ઉત્તર તરફ ગર્ભાગારનું મુખ છે. (૨) ધીણોજની વાઘેશ્વરી માતાની માહિતી મળતી નથી. તે ફરી બંધાયું છે. મંદિર પૂર્વાભિમુખી છે. (૩)

પિલુડ્રાની શિતળા માતાના મંદિરમા શિતળાની મૂર્તિ છે. ચાર હાથવાળી દેવી દ્વારના પાટડા પર છે મુખ પૂર્વ તરફ છે મંદિરની દિવાલો પર દેવદેવીઓની આકૃતિઓ છે દેવમંદિરની દિવાલ પર ઉમા સહિત શિવ શિખર પર ઊભેલા દેખાય છે.

**૪. મૂર્તિવિજ્ઞાન**

ગુજરાતની મૂર્તિઓના વિભાગો નીચે પ્રમાણે પાડી શકાય : (૧) શિવ અથવા શૈવ મૂર્તિઓ—શિવના સ્વરૂપો, ગણ અને દેવીઓ, (૨) વૈષ્ણવ મૂર્તિઓ—વિષ્ણુના ચોવીસ સ્વરૂપો, અવતાર તથા દેવીઓ, (૩) બ્રાહ્મ અથવા બ્રહ્મા, સરસ્વતી અને બીજી મૂર્તિઓ, (૪) સૂર્યની મૂર્તિઓ, તેના સાથીઓ, ઉપાસકો અને નવગ્રહ મૂર્તિઓ (૫) પરચુરણ –(હિંદુ) નદીમાતાની મૂર્તિઓ, વાયુ તથા ઋષિઓની મૂર્તિઓ, (૬) જૈન તીર્થંકરોની મૂર્તિઓ, યક્ષયક્ષિણીઓ અને બીજી મૂર્તિઓ.

શૈવ મૂર્તિઓમા ગોપમંદિરના શિખર પરની પશ્ચિમની ચૈત્યબારીઓ પર ગણપતિની મૂર્તિ સૌથી પ્રાચીન છે તે અર્ધપર્યંક અવસ્થામાં છે થાનના જૂના મંદિરના ગોખલામા ગણપતિની ઊભી મૂર્તિ છે કદવારમા ગણપતિની મૂર્તિ ઘૂટણ પર બેઠેલી છે. સોમનાથ પાસે હિરણ્યાના સૂર્યમંદિર પાસે એક ફૂટની ઊભેલી ગણપતિની મૂર્તિ છે કપડવંજના તોરણ પર વિભંગાવસ્થામાં છે ચાર હાથ છે અને હાથમા વાસની લાકડી અને અંકુશ છે સૂંઢ ડાબી બાજુએ વળેલી છે

શિવની મૂર્તિ કદવારના મંદિરના દ્વારના ચોકઠા પર છે તે કમળ પર અર્ધપર્યંક અવસ્થામા છે જમણો ઘૂટણ વળેલો છે ડાબો ઊભો છે ચાર હાથમા ત્રિશૂલ, અક્ષમાલા, સર્પ અને કમંડળ છે. તે સુખાસન મૂર્તિ છે ત્યા જ ઉમામહેશ્વરની મૂર્તિ છે. શિવ લલિતાસન અવસ્થામા નંદી પર બેઠેલા છે ડાબા ખોળામાં ઉમા છે.

ધુમલી અને કપડવંજમાં આવી મૂર્તિઓ છે. કપડવંજ (હાલમાં વેલ્સ મ્યુઝિયમમાં)ની શિવ મૂર્તિનો જમણો હાથ વરદમુદ્રા અવસ્થામાં છે. છે. ડાબો હાથ ઉમાને ભેટે છે. આ ૧૩મી સદીની મૂર્તિઓ હશે.

સુનકના નીલકંઠ મહાદેવમાં દક્ષિણ તરફના ગોખલામાં 'અંધકાસુર-વધ' મૂર્તિ છે. બરજેસ તેને ભૈરવ માને છે. શિવ આલિઢ અવસ્થામાં છે. આઠ હાથ છે. તેમાંના ચાર તૂટી ગયેલા છે. બાકીમાંના એકમાં રાક્ષસ છે. બીજા ડાબી બાજુના હાથમાં કાલી કે યોગેશ્વરી હશે.

વાયડવાવની મૂર્તિને બરજેસ ભૈરવ કહે છે. રાક્ષસ ત્રિશૂળથી ચીરાય છે. શિવની નૃત્ય કરતી મૂર્તિઓ ગોખલાની પાછળના ભાગમાં હોય છે, પરંતુ ઘણીખરી નાશ પામી છે. સુનકના નીલકંઠ મહાદેવમાં નૃત્ય કરતી મૂર્તિ શિવ મૂર્તિ લાગે છે, કારણ કે બાજુની આકૃતિઓ નૃત્ય કરતી દેખા દે છે. આ શિવનું તાંડવનૃત્ય છે. ભૈરવની શિલ્પ મૂર્તિ ડભોઈના વડોદરા દરવાજા પર દેખાય છે. કઝીન્સ સોમનાથના ભૈરવ અને આનંદપુરના અનંતેશ્વર મહાદેવના મધ્ય ગોખલાના ભૈરવના ઉલ્લેખો કરે છે. સોમનાથની મૂર્તિ ઊભી છે. એક હાથમાં તલવાર છે અને બીજા હાથમાં વજ્ર છે. આનંદપુરની મૂર્તિ ખંજર લઈ માનવને પગથી કચડી નાખતી દેખાય છે.

મોઢેરામાં દિવાલ પર ઉપસેલી મૂર્તિ કાલભૈરવ તરીકે ઓળખાતી. આ અગ્નિની મૂર્તિ છે. આ મૂર્તિને ત્રણ હાથ અને ત્રણ પગ છે. ઉપલા જમણા હાથમાં વાંકું ખંજર છે. આ આકૃતિ કંદિયુર (ત્રાવણકોરમાં)ની અગ્નિમૂર્તિને મળતી આવે છે. મોઢેરાના નંદી સાથે ઊભેલા વૃષભને 'વૃષવહનમૂર્તિ' કહી શકાય. શિવ લકુલીશ તરીકે કારવાનમાંથી મળી આવેલ છે. આકૃતિમાં લિંગનો ભાગ, શિર તથા શરીરનો સમાવેશ થાય છે. સામાન્ય રીતે લકુલીશ પદ્માસન પર બેઠેલા દેખાય છે. ઘણીવાર કપડાનો કકડો (યોગપટ્ટ) ઘૂંટણ સુધી હોય છે. તે તપનું પ્રતીક છે. લકુલીશની ગુજરાતમાં

કોઈ મૂર્તિ દેખાતી નથી. ગુજરાત બહાર લકુલીશની મૂર્તિ અચલેશ્વરમાંથી મળી આવી છે.

શૈવ દેવીઓની મૂર્તિઓ બહુ જ ઓછી મળી છે. પાર્વતીની લલિતાસન અવસ્થાની મૂર્તિ ડભોઈના વડોદરા દરવાજા પર છે. ડભોઈના કાલિકા માતાના મંદિરમાં સભંગ ચાર હાથવાળી પાર્વતીની મૂર્તિ છે. સુનકમાં 'મહિષાસુરમર્દિની'નાં શિલ્પો ખાસ છે. હાથોમાં ખડગ, ત્રિશૂલ અને ખેટક છે.

શિતળા-સ્થાનિક દેવીઓ મોઢેરા, સેજકપુર અને દેલમાલમાંથી મળી આવે છે. મોઢેરામાં પ્રાણી (ગધેડો કે પાડો) પર જનઆકૃતિ સ્વારી કરે છે, તેને દસ હાથ લાગે છે. નીચેના બે હાથોમાં અક્ષમાલા અને કમંડળ છે. બીજા બે માથા આગળ (સુપડાથી ઝાટકવાની સ્થિતિ જેવા) છે. હિંદુશાસ્ત્ર દંતકથાઓમાં તે ગધેડા પર સ્વારી કરતી કહેવામાં આવે છે અને હાથ સુપડાથી ઝાટકવાની સ્થિતિમાં હોય તેવી સ્થિતિમાં માનવામાં આવે છે. સેજકપુરમાં ગધેડા પરની શિતળાની મૂર્તિ છે. શિતળા સંપ્રદાય ઈ. સ. ની ૧૨ મી સદીથી માનવામાં આવે છે. કાલરાત્રિ (એક અંબોડાવાળી, નગ્ન, ગધેડા પર સ્વારી કરતી, તેલ ચોળેલી, કુંડળ અને કર્ણપુર ફૂલો પહેરેલી) માંથી આ મૂર્તિ ઉદ્‌ભવી છે. પંજાબ અને બંગાળમાં પણ આવાં મંદિરો છે. દેલમાલની લીંબોજી માતાને દુર્ગા માનવામાં આવે છે તે મનસા દેવી હોય; કારણ કે સાપના ફેણની નિશાની છે.

વિષ્ણુની વરાહઅવતારની આકૃતિઓ કદવારના વરાહમંદિરમાં છે. દ્વારના ચોકઠા ઉપર મધ્યભાગમાં પદ્મપીઠ પર વિષ્ણુનું ત્રિવિક્રમ રૂપ-ગદા, વરદ, ચક્ર, શંખ ધારણ કરેલ દેખાય છે. ઘુમલીમાં ત્રિવિક્રમનું રૂપ છે. બીજાં રૂપો ખેડા જીલ્લાના તેલપુરમાંથી મળી આવેલ (ત્રણ આકૃતિઓ) છે. તે રૂપોમાંની (હાલમાં વેલ્સ મ્યુઝિયમ, મુંબઈમાં) એક આકૃતિના હાથમાં પદ્મ, ચક્ર, શંખ અને ગદા છે, તે પુરુષોત્તમ

